# નિવેદન

મોડે મોડે પણ ૧૯૬૪ના વર્ષની, ગુજરાત સાહિત્ય સભાએ તૈયાર કરાવેલી, સમીક્ષાવાળી આ કાર્યવાહી પ્રસિદ્ધ કરવાનો આત્મસંતોષ લઈએ છીએ. આ માટે પ્રો. ડૉ. ચિમનલાલ ત્રિવેદીના અમે આભારી છીએ.

આ પ્રકારના સમીક્ષાકાર્યને અમે સભાનું એક મહત્ત્વનું અંગ ગણતા આવ્યા છીએ, પરંતુ સમીક્ષાકાર વિદ્વાનોની ઉદાસીનતાને કારણે ભારે મૂંઝવણ અનુભવવી પડે છે. હજી પણ કેટલાંક વર્ષોની સમીક્ષા બાકી છે. છાપવા માટે ૧૯૬૯ ના વર્ષની અને ૧૯૬૩ ના વર્ષની મળી ગઈ છે, જે નજીકમાં જ પ્રસિદ્ધ થઈ જશે. એક-બે અપવાદે, બાકી રહેલાં વર્ષોની સમીક્ષાઓ મળવાની આશા અમે લગભગ છોડી દીધી છે.

પ્રકાશકો અને લેખકોએ પોતાનાં પ્રકાશન મોકલી આપી અમને આભારી કર્યા છે.

ખૂબ મોડું થયા છતાં પણ આ ૧૯૬૪ ના વર્ષનાં પુસ્તકોની સમીક્ષા પ્રસિદ્ધ કરી શકયા છીએ એ માટે સમીક્ષકશ્રીનો આભાર માનીએ છીએ.

બેલેન્ટાઈનની હવેલી,
દવાબજાર, ત્રણ દરવાજા,
**અમદાવાદ-૧**
તા. ૩૧-૧૦-'૭૨

**ઇંદુમતી ચૈ. દીવાન**
**કેશવરામ કા. શાસ્ત્રી**
**ધીરજલાલ ધ. શાહ**
મા. મંત્રીઓ, ગુ. સા. સભા

# અનુક્રમ

# ૧૯૬૪ના ગ્રંથસ્થ વાઙ્મયની સમીક્ષા

સમીક્ષક :

## ડૉ. ચિમનલાલ ત્રિવેદી

☆

ગુજરાત સાહિત્ય સભાએ ઈ. ૧૯૬૪ના ગ્રંથસ્થ વાઙ્મયની સમીક્ષા કરવાનું કાર્ય મને સોંપ્યું એ માટે સભા તરફ મારી કૃતજ્ઞતાની લાગણી વ્યક્ત કરું છું. એક યા બીજા કારણસર એ કાર્યમાં થયેલ વિલંબ અંગે સભાની ક્ષમા યાચું છું, અને આ વિલંબને ઉદારતાથી સહી લેવા માટે સભાનો તથા આ કાર્યમાં સહકાર આપવા માટે લેખકો–પ્રકાશકોનો હૃદયપૂર્વક આભાર માનું છું. આ વર્ષની સમીક્ષાર્થે મળેલાં ચારસો ઉપરાંત પુસ્તકોમાં થોડાંક એ પહેલાના અને પછીના વર્ષમાં પ્રગટ થયેલાં પુસ્તકો પણ હતાં. એમની સમીક્ષા પણ અહીં કરી લીધી છે. કેટલીક પુસ્તિકાઓ બે-ચાર વર્ષ પૂર્વેની હતી એ અંગે માત્ર નોંધ જ કરી છે. પુનર્મુદ્રણોની સમીક્ષા વિસ્તારથી કરી નથી; માત્ર નોંધ કરીને જ સંતોષ માન્યો છે. લલિતેતર વિભાગનાં કેટલાંક પુસ્તકોનું સ્વરૂપદષ્ટિએ વિભાગીકરણ કરવું શક્ય ન હોઈ એમને વિષયદષ્ટિએ અવલોક્યાં છે. ક્યાંક એ અંગે પણ મુશ્કેલી લાગતાં સંબંધિત વિભાગમાં કે 'પ્રકીર્ણ'માં સ્થાન આપ્યું છે. સમીક્ષાર્થે મળેલાં પુસ્તકોની અંતે આપેલી યાદીમાં કેટલાં મૌલિક, સંપાદિત, અનુવાદિત કે પુનર્મુદ્રિત છે એ અંગે વિભાગવાર નિર્દેશ કર્યો છે. ૧૯૬૪ના વર્ષમાં પ્રગટ થયેલાં બધાં જ પુસ્તકો સમીક્ષાર્થે મળ્યાં છે એમ કહી શકાય નહિ. જે પુસ્તકો લેખકો-પ્રકાશકોએ મોકલ્યાં છે તેમની સમીક્ષા અહીં છે. જોકે ધ્યાનમાં આવેલાં થોડાંક પુસ્તકો વાંચીને એમની સમીક્ષા આપવાનો પણ પ્રયત્ન કર્યો છે. આટલી સ્પષ્ટતા સાથે, વર્ષના વાઙ્મયની સમગ્ર છાપ ઉપસંહારરૂપે અંતે આપવાનું રાખી, હવે વિભાગવાર સમીક્ષણ આરંભીએ.

## કાવ્ય

### તૃણનો ગ્રહ

કવિશ્રી ઉશનસ્‌નો આ પાંચમો કાવ્યસંગ્રહ છે. એમાં કુલ એકસો અગિયાર કાવ્યો સંગ્રહાયાં છે અને એમાંનાં પોણોસો જેટલાં તો સૉનેટ છે. આ ચિંતન-

શીલ પ્રકૃતિના કવિનું મુખ્ય વાહન સૉનેટ રહ્યું છે એ નોંધપાત્ર છે. અહીં જૂના અને નવા – બંને આકારોનું દર્શન થાય છે. કવિનું ત્રીશીની પેઢી સાથેનું તેમ જ નવીન પેઢી સાથેનું અનુસંધાન સંગ્રહમાં સ્પષ્ટ રીતે દેખાય છે.

સંગ્રહમાં મુખ્યત્વે પ્રકૃતિ અને પ્રણયના ભાવોનું આલેખન થયું છે. પ્રભાત, રાત્રિ ઉપરાંત વસંત-વર્ષા અને શરદનાં આલેખનો કવિની ઊંચી શક્તિનાં દ્યોતક છે. પ્રકૃતિનાં આકર્ષક ચિત્રણો સાથે કવિના મનોભાવોનાં સ્ફુરણો – કવિહૃદયનાં સંવેદનો કલાત્મક રીતે એમાં ગુંથાયેલાં છે. પોતાના વાડાના પારિજાત નીચે કવિને કલ્પદ્રુમની ડાળખીથી ખરી પડેલું તાજું તાજું પ્રભાત જડે છે. નિશીથ–યમુનામાં તારાને તણાતા જોઈ એ ચિંતવે છે. વસંતની હવામાં ભૃંગોના ગુનગુનાટે કવિનું મનોમુકુલ દલેદલ ફોળી ઊડે છે. વર્ષાના આગમને શેરી વચ્ચે થઈને નીકળતા મલિન ફીણના છોગાવાળા નવલ જળના પહેલા રેલાને એ આકર્ષક રીતે વધાવે છે, અને શરદ ઋતુ કવિની સમક્ષ નિસર્ગનાં રહસ્યો પ્રગટ કરી આપે છે. 'પ્રશાન્ત ક્ષણ', 'પ્રભાત', 'વસંતસમય', 'વસંતતડકો', 'વસંતની પરીઓ', 'પ્રથમ રેલો' જેવાં કાવ્યોમાં કવિની શબ્દ, અર્થ, વર્ણન, ધ્વનિ, ઇન્દ્રિયગ્રાહિતા વગેરેની સિદ્ધિઓ ઊડીને આંખે વળગે એવી છે. પ્રકૃતિનાં વિવિધ રૂપોનાં દર્શને, કવિના શબ્દો યાદ કરીએ તો, 'ઉશનસતણો પ્હાડ ઝમતો'– અને એ ઝમેલાં સંવેદનો ઘણુંખરું સુરેખ રીતે આકારિત થયાં છે.

'રસ્તો અને ચહેરા'ના વીસ સૉનેટોના ગુચ્છમાં અને એ પછી 'ઉપેક્ષક પ્રિયાને'ના સૉનેટ-ચતુષ્ટયમાં પ્રણયનું નિરૂપણ છે. 'મધુર નમણા ચ્હેરાઓના' 'ભવોભવના ઋણી' તરીકે એ પોતાનો ખ્યાલ આપે છે. વિરહની વ્યથાને કવિએ સંયમપૂર્વક નિરૂપી છે અને કવિની ઝંખનાને એકંદરે સુભગ વાણી સાંપડી છે. 'પ્રિયે, ચાલો પાછાં'નું ભાવાલેખન હૃદયસ્પર્શી બન્યું છે. પ્રિય સ્વજને વીંધેલા વજ્રોપમ હૃદયનાં ભાવઝરણાં અહીં વહ્યાં છે. 'ઉપેક્ષક પ્રિયાને'માં એમની પ્રીતિશ્રદ્ધાનો જ પડઘો સાંભળવા મળે છે.

'પૂ. બાપા જતાં'ની સૉનેટમાળામાંનાં આઠે સૉનેટો એકંદરે સારી છાપ ઊભી કરે છે. પિતાવેશે ભુવિ પર વિચરતા વત્સલ રસનું કવિ અહીં પુનિત સ્મરણ કરે છે. સાવયવ રૂપકથી આરંભાતું 'વત્સલ રસ', શ્રી ઉમાશંકરના એ પ્રકારના કાવ્યનું સ્મરણ કરાવતું 'રાખ અને ફૂલ', 'ને તોય'ના અંતમાં જોવા મળતી ભારેલી વેદના, અને 'હું મુજ પિતા'માં 'રહું જોઈ મારું શબ બળતું હું; હું, મુજ પિતા!' એ કરુણપ્રશસ્તિની ટોચ જેવો મર્મસ્પર્શી અંત–આ સૉનેટમાળાનાં આકર્ષણો છે. 'વળી પાછા વતનમાં'નું સૉનેટ-ગુચ્છ પણ કવિની

સૌન્દર્યદૃષ્ટિ કેવાં ઝીણાં પણ મનોહર રેખાંકનો કરી શકે છે એની પ્રતીતિ કરાવે છે. 'મુંબઈ' અને 'અમદાવાદ'વિષયક કૃતિઓમાં નગરજીવનનાં અશાંતિ અને વિષાદને વાચા મળી છે. એમાં બુદ્ધિના ચમકારા અને ઝબકારા મારતા તરંગો વિશેષ છે. તેમ છતાં, કેટલીક પંક્તિઓમાંનાં અંકનો ગમી જાય એવાં છે.

સંગ્રહનું શીર્ષકદા કાવ્ય 'તૃણનો ગ્રહ' એક સરસ કાવ્ય છે. વર્ષામાં તૃણાચ્છાદિત પૃથ્વી કવિને તૃણના મસૃણ ગ્રહ જેવી લાગે છે. અન્યત્ર પણ કવિએ 'તૃણનીડ' અને 'તૃણસ્થાન'નો નિર્દેશ કરી સર્વત્ર નવલ તૃણની રોમાંચ-લહરનું દર્શન કર્યું છે. તૃણ જાણે કે એમના ધરાપ્રેમનું પ્રતીક બની રહે છે. પૃથ્વી અને રમણીના પ્રણયની ખેંચાખેંચીમાં અવશ કવિ હજી અંતર્યાળે ઝઝૂમતા ગ્રહ સરખો પોતાને ગણે છે.

સંગ્રહમાં ગીતો અત્યંત અલ્પ પ્રમાણમાં છે. 'વાયરે વળી જાય', 'પહાડોમાં વરસાદ', 'તાપ અને બીડ', 'ચરણરસ', 'લેખ' જેવી ગેયકૃતિઓ અહીં છે ખરી, પણ પહેલી સિવાયની કૃતિઓ વાંચનાં ભાગ્યે જ આપણું મન સંતૃપ્તિ અનુભવે છે. બીજી બાજુ, આ સંગ્રહમાં સુદીર્ઘ કૃતિઓનો પણ અભાવ છે. અહીં તો સૉનેટ જ એમની કવિશક્તિનું સમુચિત માધ્યમ લાગે છે. છંદો પર, અને એમાંયે ખાસ તો હરિણી પર એમની આગવી મુદ્રા ઊપસી આવતી દેખાય છે. જોકે એમાં પણ કેટલાક છંદોભંગો ખટકે એવા છે. શિખરિણીમાં તો ઘણે સ્થળે એમણે ગોથું ખાધું છે. 'ઘીના દીવે ગોખે ઝલમલ ઝલી સંસ્કૃતિ લીંપી'નું દર્શન કરાવનાર આ બ્રાહ્મણ-કવિ, જાણે કે કાવ્યશૈલીની બાબતમાં ઠાકોરવર્ગના 'ક્ષત્રિય' કવિ હોય એવી છાપ પડે છે. એમની કાવ્ય-સૃષ્ટિમાં 'મખમલમઢી લોન' ઉપર 'પહાડી મન'ની ઠમકનો અનુભવ થાય છે. *શબ્દોની સર્વત્ર સમુચિત પસંદગી થઈ નથી એવું લાગ્યા કરે છે અને એમાં* શબ્દોનાં વિચિત્રતાભર્યાં મિશ્રણો ક્વચિત્ બરછટતાનો અનુભવ કરાવે છે.

કવિનું કૅલિડોસ્કોપ જેવું ચિત્ત અહીં રૂપોનાં રમણીય ચોસલાં સર્જે છે અને ગાંધીયુગના કવિની જેમ 'મને મારો સાચ્ચો લય નથી મળ્યો' એમ કહી એ વાણીના બ્રહ્મરૂપની ઝાંખી લેવાની સમુત્સુકતા વ્યક્ત કરે છે. એકંદરે ભાવાનુરૂપ શબ્દસામર્થ્ય અને કલ્પનાની નવીનતા આગળના સંગ્રહો કરતાં અહીં કવિની અદકેરી શક્તિનાં દર્શન કરાવે છે.

## વિસ્મય

કવિશ્રી જયન્ત પાઠકનો—'મર્મર' અને 'સંકેત' પછીનો—આ ત્રીજો કાવ્યસંગ્રહ છે. સંગ્રહમાં ૮૭ કૃતિઓ છે અને એમાં છંદોબદ્ધ કાવ્યો, પરંપરિત

–પ્રવાહી રચનાવાળી કૃતિઓ અને થોડાંક ગીતો પણ છે. ગીતમાં શ્રી પાઠકને ઝાઝી સફળતા મળી નથી. એ 'સુંવાળું' સ્વરૂપ અહીં 'ઇસ્ત્રી કરેલા વસ્ત્ર' જેવું લાગે છે. પૃથ્વી અને ગગનની સર્વ મોહક ચીજો નિહાળતા આ કવિએ જિંદગીમાં અનિવાર્ય નિયતિક્રમની લીલાઓ જોઈ ને 'આકૃડા ઉત્કર્ષ'ની અંતર–અભીપ્સા વ્યક્ત કરી છે. જિંદગીને પણ તેઓ ચોટદાર અંતવાળા સોનેટ જેવી કલ્પે છે. જગન્મોહિનીના કરથી મળતાં વિષ-અમીને તેઓ ખુશીથી સ્વીકારે છે. આ ભાવને ઝીલી આગળ વધતા ભાવકને 'કર્ણ-પાર્થ', 'મનુજ હું', 'અધરું', 'નહિ ચાલે' જેવી રચનાઓ પૂર્ણ સંતર્પે એવી બની નથી. કવિએ 'આદર્શ યુવતી' અને 'આદર્શ યુવક'નાં ચિત્રો આપ્યાં છે, ભિખારી' અને ભિખારણ ('રસ્તે જતાં')માં ભાવોને વિરોધાવ્યા છે, ઉશનસની પ્રણાલીએ કુટુંબ વગરના સૂમસામ બનેલા ઘરનું અને મનનું ચિત્રણ આપ્યું છે, ૨૬મી જાન્યુઆરીએ ભારત-સંતાન વિષેની આકાંક્ષા સેવી છે, ગંગાના દર્શને એની લહેર સાથે એની નહેરને પણ (સ્વાતંત્ર્યોત્તર સમયમાં–ભારત વિકાસના એક ભાગ તરીકે) એ 'શિવસ્વરૂપ' કહે છે અને 'ડાંગમાં' પણ એ યજ્ઞકર્મની વાત કરી લે છે: ગઈ પેઢીનું અનુસંધાન–આ બધામાં ઠીક ઠીક છે, પણ એ વિષયોમાંથી કાવ્ય-પદાર્થનો આકૃડો આસ્વાદ બહુ ઓછામાં થાય છે.

'ઉઘાડ', 'વસંત', 'અંધારું' જેવાં સૉનેટો આ સંગ્રહનું આકર્ષણ છે. બીજાં સૉનેટોમાં એકધારી કક્ષા જળવાઈ નથી. શિખરિણી, હરિણી, પૃથ્વી અને વસંતતિલકા જેવા છંદો એમણે ઠીક રીતે પ્રયોજ્યા છે, પણ એમની આગવી મુદ્રા આ એકેય છંદ પર વરતાતી નથી. છંદોભંગ અને યતિભંગનાં અનેક દૃષ્ટાંતોની હારમાળા અહીં ટાંકી શકાય એમ છે. 'તૃણ અહીં ન તે–નાં તે તો' (પૃ. ૨૨), 'અને પ્રેમીને રૈ–શવ' (પૃ. ૮૫), 'મથુરા વચ્ચે ગો–કુલ' (પૃ. ૯૧) જેવાં અસંખ્ય દૃષ્ટાંતોમાંના યતિભંગો કાવ્યને ભાગ્યે જ ઉપકારક થાય છે, અને એ જ રીતે છંદોભંગ પણ. હા, કેટલેક સ્થળે કાવ્યાંતે છંદ પલટીને કવિએ અસરકારક સિદ્ધિ મેળવી છે ખરી.

પરંપરિત છંદોવાળાં અને કેટલાંક લઘુ કાવ્યોમાં કવિને સારી સફળતા મળી છે. 'તડકો' કાવ્ય સારું છે. 'સૉનેટ જેવી', 'વર્ષા', 'પહેલો વરસાદ' જેવી કૃતિઓ પણ સારી નીપજી આવી છે.

પ્રણય અને પ્રકૃતિ એ સંગ્રહના મુખ્ય કાવ્યવિષયો છે. વર્ષા, પ્રભાત, વસંત, ગ્રીષ્મ, તડકો જેવા વિષયોનું નિરૂપણ એકંદરે ગમી જાય એવું છે. એ કાવ્યોમાંની કેટલીક પંક્તિઓ અત્યંત આસ્વાદ્ય બની છે. પરંતુ બધાં કાવ્યો

સળંગસૂતર એવો અનુભવ કરાવતાં નથી. તેમ છતાં 'રૈવાતટે મધ્યાહ્ન-સંધ્યા '
છે તેવાં પ્રકૃતિપદાર્થોનાં કેટલાંક શબ્દચિત્રો-રેખાંકનો ગમી જાય એવાં છે. 'શિશિ
પ્રભાત' અને 'સવાર'માં એક જ વિષય છતાં નિરૂપણની નવીનતા આકર્ષ
છે. 'ઉનાળાનો દિવસ' જરા હળવી રીતે લખાયેલી રચના છે. એનાં ઉપમા
એ સ્પષ્ટ કરી જ દે છે.

પ્રણયકાવ્યોમાં આરંભે જ કવિએ પ્રીતિનાં વિવિધ સ્વરૂપો દર્શાવ્યાં દે
અને 'પ્રેમ તો માગે, માગે, માગે' એમ કહી એ રસમાં પડનાર જ એ
આસ્વાદ માણી શકે એ ધરતી અને ખેડુના ઉપમાન દ્વારા દર્શાવ્યું છે. પ્રણ
વિષયક સૉનેટ-ગુચ્છમાં કવિએ પ્રણયના વિવિધ ભાવો ગાયા છે, અને નૂત
ઉપમાનોથી એ ભાવને શણગાર્યો છે. એમાં વિહ્વલતાનો ભાવ જ અગ્રપદે રહ
છે. 'પથ' અને 'હવે હૃદય'માં એનું ઉત્કટ દર્શન થાય છે.

વિવિધ પ્રકારની તરંગલીલાઓ અને ચિત્રકલ્પો આ સંગ્રહમાં ઠીક ઠીક છે
લાગણી અને વિચારના તાર કેટલાંક કાવ્યોમાં જુદા જુદા તરી આવે છે. 'જૂ
પત્રોનો નાશ કરતાં–' અને 'સ્મશાનમાં' એનાં ઉદાહરણો છે.

'આનંદ છે : સંસ્કારથી હું ધન્ય
આનંદ છે : થોડો રહ્યો છું વન્ય !' (પૃ. ૭૪)

એમ પોતાના બંને સંસ્કાર અંગે આનંદ વ્યક્ત કરતા આ કવિનાં કાવ્યે
પણ આ બંને સંસ્કારોની છાપ દર્શાવે છે. આપણે એનો આનંદ વ્યક્ત કરીએ

**નાન્દી**

'પદ્મા' પછીનો શ્રી પ્રજારામ રાવળનો આ બીજો કાવ્યસંગ્રહ છે. એમાં
કવિનાં ૧૪ મુક્તકો સમેત ૭૯ કાવ્યો અને સ્વામી વિવેકાનંદ અને શ્રી અરવિંદના
અનુક્રમે ૩ અને ૧૫ અનુવાદો મળી કુલ ૯૭ કૃતિઓ સંગ્રહાઈ છે. પ્રજારામ
એટલે પ્રાસાદિકતા, છંદોની સુરેખ સુઘડતા અને સંસ્કૃતમયતાનું વાતાવરણ – આવી
કંઈક છાપ એમનાં કાવ્યો હાથમાં આવતાં જ ઊપસી આવે છે.

શ્રી અરવિંદના દર્શનથી પ્રભાવિત થયેલા આપણા કવિઓમાં શ્રી પ્રજારામ
પણ એક છે, અને 'પદ્મા'માં એનું દર્શન આપણને થયું હતું. અહીં આપેલા
શ્રી અરવિંદનાં અને સ્વામી વિવેકાનંદનાં કાવ્યોના અનુવાદો પણ એમની ગતિ
કઈ કોટિની છે એનો સ્પષ્ટ ખ્યાલ આપણને આપે છે. એમનાં પોતાનાં કાવ્યો
પર પણ શ્રી અરવિંદ અને એમની કૃતિઓની અસર ઝિલાયેલી દેખાય છે.

પૃથ્વીના પાટે ઘણું ખંડિત થયું હોવા છતાં અહીં જ આશકલિકા ઊગીને
અમૃતના આગમનની નાન્દી ગાય છે—કવિની એ શ્રદ્ધાનો રણકો એમનાં ઘણાં

કાવ્યોમાંથી ઊઠે છે. ભીતરમાં પડેલા 'ગૂઢ અબુદ્ધ'ને પોતાના શુચિસ્પર્શથી પ્રબુદ્ધ બનાવવા, પોતાના અંધ માટી-ઘટને લીલા-ગરબો બનાવવા એ પ્રાર્થે છે. ગાંધી-યુગના કવિની જેમ એ વસુધાને ચરણે પોતાના સ્તુતિ-અર્ધ્ય ધરે છે. ઉન્નત નીલા ગગન સાથે ધીંગી ધરણી પ્રત્યે કવિને એટલો જ પક્ષપાત છે, પણ પૃથ્વીનાં તરુ, પશુ અને માનવ – એ વિકાસદર્શી સંતાનો પૈકી જ્યેષ્ઠ સંતાન માનવની અભીપ્સા તો 'આભનો તાગ' લેવાની છે એમ કહે છે. નીલ ગગન 'દૂર કો દેશ કેરી' દ્યુતિ વરસી રહ્યું છે – એનું આકર્ષણ કવિને મોટું છે. એની જ 'અજબ પિયાસું' કવિને લાગી છે. આ સંગ્રહમાં મુખ્યત્વે અધ્યાત્મરંગ વિશેષ ખીલી આવેલો દેખાય છે. કવિ ચંચલ મનની ભાળવણી ગોવાળને કરે છે, અગન-અતિથિને (પરંપરાનાં પ્રતીકો પ્રયોજીને) જડતા-પાટલે પધારવા વિનવે છે, અને મનની મુક્તિ-ઝંખના વ્યક્ત કરે છે. સંગ્રહમાં જૂની ભજનપરંપરાનાં કાવ્યો આસ્વાદ્ય બને છે – એમાં કવિના હૈયામાં જાગેલી 'આફુડી જ્યોત' કારણભૂત છે. પ્રવૃત્તિના વિશ્વમાં હરિનું નામ લઈને વિચરતાં કે નિવૃત્તિના વિશ્વમાં ઊતરતાં કવિ આનંદ જ વ્યક્ત કરે છે. વિશાળાં મેદાનો જોતાં પણ મનનો બદ્ધ પટ સુવિસ્તારિત થતો અનુભવે છે.

સંગ્રહનાં પ્રકૃતિકાવ્યોમાં કવિહૃદયનો ઉલ્લાસભાવ છલકે છે અને રમ્યમધુર ચિત્રોમાં એ અંકિત થયો છે. કવિ અહીં 'ઠંડી'માં રેફ્રિજરેટરનો સ્પર્શ કરાવે છે. (અંતે એનો આંચકો પણ લાગે છે!) વસન્તના વૈભવને, ચૈતરની ચાંદનીને, ખીલેલાં ફૂલોને મુક્ત મને વધાવતો કવિ ગ્રીષ્મ અને વર્ષાનાં કાવ્યો પણ કરે છે, અને શીળી જ્યોત્સ્ના તથા મહેકતા અંધકારનો પણ આસ્વાદ કરાવે છે. આ સર્વમાં કવિઉરનો આનંદ છલકે છે ખરો, પણ ભાવકને સર્વત્ર એવો આનંદ કવિ કરાવી શક્યા નથી.

સંગ્રહમાં 'ખંડાલા ઘાટ પાસે', 'પત્રો', 'સ્પર્શ' જેવાં સૉનેટો આકર્ષી રહે છે. 'ચોખ્ખા આભે ઉપસતું ઉંચું ઊઘડે પૃથ્વીરૂપ!' (પૃ. ૮૨), 'ઉનાળાનો દિવા પડતર પડેલો પટ લૂખો' જેવી પંક્તિઓમાં કે 'આ અંધાર શો મ્હેકે છે!'માં ઊઘડતાં-વિકસતાં જતાં ચિત્રો દ્વારા કવિએ કલામય અભિવ્યક્તિનું દર્શન કરાવ્યું છે. તેમ છતાં સમગ્ર રીતે સંગ્રહમાં અભિધાની રમણા વિશેષ છે. 'આલીસમે'માં પ્રચલિત અને પ્રિય રૂપનો આગ્રહ છોડી કવિએ 'ઘેર, ફૂટ, વિપયક જિન્દગીતણું'—સારી રીતે વર્ણવ્યું છે. સંગ્રહનાં મુક્તકો વારી જઈએ એવી ચોટ દર્શાવતાં નથી. એમના 'મુક્તક'ના શબ્દો પ્રમાણે એમણે–'સપ્રાસ, સ્વચ્છ, શોભન' કાવ્યકૃતિઓ આપણને આપી છે. શિખરિણી, મંદાક્રાન્તા અને ઇંદ્રવંશા-વંશસ્થ જેવા છંદો સાથે વિયોગિનીને પણ એમણે ઉપયોગમાં લીધેલ છે.

'મરમ-મધુરા' મંદાક્રાંતા છંદનું એમને વિશેષ આકર્ષણ છે. સંસ્કૃત છંદોમાં પ્રજારામ જ્યારે 'ગતિ પ્રખર ધૂમકેતુની ધસંત—' (પૃ. ૩૦), 'સુરભીની ફુવારી દોડતી' (પૃ. ૬૦) જેવાં કેટલાંક સ્થાનોએ લંગડાય છે, કે પૃ. ૧૨, ૬૮ અને ૭૫ પરનાં કાવ્યોમાં યતિભંગ કરી ક્લેશ નીપજાવે છે, કે 'અહીં જ અહીં આવવું જ પડશે' (પૃ. ૮૯) જેવી પંક્તિઓમાં બેવડા 'જ' કે પૃ. ૭૮ અને ૭૯ પરનાં કાવ્યોમાં 'ચ'ના ઉપયોગો કરી બેસે છે ત્યારે આગળ વર્ણવેલી પ્રજારામ વિશેની છાપ સહેજ ઝાંખી થાય છે. અહીં સંસ્કૃત સમાસ અને સંધિઓ છે, તો ગીત-ભજનને અનુરૂપ કોમલ બાની પણ છે. પ્રકૃતિનો ઉલ્લાસભાવ છે, તો એ જ પ્રકૃતિનું પેલા પરમ તત્ત્વ સાથે અનુસંધાન પણ છે. એમના મધુર સુમંગલ શબ્દ 'મંદ સુમંદ જૂઈની સુગંધ જેમ' આપણને ગમે છે. અનુવાદિત કરેલાં કાવ્યોની પસંદગી પણ શ્રી પ્રજારામની દૃષ્ટિની સૂચક છે.

**સંજ્ઞા**

૬૬ કાવ્યો લઈને આવતો શ્રી મકરન્દ દવેનો આ કાવ્યસંગ્રહ એક સાચા કવિની પ્રસાદીનો આસ્વાદ કરાવે છે. એમની કવિતાનું જૂની પરંપરાની કવિતા સાથે સાતત્ય છે, તો આધુનિકતાનો રંગ પણ એને ક્યાંક ક્યાંક લાગેલો દેખાય છે. મુક્તકો, ગઝલો, ગીતો-ભજનો, પ્રસંગકાવ્યોમાં એમણે વિવિધ વિષયો નિરૂપ્યા છે, પણ એ સર્વમાં એમનો અધ્યાત્મરંગ વિશેષ ઊપસી આવે છે. 'ના ખપે ફાગણ ફોરમી, પાનખર આપો મને' એમ કહેતો કવિ ગગનમાં છવાયેલા સિંદૂરનાં દર્શન કરાવે છે, જ્ઞાન-ભક્તિનો પુટ આપી પ્રકૃતિ-પદાર્થોની રમણીયતા છતી કરે છે, ભજનનું માહાત્મ્ય સમજાવે છે, અને શબ્દોનાં ફૂટતાં ફૂલ દ્વારા વાલીડાના વાવડ આપે છે. તળપદી સોરઠી બોલીવાળી કાવ્યલઢણોમાં, જૂનાં પ્રતીકોને સમુચિત રીતે નિરૂપીને કવિ એમની મસ્તીને અને શ્રદ્ધાને અસરકારક રીતે રજૂ કરે છે. કાવ્યના મર્મને અનાયાસ અભિવ્યક્તિ સાંપડતાં સિન્દુરિયો રંગ પૂર્ણપણે ખીલી ઊઠે છે. કવિએ આ સંગ્રહમાં આપેલા અનુવાદો (પૃ. ૮૨ થી ૯૬) પણ એમની દૃષ્ટિ અને શક્તિ બંનેના દ્યોતક છે.

કવિએ લખેલાં પ્રાસંગિક કાવ્યો સમાજજીવનનાં ને વ્યક્તિજીવનના પ્રશ્નોને સ્પર્શતાં છે અને એમાં ઘણી વાર કવિ કટાક્ષનો આશ્રય લે છે, તો ક્યાંક એ દ્વારા જીવનકારુણ્યનાં દર્શન કરાવે છે. 'વહુનું વાસીદું', 'જરાક અમથી', 'ભેદના ખાનામાં', 'જનતા-જનાર્દન', 'ગીજિયાનાં વેણ' જેવી અનેક કૃતિઓ એનાં ઉદાહરણો છે. પણ એમાં કવિ પૂર્ણ સફળતા પામી શક્યા નથી. 'જા સુમિત્રા !', 'સુધાની માંદગી', 'કેનેડી સાથે શેકહેન્ડ', 'ગાયમાતા' જેવી કેટલીક નવીન નિરૂપણરીતિની કૃતિઓ એમણે આપી છે, અને એમાં ક્યાંક કટાક્ષ, ક્યાંક

વિરોધી ચિત્રો, તો ક્યાંક કરુણતાને છતાં કરી આપ્યાં છે, તો 'સામાન્ય જનની શોધમાં' જોવા મળે છે તેમ ક્યાંક એમનો પુણ્યપ્રકોપ અને અંતે મંગલભાવ વ્યક્ત થઈ જાય છે.

'હૈયાની વાત', 'ચણીબોર' જેવાં કેટલાંક ગીતો કવિની શક્તિનો અચ્છો પરિચય કરાવે છે. કેટલાંક કાવ્યો સળંગસુંદર ન હોવા છતાં એમાંની કેટલીક પંક્તિઓ સુરેખ રીતે અંકિત થયેલી છે. મુક્તકો પર કવિની હથોટી સારી છે. એમાંની તરંગલીલા આકર્ષક છે અને કવિ સંક્ષેપમાં વક્તવ્યને ચોટદાર રીતે રજૂ કરી શકે છે. કવિ શબ્દોની પાસે ઘણી વાર ધાર્યું કામ કઢાવી લઈ એમની વિવિધ અર્થચ્છાયાઓ પ્રગટાવી શકે છે. ગીતોમાં ખીલતો આ કવિ છંદોમાં ઘણી વાર ગોથું ખાઈ જાય છે. જોકે વિયોગિનીને એમણે સારી રીતે પ્રયોજ્યો છે, તેમ છતાં અનુષ્ટુપ અને ક્વચિત્ ઝૂલણાના એમના પ્રયોગો બહુ સુભગ નથી લાગતા. એમના ઢાળો એકંદરે સુગેય છે, રૂપકો તળપદાં પણ ચોટવાળાં છે અને બળકટ વાણી વક્તવ્યને અસરકારક રીતે રજૂ કરે છે. જ્યાં જ્યાં પેલો ભીતરનો 'એક ને અસલી રંગ' પ્રગટ થયો છે ત્યાં ત્યાં શબ્દોને ફૂલ ફૂટયાં છે, જીવનદર્શન અને કાવ્ય એકરૂપતા પામ્યાં છે.

## પૂર્વાહ્ન

પ્રા. જશભાઈ પટેલનો 'પ્રત્યૂપ' પછીનો આ બીજો કાવ્યસંગ્રહ છે. એમાં વિવિધ વિષયો પરની ૭૨ રચનાઓ સંગ્રહાઈ છે. ૧૯૬૪માં પ્રગટ થતા આ સંગ્રહની રચનાઓ વાંચતાં પંડિત અને ગાંધીયુગના સંધિકાળની રચનાઓનું સ્મરણ થાય છે. વાણીની અભિધાશક્તિ, કૃતિમાંથી સાર કે બોધ તારવી આપવાની વૃત્તિ, અને ગમે તે વિષયને – ભાવની કશીયે ઉત્કટતા વિના – છંદ કે ગેયરૂપમાં ઢાળવાનું વલણ: આ સંગ્રહ પર નજર ફેરવતાં ય ધ્યાન પર આવ્યા વિના રહેશે નહિ.

અહીં શ્રી જશભાઈ એ ઈશ્વરની લીલા વર્ણવી છે, એને પ્રાર્થના કરી છે, જીવ–શિવનો સંબંધ દર્શાવ્યો છે, ભવસાગરની ક્ષણિકતા નિર્દેશી છે, પણ એની ભાવકને અપીલ થાય એવું કોઈ સત્ત્વ જ એ રચનાઓમાં નથી. 'કુંતા', 'ખેડૂત', 'બોધિસત્ત્વ સુબોધ', 'અર્ધ સત્ય', 'ગુજરાતના ઇતિહાસની એક ગૌરવવંત ગાથા' જેવી રચનાઓમાં કથાનકો છંદોમાં રજૂ થયાં છે એટલું જ, કવિની કોઈ શક્તિની ઝાંખી એમાં થતી નથી. છંદો પર પણ કવિની ખાસ હથોટી નથી. અનેક પંક્તિઓ ગદ્યાભાસી છે, અને અનુષ્ટુપને તો એમણે સ્થળે સ્થળે પીંખી નાખ્યો છે. 'અનભિજ્ઞ દીસો તમે!'(પૃ. ૨૭)ને અનુષ્ટુપના પહેલા ચરણ તરીકે અને 'જંગલે

આપણે જોવા '( પૃ. ૨૮ )ને બીજા ચરણ તરીકે લખનાર કવિ છંદો પરત્વે કેવા બેધ્યાન છે એનો જ ખ્યાલ આપે છે. છંદોમાં સ્વચ્છતા નહિવત્ છે અને એના લયને સમજી પંક્તિઓનું સંમાર્જન કરવાનું કૌશલ પણ એમણે દાખવ્યું નથી. અથવા તો કવિની લયેન્દ્રિય કંઈક ખામીભરેલી છે. કવિની વિષયને નિરૂપિત કરવાની રીતિ પણ લપટી પડી ગયેલી છે.

સંગ્રહમાં ' ભૂદાન ' જેવી સમકાલીન પ્રવૃત્તિને બિરદાવી છે, તો ' કાલાન્તરે 'માં વતનવિષયક સંવેદન પ્રગટ કર્યું છે. ' વિરહગાન 'માં મધ્યકાલીન કવિઓની ઢબે કૃષ્ણ-ગોપીભાવને ગાયો છે. ' ઊજળી અમાસ 'માં વચ્ચે વચ્ચે ગદ્યખંડોમાં સમજૂતી આપી અમાસનાં અંધારાંમાંથી અજવાળાં સર્જવાની પ્રેરણા આપવા પ્રયત્ન કર્યો છે અને એ જ રીતે ' રંગ હોળી 'માં પણ. દેશપ્રીતિનાં કાવ્યોમાં પણ ખાસ બળ દેખાતું નથી. કંઈક ઠીક કહી શકાય એવાં બાળકાવ્યો છે, અને ક્યાંક જ ગીતોમાં એમણે કાઠું કાઢ્યું છે. બાકી એમની રચનાઓમાં કાવ્યત્વનો સ્પર્શ વિરલ સ્થળે જ થાય છે. સર્વત્ર એક પ્રકારની ઉષ્માવિહીનતા – ઊર્મિ-ઉત્કટતાનો અભાવ વરતાય છે. ગઈ પેઢીના કવિઓની અસરો અહીં ઝિલાયેલી દેખાય છે. અલંકારોની કોઈ ચમત્કૃતિ પણ કવિ દર્શાવી શક્યા નથી. આ અધ્યાપક-કવિ રૂઢ ઉપમાનો અને એનાં પુનરાવર્તનોમાંથી, છંદની અશુદ્ધિઓમાંથી, અને બોધપરાયણ રચનાઓમાંથી તો, ધારે તો, બહાર આવી શકે. બાકી, કાવ્ય–અકાવ્યના ભેદ વિશે એમને કહેવાનું હોય ?

## નિર્મિતિ

૬૮ પૃષ્ઠોમાં ૫૭ કાવ્યો સમાવતો શ્રી ' શશિશિવમ્ 'નો આ નાનકડો સંગ્રહ મુખ્યત્વે આત્મલક્ષી ઢબની લઘુરચનાઓનો સંગ્રહ છે. એમાં મુક્તકો છે, સૉનેટો છે, ગીતો છે અને બેએક દીર્ઘ કૃતિઓ પણ છે. સંગ્રહનાં કાવ્યો સામાન્ય રીતે પાંચમા દાયકાના સમયગાળાની કવિતા સાથે અનુસંધાન દાખવતાં લાગે છે. અલબત્ત, કવિએ નવીનો સાથે પણ તાલ મિલાવવા પ્રયત્ન કર્યો છે, પરંતુ એવી રચનાઓમાં કે નવીનોમાં પ્રચલિત બનેલી કૌંસ-ફેશનના ઉપયોગમાં એમને ખાસ સફળતા મળી નથી.

સંગ્રહના મુખ્ય વિષયો ત્રણ છે : પ્રણય, પ્રકૃતિ અને પ્રભુ. મહદંશે કવિએ આરત-વેદના-વ્યથા-નિરાશાના ભાવો ગાયા છે. ક્રંદન અને નિઃશ્વાસ, ઉરની વ્યથાઓ અને અશ્રુછલકતાં નેણ, ડૂસકાં અને ચીસો આરંભનાં પૃષ્ઠોમાં વારેવારે નજરે પડે છે, અને ' ક્ષિતિજ ', ' અંતર-આભ ', ' તારક ', ' પ્રભાત ', ' કૂંપળ ', ' વિસ્ફોટ ' જેવામાં એ માટે પ્રકૃતિનો સહારો લીધો છે, પરંતુ ' રાગ 'માં એ જ ભાવને આકર્ષક વ્યંજનાથી તેઓ વ્યક્ત કરી શક્યા છે. કવિએ હૈયામાં ભારેલી

વેદના અનેક કૃતિઓમાં નિરૂપી છે, વિવિધ રીતે (કેટલીક વાર એનું પુનરાવર્તન ખટકે છે ખરું) નિરૂપી છે, તેમ છતાં એમાં ઘૃણા કે દંશ પ્રવેશ્યાં નથી. એ ભીંસનો ભરડો અનુભવે છે, અંતર હમણાં તૂટી પડશે એમ એને લાગ્યા કરે છે, અશ્રુછલકતાં નેણે એ અવસ્થાને 'શેં કથા કથવી...' એમ કહી સહી લે છે, અને અંતે તો ભીતરનો ભાંગેલો કવિ સૌન્દર્ય તરફ વળે છે, વિભુમાં સમાશ્વાસન શોધે છે અને ભદ્રતા તરફ મીટ માંડે છે. 'નિવાસ'માં વલ્લીઓના સુરમ્ય માળા અને ભર્યા ભર્યા કુટુંબનો નિર્દેશ કે 'શ્રી'માંનાં નરનારનાં રમ્ય જોડાંનાં દર્શન પછી પૃથ્વીની રમ્યતામાં હળીભળી જવાની અભીપ્સા એની દ્યોતક છે. માટે જ 'લઘુક ભાગ્ય'નો આકડો ધન્ય બને છે. સંગ્રહના અંતે મૂકેલાં પ્રણયની સભરતાનાં કાવ્યો આગળના વેદનાના ભાવોના વિરોધમાં જોવા જેવાં છે. પ્રસન્નતાનો-કૃતજ્ઞતાનો ઉલ્લસિત ભાવ એમાંથી છલકતો દેખાય છે-'નોળવેલ' સમાં સ્વજનો વિષયક કાવ્યોમાં કે નિર્દેશોમાં પણ.

કવિનાં અધ્યાત્મવિષયક કાવ્યો 'દક્ષિણા' મંડળનાં-કેટલીક વાર કૃત્રિમ લાગે એવી આધ્યાત્મિકતાનાં છે, અને એમાં 'પ્રભો', 'દિવ્યતા', 'પૂર્ણ', 'દ્યુતિ' એ શબ્દોના ખખડાટ જ સંભળાય છે.

સંગ્રહનું 'તીર્થને' કાવ્યનો વિષય આકર્ષક છે, પણ એ થોડુંક શિથિલ બની ગયું છે. 'અંતિમ પ્રયાણે', કદાચ, સંગ્રહનું શ્રેષ્ઠ કાવ્ય છે. પરંતુ એનો આરંભનો ખંડ સહેજ ખટકો ઊભો કરે છે. સોનેટોમાં 'પ્રાંગણ એક...' સારું કહી શકાય, અને ગીતોમાં 'શમણાંનો સથવારો.' મુક્તકોમાં ખાસ ચોટ નથી. છંદો એકંદરે સાફ છે તેમ છતાં 'પિગાળી સર્જે...' (પૃ. ૪૨) '...જંપ ન' (પૃ. ૪૭), 'તેં પેટાવ્યો'તો...' (પૃ. ૬૭) વગેરે પંક્તિઓ મ્હારી લેવાઈ હોત તો સારું થાત. છંદોમાં બેસાડવા માટે કવિને 'અથડ્યો' (પૃ. ૪૯), 'ન્હોય ન હોય' (પૃ. ૫૫) જેવા પ્રયોગો કરવા પડ્યા છે. 'ચ'ને પણ ઉભયાન્વયી અવ્યય તરીકે મૂકવો પડ્યો છે, પંક્તિના પ્રત્યય તોડવા પડ્યા છે, ''નુભવ્યું' (પૃ. ૬૩) 'થવા' (પૃ. ૬૮) 'અંતર'તી' (પૃ. ૬) જેવામાં વર્ણલોપ કરવો પડ્યો છે. ભાવપ્રતીકોમાં નવીનતા નથી, 'પંખી' અને 'જંગ'-વાળાં બે કાવ્યોમાંથી એ વિષયનું એક એક જ અહીં મૂક્યું હોત તો સારું થાત.

'પ્રાંગણ એક', 'અંતિમ પ્રયાણે', 'શમણાંનો સથવારો', જેવાં કાવ્યો ટકી જશે.

## સોનેરી મોન

સામ્પ્રત કવિતાપ્રવાહનાં લાક્ષણિક તત્ત્વોનો પરિચય કરાવતા શ્રી ભરત ઠક્કરના આ સંગ્રહમાં શીર્ષકવાળી અને શીર્ષક વગરની કુલ ૪૧ કૃતિઓ છે.

એમાં અસ્તિત્વવાદની છાયા છે, વ્યક્તિવાદી વલણ છે, પોતાના અસ્તિત્વને શોધવાની મથામણ છે. એકલતા અને હતાશા, શૂન્યતા અને મૌન, અંધકાર અને મૃત્યુ – એ સર્વના ઓળા અહીં પડેલા છે. વિવિધ કલ્પનો–પ્રતીકો દ્વારા કવિ મૃત્યુની વેદના નિરૂપે છે. 'મૃત્યુ અને મૌન' એ કવિ માટે અંગત રહસ્ય જ રહ્યાં છે એમ એમણે સંગ્રહને આરંભે નોંધ્યું છે. એમનાં નવાં નવાં રૂપોને પામવાની મથામણ આ સંગ્રહનાં કાવ્યોમાં પણ દેખાય છે. સ્મૃતિના શબને ભેગાં કરી એની ચિંતાની ઉષ્મામાં એ પોતાની જાતને શેકે છે; પલળેલી માટીના લોચા જેવું મૌન જડ પથ્થર જેવું બની ગયું હોવાથી અત્યારે તો કાળની વિકરાળ દાઢો પણ એને તોડી શકે એમ નથી. અહીં સળગતી સિગરેટના મોંઢા જેવો સૂરજ બુઝાઈ જતાં મૃત્યુ થીજી જાય છે; તો મૃત્યુ પાસેથી પોતાનો જીવ પાછો લઈ, મૃત્યુની જાંઘ પર ડામ દઈ એને છોડી મૂકવાની અભીપ્સા પણ છે. ક્ષિતિજમાંથી પ્રસવીને ધરતી પર ચાલ્યાં આવતાં મૌનની પજવણી કવિને બેચેન કરી મૂકે છે. પક્વગર્ભિણી રાતના ઉદર પર થઈને સાપ જેવા સરી આવતા કાળને જોઈને એ સંતાઈ જાય છે. મૃત્યુનો ભ્રમ પણ એને ગભરાટમાં મૂકી દે છે અને એકાંતનો ખોળો પણ એના ભયને ઓછો કરી શકતો નથી. આકાશનું ભેદી મૌન એના કાનના પડદા ચીરે છે અને મધરાતનાં તમરાંના ધ્વનિ એના મર્મસ્થળમાં ઊંડે ઊતરે છે. રિક્તતા–શૂન્યતા સૂતી સંવેદનાઓ જાગૃત કરે છે; પૂંછડી પટપટાવતા કૂતરા જેવું એકાંત એનો પીછો પકડે છે. વાદળની ચીસને પરિણામે અણદેખ્યા ભયથી એનું રોમેરોમ વેદનાથી ત્રસ્ત બને છે અને મૃત્યુના નિત્યનૂતન વ્યક્તિત્વમાં અસ્તિત્વ શોધવાનો પ્રયાસ પણ કરે છે. આ પ્રયાસ માટે કવિએ સાંપ્રત કવિતામાં કેટલેક અંશે રૂઢ થયેલાં–થતાં જતાં પ્રતીકોનો ઉપયોગ કર્યો છે તો કેટલાંક નવીન સ્ફુરણો પણ દર્શાવ્યાં છે; સળગતી સિગરેટના મોંઢા જેવો સૂરજ, પલળેલી માટીના લોચા જેવું મૌન, કાંચળી બદલતા સાપ જેવો પડછાયો, પ્રાચીન મંદિરના હવડ ગોખલા જેવું ચિત્ત, કબર પર ઊગી નીકળેલા ઘાસ જેવી બીક, પૂંછડી પટપટાવતા કૂતરા જેવું એકાંત, સ્મૃતિની ચંદ્રાકાર કરવત, કાચા જામફળ જેવી મૃત્યુની કાયા, કતલખાને જઈ રહેલાં ઘેટાં સમી એકેક ક્ષણ – જેવાં અનેક કલ્પનો પણ કવિના અંતરભાવનાં નિર્દેશક બની રહે છે.

'સોનેરી મૌન' (પૃ. ૧૦) એ કાવ્યમાં કવિએ કહ્યું છે કે શબ્દોમાંથી ઊભા થતા હૈયામાં ભેગા કરેલા કેટલાય જીવોને હવે આકાશના તારાઓની જેમ વ્યવસ્થિત વિખેરી દઈને 'રૂપેરી રાત જેવી કવિતા સર્જવી છે, ને એ સોનેરી મૌનનું મારે રૂપ જેવું છે.' એ રૂપ એમને વહેલું દેખાય અને એવી કવિતા

એમાં વ્યક્ત થયાં છે. એમનાં મુક્તકો ચોટદાર છે અને સાંભળતાં કે વાંચતાં જ એમાંની 'ઝાળ'નો અનુભવ કરાવે છે. રચનાઓની બાની એકંદરે સ્વચ્છ અને ગતિશીલતાના ગુણવાળી છે. પરંતુ એ વેગમાં ક્વચિત્ લઘુગુરુના સ્થાનપલટા થાય છે ખરા. લાંબી રચનાઓ ઊર્મિલતામાં સરી પડી થોડીક શિથિલ પણ બની ગઈ છે. સંગ્રહમાંનાં ભાવાનુવાદિત કે સૂચિત કાવ્યો પણ એકંદરે ઠીક છાપ પાડે છે. એક કાવ્યમાં 'ગઝલમાં વાસ્તવિકતાની જરા ઝાંખી કરાવી દો!' એવી પંક્તિ આવે છે. શ્રી પંડ્યાનો એ આદર્શ બની છે એમ કહી શકાય. પણ હજી કાવ્યબાની પરત્વે થોડાક વિશેષ તપની જરૂર ખરી.

## ઉરસંવેદના

વૈદ્ય-કવિશ્રી 'શોભન'ના આ સંગ્રહમાં ૧૧૧ રચનાઓ સંગ્રહાઈ છે. એમાં ગીતો છે, ભજનો છે, ગઝલો છે, 'ગાન' છે, છંદોબદ્ધ કૃતિઓ છે અને માત્રામેળ છંદોવાળી રચનાઓ પણ છે. કવિએ અહીં પંચાયતરાજ અને દારૂનિષેધ, કૃષિગાન અને આયુર્વેદપ્રતિષ્ઠા, શ્રમગાન અને વસુધૈવ કુટુંબકમ્ એમ વિવિધ વિષયોને પદ્યરચનામાં ઢાળ્યા છે. ભારતમાતા અને જગતના જયનો લલકાર કર્યો છે. યુવાનોને ઉપદેશ આપ્યો છે અને નહેરુ, ગાંધીજી અને વિનોબાજી અંગે પણ પોતાનાં સંવેદનોને શબ્દબદ્ધ કર્યાં છે. જૂની પરંપરાનાં ભજનોમાં કવિની હથોટી ઠીક દેખાય છે. 'ખોળિયું ખોટું ને માયલો સાચો જો', 'અવિરત યાતરા' જેવાં કેટલાંક ભજનો પરથી આમ કહી શકાય એવું છે. આપણી પ્રાચીન ભજનપરંપરા સાથે અનુસંધાન દાખવતી, અને ક્વચિત્ એવી બાનીનો અનુભવ કરાવતી કૃતિઓ લેખકે અહીં આપી છે: કેટલીક કૃતિઓ નરી ઉપદેશાત્મક છે અને જુદાં જુદાં તત્ત્વોનું માહાત્મ્ય ગાય છે. કૃષ્ણ-ગોપીના સંબંધને પણ એમણે અહીં ગાયો છે, તો 'ગુલાબ', 'રાખડી', 'હથેળી', 'નળિયાંનો ચાળનાર' જેવા વિષયોને પણ આવરી લીધા છે. જીવન અને મરણ વિશેની વિચારણા પણ અહીં પદ્યરૂપ પામી છે. એ સાથે 'પરણતી કન્યાને' જેવી રચનાઓમાં એમની ઉત્કટ સંવેદનશીલતા પણ વ્યક્ત થઈ છે. દલપતયુગ અને ગાંધીયુગનું નિરૂપણ અને વિષય પરત્વેનું અનુસંધાન આ સંગ્રહમાં દેખાય છે. ક્વચિત્ વર્તમાન સ્થિતિના દર્શનથી કવિનો પુણ્યપ્રકોપ પણ પ્રગટ થાય છે. શ્રી 'દર્શકે' 'આસ્વાદ'માં કવિની કેટલીક પંક્તિઓમાં 'કાવ્યની સુવર્ણરજ' છે એવો નિર્દેશ કર્યો છે. એ 'સુવર્ણરજ' એમને વિશેષ રૂપમાં સાંપડો એવી શુભેચ્છાઓ.

## અભિષેક

શ્રી શાંતિલાલ મહેતા–'સંઘર્ષ'ના આ કાવ્યસંગ્રહમાં ૫૮ કૃતિઓ

સર્જાય એની આપણે પ્રતીક્ષા કરીએ. ત્યાં સુધી આ મૃત્યુના મ્હોરાનાં દર્શન કરીએ. સંગ્રહની છેલ્લી કૃતિ–છંદોબદ્ધ સૉનેટ છે, અને કવિની આંતર અભીપ્સાની ઝાંખી કરાવનારી છે.

શુદ્ધિપત્રકમાં આપી છે તે કરતાં થોડીક વધુ અશુદ્ધિઓ પણ અહીં છે, અને અનુસ્વારના ઉપયોગ પરત્વે પણ થોડીક અરાજકતા પ્રવર્તે છે.

ઝાળ અને ઝાકળ

જાણીતા ગઝલ-કવિ શ્રી જમિયત પંડ્યા 'જિગર'નો આ સંગ્રહ ૪૩ રચનાઓ અને ચારેક ડઝન જેટલાં મુક્તકો–રુબાઈ ઓ લઈને આવે છે. પોતાની રચનાઓ વિશે કવિ કહે છે કે 'ગીત તું ન કહીશ દુનિયા ! છે જીવન-સંતાપ મારા; અશ્રુ છે, અંતર-વ્યથા છે આ હૃદય-આલાપ મારા.' પોતાનાં ગીતોને એમણે જીવન-સંતાપ અને અંતર-વ્યથા તરીકે ઓળખાવ્યાં છે. કવિ પોતાના જીવનને સેવાના મધુર ભાવે વહાવવાની અભિલાષા વ્યક્ત કરે છે. નકામી સભ્યતાની જાળ તોડી નાખવા એ ઉત્સુક છે. માણસાઈનો થતો જતો લોપ એમને વ્યથિત કરે છે. ગુલામ-માનસનાં એમને સ્થળે સ્થળે થતાં દર્શન પણ એ દુઃખમાં ઉમેરો કરે છે. સ્વરાજ્ય પછીની પરિસ્થિતિનું વ્યથાપૂર્ણ ચિત્ર એ 'અવિરામ સફર'ના અંત-ભાગમાં દોરે છે. દીન-હીન પ્રત્યેની હમદર્દી એમાં તરવરી રહે છે. ઈશ્વરની 'દરિયાદિલી'ને પણ એ પડકારવાની હિંમત કરે છે. (જોકે એની નીચેના જ મુક્તકમાં 'પ્રભુ દયાળુ છે...'માં જાણે કે બીજું જ પાસું પ્રગટ થઈ જાય છે !) સુખોની ઝંખના ન ફળતાં, એ હગારાં નીવડતાં, કવિએ દુઃખ સાથે હવે ગાઢ મૈત્રી કેળવી લીધી છે. વિવિધ પ્રકારના માપબંધોમાં એમની ગઝલો કુશળતાથી વિહરે છે અને નિખાલસતા અને સાહજિકતાનો અનુભવ કરાવે છે. એમની ગઝલોમાં ફારસી સાથે ક્વચિત્ તો સુખદ લાગે એ રીતે સંસ્કૃત શબ્દો પણ ઉપયોગમાં લેવાયા છે. આપણા પરંપરિત છંદોને તેઓ કુનેહપૂર્વક પલોટી શક્યા છે. 'વાટ સંકારો', 'તને કહું કે ના કહું', 'તાજ અને મુમતાઝ', 'આમ્રફળને–' જેવી કૃતિઓ એનાં દૃષ્ટાંતો છે.

'ઉઘાડાં દ્વાર રાખો !' એ કુટુંબનિયોજન પ્રવૃત્તિ અંગે કવિનો મનોભાવ પ્રગટ કરતી કૃતિ છે. તો 'તાજ અને મુમતાઝ' એ તાજનાં દર્શને વીર પતિની ગતિ થયા પછી એની સ્રીના મનોભાવોને વ્યક્ત કરતી કૃતિ છે. 'આમ્રફળને–' એ લઘુ રચના ગમી જાય એવી છે. સ્વ. શયદા સાહેબને વિષય કરતી બંને કૃતિઓ કવિના નિખાલસ કૃતજ્ઞભાવનું નિરૂપણ કરે છે. 'વતનની યાદ'ને કવિએ 'ખંડકાવ્ય' કહ્યું છે તે બરાબર નથી. પરંપરિત સવૈયામાં કવિનાં સંવેદનો

એમાં વ્યક્ત થયાં છે. એમનાં મુક્તકો ચોટદાર છે અને સાંભળતાં કે વાંચતાં જ એમાંની ‘ઝાળ'નો અનુભવ કરાવે છે. રચનાઓની બાની એકંદરે સ્વચ્છ અને ગતિશીલતાના ગુણવાળી છે. પરંતુ એ વેગમાં ક્વચિત્ લઘુ-ગુરુના સ્થાનપલટા થાય છે ખરા. લાંબી રચનાઓ ઊર્મિલતામાં સરી પડી થોડીક શિથિલ પણ બની ગઈ છે. સંગ્રહમાંનાં ભાવાનુવાદિત કે સૂચિત કાવ્યો પણ એકંદરે ઠીક છાપ પાડે છે. એક કાવ્યમાં ‘ગઝલમાં વાસ્તવિકતાની જરા ઝાંખી કરાવી દો !' એવી પંક્તિ આવે છે. શ્રી પંડ્યાનો એ આદર્શ બની છે એમ કહી શકાય. પણ હજી કાવ્યબાની પરત્વે થોડાક વિશેષ તપની જરૂર ખરી.

ઉરસંવેદના

વૈદ્ય-કવિશ્રી ‘શોભન'ના આ સંગ્રહમાં ૧૧૧ રચનાઓ સંગ્રહાઈ છે. એમાં ગીતો છે, ભજનો છે, ગઝલો છે, ‘ગાન' છે, છંદોબદ્ધ કૃતિઓ છે અને માત્રામેળ છંદોવાળી રચનાઓ પણ છે. કવિએ અહીં પંચાયતરાજ અને દારૂનિષેધ, કૃષિગાન અને આયુર્વેદપ્રતિષ્ઠા, શ્રમગાન અને વસુધૈવ કુટુંબકમ્ એમ વિવિધ વિષયોને પદ્યરચનામાં ઢાળ્યા છે. ભારતમાતા અને જગતના જયનો લલકાર કર્યો છે. યુવાનોને ઉપદેશ આપ્યો છે અને નહેરુ, ગાંધીજી અને વિનોબાજી અંગે પણ પોતાનાં સંવેદનોને શબ્દબદ્ધ કર્યાં છે. જૂની પરંપરાનાં ભજનોમાં કવિની હથોટી ઠીક દેખાય છે. ‘ખોળિયું ખોટું ને માયલો સાચો જો', ‘અવિરત યાતરા' જેવાં કેટલાંક ભજનો પરથી આમ કહી શકાય એવું છે. આપણી પ્રાચીન ભજનપરંપરા સાથે અનુસંધાન દાખવતી, અને ક્વચિત્ એવી બાનીનો અનુભવ કરાવતી કૃતિઓ લેખકે અહીં આપી છે: કેટલીક કૃતિઓ નરી ઉપદેશાત્મક છે અને જુદાં જુદાં તત્ત્વોનું માહાત્મ્ય ગાય છે. કૃષ્ણ-ગોપીના સંબંધને પણ એમણે અહીં ગાયો છે, તો ‘ગુલાબ', ‘રાખડી', ‘હથેળી', ‘નળિયાંનો ચાળનાર' જેવા વિષયોને પણ આવરી લીધા છે. જીવન અને મરણ વિશેની વિચારણા પણ અહીં પદ્યરૂપ પામી છે. એ સાથે ‘પરણતી કન્યાને' જેવી રચનાઓમાં એમની ઉત્કટ સંવેદનશીલતા પણ વ્યક્ત થઈ છે. દલપતયુગ અને ગાંધીયુગનું નિરૂપણ અને વિષય પરત્વેનું અનુસંધાન આ સંગ્રહમાં દેખાય છે. ક્વચિત્ વર્તમાન સ્થિતિના દર્શનથી કવિનો પુણ્યપ્રકોપ પણ પ્રગટ થાય છે. શ્રી ‘દર્શકે' ‘આસ્વાદ'માં કવિની કેટલીક પંક્તિઓમાં ‘કાવ્યની સુવર્ણરજ' છે એવો નિર્દેશ કર્યો છે. એ ‘સુવર્ણરજ' એમને વિશેષ રૂપમાં સાંપડો એવી શુભેચ્છાઓ.

અભિષેક

શ્રી શાંતિલાલ મહેતા—‘સંઘર્ષ'ના આ કાવ્યસંગ્રહમાં ૫૮ કૃતિઓ

સંગ્રહાઈ છે. સંગ્રહમાં ગુર્જરભક્તિ અને દેશભક્તિ, ગાંધીજી કેનેડી જેવી વ્યક્તિઓ પ્રત્યેની લાગણી અને મુખ્યત્વે પ્રભુભક્તિને નિરૂપતી રચનાઓ છે. એમાં કર્તાની વિનોદવૃત્તિનો–ક્યાંક દલપતરામની એ પ્રકારની રચનાનું સ્મરણ કરાવે એવો–પરિચય આપતી હળવી રચનાઓ પણ છે. વ્યક્તિવિશેષ–વિષયક કૃતિઓ ('કલાગુરુને', 'ડૉ. શ્રી જીવરાજભાઈને', 'અણનમ યોદ્ધાને', 'શહીદવીર જહૉન કેનેડી')માં લેખકની છંદહથોટી વરતાય છે; તો 'જીવંત સ્મૃતિ' એ ગાંધીજીવિષયક કૃતિમાં ક્યાંક કવિતા-સ્પર્શ દેખાય છે. 'જય ગુર્જર જનની' કે 'ગુર્જરી ગૌરવ'માં એના લેખકનો ગુજરાત અને ગુજરાતી ભાષા પ્રત્યેનો પ્રેમભાવ નિરૂપાયો છે, તો 'બંધનમુક્ત સૈનિકોને', 'જાગો આ દેશ મારો' જેવી રચનાઓમાં ચીન–ભારતનો યુદ્ધપ્રસંગ સુપેરે ગવાયો છે, અને '૧૫ ઑગસ્ટ, ૧૯૪૭ પિતૃતર્પણ' અને 'અખંડ આશા'માં ભારતનું સ્વાતંત્ર્યગાન અને કવિની શ્રદ્ધા વ્યક્ત થયાં છે.

કવિનો ભક્તિરંગ નિરૂપતાં કાવ્યો આ સંગ્રહમાં વિશેષ ધ્યાન ખેંચે છે. સંગ્રહના આરંભભાગમાં મૂકેલા 'શ્રી માતૃચરણે'થી જ પૃથિવીમાતામાં થતા જગન્માતારૂપનો પરિચય મળી રહે છે, અને પ્રથમ બે સૉનેટો 'માતૃદર્શન' અને 'પુનર્ માતૃમિલન'માં અનુક્રમે એ ભાવ ઉન્નત થતો આવે છે. 'ફૂટી પાંખો, ઊડ્યું મન ગગનમાં ઊર્ધ્વ શિખરે' જેવી પંક્તિઓ કવિના હૃદયમાં વહેલી પ્રસન્નતાની સરવાણીની કાવ્યમય પ્રતીતિ કરાવે છે. 'ભરદરિયે', 'યાચના', 'જ્યોતિ જાગી', 'સાદ', 'પધારો' જેવી કેટલીક કૃતિઓમાં ક્યાંક ઉલ્લાસ કે ક્યાંક વિરહભાવ ગવાયો છે. શ્રી અરવિંદ અને માતાજીવિષયક કૃતિઓ (જેમાં આ પૂર્વે નિર્દેશેલાં બે સૉનેટો સારાં છે)માં એમનો આ બંને વિશેનો ભક્તિભાવ વ્યક્ત થયો છે.- સૃષ્ટિને નંદનવન કરવાની પ્રાર્થના કરતા આ કવિ ઉરપ્રેમ રાખીને વિશ્વૈક્ય સાધવાની સલાહ આપે છે, દિવ્યપ્રભા પ્રગટશે એવી શ્રદ્ધા વ્યક્ત કરે છે અને એ આશાવાદ આ સંગ્રહના કેન્દ્રમાં પણ છે.

કવિની છંદ–હથોટી એકંદરે સારી છે. 'અંધકારમાં નવજ્યોતિ' કાવ્યમાંનું છંદોમિશ્રણ ધ્યાન ખેંચે એવું છે. તેમ છતાં છંદઃશુદ્ધિ માટે કવિએ પૂરતી સંભાળ લીધી નથી. નહિતર 'માતૃદર્શન'ની ૧૦મી પંક્તિમાં 'પ્રસારે', 'પ્રકોપ–શાંતિ'ની ૧૯મી પંક્તિમાં 'ઊપના', 'જગ–મંડપે'ની પ્રથમ પંક્તિમાં 'મૃદુ' જેવા કેટલાક શબ્દો એમની લયેન્દ્રિયને તરત ખૂંચ્યા હોત. 'ધરો સૌમ્યતા'ને અહીં કેમ સ્થાન આપ્યું હશે? હળવી રચનાઓમાંથી પણ કેટલીક તો અહીં પ્રગટ ન કરી હોત તો ખાસ ખોટ ન જાત. 'કવિતાદેવીનાં હજી દર્શન થયાં નથી' એમ કહેનાર આ કવિ સત્ત્વવંતાં કાવ્યોના સર્જક બની શકે એવી સજ્જતા ધરાવે છે.

અલકનંદા

'શ્રી રજનીકાન્ત મહેતાના આ કાવ્યસંગ્રહની ૫૮ કૃતિઓમાં મુખ્યત્વે એમની આત્માભિમુખતા આકર્ષી રહે છે. 'હે સત્ય'થી આરંભી 'અતીતનું સ્વપ્ન' સુધીમાં એમનું શ્રદ્ધાબળે થયેલું સત્ય પ્રતિનું પ્રયાણ મનના સંન્યાસી કવિની ઝાંખી કરાવે છે. કવિએ આરંભે કહ્યું છે કે 'કાવ્યો-ગીતોમાં જીવનના આદર્શને વણવાં પ્રયત્નશીલ રહ્યો છું.' જીવનનો એમનો આદર્શ ઊંચો છે; પ્રભુએ ચીંધેલા પંથે જનજીવનનો વિજય છે એવી કવિની શ્રદ્ધા છે. 'મનીષા'માં પ્રકૃતિપદાર્થના અવલંબને અને એનાં રમ્ય ચિત્રણે કવિની મનોભાવના સુભગ રીતે વ્યક્ત થઈ છે. આ કવિનાં કાવ્યોમાં પ્રકૃતિચિત્રો ઉપમાન તરીકે આવીને મૂળ ભાવને સારો ઉઠાવ આપે છે. 'ક્ષિતિજ તણી પેડલીએ બેસી'ને જગતને જોતા કવિહૃદયનો આનંદભાવ 'જાગૃતિ', 'નયન છલાછલ' વગેરે કેટલીક કૃતિઓમાં અને અન્યત્ર 'ભવસાગર' અને એને અનુરૂપ રૂઢ પ્રતીકાવલીમાં પણ પથરાયેલો જોઈ શકાય છે. અહીં ક્વચિત્ મૂરઝાટ છે, વેદના છે, ઝંખના છે, ઉદ્વેગ છે, અજંપો છે પણ અંતે તો આત્મરંગી બનવામાં જ પરમાનંદનો લહેરાતો સાગર કવિ નિહાળે છે.

અહીંતહીં વેરાયેલાં પ્રકૃતિચિત્રો કવિની ચિત્રણશક્તિનો ઠીક પરિચય આપે છે. છંદોબદ્ધ કાવ્યો ઉપરાંત મુખ્યત્વે ગેય કૃતિઓમાં એમના હૃદયની ઉન્નત ઊર્મિઓ આલેખાઈ છે. ક્વચિત્ એ વ્રજશૈલીનું પદ પણ રચી બેસે છે, તો ગઝલનો પણ આશ્રય લઈ લે છે. 'પ્રસ્થાન' તો નરસિંહરાવની પંક્તિની પ્રેરણા પામી લખાયેલું છે. 'ખેતર ખેડવા' લોકબોલીના લહેકામાં 'હાચી પ્રીત'ને ગાય છે. રામ રટતા કવિના હૃદયમણિનું એક જ પાસું અહીં પ્રગટ થયું છે. એટલે જ સંગ્રહમાં એક પ્રકારની એકતાનતાનો અનુભવ થાય છે. અત્યંત સ્વચ્છ અને મનમાં ગુંજી રહે એવી પંક્તિઓ વિરલ જ મળે છે.

હૃદયકુંજ (ગુચ્છ બીજો)

સ્વ. કવિ શ્રી ચિમનલાલ દા. ત્રિપાઠી 'કુંજ'નો આ બીજો કાવ્યસંગ્રહ છે. પંચાસેક વર્ષ પહેલાં 'હૃદયકુંજ'નો પ્રથમ ભાગ પ્રગટ થયો હતો. આ એમનું મરણોત્તર પ્રકાશન છે. સંગ્રહમાં નાનીમોટી ૬૨ કૃતિઓ સંગ્રહાઈ છે. એમાં મુખ્યત્વે છંદોબદ્ધ રચનાઓ છે. ઉપરાંત એમાં કેટલીક ગઝલો પણ છે અને ત્રણેક અંગ્રેજી કાવ્યોના અનુવાદો પણ છે. કલાપી અને બોટાદકરની કાવ્યશૈલીનાં અનુરણનો અહીં ઘણે સ્થળે જોવા મળે છે. 'શૈશવકાલ'નો દ્રુતવિલંબિત પણ એની સાક્ષી પૂરશે. આરંભનાં કેટલાંક કાવ્યો પર કલાપીની મુદ્રા પડી હોય એવી છાપ પડે છે. એ જ રીતે એમની ગઝલો 'સાગર'નું સ્મરણ તાજું કરાવે છે.

કવિએ મુખ્યત્વે પ્રેમ, પ્રકૃતિ અને પ્રભુ—એ ત્રણ વિષયોને પોતાનાં કાવ્યોમાં ગૂંથ્યા છે. કુટુંબીજનોનાં મૃત્યુપ્રસંગે સર્જાયેલાં કાવ્યોમાં કવિની સહૃદય સંવેદનશીલતાની પ્રતીતિ થાય છે. એમાં 'સ્નેહાંજલિ' અને 'વ્યથિત સહોદરને' કંઈક સારાં ગણી શકાય. પ્રકૃતિકાવ્યોમાં કેટલાંક શબ્દચિત્રો મનમાં વસી જાય એ રીતે દોરાયાં છે. કવિનું ચિંતક પાસું પણ અહીં કયાંક કયાંક સુભગ રીતે પ્રગટ થયેલું અનુભવી શકાય છે. નૂતન વર્ષ કે મૃત્યુ – કવિના ચિંતનને વ્યક્ત થવાની તક આપે છે. કવિના ભક્તહૃદયનાં પણ મુખ્યત્વે એમની ગઝલોમાં દર્શન થાય છે, અને એમાં સૂફીવાદનો રંગ ભળેલો છે. કવિનાં ન્હાનાલાલ, ગાંધીજી, શ્રીરંગ અવધૂત, સ્વાતંત્ર્યદિન કે ગુજરાત–દિન વિશેનાં પ્રાસંગિક કાવ્યોમાં ભાગ્યે જ કાવ્યતત્ત્વનાં દર્શન થશે–તેમ છતાં કવિના ભાવુક હૃદયનો તો પરિચય થાય જ છે.

કવિને રૂપમેળ અને માત્રામેળ છંદો પર સારો કાબૂ છે, જોકે કેટલેક સ્થળે એમણે લઘુ–ગુરુની છૂટો ઠીકઠીક પ્રમાણમાં લીધી છે. ગઝલોમાં ઉર્દૂ શબ્દો અને છંદોબદ્ધ કૃતિઓમાં સંસ્કૃત શબ્દોની વિપુલતા ધ્યાન ખેંચશે. એમાંયે કેટલેક સ્થળે તો ખોટાદકરી–સમાસો પણ પ્રયોજાયા છે. સમગ્ર રીતે આ સંગ્રહ જૂની પેઢીના એક સંવેદનશીલ કવિનો સંગ્રહ છે, અને એના સર્જકના ભક્ત–ચિંતક પાસાનો આલેખ દર્શાવી જાય છે. સુવિખ્યાત વિવેચક શ્રી અનંતરાય રાવળનું સમતોલ 'આદિવચન' સંગ્રહનું સારું પ્રવેશદ્વાર બન્યું છે.

### ધૂપદાન

ઈ. સ. ૧૯૬૧માં મરહૂમ થયેલા, સુવિખ્યાત ગઝલ-કવિ શ્રી 'નસીમ'ની કૃતિઓનું ગ્રંથસ્વરૂપે આ મરણોત્તર પ્રકાશન છે. એમાં ૧૦૪ ગઝલો, ૧૦૯ તાહિરી રુબાઈઓ અને ૧૨ ખૈયામી રુબાઈઓ સંગ્રહાઈ છે. આરંભમાં જ કવિનો ગુજરાત અને ગુજરાતી ભાષા પરનો પ્રેમ વ્યક્ત કરતી ગઝલો છે, અને એમાં ગઝલના ગાનથી ગુજરાતીની ભૂમિને ગજાવવાની ભાવના વ્યક્ત થઈ છે. સમગ્ર ગઝલસંગ્રહ પર નજર નાખતાં કવિની સૂફીવાદી દૃષ્ટિનું સ્વચ્છ દર્શન થાય છે, અને એને એકંદરે કલામય અભિવ્યક્તિ સાંપડી છે. કવિનાં નયનોમાં વિશ્વ એક ઉપવન સમું દેખાય છે; અંતરની ભાવના રસની પ્રતિમા બને એ એમનો કાવ્યાદર્શ છે. દિવ્ય રંગનાં ગીત ગાવાની અને માનવસૃષ્ટિનો બાગ એ સર્જનહારનો જ ખેલ હોવાથી એમાં જીવનની સુરભિ ભરવાની કવિની અભિલાષા છે. તો સાથે દિલનાં ઊર્મિ-બિંદુઓ લલકારતા ગીતને એવા સૂરથી ગાઈ જવાની તમન્ના છે કે એ પછી કોઈ વાજિંત્ર પર ગાઈ જ ન શકે! આવા ઊંચા આદર્શને સેવતી કવિની દૃષ્ટિ સંગ્રહમાં વરતાય છે. સંગ્રહનું શીર્ષક 'ધૂપદાન'

પણ સમર્પણ અને ત્યાગની ભાવનાનું દ્યોતક છે. કવિની એ દષ્ટિ અનેકતામાં એકતાનું દર્શન કરનારી છે. 'દશ્યો જુદાં છે, ચિત્ર છે એક જ નિસર્ગનું.' (પૃ. ૧૦૫)—અને આ ચિત્રમાં પણ કવિએ સર્વત્ર સૌન્દર્યના ઝરણને વહેતું દીઠું છે. પ્રકૃતિનાં રમ્ય ચિત્રણોમાં અને સૂફીવાદના—ઇશ્કેહકીકીના નિરૂપણમાં કવિની આ સૌન્દર્યલક્ષિતાનું દર્શન થાય છે. એમાં મયખાનું, ગુલ, શમા-પતંગ જેવાં પ્રચલિત પ્રતીકોને કવિએ ઉપયોગમાં લીધાં છે, તો ફારસી સાથે શુદ્ધ સંસ્કૃત તત્સમ અને તદ્‌ભવ શબ્દો પણ આસાનીથી અહીં સ્થાન પામ્યા છે. અધ્યાત્મ અને પ્રકૃતિવિષયક હૃદયોર્મિઓના ગાયક કવિએ પોતાના જીવન અને સમાજ-વિષયક પ્રતિભાવોને પણ વાચા આપી છે. રુબાઈઓમાં પણ કવિની ચોટદાર મર્મોળી વાણીનો અનુભવ થાય છે. સંગ્રહના વિદ્વાન પુરોવચન-લેખક શ્રી રામપ્રસાદ બક્ષીએ 'ધૂપદાનનો ધૂપપરિમલ'માં સંગ્રહની કૃતિઓને સમજવાની સાચી દિશા આલેખી આપી છે.

સંગ્રહનું બીજું આકર્ષણ મરહૂમ કવિના 'વક્તવ્ય' અને 'ગઝલ-પરિચય' એ બે લેખો છે. પહેલા લેખમાં ગઝલની કલાગત ખૂબીઓ અને અરબી પિંગળનો અને અંતે છપાયેલા બીજા લેખમાં ઊર્મિપ્રધાન ગઝલનાં પ્રધાન તત્ત્વો, તેનું આત્મચિત્ર, તેની સૌન્દર્યભૂમિકાના પ્રકારો, એનાં અન્ય સ્વરૂપો, એની રચનાનાં પ્રાથમિક અંગો, એનો છંદવિભાગ વગેરેનું વિગતપૂર્ણ નિરૂપણ છે. બંને લેખો ગઝલના અભ્યાસીઓને ઉપકારક થાય એવા છે, અને એ સ્વરૂપને સમજવામાં સાચી દૃષ્ટિ આપે છે. આ ઉપરાંત, આ સંગ્રહમાં પુરોવચન પછી શ્રી તુરાબનો 'તુરબતનો શિલાલેખ' એ પયાસ ઉપરાંત પૃષ્ઠોનો ઉર્દૂ પુટવાળી ગુજરાતીમાં કવિ 'નસીમ'વિષયક લેખ છે, અને કવિની કૃતિઓને સમજવામાં ઉપકારક થાય એવો એના લેખકનો અભ્યાસ એમાં દેખાય છે. શ્રી મુનાદીએ પણ 'ગઝલ-પ્રવૃત્તિ' નામે સત્તરેક પાનાંના લેખમાં ગુજરાતની ગઝલપ્રવૃત્તિની રૂપરેખા આપી છે. આપણે ત્યાં ગઝલ સામે પૂર્વગ્રહો છે એ મતલબના ઉદ્‌ગારો કેટલાક ગઝલ-કવિઓ અને એના પ્રશંસકો તરફથી સાંભળીએ છીએ. પરંતુ એવો 'પૂર્વગ્રહ' એમણે શા માટે ધરવો જોઈએ ? સારી ગઝલો આપવી એ જ એનો યોગ્ય ઉત્તર છે. આવી બાબતોમાં વાણીવ્યય કરવા જેવો નથી.

કવિએ કહ્યું છે તેમ આજે 'ઘણા છે કોકિલ રસભીના 'નસીમ' આ રસની કુંજોમાં.'—અને ગુજરાતમાં ગઝલનો 'હુનર' વ્યાપક નથી એમ

### વૈજયન્તિ

શ્રી પ્રીતમલાલ કવિનો ૪૦ પૃષ્ઠોનો આ ગીતસંગ્રહ છે. એમાં પ્રભુ, પ્રકૃતિ, મન અને ક્વચિત્ માતૃભૂમિ અને વિનોબાજી આ ગીતોનો વિષય બન્યાં છે. એમાંનાં કેટલાંક ગીતો કર્ણમંજુલ બન્યાં છે, પરંતુ લેખકની કાવ્યપદારથની પહોંચ નહિવત્ છે. ક્યાંક આછાં શબ્દચિત્રો ('મેઘ' કે 'સઢ સંકેલો !') ઠીક છે, ક્યાંક 'ખગકુલ ગુંજે ઉપવન કુંજે કુસુમ કલિ રસ રેલે' જેવી પંક્તિઓના પ્રાસાનુપ્રાસ ગમી જાય એવા છે, ક્યાંક 'કેસરી ભીની ભાવનાઓ' કે 'વ્યોમથી તિમિર ઉલેચાઈ મારા અંતરે ભરતીના લે છે ઉછાળા' જેવા પંક્તિખંડો-પંક્તિઓ આકર્ષક લાગે છે, પરંતુ સમગ્રપણે કાવ્ય તરીકે આ ગીતો સંતર્પક બનતાં નથી. લેખકનાં ઉપમાનો રૂઢ છે અને શબ્દ તરફનો એમનો ઝોક વિશેષ છે. સંગ્રહમાં છાપભૂલો-જોડણીભૂલો મોટી સંખ્યામાં છે: 'અધીર' (પૃ. ૭), 'આંખણી' (પૃ. ૮), 'મેતો' (પૃ. ૨૦), 'કામલ' (પૃ. ૨૩), 'દિક્પળો' (પૃ. ૨૫), 'ચકળાવે' (પૃ. ૨૭), 'વન્હિ', 'અગાથ' (પૃ. ૨૮), 'અંધિ' 'વિરવ', (પૃ. ૩૩), 'દરખણમાં' (પૃ. ૩૪); 'મંત્રી', 'ચત્તિ' (પૃ. ૩૬), 'વહેપી', 'અપવી' (પૃ. ૩૭), વગેરે વગેરે. અનુસ્વારના ઉપયોગ પરત્વેની અતંત્રતા પણ સ્થળે સ્થળે ખટકે છે. 'ઉરનાં આરા' (પૃ. ૯), 'ક્રેંક મનોરથ સુખનાં', (પૃ. ૧૧), 'નિશ્વાસો દે ઊનાં' (પૃ. ૧૩), 'ગણુ' (પૃ. ૨૮), 'ચિતવન' (પૃ. ૩૪), 'ગરિમાં' (પૃ. ૩૯) વગેરે વગેરે. 'મુલાયમ ગીતની ધારા'ના વહનમાં આ બધું પણ અંતરાયરૂપ બને છે. ઢાળની વિવિધતા ધરાવતાં અને કેટલીક ધ્રુવપંક્તિઓના આકર્ષક ઉપાડથી ગમી જતાં એમનાં કેટલાંક ગીતો ભવિષ્ય માટે સારી આશા આપે છે. પણ એ માટે લેખક પાસે શબ્દ અને અર્થ ઉભયની ઉપાસનાની અપેક્ષા રહે છે.

### પરાગ

શ્રી 'ભાર્ગવ' રચિત આ સંગ્રહની ૨૬ રચનાઓ વિવિધ વિષયો પર રચાઈ છે. એમાં ખોવાયેલી કલ્પના, દૈયાસગડી, નિરાશા, વિવેચક, હારેલો જુગારી, માયા જેવા અનેક વિષયોને અવલંબીને લેખકે પોતાના હૈયાભાવને વિવિધ છંદોમાં, ગઝલ કે 'ખંડકાવ્ય'માં રજૂ કર્યા છે. ચીન-ભારતની લડાઈ વખતનું 'ગીત' પણ એમણે જુદા જુદા છંદોમાં આપ્યું છે. લેખકને એકંદરે છંદોની હથોટી ઠીક છે, તેમ છતાં એમાં સ્ખલનો પણ થયાં છે. માલિનીમાં લખેલી પંક્તિ 'બહુ જ દૂર છુપાઈ કોકિલા ગીત ગાય છે' (પૃ. ૩) તો શિખાઉ પણ ભાગ્યે જ લખે. પૃ. ૨૬ પરના એમના હરિણીની ઘણી પંક્તિઓનો

ઉપાડ માલિનીના ખંડથી થયો છે. (જુઓ પંક્તિ ૨, ૬, ૭, ૧૩, ૧૬). પુસ્તિકામાં છાપભૂલો પણ ઘણી છે. કવિતા શોધનારને સફળતા મળવાનો સંભવ ઓછો છે. આપણા કવિઓનાં ઉત્તમ કાવ્યોનું પણ લેખક પુનઃ પુનઃ પરિશીલન કરશે તો આ ઘૂંટવા માંડેલો એકડો એમને આગળ ગતિ તો કરાવશે જ. 'તૂંજ', 'મુંજ' લખવાનું શું પ્રયોજન હશે? અનુસ્વારશોખ અહીં વધારે પડતો દેખાય છે.

'આમુખ'માં પોતે 'શાન્તિ', 'વિદ્રુત' અને 'સરસ્વતી' એમ ત્રણ નવા છંદો પ્રયોજ્યા છે એમ દર્શાવ્યું છે. 'આમુખ'ના એ છંદોના માપ સાથે એ છંદોનાં દૃષ્ટાંતો તેમ જ સંગ્રહની એ છંદોમાંની રચનાઓનો કોઈ મેળ મળતો નથી. ઉ. ત. 'શાન્તિ' છંદ માટે એમણે સ, ત, ગાગા–નું માપ આપ્યું છે. એનું લગાત્મક સ્વરૂપ લલગા ગાગાલ ગાગા થાય. એમની પંક્તિ જુઓ: 'ચતુ આઠ પદે વર્ણે'–ચોથા અક્ષરે જ ગુરુને બદલે લઘુ છે. 'વિદ્રુત'નું માપ સ, ન, મ, ગા આપ્યું છે. લગાત્મક રૂપ: લલગા લલલ ગાગાગા ગા. એમની પંક્તિ 'ગુરુને લઘુ છે ત્રીજે વળી'—છઠ્ઠે અક્ષરે લઘુને બદલે ગુરુ, નવમે અક્ષરે ગુરુને બદલે લઘુ! એવું જ ત્રીજા છંદ માટે પણ છે. લેખકે પિંગળશાસ્ત્રનો અભ્યાસ પણ પાકો કરવા જેવો છે.

## ગુજરાતી ગઝલ

'ગુજરાતી ગઝલ પગભર તો થઈ જ ગઈ છે, પણ એનો પ્રચાર જોઈએ તેટલો વેગવાન હજુ નથી થયો. આ દિશામાં અમે 'ગુજરાતી ગઝલ' શ્રેણી રજૂ કરીને કદમ ભરીએ છીએ.'—આ હેતુથી આરંભાયેલી, વર્ષમાં આ પ્રકારની ચાર પુસ્તિકાઓ આપવાની નેમથી, સુરતના વિજય પ્રકાશને એના પ્રથમ મણકા તરીકે શ્રી મનહરલાલ ચોકસીની ગઝલોની પ્રથમ પુસ્તિકા પ્રગટ કરી છે. આ પ્રકારની પ્રવૃત્તિ અભિનંદનને પાત્ર હોય જ. એ પ્રવૃત્તિમાં નામી ગઝલ-કવિઓનો સહકાર પણ મળવાનો છે, એટલે ગઝલને વેગવાન બનાવવામાં આ પ્રવૃત્તિ સફળ થશે એવી આશા રહે છે. પરંતુ લાંબે ગાળે એની કક્ષા જળવાઈ રહે તો જ આ પ્રકારની પ્રવૃત્તિઓ સતેજ રહી શકે.

આ પ્રથમ મણકાનાં ૩૧ પૃષ્ઠોમાં શ્રી ચોકસીની પ્રગટ થયેલી ગઝલો કંઈક ઠીક આશા જન્માવે છે. એમાં પ્રેમનાં સંવેદનો વિવિધરૂપે નિરૂપાયાં છે. બહાર, સુરાલય કે સાકી જેવાં પરંપરાનાં પ્રતીકોનો ઉપયોગ છે છતાં કવિની હૈયા-ચોટની પ્રતીતિ કરાવતી અનેક શેરો અહીં છે. જીવન કુંદન હોય તો પણ એને કસવાની એમાં ખ્વાહીશ છે. કવિ કહે છે કે હૃદયના દર્દને રજૂ કરવા

મથતો હતો ત્યાં જ ગગનમાંથી ગઝલ વહારે દોડી આવી છે : ગઝલ એમના ઉર-દર્દને વ્યક્ત કરવાનું યોગ્ય માધ્યમ લાગે છે. શ્રી ગની દહીંવાળાએ આરંભે 'તરલ પ્રેમપ્રવાહ'માં કવિની કૃતિઓનો ટૂંકો પણ રસલક્ષી ખ્યાલ આપ્યો છે. કેટલાક ગુજરાતી શબ્દોની જોડણી તો કેટલાક શબ્દો પણ ખોટા છપાયા છે (ઊર્તિ, પ્રપાપ, હૃદયરૂપથી જેવા). એ બધી છાપભૂલો હોય એવી આશા રાખીએ.

## પ્રગટ છે ભારતમાં ભગવાન

આ પુસ્તકમાં પ્રભુભક્ત લાલજી મહારાજનાં રચેલાં જૂની પરંપરાનાં થોડાંક ભજનો અને એ પછી અન્ય ભક્તોનાં ભજનો પણ સંગ્રહાયાં છે. એમાં ભક્તિ-ભાવ સાથે દેશપ્રેમનાં પણ દર્શન થાય છે. ભજનો, પ્રભાતિયાં, આરતી, પદ-ઘોળ જેવા પ્રકારોમાં પ્રભુની મહત્તા, એનું સચરાચર સ્વરૂપ, સદ્‌ગુરુનું મહત્વ જેવા વિષયો નિરૂપાયા છે. ક્યાંક હિન્દી રચનાઓ પણ મળી આવે છે, અને ક્યાંક વેશધારી બાવાઓ પર પ્રહારો પણ કરેલા છે. જ્ઞાન અને ઉપદેશવાળી આ રચનાઓ ભક્તિ અને જ્ઞાન-નિરૂપણની આપણી પરંપરા સાથે અનુસંધાન દાખવે છે. જોકે અહીં એમાંનું કાવ્યત્વ આકર્ષી શકે એવું નથી. પદરચનાઓ પછીની લાલજી મહારાજની ગદ્યવાણીમાં પણ ઉપદેશક અને લોકહિતૈષી ભક્તનું દર્શન થાય છે. વિવિધ દૃષ્ટાંતો આપીને એમણે પોતાના વક્તવ્યને સ્પષ્ટતાથી રજૂ કરવાનો પ્રયત્ન કર્યો છે. એ પછી પદ્યવિભાગની જેમ અહીં અન્ય પ્રભુ-ભક્તોનાં લખાણો પણ છે, અને એમાં પ્રસંગો ટાંકીને, વિનંતી કરીને, પોતાના ધર્મનો ખ્યાલ આપીને, ઈશ્વરને ઓળખવાની સમજ આપી છે. આપ આપને પ્રથમ ઓળખો એ મહારાજશ્રીનું કેન્દ્રવર્તી સૂત્ર અહીં બધાં લખાણોમાં પરોવાયેલું છે. એ માટે કેટલાક સંતોનાં નામ-સરનામાં પણ અહીં આપ્યાં છે અને અંતે એમની છબીઓ પણ આપવામાં આવી છે. આને કારણે અહીં કેટલુંક પ્રચારાત્મક પણ બની જાય છે. પુસ્તકના આરંભમાં લાલજી મહારાજના જીવનનો ટૂંકો પરિચય પણ આપ્યો છે. પુસ્તકમાં જોડણી અને છાપભૂલો રહી ગઈ છે. પ્રશ્નાર્થોના ખોટા ઉપયોગો પણ થયા છે.

## માનવતાનાં મોતી

આ સંગ્રહમાં શ્રી રતિલાલ અધ્વર્યુએ ૨૧ પ્રેરક કથાગીતો આપ્યાં છે. પાંડવ-કૌરવ, રામ-ભરત, બુદ્ધ, અશોક, ગાંધીજીના પ્રેરક જીવનપ્રસંગો અને અન્ય પરિચિત દૃષ્ટાંતો-પ્રસંગોના અંશો અહીં પદ્યદેહમાં ઢાળીને રજૂ કરવામાં આવ્યા છે. લેખકનો ઉદ્દેશ પ્રેરણાદાયી પ્રસંગો દ્વારા વાચકોને બોધ આપવાનો છે, અને પદ્યના વાહનમાં સુબોધ અને સરળ રીતે રજૂ થયેલા આ પ્રસંગો એના વાચકો

પૂરતો એ હેતુ સિદ્ધ કરશે. લેખકની રૂપમેળ અને માત્રામેળ છંદોની જાણકારી સારી છે, અને પોતાના વક્તવ્યને એમાં આસાનીથી વ્યક્ત કરી શકે છે. 'પાત્રને વિના મૂલ્યં' આ પુસ્તિકા આપવાની જાહેરાત પણ લેખકના શુભ હેતુનું જ પરિણામ છે.

## પ્રતીક (બીજી આવૃત્તિ)

અત્યારના આપણા એક અગ્રણી કવિ પ્રિયકાન્ત મણિયારના ઈ. ૧૯૫૩માં પ્રગટ થયેલા પ્રથમ કાવ્યસંગ્રહ 'પ્રતીક'ની ૧૧ વર્ષે બીજી આવૃત્તિ થાય છે એ ઘટના આનંદપ્રેરક તો નથી જ. આશ્વાસન લેવું હોય તો એ લઈ શકાય કે આપણે ત્યાં પાઠ્યપુસ્તક તરીકે નિયત ન થવા છતાં કાવ્યસંગ્રહ બીજી આવૃત્તિ પામે છે! સાચી કવિતાનો, છંદોબદ્ધ કાવ્યોમાં અને ગીતરચનાઓમાં, અહીં આપણને પરિચય થાય છે. સુરેખ સજીવ સૌન્દર્યચિત્રો ઉપસાવતી, નવીન અને ચોટવાળાં ભાવપ્રતીકો દ્વારા ઉત્કટ સંવેદનશીલતાનો અનુભવ કરાવતી આ કાવ્યકૃતિઓમાંની ઘણી સુરેખ અને મનોરમ છે.

## વિશ્વાંજલિ

કવિવર ટાગોરના 'ગીતાંજલિ'ના અનુગામી સંગ્રહ 'Fruit Gathering'નાં કાવ્યોની આ અનુકૃતિઓ છે. એમાં કુલ ૮૪ કૃતિઓનાં રૂપાંતરો વિવિધ ગેયરૂપો અને રૂપમેળ છંદોમાં રજૂ થયાં છે. કવિવરની સંવેદનાને વ્યક્ત કરતી આ અનુકૃતિઓ રૂપાંતરકારે ભાવુકતાથી આપણને સુલભ કરી આપી છે. પરંતુ એમની પાસે જેટલું ભાવુક હૃદય છે તેટલી અભિવ્યક્તિની નિપુણતા નથી; હૃદયની સંવેદનતંત્રીને કલાત્મકતાથી નિરૂપી શકે એટલું કૌશલ નથી. ન્હાનાલાલ અને કલાપી જેવા આપણા કવિઓની બાનીની અસર એમણે ઝીલી છે; અને ક્યાંક ક્યાંક એમનાં અનુરણનો પણ અહીં સંભળાય છે. ટાગોરના તેઓ પરમ ભક્ત છે, ટાગોરમય છે; એમનાં આ રૂપાંતરો–ભાષાંતરો સરળ છે, અર્થને વહન કરનારાં છે, ભાવભર્યાં છે, એમાં ક્યાંક ક્યાંક મંજુલ પદાવલિ છે વગેરે વગેરે તો કહી શકાય, પરંતુ એમાંથી સમગ્ર રીતે ટાગોરની કલામય છબી ઊપસતી નથી એ આ રૂપાંતરમાં ક્યાંક કશુંક ખૂટતું છે એનું નિદર્શન કરાવે છે. રૂપમેળ છંદોમાં રૂપાંતરકાર વારે વારે ઠોકર ખાય છે. વસંતતિલકા, મંદાક્રાંતા, શિખરિણી, હરિણી, શાર્દૂલ૦, સ્રગ્ધરા જેવા છંદો ક્યાંક ક્યાંક ખોડંગાય છે, અને ઓપના અભાવે કર્કશ પણ લાગે છે. અનેકમાંથી થોડાંક જ ઉદાહરણો લઈએ. 'કાલગ્રાસે પણ સંજીવની...' (પૃ. ૬૯), 'તારા હસ્તે હસ્તી દઉં બધી જિંદગીની કમાણી' (પૃ. ૭૭), 'આનંદોર્મિથી ઉઘડી પડ્યાં જ્યોતિ ત્યાં શું જડ્યો'તો'

(પૃ. ૯૫), 'છાનું છુપું થઈ શું રહ્યું ત્યાં...' (પૃ. ૧૦૬) જેવા મંદાક્રાંતાના; 'ઉકલે કદાપિ...' (પૃ. ૪), 'અસત્ય પ્રકાશે...' (પૃ. ૧૨) જેવા શિખરિણીના; 'ડુબવી શું નિધિ, માધુર્યો ને...' (પૃ. ૧૦), 'શુચિ રસભુજા ભીડે એને શું વાત્સલ્ય પ્રેમ છે?' (પૃ. ૮૫) જેવા હરિણીના; 'ગ્લાનિ મ્લાનિ તમિસ્રથી તું ભર્યો ના શેપ વિશેપ છે' (પૃ. ૧૯), 'આલાપે વિલાપ જ્યાં...' (પૃ. ૪૩) જેવા શાર્દૂલના; 'નિઃશ્વાસો લાખ હૈયાના થકી તું ચણી રહ્યો...' (પૃ. ૩૯) જેવા સ્રગ્ધરાના; 'અન્યાયની નિઃસાહાય્યની લ્હાય કંઈ...' (પૃ. ૧૦૯) જેવા ઝૂલણાના અને પૃ. ૯, ૨૫, ૧૧૨ પરના અનુષ્ટુપોના પ્રયોગો લેખકની અશક્તિના દ્યોતક છે. તેમ છતાં અનેક સ્થળે એમણે છંદોના લયને સુભગ રીતે જાળવેલો પણ છે, અને ગેય કૃતિઓમાં પણ મંજુલ પદાવલિની પ્રતીતિ આપણને આપી છે. લેખકની જેટલી ઉત્કટ ટાગોરભક્તિ છે તેટલી ઉત્કટ શબ્દની ઉપાસના નથી.

'દુનિયા માને ન માને' એ રૂપાંતરકારનું નિવેદન વાંચવા જેવું છે. એમાં એમની ટાગોરભક્તિનો અને એમના અહોભાવનો પરિચય થશે. 'વિશ્વાંજલિ'ની કૃતિઓનો થોડોક આસ્વાદ પણ એમાંથી મળશે. અંતિમ પરિચ્છેદમાં 'સિંગતેળ ગુજરાત'ને એમણે થોડુંક સંભળાવ્યું છે. પોતે પરિશ્રમપૂર્વક તૈયાર કરેલ કૃતિઓ સત્વરે પ્રકાશન ન પામે ત્યારે લેખકોનો બળાપો સામાન્ય રીતે આવો જ હોય છે. પણ એમાં વિવેક હોવો પણ જરૂરી છે. ઈ. સ. ૧૯૬૨માં અવસાન પામેલા આ સહૃદય-કવિ ૧૯૬૪માં પ્રગટ થયેલી આ કૃતિ ન જોઈ શક્યા, નહિતર એમને જરૂર પ્રસન્નતા થાત.

## પયામે મશરિક

પાકિસ્તાનની ઇકબાલ એકેડેમીએ ઇકબાલકૃત 'પયામે મશરિક'નું સચિયદ અઝીમુદ્દીન 'મુનાદી' એ કરેલું ભાષાંતર પ્રગટ કર્યું છે. જર્મન કવિ ગટેના 'વેસ્ટર્ન દીવાન'ની પ્રેરણાથી ઇકબાલે પૂર્વનો પયગામ 'પયામે મશરિક'માં સંભળાવ્યો. ચાર વિભાગોમાં કવિની પ્રસન્નકર કાવ્યબાની અને જીવનદર્શનનો ઉન્નત પરિચય એમાંથી સાંપડે છે. ભાષાંતરકારે વિષયને અનુરૂપ ગદ્યશૈલીમાં ઇકબાલને ઉતારવાનો એકંદરે સારો પ્રયત્ન કર્યો છે. પરંતુ ગુજરાતી શબ્દોની જોડણી અંગે એમાં યોગ્ય ધ્યાન અપાયું નથી. 'શ'કારને સ્થાને 'સ'કાર કે 'જ'ને સ્થાને 'ઝ' એમાં અનેક સ્થાને જોવા મળે છે. કેટલીક વાર 'કાળ-ભવમાં તલ્લીન લીન બન્યાં છે' (પૃ. ૩) કે 'માંહ્યમાં જ' (પૃ. ૮૫) એવા દ્વિરુક્ત પ્રયોગો છે, ક્યાંક 'એકલો અને પડેલો પુષ્પ,' 'પુષ્પની પોશાક' (પૃ. ૮૩), 'કંદ કાપ્યું,' 'નવાં સંતાપો ખરીદાં' (પૃ. ૯૯), 'પવન ઉમ

થાઈ રહ્યું' (પૃ. ૧૦૩), 'તે જ છે જે કાલે હતો,' (પૃ. ૧૦૫), 'ચામડીનાં થાળ' (પૃ. ૧૧૫), 'દાણાને જનોઈમાં પરોવવું' (પૃ. ૧૭૫), 'મીટ માંડી બેસ્યો છું' (પૃ. ૧૮૭), 'શ્વાસ પૂરતો જ અંતર' (પૃ. ૨૧૫), 'કેવી દિલહર હોક સલકોરાઈ રહ્યાં છે' કે 'સ્વર્ગને........આણી ગોઠની છે!' (પૃ. ૧૧૫) જેવા લિંગ-અનુસ્વારાદિ વ્યાકરણના, 'પ્રતિયુત્તર' (પૃ. ૧૬૩) જેવા ખોટા સંધિ-પ્રયોગોના અપાર દોષો છે. 'હું અપૂર્ણ દાઝ સાક્ષાત છું–' (પૃ. ૮૯) જેવાં વાક્યોમાં 'સાક્ષાત'ને 'હું' પછી તરત જ સ્થાન આપ્યું હોત તો સારું થાત. ફારસી શબ્દો સાથે સંસ્કૃત તત્સમ શબ્દો કવિ સારી રીતે પ્રયોજી શકે છે, પરંતુ એમાંથી ઘણા વ્યાકરણ-દોષો જન્મે છે. પૃ. ૯૫ પરનું 'કાળગીત' કવિતાથી ભર્યું ભર્યું છે અને ભાષાંતરકારે પણ એને ન્યાય આપવાનો સારો પ્રયત્ન કર્યો છે. ભારવાચક 'જ'ને એમણે શબ્દથી જુદો છાપ્યો હોત તો ઠીક થાત.

પ્રસ્તાવનામાં ભાષાંતરકારે ઇકબાલની આ કૃતિનો અને ખાસ તો પ્રત્યેક વિભાગને આરંભે એનો જે ટૂંકો રસલક્ષી પરિચય આપ્યો છે તે સુંદર છે. ગુજરાતીમાં ઇકબાલની આ કૃતિને સુલભ કરી આપવા માટે શ્રી. 'મુનાદી'ને અભિનંદન.

## 'ગાર્લેન્ડ ઑફ મેમરી' (અંગ્રેજી)

સ્વ. સાક્ષર નરસિંહરાવ દિવેટિયાના સુખ્યાત કરુણપ્રશસ્તિ કાવ્ય 'સ્મરણ-સંહિતા'નો ફાધર ફ્રાન્સિસ એકસ વ્હીટલીએ તૈયાર કરેલો આ અંગ્રેજી અનુવાદ છે. '૬૪ના અંત અને '૬૫ના આરંભમાં પ્રકાશિત થયેલ આ સુંદર અનુવાદને આરંભે અનુવાદકારે અંગ્રેજીમાં નરસિંહરાવના જીવન અને કવનનો દોઢેક ડઝન જેટલાં પાનાંમાં અચ્છો પરિચય કરાવ્યો છે.

## ચંદર ઊગ્યે ચાલવું

શ્રી. પુષ્કરભાઈ ચંદરવાકરે, આ સંપાદનમાં, લોકસાહિત્યના રાસડા, ગરબા અને લોકગીતોની પચીસ કૃતિઓ સંગ્રહી છે. એમાં સામાજિક કથા અને પૌરાણિક કથા, લોકકથા અને ઇતિહાસકથા, પ્રેમકથા અને મૃત્યુકથા, સંતકથા અને બહારવટિયાની કથાઓ છે, અને એ અનેક વ્યક્તિઓની અને વિવિધ સ્થળોની જાતે મુલાકાત લઈ, જરૂર પડ્યે એ અંગે અનેક વ્યક્તિઓ સાથે પત્રવ્યવહાર કરી, શ્રમપૂર્વક એકઠી કરી છે અને આ સંપાદનમાં જરૂરી કથાંશ આપી, ક્યાંક ક્યાંક વચમાં કથા અને સમજૂતી સાથે આપતા જઈને, અહીં રજૂ કરી છે.

આ સંપાદનમાં લેવાઈ છે એ બધી જ કૃતિઓ મૂલ્યવત્તાવાળી છે એમ ભાગ્યે જ કહી શકાશે. 'બાવાની શિવલી' જેવી કેટલીક કૃતિઓને અહીં સ્થાન ન મળ્યું હોત તો ચાલત. કેટલીક કથાઓ વાચકોને અસ્પષ્ટ અને ધૂંધળી લાગવાનો પણ સંભવ છે. તેમ છતાં, શ્રી મેઘાણીના ઉત્સાહથી (એમના ગદ્યમાં–એની લઢણોમાં પણ–એ ઉત્સાહ અને શૈલીની અસર વરતાય છે) એમણે આ સંપાદન તૈયાર કર્યું છે. મૂળ કથાની સમજૂતીમાં પણ એમની સાહિત્યરસિકતા સ્થળેસ્થળે વરતાય છે.

'મશરી અને સાયબો' જેવી કેટલીક કૃતિઓ કાવ્યદૃષ્ટિએ પણ આકર્ષી રહે છે. 'ગુજરી'ના કથાગીત વિશેનો લેખકનો શ્રમ અને અભ્યાસ પણ અભિનંદનીય છે. તેમ છતાં તમામ સમજૂતી આપવાને બદલે રચનાની રસલક્ષી ઢબે એમણે આરંભે કે અંતે મૂલવણી કરી હોત તો તે વિશેષ ઉપયોગી થાત. કૃતિ ક્યાંથી મળી અને કેવી રીતે મળી એનો ઇતિહાસ કૃતિની સમજૂતી સાથે ભેળવી દીધો હોવાથી કૃતિનું ગુણવત્તાનું પાસું ફીસ્સું બની જાય છે. કૃતિ પ્રાપ્ત થયાનો ઇતિહાસ સંપાદનને અંતે પરિશિષ્ટરૂપે પણ તેઓ આપી શક્યા હોત. સંપાદકે ક્વચિત્ ટકોર કરીને કે ક્વચિત્ પુણ્યપ્રકોપ પ્રગટ કરીને એમની લોકસાહિત્ય-સંશોધન–સંપાદનની ઉત્સાહી અને ઝીણી દૃષ્ટિનાં પણ ઘણે સ્થળે દર્શન કરાવ્યાં છે. પૃ. ૫૭–૫૮ પર અનુસ્વારના ઉપયોગ પરત્વેની ભૂલો કદાચ મુદ્રણની હશે. પૃ. ૯૪નો 'જાણણહાર' શબ્દ આડંબરી લાગે છે. 'નવેઃ હલકો' પછીના આ બીજા સંપાદનને પણ હોંશભેર આપણે આવકારીએ.

## આપણી કવિતાનો અમર વારસો

'અખંડ આનંદ'માં (જૂન ૧૯૫૭ થી ડિસેમ્બર ૧૯૬૩ સુધીમાં) 'આપણી કવિતાનો અમર વારસો' એ વિભાગ નીચે પ્રગટ થયેલાં કાવ્યો અહીં સંઘરવામાં આવ્યાં છે. એનાં કુલ ૧૯૧ પૃષ્ઠોમાં પોણાત્રણસો જેટલી કૃતિઓ આપવામાં આવી છે. નરસિંહ અને મીરાંથી આરંભી દયારામ સુધીના અને નર્મદ–દલપતરામથી આરંભી નરસિંહરાવ–ગોવર્ધનરામ–ન્હાનાલાલ–કાન્ત–કલાપી વગેરે કવિઓનાં કાવ્યો અહીં છે. એટલે 'નિવેદન'માં 'પ્રાચીન સંત કવિઓનાં પદો, ભજનો...' એમ જે કહેવામાં આવ્યું છે તે બરાબર નથી. ઉપરાંત એમાં લોકગીતો પણ છે અને કેટલાક અજાણ્યા 'કવિ'ઓની રચનાઓ પણ છે. અહીં સંઘરવામાં આવેલી (અને 'અખંડ આનંદ'માં પ્રગટ થઈ ગયેલી) બધી કૃતિઓને આપણી કવિતાના અમર વારસા તરીકે સ્વીકારી શકાય એમ નથી. એટલે સંગ્રહના શીર્ષકને એમાંની કૃતિઓ સાર્થ ઠેરવતી નથી. આ વિભાગ નીચે એવી

કૃતિઓ છાપતી વખતે એના સંપાદકે જ વિભાગના શીર્ષકને વફાદાર રહેવું જોઈતું હતું. અલબત્ત, આપણા ઉત્તમ કવિઓનાં કેટલાંક ઉત્તમ કાવ્યો અહીં છે, પણ એ સાથે એમાં ઘૂસી ગયેલાં કેટલાંક અન્ય 'કાવ્યો' પણ છે અને એટલે જ સંગ્રહનું આકર્ષણ જમાવતું શીર્ષક જોઈને સંગ્રહનાં બધાં કાવ્યો વાંચનારને થોડીક નિરાશા મળવાનો સંભવ છે. સંગ્રહની કૃતિઓ પણ કશા આયોજન વગર અહીં છાપી નાખી હોય એવી છાપ પડે છે. એમાં વિષયવાર કે અન્ય કોઈ રીતે વર્ગીકરણ કરીને કૃતિઓ સંપાદિત કરી હોત તો સારું થાત. ઉપરાંત, આવા સંગ્રહોની અનુક્રમણિકામાં કૃતિના નામ સાથે કવિનું નામ પણ છાપવું જોઈએ.

સામાન્ય વાચકને આવો સંગ્રહ જરૂર ઉપયોગી નીવડવાનો.

**'ચાળીસ છપ્પા'** (અનુભવબિન્દુ)

અખાની આ પ્રસિદ્ધ કૃતિનાં આ પૂર્વે પણ કેટલાંક સંપાદનો પ્રગટ થયાં છે. એમાં 'બૃહત્ કાવ્યદોહન'માંનું અને કેશવ હ. ધ્રુવનું સંપાદન નોંધપાત્ર છે. શ્રી નર્મદાશંકર મહેતા અને શ્રી રવિશંકર જોશીના પ્રયાસો કૃતિની વાચના માટેના નથી. પ્રા. સૌ. અનસૂયા ત્રિવેદી અને પ્રા. ભૂપેન્દ્ર ત્રિવેદીના આ સંપાદનની વાચના ફાર્બસ ગુજરાતી સભાની ચારેક હસ્તપ્રતો પરથી તૈયાર કરવામાં આવી છે. એ ચાર પ્રતોનો એમણે પરિચય આપ્યો નથી અને પાઠનિર્ણય અંગે એમણે કયાં ધોરણો સ્વીકાર્યાં છે એ વિશે પણ સંપાદકોએ કશો નિર્દેશ કર્યો નથી. આગળનાં સંપાદનોમાં એમને 'સુધારવા-વધારવા જેવું ઘણું લાગ્યું' હોય તો તે વિશે પણ સ્પષ્ટ ચિત્ર એમણે દોરવું જોઈતું હતું. '...અખો છંદની બાબતમાં પૂર્ણતાનો આગ્રહી રહે એવું ભાગ્યે જ બને' (પૃ. ૩૧) એ સંપાદકોનું વિધાન દૃષ્ટાંતોથી સમર્થિત થયેલું નથી. આ કૃતિની છંદોરચના વિશે સંપાદકોએ ઝીણવટભર્યો અભ્યાસ કરીને પોતાનાં તારણો આપ્યાં હોત તો તે ઉપકારક બની રહેત.

સંપાદનનું નોંધપાત્ર અંગ સંપાદકોએ કૃતિના અર્થ બેસાડવા માટે કરેલા પ્રયત્નો અને એમાં એમને મળેલી સફળતા છે. 'સ્પષ્ટીકરણ'માં ચાલીસે છપ્પાના સ્પષ્ટ અર્થો આપ્યા છે અને 'ટિપ્પણ'માં વિગતપૂર્ણ સમજૂતી છે. જરૂર પડી છે ત્યાં એમણે અખાની અન્ય કૃતિઓમાંથી અર્થને સ્પષ્ટ કરવા ઉદાહરણો ટાંક્યાં છે, અન્ય વિદ્વાનોના અભિપ્રાયો રજૂ કર્યા છે અને એ સર્વ દ્વારા અર્થને વિશદ રીતે પ્રગટ કરવાનો પ્રશસ્ય પ્રયત્ન કર્યો છે. અખાની કૃતિઓનો સંપાદકોએ ઝીણવટભર્યો અભ્યાસ કર્યો છે એની પ્રતીતિ આ ટિપ્પણ અવશ્ય કરાવે છે. 'પ્રાસ્તાવિક'માં સંપાદકોએ કૃતિના વિચારતત્ત્વને સારી રીતે રજૂ કર્યું છે પરંતુ એના કાવ્યતત્ત્વની આલોચના વિશે ખાસ કશું કહ્યું નથી. એ અંશનો પરિચય પણ વિગતે કરાવ્યો

હોત તો સારું થાત. મધ્યકાળની આ મહત્ત્વની કૃતિનો ચીવટપૂર્વક અર્થનિર્ણય કરી આપી એ સુલભ કરી આપવા માટે સંપાદક-દંપતીને અભિનંદન.

### જ્ઞાનગીતા

સત્તરમા સૈકાના વેદાંતી કવિ નરહરિની આ કૃતિનું સંપાદન પણ પ્રા. ભૂપેન્દ્ર ત્રિવેદી અને પ્રા. સૌ. અનસૂયા ત્રિવેદીએ તૈયાર કર્યું છે. આ કૃતિની વાચના માટે પણ સંપાદકોએ ફાર્બસ ગુજરાતી સભાની બે આધારભૂત હસ્તપ્રતોનો ઉપયોગ કર્યો છે, અને 'પ્રાસ્તાવિક'માં એ પ્રતોનો પરિચય પણ આપ્યો છે. બંને પ્રતોની કેટલીક ભિન્નતા પણ સંક્ષેપમાં એમણે નોંધી છે, પરંતુ પાઠનિર્ણય અંગેનું દૃષ્ટિબિન્દુ આપ્યું નથી. આરંભમાં સંપાદકોએ કવિ નરહરિ અને તેના સમય વિશે, તેના ગુરુ અને સમય વિશે માહિતી આપી 'જ્ઞાનગીતા'નો ટૂંકો પરિચય કરાવ્યો છે. વિશ્વવિદ્યાલયોના વિદ્યાર્થીઓ, સંપાદકોએ 'નિવેદન'માં કહ્યું છે તેમ, એમની નજર સમક્ષ છે અને એટલે જ 'ટિપ્પણ'માં કડવાંનો સાર અને ઉપયોગી શબ્દસૂચિ એમણે આપેલ છે. તો સાથે સાથે કૃતિની વિગતપૂર્ણ સમીક્ષા પણ આરંભે આપી હોત તો વિદ્યાર્થીઓને વિશેષ ઉપકારક થાત. 'ટિપ્પણ' આ સંપાદનનું પણ નોંધપાત્ર અંગ છે. 'પ્રાસ્તાવિક'માં 'જ્ઞાનગીતા' અને 'અખેગીતા'માં દેખાતા નિરૂપણશૈલીના સામ્ય વિશે સંપાદકોએ નિર્દેશ કર્યો છે, તો એમના તરફથી જ આ વિશે ભવિષ્યમાં એકાદ અભ્યાસલેખ આપણને જરૂર મળશે. આ સંપાદક-દંપતી તરફથી મધ્યકાળની કૃતિઓનાં શાસ્ત્રીય સંપાદનો આપણને વિશેષ પ્રમાણમાં મળે એવી આશા રાખીએ.

### કુંવરબાઈનું મામેરું (૧)

યુનિવર્સિટીના પૂર્વસ્નાતક વર્ગોમાં પ્રેમાનંદનાં આખ્યાનો નિયત થતાં હોવાથી જુદા જુદા સંપાદકો દ્વારા એમનાં સંપાદનો થતાં રહે છે. આ વર્ષે કવિવરની એક ઉત્તમ કૃતિ 'કુંવરબાઈનું મામેરું' ગુજરાત યુનિવર્સિટીના પૂર્વસ્નાતક વર્ગ માટે નિયત થઈ હોવાથી એનાં બે નવાં સંપાદનો પ્રગટ થયાં છે. એમાંના એક સંપાદનનો આ લખનાર સહસંપાદક હોઈ એને વિશે તે પોતે કંઈ કહે તેને બદલે એનું એક અવલોકન જ અહીં પુનર્મુદ્રિત કર્યું છે. પ્રથમ ડૉ. ઈશ્વરલાલ દવે અને પ્રા. રમેશ શુક્લનું સંપાદન જોઈએ.

આ સંપાદનનાં ત્રણ અંગો છે : પ્રવેશક, કૃતિનો પાઠ અને ટિપ્પણ. પ્રવેશકમાં સંપાદકોએ મધ્યકાલીન સાહિત્યની પરંપરાનો અને પ્રેમાનંદયુગનો આછો પરિચય આપી પ્રેમાનંદના જીવન અને કવન વિશે સહેજ વિસ્તારથી લખ્યું છે. પ્રેમાનંદના જીવન વિષેની દંતકથાઓ—જેને માટે કોઈ આધાર નથી—નો સહેજ નિર્દેશ કરીને જ

સંપાદકો આગળ ચાલ્યા હોત તો ન ચાલત ? એ પછી આખ્યાનના સ્વરૂપની સમજ આપી એની વિકાસરેખા દોરી આપી છે. પ્રેમાનંદના પુરોગામી કવિઓની આ વિશેની કૃતિઓ સાથે પ્રેમાનંદના 'મામેરું'ની તુલના પણ કરી છે અને વસ્તુ-ગૂંથણી, ઉદ્દેશ, પાત્રવિધાન, રસનિરૂપણ, સમકાલીન રંગપૂરણી : ગુજરાતીપણું, વર્ણનકલા, મધ્યકાલીન વસ્ત્રાલંકાર જેવા મુદ્દાઓને લઈને કવિની શક્તિ-મર્યાદાનો પરિચય કરાવ્યો છે. આ માટે સંપાદકોએ ૯૦ પાનાં લીધાં છે. આ પ્રવેશક મુખ્યત્વે પૂર્વસૂરિઓનાં મંતવ્યોને ટેકણલાકડી તરીકે લઈને આગળ ચાલે છે. એમાં કોઈ મૌલિક અભિગમ દેખાતો નથી. અત્યંત સંક્ષેપમાં–લગભગ અર્ધી સંખ્યાનાં પૃષ્ઠોમાં–આ માહિતી આપી શકાઈ હોત તો સારું થાત. પરંતુ વિદ્યાર્થીભોગ્યતાના આશયને કારણે કદાચ સંપાદકોને આ લંબાણ કરવું પડ્યું હશે. પ્રવેશકનાં પૃ. ૭૮ થી ૮૬માં 'મામેરું'નાં મધ્યકાલીન વસ્ત્રાલંકારની તારવી આપેલી માહિતી ઉપયોગી થઈ પડે એવી છે.

કૃતિની વાચના અંગે સંપાદકોએ પોતાનું સ્પષ્ટ દૃષ્ટિબિન્દુ આપ્યું નથી. એમણે ઉપયોગમાં લીધેલી પ્રતોનો પણ વિગતપૂર્ણ પરિચય એમાં નથી. આગળનાં સંપાદનો કરતાં આ વાચના જુદી પડે છે કે કેમ એ વિશે પણ કશો નિર્દેશ નથી. વાચના પર નજર નાખતાં એમાં મુખ્યત્વે પૂર્વેનાં સંપાદનોની વાચનાનું અનુસરણ દેખાય છે. 'ટિપ્પણ'માં અમુક પાઠ શા માટે પસંદ કર્યો છે તેનાં કારણોમાં ઊતરવાનું સંપાદકોએ મહદંશે ટાળ્યું છે. ૧૩મા કડવામાં આરંભની પાંચ કડીઓ ક્ષેપક હોવા છતાં–કૌંસમાં પણ–અહીં વાચનામાં શા માટે આપવામાં આવી હશે ? ટિપ્પણમાં નિર્દેશ કરવો પૂરતો ગણાત. 'ટિપ્પણ'માં પૌરાણિક સંદર્ભો, શબ્દોના અર્થો–ક્યાંક વ્યુત્પત્તિ સહિત–, અને ક્યાંક કાવ્યપંક્તિઓનો રસલક્ષી પરિચય આપીને એને સમૃદ્ધ બનાવવાનો પ્રયત્ન થયો છે. પરંતુ સામાન્ય શબ્દોના અર્થો આપવાનું ટાળ્યું હોત તો કશું નુકસાન ન જાત. જેમને માટે આ સંપાદન તૈયાર કરવામાં આવ્યું છે તેમને આ આવશ્ય ઉપયોગી થશે.

### કુંવરબાઈનું મામેરું (૨)

'શ્રી કાન્તિલાલ બ. વ્યાસ અને શ્રી ચિમનલાલ ત્રિવેદી એ બન્ને સંપાદકે આ પૂર્વે પણ સંપાદનક્ષેત્રે ઠીક ઠીક કાર્ય કરેલું છે. આ પુસ્તકને તેમના અનુભવ અને અભ્યાસનો સારો લાભ મળ્યો છે. સંપાદનના પ્રથમાંગ–વિસ્તૃત પ્રવેશકમાં આ કૃતિના અભ્યાસને લગતી સર્વ આવશ્યક સામગ્રી આપવામાં આવી છે. શરૂઆતમાં કવિ વિશેની પ્રચલિત દંતકથાઓનો માત્ર આછો નિર્દેશ કરી તેનાં જીવન અને કવનની 'વિશ્વસનીય માહિતી' આપી છે. ત્યારબાદ મધ્યકાલીન

સાહિત્યની સંક્ષિપ્ત ભૂમિકા આપી આખ્યાનપ્રકારનો, અન્ય સાહિત્યપ્રકારોના સંદર્ભમાં, વિગતે પરિચય કરાવ્યો છે. આખ્યાનના ઉદ્‌ભવ અને વિકાસ તેમજ તેના સ્વરૂપવિધાન અંગેનું અહીં વ્યવસ્થિત નિરૂપણ થયું છે.

'મામેરું'ની સમીક્ષા કરતાં પહેલાં, પ્રેમાનંદ પૂર્વે લખાયેલ મામેરું-વિષય આખ્યાનોનો, કવિઓના સમયનિર્દેશ સહિત, ઐતિહાસિક ક્રમમાં ટૂંક પરિચય આપ્યો છે. જરૂર જણાઈ ત્યાં પંક્તિઓનાં અવતરણો આપીને પ્રેમાનંદના પુરોગામીઓએ વિવિધરૂપે નિરૂપેલા મહત્ત્વના પ્રસંગો તેમ જ તેમણે અને તેમના આધારે પ્રેમાનંદે કરેલા ફેરફારોનો ખ્યાલ આપવામાં આવ્યો છે. આથી પુરોગામીઓમાંથી પ્રેમાનંદે કેવું કેટલું કયા રૂપમાં સ્વીકાર્યું છે તેનું સ્પષ્ટ ચિત્ર જોવા મળે છે. આ પ્રસંગે ડૉ. સાંડેસરા તેમજ શ્રી મુનશીના અભિપ્રાય ટાંકીને અન્ય આખ્યાનકારોથી ભિન્ન એવો કલાકૃતિ સર્જવાનો પ્રેમાનંદનો અભિગમ દર્શાવી કવિની વિશેષતા સમજાવી છે અને સમીક્ષામાં પ્રેમાનંદની વિશિષ્ટતાઓને લક્ષીને 'મામેરું'ની વસ્તુગૂંથણી, તેનાં વર્ણનો, તેનાં પાત્રો, તેમાં રજૂ થતું સમાજદર્શન વગેરેની લાંબી ચર્ચા કરી છે. પ્રસંગોપાત્ આવતાં અવતરણો તથા કેટલાક અભિપ્રાયો જોતાં જણાશે કે સમીક્ષામાં, સંપાદકોએ યોગ્ય રીતે જ, સ્વ. નવલરામ પંડ્યાથી માંડીને શ્રી નગીનદાસ પારેખ સુધી થયેલાં પ્રેમાનંદનાં તમામ વિવેચનોનો સમાવેશ કર્યો છે. અને છતાં કવિની અને કૃતિની લાક્ષણિકતાઓ અંગે પોતાનાં વિશેષ અવલોકનો પણ નોંધ્યાં છે. અંતમાં 'મામેરું'માં આવતા ચમત્કારોનાં નિરીક્ષણો આપતાં વિવિધ લેખકોનાં મંતવ્યો ટાંકીને જે ચર્ચા કરી છે તેમાં, આ મહત્ત્વની બાબતમાં, પ્રશ્નાર્થક વિધાનો કરવાને બદલે પોતાનો અભિપ્રાય સ્પષ્ટપણે ઉચ્ચાર્યો હોત તો સારું એમ લાગે છે.

પાછળ આપેલ ટિપ્પણમાં, આરંભે પ્રત્યેક કડવાનું સારદર્શન કરાવી અઘરા શબ્દોના અર્થો અને પૌરાણિક ઉલ્લેખોની માહિતી આપતાં જતાં અનેક જગ્યાએ પ્રસંગમહિમા, પાત્રમાનસ તેમજ કવિત્વનું વિસ્તારપૂર્વક વિવરણ કર્યું છે, જે વાચકની વિકસતી રસદષ્ટિને પ્રેરે છે, અને કાવ્યનાં સૌંદર્યસ્થાનો દર્શાવે છે તેમજ કાવ્યના આસ્વાદમાં તેને પદે પદે સહાયક નીવડે છે.

નથી રહી એમ કહેવા કરતાં, આ પ્રકારનાં પુસ્તકોથી વિદ્યાર્થીઓને પોતાની કક્ષા સુધારવાની તક સાંપડે છે એમ કહેવું જ, પ્રવર્તમાન પરિસ્થિતિમાં ઉચિત ગણાશે.

સંપાદનનું મહત્ત્વનું અંગ છે ‘ મામેરું ’ની વાચના, જે વિશ્વસનીય હસ્તપ્રતોને આધારે શાસ્ત્રીય પદ્ધતિથી તૈયાર કરવામાં આવી છે. આધારભૂત સાત પ્રતિઓ પરથી પાઠાન્તરોનું સંકલન કરીને મૂળ પાઠ સુધી પહોંચવાના અત્રે કરવામાં આવેલા પ્રયાસના પરિણામે આ વાચના પુરોગામી વાચનાઓથી ઘણે ઠેકાણે જુદી પડે છે. એથી સંપાદકો નોંધે છે તે પ્રમાણે ‘ પ્રેમાનંદની કવિત્વશક્તિને જેનાથી અન્યાય થતો હતો એવી અનેકાનેક પંક્તિઓ નીકળી જાય છે તે સાથે એવું પણ બન્યું છે કે અહીં આપેલા કેટલાક પાઠ કરતાં અગાઉના પાઠ કાવ્યદૃષ્ટિએ વધુ સારા લાગે છે. શ્રી મગનભાઈ પ્ર. દેસાઈ સંપાદિત નજીકની પુરોગામી વાચના સાથે નીચેની પંક્તિ સરખાવનારને આની પ્રતીતિ થશે : ૩–૧૯, ૫–૨૧, ૬–૧૪, ૯–૧, ૧૨–૨, ૧૨–૨૩, ૧૩–૨૩, ૧૩–૨૮, ૧૫–૨, ૧૫–૧૬, વગેરે. પરંતુ ‘ શુદ્ધ શાસ્ત્રીય વાચના ’નો આગ્રહ હોય તો, કાવ્યસૌન્દર્યની દૃષ્ટિ જતી કરીનેય, અત્રેના પાઠનિર્ણય સ્વીકારવા જ જોઈએ, છતાં એક મહત્ત્વની વસ્તુ નોંધ્યા વગર ચાલે એમ નથી. ‘ એનું ( પ્રેમાનંદનું ) તત્સમાદિ શબ્દોના લેખનમાં સ્ખલન સંભવે નહીં એમ ગૃહીત ’ કરવામાં આવ્યું હોવાથી, અહીં પાઠનિર્ણયની ઘણી ચોકસાઈ આવવા સાથે, એ ગૃહીત જ મર્યાદા બની જતાં કોઈ કોઈ ઠેકાણે જ્યાં તળપદો શબ્દ સ્વાભાવિક હતો ત્યાં તત્સમ શબ્દ સ્વીકારાયો છે તે યોગ્ય થયું નથી. દા. ત., ૩જા કડવાની ૨૧મી પંક્તિ ‘ બાપ દીકરી ’ને બદલે ‘ પિતા દીકરી ’ અને ૧૪મા કડવાંની છેલ્લી પંક્તિમાં ‘ ઘરડી ’ને બદલે ‘ વૃદ્ધ.’ શાસ્ત્રીય સંપાદનમાં જૂનામાં જૂની પ્રાપ્ત પ્રતને જ વફાદાર રહેવું જોઈએ એ ખરું પરંતુ એકથી વધુ પ્રતોના પાઠોનું સંકલન કરવાનું હોય ત્યારે ભાષાશુદ્ધિ સાથે ભાષાની સ્વાભાવિકતાનો પણ ખ્યાલ રાખી પાઠનિર્ણય કરવામાં આવે તો તે ન્યાય્ય ઠરે છે. બીજી આવૃત્તિ વેળા સંપાદકો આ બાબત વિચારે એવી આશા રાખીએ. મુદ્રણદોષો પ્રમાણમાં ઓછા ને સહેલાઈથી નિવારી શકાય એવા રહ્યા છે. આ સંપાદન પ્રેમાનંદના હરકોઈ અભ્યાસીને ઉપયોગી થાય એમ છે.’ *

## ઓખાહરણ

કવિવર પ્રેમાનંદની અનેક કૃતિઓનાં સંપાદનો હવે સુલભ થતાં જાય છે, અને એમની અધિકૃત વાચનાઓ પણ મળતી થઈ છે. પરંતુ ઈ. સ. ૧૯૩૮માં શ્રી ગજેન્દ્રશંકર લા. પંડ્યાએ પ્રેમાનંદ સમેત ત્રણ કવિઓનાં ‘ ઓખાહરણ ’નું સંપાદન તૈયાર કર્યું હતું એ એમનાં શ્રમ અને દૃષ્ટિનું દ્યોતક ગણી શકાય.

* હેમન્ત દેસાઈ, ‘ જનસત્તા ’, ‘ સર્જન અને સંવેદન ’ : તા. ૧૦–૧૦–૧૯૬૪.

ઈ. સ. ૧૯૪૬માં એનું બીજું સંસ્કરણ પ્રસિદ્ધ થયું હતું. આ ત્રીજી આવૃત્તિમાં માત્ર પ્રેમાનંદકૃત 'ઓખાહરણ' પ્રસ્તાવનામાં જરૂરી ફેરફાર સાથે પ્રગટ કરવામાં આવ્યું છે, અને એમાં બીજા સંસ્કરણની અધ્યાપક કે. કા. શાસ્ત્રીની સંક્ષિપ્ત ટીકા, અને 'પ્રસ્તાવના'માં કેટલોક ભાગ આગલાં સંસ્કરણોનો અને ડૉ. ભોગીલાલ સાંડેસરાના વીરસિંહકૃત 'ઉષાહરણ'ની પ્રસ્તાવનાનો પણ કેટલોક ભાગ લેવામાં આવ્યો છે. આ સર્વથી સંપાદન ઉપયોગી બન્યું છે. પરિશિષ્ટ ૧માં મૂળ ૨૯ કડવાંના ઓખાહરણમાં ક્યાં ક્યાં ઉમેરો થઈ બૃહત્કાવ્યદોહનવાળું ૫૩ કડવાંનું ઓખાહરણ થયું છે એ, એ પ્રકારના ઉમેરાની આગળ ઉપર-નીચે આંકડા મૂકી દર્શાવ્યું છે.

### જાગ્યો આજ વિરાટ

ભારત પરના ચીની આક્રમણ પ્રસંગે રચાયેલી (એક ન્હાનાલાલના અપવાદ સિવાય) જુદા જુદા કવિઓની દેશપ્રેમની રચનાઓ અહીં એક સાથે સંગ્રહાઈ છે. આકાશવાણીનાં મુંબઈ, અમદાવાદ-વડોદરા ને રાજકોટ કેન્દ્રોથી આ કાવ્યો પ્રસારિત થયાં હતાં, એટલે ભારત સરકારના 'પબ્લિકેશન્સ ડિવીઝને' પુસ્તકાકારે એ પ્રગટ કર્યાં છે. એમાં ન્હાનાલાલનું 'શકુનની ઘડીઓ...' પ્રથમ છાપવામાં આવ્યું છે અને એ પછીની અન્ય ચૌદ રચનાઓમાં ઉત્સાહપ્રેરક વીરભાવયુક્ત વાણી વિવિધ ઢાળોમાં સાંભળવા મળે છે. એમાં વીરભૂમિ ભારતનો પરિચય છે, એ વિજયવંત બને એવી ઉરભાવના છે, ભારતનાં સંતાનોને જાગૃત થવાનું ઉદ્‌બોધન છે અને વિવિધ પ્રાંતોની એકતાનો—એના વિરાટનો પરિચય છે. પ્રાસંગિક રચનાઓ કાવ્યત્વથી સંપૂર્ણ ઊફરી જ હોય એવું અહીંની રચનાઓ કે એમાંની કેટલીક પંક્તિઓ જોતાં કહી શકાશે નહિ. પરંતુ ન્હાનાલાલની કૃતિ સાથે ટકી શકે એવી થોડી જ છે. તેમ છતાં 'હિમગિરિ તુજને...', 'વિજયવંત હો!' જેવી બેચાર કૃતિઓ સારું આકર્ષણ જમાવે છે. લગભગ બધી જ કૃતિઓ શૈલીની પ્રૌઢતા તો દર્શાવે જ છે.

### ભડલી વાક્યો

શ્રી જેઠાલાલ નારાયણ ત્રિવેદીનું આ નાનકડું સંપાદન આવકારપાત્ર છે, આ યુગમાં વેધશાળાઓ વરસાદ-હવામાનાદિનું પદ્ધતિસર અવલોકન કરી આગાહીઓ કરે છે, તેમ છતાં એમાંની બધી આગાહીઓ સાચી ન પડતી હોવાનો આપણો અનુભવ છે. ભડલી વાક્યો, સંપાદકે યોગ્ય જ કહ્યું છે તે રીતે, ગામગામની નહિ પણ ઘરઘરની વેધશાળા જેવાં છે અને ગામડાનો સમાજ, ખાસ કરીને ખેડૂત વર્ગ, ભડલી વાક્યો પર ઠીક ઠીક આધાર રાખે છે. એ વાક્યોનો

અભ્યાસ કરી, એમાંનાં નિરીક્ષણોને, એ શાસ્ત્રના અભ્યાસીઓએ ચકાસવાં જોઈએ. અત્યારે તો અનેક ખેડૂતો અને વૃદ્ધો આ વાક્યોમાં શ્રદ્ધા ધરાવે છે. એટલે આ સંપાદન દ્વારા એની ખોટ પુરાય છે.

લોકકવિ ભડલી અને એના સમય વિશે વિગતભરી માહિતી આપી સંપાદકે ભડલી-વાક્યોનું ટૂંકું પણ સારું મૂલ્યાંકન કર્યું છે. લોકસાહિત્યના આ પ્રકારને શક્ય એ રીતે સંશુદ્ધ કરી આમજનતાને સરળ ટીકા સાથે એમણે સુલભ કરી આપ્યો છે. આ અંગે અન્ય પ્રતોની સામગ્રી પણ તેઓ જોઈ ગયા છે અને આ સંશોધનમાં એનો વિનિયોગ પણ કર્યો છે. વિવિધ વિષયો પ્રમાણે એ વાક્યોને ગોઠવીને અને અંતનાં બે પરિશિષ્ટોમાં ભડલી વાક્યોમાં સ્થાન નહિ પામેલાં પણ લોકજીભે રમતાં કહેવતો-ઉખાણાંને અને સૂર્યનાં નક્ષત્ર અને રાશિઓની માહિતી આપીને ઉપયોગી સેવા બજાવી છે. ભવિષ્યમાં તેઓ જ આ વિષયનું ચીવટપૂર્વક સંશોધન કરી એક સંદર્ભગ્રંથ આપે એવી આશા રાખીએ.

## 'કુમ્માપુત્તચરિયમ્'

શ્રી જિનમાણિક્ય-શિષ્ય યા અનંતહંસકૃત ૧૯૮ ગાથાઓનું આ અર્ધમાગધી લઘુકથા-કાવ્ય છે. એના સંપાદકો પ્રા. પ્ર. મો. શાહ અને પ્રા. કા. મં. પટેલે, એ કૃતિ ગુજરાત યુનિવર્સિટીના પ્રથમ વર્ષ બી. એ. ના અર્ધમાગધીના વિદ્યાર્થીઓ માટે નિયત થઈ હોઈ, મૂળ પાઠ, અનુવાદ, ટિપ્પણ અને વિસ્તૃત પ્રસ્તાવના સાથે સંપાદિત કરી છે. અહીં આપેલો કૃતિનો મૂળ પાઠ પ્રો. અભ્યંકરની અંગ્રેજી આવૃત્તિ (૧૯૩૩) નો જ લેવામાં આવ્યો છે. પ્રસ્તાવનામાં કથાસાર, જૈન કથાસાહિત્ય અને એમાં આ કૃતિનું સ્થાન, કથાનું મૂળ અને તેમાં કરવામાં આવેલ ફેરફાર, કર્મની મૂળ અને ઉત્તર પ્રકૃતિઓ, ચતુર્વિધ ધર્મ, ભાષા તથા શૈલી અને કૃતિના કર્તા-આટલા મુદ્દાઓની છણાવટ કરી છે. કૃતિને વિદ્યાર્થીભોગ્ય બનાવવાનો સંપાદકોનો આશય હોઈ એમાં સૂક્ષ્મ ચર્ચાની આશા રાખવી કદાચ કોઈને યોગ્ય નહિ લાગે. સંપાદકો અને પ્રકાશકો-અતિ અલ્પ સંખ્યાના વિદ્યાર્થીઓ માટે પણ-આવી કૃતિઓનું સંપાદન કરી તેમને પ્રગટ કરવા તૈયાર થાય એ વસ્તુ અભિનંદનીય તો છે જ.

## શ્રીરંગ-ઝરણાં

મૂળ તો આ પુસ્તક એક પ્રભુભક્તના હૃદયમાંથી વહેલાં ભક્તિનાં ઝરણાંનો સંગ્રહ છે. એનાં ૫૫ ભજનોમાં ગુરુભક્તિ અને સત્સંગના હૃદયભાવો ઝિલાયા છે. એ પુસ્તકની આવૃત્તિ ઉપલબ્ધ ન હોવાથી, અને એ સમય દરમિયાન જ એ

ભજનોના લેખક શ્રી શંકરલાલ જોઈતારામ દીક્ષિતનો દેહવિલય થવાથી, એમની જીવનરેખા (લેખક શ્રી. યોગીન્દ્ર જ. ત્રિપાઠી અને શ્રી. રમણલાલ જ. શુક્લ) સાથે એ મૂળ સંગ્રહ પ્રકાશિત થયો છે. ચરિત્રલેખકોએ સ્વ. શંકરલાલ દીક્ષિતના મૂળભૂત ભક્તિતારને કેન્દ્રમાં રાખી, એમના બાલ્યકાળથી આરંભી અંતિમ પળ સુધીના જીવનની મહત્ત્વની રેખાઓ અહીં આપી છે. શ્રી સદ્ગુરુની શોધમાં નીકળેલા ચરિત્રનાયક, નારેશ્વરના શ્રી સદ્ગુરુ શ્રી રંગઅવધૂત મહારાજ તરફ કેમ આકર્ષાયા અને એમના પ્રત્યે એમની કેવી અનન્ય શ્રદ્ધા-ભક્તિ હતી એ સર્વનું નિરૂપણ કર્યું છે, અને સાથે સાથે એમની લેખનપ્રવૃત્તિ અને એમની પ્રભુલક્ષી-કૃતિઓનું પણ પંખીદર્શન કરાવ્યું છે.

## નાટક

### આરતી

આ સંગ્રહમાં શ્રી પરમસુખ પંડ્યાએ ૭ એકાંકી નાટકો આપ્યાં છે. આ નાટકોનાં વસ્તુબીજ એમણે મહદ્ અંશે પોતે વાંચેલાં વાર્તા, કાવ્ય કે સંદર્ભમાં કથામાંથી લીધેલાં છે, અને એ સર્વનો નિર્દેશ તેમણે સ્પષ્ટપણે કર્યો છે. આ સાહિત્યપ્રેરિત નાટ્યકૃતિઓ છે, તેમ છતાં નાટ્યવસ્તુનો વિકાસ તેમણે પોતાની રીતે કર્યો છે. આ ૭ કૃતિઓમાં પશ્ચિમની વાર્તા પરથી રચાયેલું શોકપર્યવસાયી એકાંકી છે, ગુજરાતી ટૂંકી વાર્તામાંથી વિસ્તાર પામેલું એકાંકી છે, હળવું પ્રહસન છે, ટાગોરની કથાઓ પરથી રચાયેલાં રેડિયો માટેનાં રૂપકો છે; કેટલીક વિવિધ પ્રવેશોમાં–વિવિધ સ્થળકાળમાં વિહરતી કૃતિઓ છે, તો કેટલીક તદ્દન ટૂંકી રચનાઓ છે. લઘુ નાટકો તરીકે એ સર્વ આકર્ષી રહે છે.

'મજૂરોનો નેતા' એ લઘુ નાટક નેતાના મજૂરો તરફના ધર્મ અને મૃત્યુને આરે ઊભેલી પુત્રી તરફના પ્રેમના સંઘર્ષનું નાટક છે. હડતાળના એક ભાગ તરીકે વીજળી-પ્રવાહ બંધ કરવાનો આદેશ અપાયો છે; એ જ સમયે પોતાની પુત્રીનું ઑપરેશન એને કારણે બંધ રહેતાં પુત્રીનું મૃત્યુ થાય છે. 'પૂજારિણી', 'સોનાની થાળી' અને 'ફૂલનું મૂલ' નાટ્યકૃતિઓ તરીકે ખાસ કોઈ વિશિષ્ટ અસર જન્માવતી નથી; 'ના + ના = હા', એ સુદીર્ઘ કૃતિમાં લેખકની સંવાદશક્તિનો સારો પરિચય થાય છે. 'આરતી' આ સંગ્રહનું એક ગમી જાય એવું નાટક છે. એમાંનાં ઝમકુ શેઠાણી, તલકચંદ અને ગંગામાનાં પાત્રો, અણધાર્યું છતાં મધુર અને સ્વાભાવિક લાગતું સમાપન અને આરતીની ઉછામણી જેવા વિષયમાં પણ વાચકની જિજ્ઞાસાને ઉત્તેજવાની અને પોષવાની કરામત–આ નાટિકાનાં આકર્ષક અંગો છે. લેખક કરુણ અને હાસ્ય–એ બંને રસોને કુશળતાપૂર્વક આલેખી શકે છે;

સંવાદકળાનો કસબ પણ અહીં ઠીકઠીક છે; પ્રસંગોનું ગ્રથન અને વિકસન પણ છે. પરંતુ નાટ્યાત્મકતામાં આ નાટકો બહુ ઊંચી શક્તિ દાખવતાં નથી. અહીં નાટ્યસૂચનોનો ઉપયોગ પણ વિપુલ પ્રમાણમાં થયો છે, પરિણામે કેટલુંક નાટકમાંથી જે ફલિત થવું જોઈએ તે સૂચનોને સોંપવું પડ્યું છે. આ અગાઉ પણ લેખકે અનેક સળંગ નાટ્યકૃતિઓ આપીને પોતાની તાકાતનો પરિચય આપણને આપ્યો જ છે. એકાંકીમાં એમની એ શક્તિઓ હવે પછી આપણને વિશેષ રૂપમાં જોવા મળે એમ ઇચ્છીએ.

## નવું આકાશ નવી ધરતી

શ્રી તારક મહેતા નાટ્યલેખક તરીકે આપણે ત્યાં અજાણ્યા નથી. પરંતુ આ ત્રિઅંકી નાટક એમના એક જુદા જ રંગની આપણને ઝાંખી કરાવે છે. નાટક પર શ્રી અરવિન્દ અને શ્રી માતાજીના જીવનદર્શનની મુદ્રા સાદ્યન્ત પડેલી જોઈ શકાય છે. યોગસાધના અને ઈશ્વર પ્રત્યેના સર્વસમર્પણભાવને કેન્દ્રમાં મૂકીને રચાયેલું આ નાટ્યવર્તુલ લેખકની નાટ્યકાર તરીકેની કેટલીક ખૂબીઓનાં પણ દર્શન કરાવે છે. નાટકનું કથાવસ્તુ આ પ્રકારનું છે : મધરાત લગભગ મધદરિયે એક જહાજ ડૂબે છે, અને એમાંથી બચી ગયેલાં કેટલાંક પ્રવાસી એક નિર્જન ટાપુ પર પહોંચે છે. ત્યાં ભય, ભૂખ અને અનિશ્ચિત ભાવિથી સર્વ શોકવિહ્વળ બને છે, પણ સૂર્યનાં કિરણો ફૂટતાં ભગવદ અને ગીતાનાં છાયાચિત્રો તેઓ નિહાળે છે, તેમનાં સંપર્કમાં આવે છે અને ભગવદની પરમાત્માના પરાત્પર સ્વરૂપને પામવાની યોજના પ્રમાણે પુરુષાર્થની નવસંસ્કૃતિ ઊભી કરે છે. ચારિત્ર્યની મહાશક્તિ, પ્રત્યેકના પોતાના મનગમતા કાર્યમાં વિકાસની તક અને પ્રભુ પરની શ્રદ્ધા એમને નવજીવન તરફ લઈ જાય છે; પરિણામે એ ટાપુ પરથી કોઈને જવાની ઇચ્છા થતી નથી, ઊલટું તેમની તપાસમાં આવેલાં પણ ત્યાં જ રોકાઈ જવામાં પરમાનંદનો અનુભવ કરે છે. આ જગતરૂપી મહાભઠ્ઠી ચલાવનાર ભગવાન માટી-પથ્થર-કણાદિ સાથે જકડાઈ ગયેલા માનવરૂપી સુવર્ણને છૂટું પાડે છે; આ જ યોગસાધનાની ક્રિયા છે. પરંતુ અહીં વિજ્ઞાન જેવું પાત્ર એના રસની વૈજ્ઞાનિક શોધો કરીને, તિમિર ને કલ્યાણ ખેતરમાં કપાસનાં કાલાં પેદા કરીને કે હુન્નરગૃહ તૈયાર કરીને, સુચિત્ર સરસ ચિત્ર સર્જીને —એમ પ્રત્યેક પેલા વિરાટ યજ્ઞકુંડમાં કર્મનાં ઈંધણ સમર્પે છે; ભગવાનના કરણરૂપ બની સર્વ ફલાશા વિનાનાં કર્મ કરે છે; ભ્રાંતિમુક્ત બને છે અને દિવ્ય નવજીવનના ધ્યેય તરફ ગતિ કરે છે. પાત્રોનાં નામો એમના ગુણનાં દ્યોતક છે. વિજ્ઞાનની 'કોઈને કહો નહિ તો...'વાળી ઉક્તિઓ એની પ્રકૃતિરેખાને સારો ઉઠાવ આપી

રહે છે. અશ્રદ્ધાના પ્રતીક જેવા તિમિરમાં ભગવદના સાંનિધ્યે નવો શ્રદ્ધા-અંકુર ફૂટે છે, અને એના નામમાં પણ ફેરફાર કરવામાં આવે છે. આમ, સર્વ પાત્રો ઈશ્વરની દિવ્ય શક્તિઓ પ્રત્યે કૃતજ્ઞ છે; જગતને નિવૃત્તિનું નહિ પણ પ્રવૃત્તિનું સ્થાન સમજે છે. શ્રી અરવિંદના પ્રતીક સમો ભગવદ પ્રભુના ઉત્તમોત્તમ સ્વરૂપમાં પહોંચી, તેની દિવ્યતાને અને અતિ મનસની અવસ્થાને પામી, એ અવસ્થાને નીચે સુધી છેક સ્થૂલમાં ઉતારવાના લક્ષ્યની સર્વને સમજ આપી એકાંતવાસ સેવવાનો સંકલ્પ કરે છે. આ રીતે, સમગ્ર નાટક શ્રી અરવિંદની યોગસાધના અને સમૂહજીવનના આદર્શ પર રચાયું છે.

લેખક નાટ્યકલાના કસબી છે. નાટકના આરંભમાંના ચતુરાઈભર્યા સંવાદો વાચક-શ્રોતાને વિનોદની નાનકડી સેરથી ભીંજવી–હસાવી, અરુણોદયના પ્રતીક દ્વારા નવજીવનના પ્રકાશ તરફ લઈ જાય છે. ભગવદના પ્રવેશ દ્વારા અને પછી તો સળંગ નાટકમાં દુનિયાના ટાપુ પર માણસની યોગસાધનાની શક્તિનું નિરૂપણ કર્યું છે. પાત્રોની ભિન્ન ભિન્ન રુચિઓને, એમની વિવિધ પ્રકૃતિરેખાઓને ઠીક ઉઠાવ મળ્યો છે; અરુણોદય-છાયાચિત્રો-સંગીત-નૃત્ય વગેરેના આયોજન દ્વારા નાટકને તત્ત્વનિરૂપણના ભાર નીચે દબાઈ જતું અટકાવ્યું છે. નાટકનો અંત ભગવદનાં ઉપદેશાત્મક વાક્યોથી લાવવાને બદલે લતાના નૃત્યથી (જોકે ત્યાં દિવ્ય પ્રકાશ ઊતરતો બતાવાયો છે ખરો; પણ વાણી કરતાં જાતે પથરાતો પ્રકાશ વધુ સારો!) લાવવામાં નાટ્યકારે ઠીક ઔચિત્ય દાખવ્યું છે. અહીં નાટ્યકલાની ખૂબીઓનો આશ્રય લેવામાં આવ્યો છે, પરંતુ લેખકની નજર સતત શ્રી અરવિંદ, શ્રી માતાજી અને તેમના જીવનદર્શન તરફ રહી છે. કહો કે લેખકે એ પ્રયોજનને જ કેન્દ્રમાં મૂકીને આ કૃતિ સરજી છે. પરિણામે એમનો નાટ્યકસબ અહીં હાજર હોવા છતાં, પેલા પ્રયોજનનું બંધન એમની કલમનું સ્વાતંત્ર્ય હણી લેતું હોય એવો ભાવ અનુભવાય છે. તેમ છતાં, આવા પ્રયાસને આવકારવાનું મન થાય છે.

## સુપ્રિયા

આર્થર પીનેરોની એક નાટ્યકૃતિ વાંચ્યા પછી શ્રી જશવંત ઠાકરને આ નાટકનું દર્શન થયું છે, અને એનો ઋણસ્વીકાર પણ એમણે કર્યો છે. નાટકમાં લેખકે ઉન્મેષ, સંઘર્ષ અને મુક્તિની ત્રણ અવસ્થાઓનું નિરૂપણ કર્યું છે. લેખકે આ માટે આજનાં સામાજિક મૂલ્યોની દૃષ્ટિએ કલંકિત લાગે એવી–ત્રણચાર પ્રેમીઓ સાથે સહજીવન જીવેલી સ્ત્રી સુપ્રિયાને નાયિકા તરીકે પસંદ કરી છે. નાટકનો ઉઘાડ થાય છે ત્યારે અશોકે ત્રણ મિત્રોને પોતાને ત્યાં મિજબાની માટે નિમંત્ર્યા છે; એ સમયે પોતે બીજે દિવસે લગ્ન કરી હિમાલયની આહ્લાદક દિવસ

તરફ ચાલ્યો જવાનો છે અને મિત્રો સાથેની આ છેલ્લી મુલાકાત છે એમ જણાવે છે. અશોક આ પૂર્વે એક બંગાળી સ્ત્રી સાથે લગ્નથી જોડાયો હતો, એ જ આલ્મોડા હિલ્સમાં રહ્યો હતો, દેશ-વિદેશના પ્રવાસ કર્યા હતા, એક પુત્રી પણ પામ્યો હતો. પુત્રીને ઉછેર માટે કોન્વેન્ટમાં મોકલી હતી અને પછી પત્ની પણ મૃત્યુ પામી હતી. હવે એણે ભદ્ર સમાજના પ્રવર્તમાન ખ્યાલોને તોડીફોડી નાખે એવાં લગ્ન કરવાનો નિર્ધાર કર્યો છે. એના મિત્ર કાંતિ પાસે એ હૃદય ખોલે છે; આધુનિક વસંતસેના સમી સુપ્રિયા સાથેનાં એનાં થનાર લગ્નથી કાંતિ આંચકો અનુભવે છે. સામાજિક અને વૈયક્તિક દૃષ્ટિનો વિરોધ લેખકે સારો ઉપસાવ્યો છે. પણ કથળી ગયેલા પાયા પર નવેસરથી સુખભર્યું ચણતર શક્ય છે એવો અશોકને વિશ્વાસ છે, એટલે જ, મોડી રાત્રે સુપ્રિયા આવીને પોતાના કલંકિત ભૂતકાળની કથાનો પત્ર આપી જાય છે ત્યારે એ પત્ર વાંચ્યા વિના જ ફાડી નાખે છે. નાટકના બીજા અંકમાં અશોક અને સુપ્રિયાનું આલ્મોડા હિલ્સમાં કથળેલું દામ્પત્યજીવન આપણે જોઈએ છીએ. સુપ્રિયા ત્યાંની 'ભવ્ય એકલતાથી' ત્રાસે છે અને અશોકની યુવાન પુત્રી ઈલાનો પ્રેમ એ મેળવી શકતી નથી, એની ઈર્ષા એને બાળે છે; પોતાનો કલંકિત ભૂતકાળ પણ એને ભીંસે છે. ઈલા એને ચાહી શકતી નથી. પેલો મિત્ર કાંતિ અહીં આવી પહોંચે છે; એણે તો માનેલું કે આ દંપતીના જીવનમાં ઉન્મેષ પ્રગટ્યો છે, પણ પરિસ્થિતિ જુદી છે. અશોકનું પિતૃહૃદય ઈલાના હિત તરફ આર્દ્ર છે; શ્રીમતી વિદ્યુત કારખાનીસની સહાય એને મળે છે, ઈલા એની સાથે પૂના જવા રવાના થાય છે. સુપ્રિયાને આ અપમાન બાળે છે. એમાં શ્રીમતી વિદ્યુતનું વર્તન પણ એને માટે અસહ્ય બની જાય છે. પેલો ઉન્મેષ હવે સંઘર્ષના બળવાન દોરે આગળ વધે છે. જેને (સંસ્કારી ગૃહસ્થ-જીવનને) પોતે જીવનનો ઉન્મેષ માનેલો છે તે એને માટે કઠોર સંઘર્ષ નીવડે છે. એમાંથી એ હવે મુક્તિ ઝંખે છે. ત્રીજા અંકમાં એમને ત્યાં નીલા સુખઠનકર અને જ્યોતિષ (જેમને અહીં બોલાવવાનો પત્ર સુપ્રિયાએ બીજા અંકમાં લખ્યો હતો અને અશોકે એ માટે સખત નામરજી દર્શાવી હતી) આવે છે; નીલા સુપ્રિયાને લગ્નજીવનને વધારે ગંભીરતાથી નિહાળવાનું કહે છે. અશોકને એમની હાજરી ઇષ્ટાપત્તિરૂપ બની છે, પણ સુપ્રિયાએ એમને પ્રેમથી નહિ પણ જરૂરિયાતથી નિમંત્ર્યાં છે એવું કાંતિ પાસે એ કબૂલે છે ત્યારે કાંતિ અશોક પાસે સુપ્રિયાને અંતર ખોલવાનું કહે છે. સુપ્રિયાની મૂંઝવણ, વ્યથા, ભયંકર એકાંત, સંઘર્ષ એ બધું જોઈ શકે છે. કાંતિનો મોકલ્યો અશોક સુપ્રિયા પાસે આવે છે. ઈલાના અશોક પરની ટપાલમાં આવેલા અને વચમાંથી પોતે લઈ લીધેલા પત્રો તે અશોકને આપે છે. ઈલા આવે છે; એના પત્રો નહિ મળેલા એટલે અશોક ઈલાને અમર સાથે થયેલા સંબંધથી અજાણ છે. અશોક વિદ્યુત સાથે અમરને જોવા-મળવા

જાય છે, દરમ્યાન અમર ઈલા પ્રાસે આવે છે. સુપ્રિયાનો એક વખતનો એ પ્રેમી છે. એ સુપ્રિયાને પોતાના ઘડાઈ રહેલા નવા જીવનમાં વચ્ચે ન આવવાનું કહે છે. અમરના ગયા પછી અમરની કીર્તિ સાંભળીને અશોક સુપ્રિયા પાસે આવે છે. સુપ્રિયા અશોકને અમર સાથેના પોતાના સહવાસની વાત કરે છે. અશોક ઈલાને આ સંબંધ બંધ કરવા કહે છે. ઈલા આમાં સુપ્રિયાનું કાવત્રું નિહાળે છે. ઈલા અમર-સુપ્રિયાના સંબંધનો ભંડો ફોડી સુપ્રિયાના કલંકની ઉગ્રપણે વાત કરે છે, સુપ્રિયાનો ધક્કો ખાઈ પછડાય છે. ઈલા આ ઘટસ્ફોટથી પોતાને હવે મા તરીકે નહિ સ્વીકારે એનો સુપ્રિયા ભય અનુભવે છે – આ સંઘર્ષ એને ઉગ્રપણે બાળે છે. આશાવાદી અશોક એને શ્રદ્ધાથી જીવન-પલટો કરવાનું કહે છે. પતિ-પત્નીના દિવ્ય તત્ત્વનું દર્શન સુપ્રિયાને કાંતિએ કરાવ્યું છે. લગ્નપૂર્વેની રાત્રિ જેવો ઉન્મેષ ફરી આજે પ્રગટેલો, પણ વચમાં આકરો સંઘર્ષ...મુક્તિ તરફ લઈ જવા માટે જાણે આવ્યો છે; અશોકની આંખમાં જાણે સમગ્ર સમાજનાં આંસુ ઊભરે છે ત્યાં ઈલા, સુપ્રિયાના આપઘાતના સમાચાર આપે છે અને ઈલાની ક્ષમા-પ્રાર્થના સાથે નાટક પૂરું થાય છે.

નાટકમાં સુપ્રિયા-અશોક અને કાંતિ-ઈલાનાં મૂળભૂત પરિવર્તનનું, એમની જીવનશ્રદ્ધાનું દર્શન થાય છે. એ સર્વ પાત્રોનું નિરૂપણ લેખકે કુશળતાથી કર્યું છે. સુપ્રિયાના આંતરિક સંઘર્ષને પણ તેઓ દક્ષતાથી પ્રગટ કરી શક્યા છે. સંવાદ સ્થાપવાના પ્રત્યેક પ્રયત્નમાં વિસંવાદી બનનાર સુપ્રિયા અંતે અશોક સાથે જોડાય છે, પણ ત્યાંયે જીવનનાં અન્ય તત્ત્વો એને જંપવા દેતાં નથી એટલે એ મૃત્યુને ભેટે છે; કહો, મૃત્યુ દ્વારા વિજય પ્રાપ્ત કરે છે. નાટકના સંવાદો ચોટવાળા છે, અને વસ્તુગ્રથન પણ કુશળતાથી થયું છે. નાટકની ક્રિયાને ઉપકારક સૂચનો પ્રતીકોની સહાય વડે અહીં થયાં છે. નાટકના અંતે ઈલાના ઉદાત્ત હૃદયનું દર્શન, સુપ્રિયાના હૃદયની એવી જ ભૂમિકા પછી, થાય છે એમાં ઔચિત્ય છે. કેટલાક વાક્યરચનાના, શબ્દપ્રયોગોના ને અનુસ્વારના દોષો તો સહેલાઈથી નિવારી શકાય એવા છે.

## જગદ્‌ગુરુ શંકરાચાર્ય

વ્યવસાયી રંગભૂમિને સાઠેક નાટકો આપી સમૃદ્ધ કરનાર શ્રી પ્રભુલાલ દ્વિવેદીનું આ ત્રિઅંકી ચરિત્ર-નાટક છે. મૂળ લખાયેલું ઈ. સ. ૧૯૧૮માં (જગન્નાથપુરીના શંકરાચાર્યજીની પ્રેરણાથી), પછી ભજવાયું સુરત-મુંબઈમાં અને ઈ. સ. ૧૯૩૪માં નવસંસ્કરણ પામી ફરી વાર મુંબઈમાં ભજવાયેલું. એ આટલાં વર્ષે પ્રકાશિત થાય છે એ પણ રંગભૂમિનાં નાટકોના રસિક રોમાંચક ઇતિહાસનું એક પાસું છે. ત્રણ અંકના કુલ અઢાર પ્રવેશમાં વહેંચાયેલું આ નાટક આદ્ય શંકરા-

ચાર્યના જીવનના મહત્ત્વના પ્રસંગોને આલેખે છે. બાલ શંકરાચાર્યની સંન્યસ્ત લેવાની ઉત્કટ ઝંખના, ચાંડાલરૂપી શંકર દ્વારા થતી કસોટી, મંડનમિશ્ર–ઉભય-ભારતી વચ્ચેનો શાસ્ત્રાર્થ અને કામશાસ્ત્રના પ્રશ્નોના ઉત્તરો આપવા શંકરાચાર્યનો પરકાયાપ્રવેશ, માતાના અંતકાળે શંકરાચાર્યનું આગમન, શંકરાચાર્યના ઉપદેશ અને ક્ષમાયાચનાના વિવિધ પ્રસંગો સાથે અહીં રાજવીઓની રાસલીલા અને કાપાલિકોની ભીષણતા જેવા અન્ય પ્રસંગો સાંકળી લેવામાં આવ્યા છે. વ્યવસાયી રંગભૂમિના ઘાટ પ્રમાણે અહીં પ્રધાન નાટ્યવસ્તુની સમાંતરે નાટકમાં હાસ્ય-વિનોદની સરવાણી વહાવતા પ્રસંગો નિરૂપાયા છે. લેખકે વિવિધ દેશકાળના વિશાળ ફલક પર નાટકનું આયોજન કર્યું છે. પરંતુ વસ્તુગ્રથન અને પાત્રનિરૂપણની વિવિધ પ્રયુક્તિઓ છતાં નાટક એકંદરે સંવિધાનમાં દૃઢતા દાખવતું નથી. વ્યવસાયી રંગભૂમિને સહજ એવી કારીગરીનો પણ અહીં ઠીક ઠીક ઉપયોગ થયો છે. ગીતો વગેરે પણ એ રંગભૂમિની જરૂરિયાતને સંતોષે એ રીતે અહીં મૂક્યાં છે, પણ એમાં વિષયના ગૌરવને ચ્યુત કરે એવું નિરૂપણ નથી. અલબત્ત, કાવ્યતત્ત્વની દૃષ્ટિએ એમનું મૂલ્યાંકન કરવા જઈએ તો સંતોષ અલ્પ સ્થળે જ થાય. શંકરા-ચાર્યના મુખમાં સંસ્કૃત શ્લોક મૂક્યો છે ત્યાં એનું ઔચિત્ય મનમાં વસે છે. પરંતુ લેખકની નજર વ્યવસાયી રંગભૂમિ પ્રતિ હોવાથી એમાં આવતા સગવડિયા પ્રવેશો આપણને ખૂંચે છે ખરા. તેમ છતાં લેખકની આ પ્રકારના નાટ્યલેખનની હથોટી અને સિદ્ધિ આપણી રંગભૂમિના ઉજ્જ્વળ ઇતિહાસનું એક સ્મરણીય પાનું છે. લેખકે અહીં ચમત્કારોને પણ ગૂંથ્યા છે અને આદ્ય શંકરાચાર્યના વિભૂતિમત્ વ્યક્તિત્વને ઉપસાવવાનો યત્ન કર્યો છે; ખાસ તો તત્કાલીન સામાજિક-ધાર્મિક આબોહવાની ભૂમિકામાં લેખકની શબ્દશક્તિનો પણ અહીં સુભગ પરિચય થાય છે.

## યશવંત પંડ્યાનાં બે નાટકો

શ્રી યશવંત પંડ્યાનાં બાલનાટકો, એકાંકીઓ અને બે દીર્ઘ નાટકો એમ ત્રણ પુસ્તકોમાં સદ્‌ગતની નાટ્યકૃતિઓ હવે ફરી સુલભ થઈ છે. ત્રણેક દાયકા જેટલા સમય પછી શ્રી પંડ્યાની આ સંગ્રહમાંની ત્રિ-અંકી કૃતિ ' અ. સૌ. કુમારી ' અને દ્વિ-અંકી ' પડદા પાછળ ' પુનર્મુદ્રણ પામે છે એ આનંદપ્રદ ઘટના છે. આ બંને નાટકોનો કેન્દ્ર–વિષય સ્ત્રીપુરુષસંબંધની સમસ્યા છે. ' અ. સૌ. કુમારી 'માં સુકુમારીનો કૌમાર્યભંગ કરનાર વિરાટ, ચિત્રકાર વિભૂતિરૂપે એના જીવનમાં ફરીને આવે છે પણ એ ઓળખી શકતી નથી એ આ નાટકની એક નાનકડી નબળી કડી છે. એવું જ સુકુમારીના પતિ શ્રીમાન, વિભૂતિને આંગણે પટકાઈ જીવલેણ માંદગીને બિછાને પડે છે એને વિશે કહી શકાય. શ્રીમાન અને સુકુમારીના

લગ્નજીવનના ચિત્રણમાં ઇબ્સનાદિની અસરો ઝિલાયેલી છે. વિભૂતિનું પાત્ર નબળું પડે છે. પલ્લવી નાટકના અંતમાં આપણાં પ્રેમ-આદર છતી જાય છે. સુકુમારીના ચિત્રણમાં લેખકને એકંદરે ઠીક સફળતા મળી છે. 'પડદા પાછળ'નાં કુલ ૧૦ 'ચિત્ર'માં લેખકે હંસલ-જયલક્ષ્મી અને સુભદ્ર-વનવેલીનાં કુલ ચાર પાત્રો દ્વારા એ યુગનો, આગળના નાટક કરતાં સહેજ નીચેની ભૂમિકાથી, લગ્ન-પ્રશ્ન ચર્ચ્યો છે. નાટકને અંતે જયલક્ષ્મીનો ઝેર પીને અને સુભદ્રનો પિસ્તોલ દ્વારા આપઘાતનો પ્રયત્ન અને એ પછીનું નિરૂપણ લગભગ ભવાઈ જેવું લાગે છે. આરંભમાં મૂકેલા 'યશવંત પંડ્યા—નાટકકાર' એ શ્રી ઉમાશંકર જોશીના લેખમાં નાટકકાર પંડ્યાના પરિચય ઉપરાંત આ બે નાટકોની માર્મિક આલોચના પ્રાપ્ત થઈ છે. નાટકકાર પંડ્યામાં, એ યુગના સંદર્ભમાં તપાસીએ તો, કથનરીતિની નવીનતા ધ્યાન ખેંચે એવી ગણાય. થોડાં પાત્રોની સહાયથી, સારા કહી શકાય એવા સંવિધાનથી, સજાવટથી અને અણિયાળાં સૂચનોથી એમણે આ નાટકોને શણગાર્યાં છે. એમાં એમની સ્વચ્છ ચોટદાર સંવાદકલાનો ફાળો પણ નોંધપાત્ર છે. શરીરનાં અને મનનાં કજોડાંને નિરૂપીને લેખકે આ નાટકોની રચના કરી છે, અને નાટકોમાં તખ્તાલાયકીના અંશો સારા પ્રમાણમાં છે. 'અ. સૌ. કુમારી' નિરૂપણરીતિ, સંઘર્ષ, પાત્રચિત્રણ અને સમાપન જેવા અંશોમાં બીજા નાટક કરતાં અવશ્ય ચડિયાતું છે. આટલે વર્ષે એક સત્ત્વશીલ નાટ્યકારની કૃતિઓ પ્રકાશમાં લાવવા બદલ પ્રકાશક પણ ધન્યવાદને પાત્ર છે.

### બટુભાઈનાં નાટકો

શ્રી બટુભાઈનાં 'મત્સ્યગંધા અને ગાંગેય' વગેરે આઠ એક-અંકી નાટકો અહીં સંગ્રહાયાં છે. ઈ.સ. ૧૯૨૨ થી ૧૯૨૭ના સમયગાળા દરમિયાન લખાયેલી આ નાટ્યકૃતિઓ વિષય, સંવિધાનકૌશલ, પાત્રનિરૂપણ, સંવાદકલા વગેરે અંગોથી સમૃદ્ધ છે અને એ સર્વ કૃતિઓનાં આપણે ત્યાં ઠીકઠીક વિવેચન પણ થયાં છે. નાટ્યકાર બટુભાઈનું સુભગ દર્શન કરાવતાં આ નાટકો, યુનિવર્સિટીમાં પાઠ્યપુસ્તક તરીકે નિયત થતાં, ત્રીજું મુદ્રણ પામ્યાં છે.

### કાકાની શશી અને છીએ તે જ ઠીક

શ્રી. કનૈયાલાલ મુનશીનાં આ બે હાસ્યરસપ્રધાન નાટકો—પ્રહસનોનું આ ચોથું મુદ્રણ છે. નાટ્યકાર મુનશીની અનેક લાક્ષણિકતાઓ દર્શાવતાં આ બન્ને નાટકો એમાંની સંવાદકલા—તખ્તાલાયકી—સામાજિક વિકૃતિઓ પરના કટાક્ષો વગેરેથી આપણે ત્યાં ઘણી પ્રસિદ્ધિ પામ્યાં છે. 'કાકાની શશી'ના અંતે ઘણી ચર્ચા જગાડી હતી એ સુવિદિત છે.

## શર્વિલક

શ્રી રસિકલાલ છો. પરીખનું દરિદ્ર ચારુદત્ત અને મૃચ્છકટિકમાંથી ઘડાયેલું આ પ્રકરણ સાત વર્ષે બીજી આવૃત્તિ પામ્યું છે. શ્રી પરીખની નાટયકાર તરીકેની વિવિધ સિદ્ધિઓ દાખવતું આ નાટક સાહિત્ય-અકાદમી દ્વારા પણ પુરસ્કૃત થયું છે.

## માધવી

સુખ્યાત સ્કોચ નાટયકાર સર જેમ્સ બેરીના 'મેરી રોઝ' ત્રિ-અંકી નાટકનું ડૉ. ભદ્રમુખરાય ક. વૈદ્યે તૈયાર કરેલું આ રૂપાંતર છે. એનું અદ્ભુતરસિક–અપાર્થિવ વસ્તુ, ચિરકાળ સુધી મનમાં વસી જાય એવાં પુત્રી-પત્ની-માતારૂપ માધવી, વહાલસોયો અને પછી વિરહી પતિ શિશિર, માનસિંહ, રતનબા અને હરિન્ જેવાં પાત્રોનું આલેખન, પીંછીઝબકારની નાટયયુક્તિ, નાટયપૂર્ણ પરિસ્થિતિઓનું સર્જન જેવાં અંગોથી આ નાટક અત્યંત આકર્ષણ જમાવે છે. 'અતિથિભૂખ્યા ટાપુ' પર માધવી અલોપ થઈ વીસ દિવસે પાછી મળે છે, અને લગ્ન પછી માતા બનેલી માધવી પતિ સાથે ફરી એ જ ટાપુ પર જતાં ગાયબ થઈ જાય છે; જેની હોડીમાં તે ટાપુ પર ગયેલાં એ હુસેનબેગ એને ૨૫ વર્ષે પાછી ત્યાં નિહાળી ઘેર મૂકી જાય છે. પરંતુ માધવીને બંને વખત એકાદ કલાકનો જ સમય ગયો હોય એવું લાગે છે! આવી દેખીતી અસંભવિત ઘટનાના નિરૂપણ દ્વારા લેખક કાળના રૂપનું જ પ્રગટન કરતા લાગે છે. પચીસ વર્ષના સમય પછી મૂળ વયની માધવી અને વય વટાવી ચૂકેલાં સ્વજનોનું મિલન એ કેવી ગજબનાક પરિસ્થિતિ છે! મૌલિક વિસ્મયભર્યા વસ્તુવાળું આ નાટક રોમાંચક ઘટનાઓથી પ્રેક્ષક-વાચકના 'અક્કલ–તેજ'ને એ સમયગાળા દરમ્યાન તો ઝાંખું જ કરી દે છે, અને કાળ–રૂપના અર્થઘટને એને નવાં તેજવર્તુલો સાંપડે છે. આવું સુંદર નાટક ગુજરાતીમાં સફળતાપૂર્વક રૂપાંતરિત કરવા બદલ ડૉ. વૈદ્યને અભિનંદન. નાટકમાં ક્યાંક જોડણીની, ક્યાંક અનુસ્વારના ઉપયોગની, ક્યાંક સંકુલ વાક્યરચનાની ત્રુટિઓ રહી ગઈ છે તે તો સહેલાઈથી દૂર કરી શકાય એમ છે.

## સાગરઘેલી

સુપ્રસિદ્ધ નાટયકાર હેનરિક ઇબ્સનની જાણીતી પંચ-અંકી નાટયકૃતિનો શ્રી યશવંતભાઈ શુકલે કરેલો આ અનુવાદ છે. ડૉ. વેંગલ અને એની પરણેતર 'સાગરઘેલી' નારી એલીદા, શિક્ષક આર્ન્હોલમ, પુત્રી બોલેટા અને હિલ્ડા, બેલેસ્ટેઇડ,

લિંગસ્ટ્રેન્ડ અને એલીડાનો બહુનામધારી પ્રેમી: એ સર્વ પાત્રોની વિવિધ મનઃસ્થિતિઓનું ચિત્રણ સુરેખ રીતે થયું છે. નાટકમાં નારીની મથામણ છે, એની સ્વતંત્ર નિર્ણયશક્તિની કથની છે અને સ્ત્રીપુરુષસંબંધનું માર્મિક નિરૂપણ છે. પરદેશી નાવિકના પ્રેમમાં પડેલી યુવતી એ પ્રેમી ચાલ્યો જતાં – એના મૃત્યુના સમાચાર પછી – બે પુત્રીના પિતા ડૉ. વેંગલ સાથે લગ્ન કરે છે. પણ પેલો નાવિક પાછો દેખાય છે, અને પેલી યુવતી–એલીડાનું ચિત્ત ચગડોળે ચડે છે. પરિણામે પ્રેમ અને સ્વતંત્રતાના બે તંતુઓ નાટકમાં એવા સૂક્ષ્મપણે વણાય છે કે છેક સુધી એની મનોહર લીલા વાચકને મુગ્ધ કરે છે. એ તંતુઓની સાથે ડૉ. વેંગલનો અવસાન પામેલી પત્ની પ્રત્યેનો પ્રેમ, એલીડાની પેલા નાવિક પ્રત્યેની ઉત્કટ લાગણી–ચાહના, દરદી-કલાકાર લિંગસ્ટ્રેન્ડનો બોલેટા તરફનો પ્રેમ અને બોલેટા અને આર્નહોલ્મની જીવનગોઠવણીની તત્પરતા – આ બધું નાટકમાં સહજતાથી સ્ફુરતું આવે છે. પરંતુ એમાં ગાળાનો મેળ નાટકના અંતે આવે છે. પેલો નાવિક એલીડાને લઈ જવા આવે છે; એલીડાના ચિત્તસાગરમાં અનેક ઘુમરીઓ જન્મે છે. અસીમ અને અનંત માટેનો એલીડાનો તલસાટ વેંગલ નિહાળી શકે છે, અને અણીની પળે એ એલીડા સાથેનો ‘સોદો’ રદ કરી એને નિર્ણય કરવા માટે પૂરેપૂરી મુક્ત કરે છે. ત્યાં જ એલીડા પેલા નાવિકને ‘હું તમારી સાથે હવે ચાલી શકું એમ નથી’ એમ નિશ્ચયાત્મક અવાજે કહી દે છે અને વેંગલ સાથે રહેવાનો નિર્ણય લે છે. જે ક્ષણે સ્વતંત્રપણે નિર્ણય કરવાની એને તક મળી કે એ પૂર્ણપણે વેંગલની–એના કુટુંબની બને છે; બંને વચ્ચે ‘આનુ–આનુકૂલ્ય’ ઊપજી આવે છે. સાગરના ઉછાળા જેવા ચિત્તવ્યાપારોને અને સાગર સમી માનવચિત્તની ગહનતાને લેખકે એવાં જ મનોરમ પ્રતીકોની સહાયથી મૂર્ત કરેલ છે. અનુવાદકે ટૂંકા નિવેદનમાં કૃતિનો મર્મલક્ષી પરિચય કરાવ્યો છે એમાં એમની ઉત્તમ કોટિની વિવેચકશક્તિનાં દર્શન થાય છે. અનુવાદ પણ મૂળના ભાવને સ્વાભાવિકતાથી અને સહજતાથી ઝીલે છે. ગુજરાતી ગદ્યલઢણોને સરસ અને સચોટ રીતે એમણે અહીં પ્રયોજી છે.

## નાગાનંદ

કવિ હર્ષના સંસ્કૃત પંચાંકી નાટક ‘નાગાનંદ’ના ૩૬ વર્ષ પૂર્વે પ્રગટ થયેલા શ્રી રમણીકલાલ જ. દલાલના અનુવાદની આ બીજી આવૃત્તિ છે. પરંતુ આ આવૃત્તિમાં લેખકે મૂળ નાટક અને ગુજરાતી અનુવાદ (સમશ્લોકી અને ટિપ્પણમાં પરીક્ષાર્થીઓ માટે ગદ્યરૂપાન્તર) ઉપરાંત નાટ્યકાર અને નાટકને લગતી પ્રાસ્તાવિક વિગતો તેમ જ વિદ્યાર્થીઓને ઉપકારક નીવડે એ પ્રકારનાં પરિશિષ્ટો અને ટિપ્પણ ઉમેરેલાં છે. આ ઉમેરણ વિદ્યાર્થીઓ તથા અભ્યાસીઓને ઉપયોગી

થઈ પડે એવાં છે. ઉચ્ચ શિક્ષણમાં માતૃભાષા માધ્યમપદે પ્રતિષ્ઠિત થતાં આ પ્રકારનાં પ્રકાશનો નિષ્ઠાપૂર્વક થતાં રહે એવી અપેક્ષા સહેજે રહે. આ સંપાદકની નિષ્ઠા ધ્યાન ખેંચી રહે છે.

## બુઢ્ઢી ઘોડી લાલ લગામ

બંગાળી સાહિત્યતના ખ્યાતનામ સર્જક શ્રી માઈકલ મધુસૂદનનાં બે નાટકોનો શ્રી બચુભાઈ શુક્લ પાસે અનુવાદ કરાવીને સાહિત્ય અકાદમીએ આ પુસ્તક પ્રગટ કર્યું છે. અર્વાચીન બંગાળી કવિતાના અગ્રદૂત અને મહાન કવિની આ હળવી નાટ્યકૃતિઓ છે. બંને પ્રહસનોમાં જીવનના મૂળભૂત પ્રશ્નોને રજૂ કર્યા છે અને માનવીની હળવી બાજુનું નિરૂપણ રોજબરોજના વ્યવહારની ભાષામાં કરવામાં આવ્યું છે એ નોંધપાત્ર છે. 'બુઢ્ઢી ઘોડી લાલ લગામ'માં માનવીની કામવૃત્તિને કેન્દ્રમાં મૂકી ભક્તપ્રસાદ બાબુનું સરસ ચિત્રણ થયું છે, અને પૈસાને જોરે પોતાની અધમ વાસનાઓ સંતોષવા તત્પર આ 'ભક્ત'ને સારો પદાર્થપાઠ આપ્યો છે. 'આને જ શું સભ્યતા કહે છે?' એ પ્રહસનમાં પણ જૂની અને નવી પેઢીનું ચિત્રણ છે, અને ભણેલાઓની વારવનિતાવાળી 'સભ્યતા'ને પ્રગટ કરી છે. બંને પ્રહસનો ગમી જાય એવાં છે. ગુજરાતી અનુવાદ પણ મઝાનો છે.

## 'એઝ યુ લાઈક ઇટ'

શેક્સપિયરની ચોથી જન્મશતાબ્દી સમયે પ્રાધ્યાપક જયંત પટેલે શેક્સપિયરનાં ચાર પ્રસિદ્ધ નાટકોના ગુજરાતી અનુવાદો પ્રગટ કર્યા છે, એમાંથી સમીક્ષાર્થે આ અનુવાદ મળ્યો છે. શેક્સપિયર જેવા મર્મી નાટ્યકારની કૃતિઓને અન્ય ભાષામાં ઉતારવાનું કામ કપરું ગણાય. આ પૂર્વે પણ શેક્સપિયરની કેટલીક કૃતિઓ ગુજરાતીમાં અનુવાદિત થઈ છે. પ્રા. પટેલે આદરેલો પ્રયાસ અભિનંદનને પાત્ર છે. ઘણે સ્થળે મૂળના ભાવને તેઓ સાહજિકતાથી ગુજરાતીમાં લાવી શક્યા છે, તો કેટલેક સ્થળે ક્લિષ્ટતા પણ પ્રવેશી ગઈ છે. મૂળની અર્થચ્છાયાઓ ગુજરાતીમાં ઉતારવી વિકટ છે, તેમ છતાં એમણે અહીં ઠીકઠીક સફળતા પ્રાપ્ત કરી છે એમ કહી શકાય. આ દિશાની વિશેષ તાલીમ એમને ઉપકારક થશે અને મૂળના ભાવને યથાતથ પ્રતિબિંબિત કરતી વાણી સહજપણે સ્ફુરશે.

## નાટક બેસી ગયું

મરાઠી લેખક પ્રા. આષ્ટિકરના લઘુ નાટકનો આચાર્ય શ્રી વ્રજ મો. ઓઝાએ કરેલો આ ગુજરાતી અનુવાદ છે. કૉલેજના વિદ્યાર્થીઓ નાટક કરવાના છે, પરંતુ

નાટક શરૂ થતાં જે વિલંબ થાય છે એને કારણે પ્રેક્ષકો કંટાળે છે અને નાટક શરૂ થાય એ પહેલાં જ એનો અંત આવે છે. કૉલેજ સેક્રેટરી વાઘેલા, મિસ મંકોડી વગેરે પાત્રો દ્વારા સાચી રીતે તો નેપથ્યમાં ભજવાતું આ હળવું નાટક વિનોદ-કટાક્ષથી ભરેલું છે. 'બાઈની સાથ કરવા ગયા છે,' 'બેસસે બેસસે' જેવા. પ્રયોગો બરાબર નથી. ગુજરાતી અનુવાદ એકંદરે સારો છે.

## નવલકથા

### આંધી આષાઢની [ભાગ ૧–૨]

શ્રી પન્નાલાલ પટેલ આપણા અગ્રણી સર્જક છે. એમની આ નવલકથાનાં સાડા પાંચસો પૃષ્ઠોમાં એમણે એક મહત્ત્વનો સામાજિક કોયડો નિરૂપ્યો છે અને એને પોતાની રીતે ઉકેલવાનો પ્રયત્ન કર્યો છે.

બીજાઓને 'કાળમુખી' લાગતી – બધું અસ્તવ્યસ્ત કરી હોનારત સર્જતી પરંતુ ખાનદાન કુટુંબની કથાનાયિકા તારાના હૃદયમાં ઉલ્લાસ પ્રગટાવતી આષાઢની આંધી તેના જીવનમાં વંટોળ ઊભો કરે છે. એક ઘરના ત્રીજા માળે એક ખાટલો પડુંપડું થતો લટકી રહ્યો છે, એ પડે તો અનેકનાં માથાં ચીરી નાખે એવો. ભય હોઈ તેને દૂર કરવા તારા ત્યાં જાય છે અને એક અજાણ્યા યુવકને પોતાનો દેહ સમર્પી વાસનાની વેગવાન આંધીને પોતે જ વશ થઈ જાય છે! કશીયે ઓળખાણ વિના પોતાનો દેહ સોંપી દેતી નાયિકા સગર્ભા બને છે, આપઘાતનો પણ વિચાર કરે છે; પરંતુ બહેનપણી વિદુલાની મદદથી સૌરાષ્ટ્રમાં આવેલા વિશાખાબહેનના કેન્દ્રમાં નોકરીને નિમિત્તે જાય છે, ત્યાં વિશાખાબહેન અને નિર્મળાબાનાં સમભાવ અને સહાનુભૂતિ પામી પુત્રને જન્મ આપી, અમદાવાદ પાછી ફરે છે. વિધુરસજ્જન નવીનચંદ્ર સાથે લગ્નગ્રંથિથી જોડાય છે. પુત્ર પરિમલ પ્રત્યેના એના વાત્સલ્યની, નવીનચંદ્રની ઉદારતાની અને કુટુંબજીવનના સંઘર્ષની કથાના તાણાવાણા વણતી કથામાં અંતે પેલા અજાણ્યા આંધીવાળા યુવકે લખેલી નવલકથા નાયિકાના હાથમાં આવતાં એનું અભિજ્ઞાન થાય છે. પરંતુ છૂટાછેડા લીધા હોવા છતાં ઉદારચરિત પતિ નવીનચંદ્રના ગંભીર રોગને કારણે તેની સાથે તે પરદેશ જાય છે અને ત્યાંથી પેલા યુવક સાથે ટ્રંકકોલ દ્વારા થતી વાતચીતથી નવલકથાનો અંત આવે છે.

કથાનો આરંભ નાયિકા તારા, લેખક 'શ્યામ'ને પોતાની આત્મકથાની નોટબુકો અજાણી યુવતી તરીકે આપીને ચાલી જાય છે અને 'શ્યામ' એનું વાચન.

આરંભે છે એ રીતે થાય છે. આમ, આત્મકથા અહીં નવલકથારૂપે વિસ્તરે છે અને 'શ્યામ'ની આંખોમાંથી (પેલો અજાણ્યો યુવક) એ આત્મકથાનું વાચન પૂરું કરતાં આંધીભર્યો આષાઢ વર્ષી રહે છે. આરંભની જેમ અંતે 'શ્યામ'ને કેન્દ્રમાં મૂકી એના કથનથી – તલસાટથી નવલકથાનો અંત આવે છે. આરંભ અને અંતનાં બે બિંદુઓની વચ્ચે લેખકે કુંવારી માતાના પ્રશ્નને વિગતે નિરૂપ્યો છે. તારાના સ્ખલન માટે, પશ્ચાદ્ભૂમાં એનાં માતાપિતાની કથની–માતાની ચારિત્ર્ય-શિથિલતાનો નિર્દેશ કરીને–વિગતે રજૂ કરી છે. નાયિકા તારાની બાહ્ય આંધીની ભૂમિકામાં, આકસ્મિક વાસના–આંધીનો આ રીતે કદાચ લેખક ખુલાસો આપવા માગતા હોય! માતાના શિથિલ ચારિત્ર્યમાં નાયિકાના આકસ્મિક પ્રબળ કામાવેગને કેટલે અંશે પ્રતીતિકર ગણવો એ પ્રશ્ન છે. પેલા અજાણ્યા યુવકની શોધ માટે કેમ કોઈ પ્રયત્નો ન થયા તેનો વાચકના મનમાં વસવસો રહે છે. સગર્ભા બનતી નાયિકાથી આરંભી પુત્રને એનો સાચો પિતા મળી આવે છે ત્યાં સુધીની પ્રસંગ-ગૂંથણીમાં સંભવિતતાના ટકા કેટલા એની મૂંઝવણ પણ આપણને થાય છે. નાયિકાની આસપાસ સહૃદયી બહેનપણી વિદુલા, માતાના મમત્વથી સમભાવ દાખવતી વિશાખા, નિર્મળ નિર્મળાબા અને ઉદાર સ્નેહી પતિ નવીનચંદ્ર ન હોત આ કોકડું જે સરળતાથી ઊકલ્યું છે તે ઊકલત કે કેમ એ પ્રશ્ન છે. આવો ચારે-કોરનો સમભાવ પ્રગટાવતાં આ સર્વ પાત્રોના હૃદય-માંગલ્યની પીઠિકામાં તે તે પાત્રોની હૃદયસ્થ ભાવસૃષ્ટિનો મહિમા નિરૂપાયો હોઈ એ પ્રતીતિકર બને છે. પરંતુ નવલકથાની ગૂંથણીમાં લેખકને અન્ય પાત્રોની જીવનકથાના તંતુઓ ગૂંથી લેવામાં ઠીક ઠીક શ્રમ પડ્યો છે, એટલે કથા સુયોજિત સંકલનાવાળી પ્રતીત થતી નથી. કથાનાં આરંભનાં અને અંતનાં બિંદુઓથી એને એકત્વથી ગૂંથી લેવાનો પ્રયાસ એકંદરે સફળ રીતે થયો છે. વાર્તા-કુતૂહલ વાચકને સતત પોતાની પકડમાં રાખતું હોવા છતાં એના અંકોડાઓ ક્યાંક ક્યાંક ઢીલા પડતા જણાય છે. જે અને જેટલી સાનુકૂળતા કથામાં નાયિકાને પ્રાપ્ત થાય છે એ ઉપરથી કથાનો અંત વાચકના હાથમાં આવી જાય છે. તેમ છતાં પેલા અજાણ્યા યુવક 'શ્યામ' અને નાયિકાનું અલપઝલપ મિલન કરાવી, નાયિકાને લેખક પરદેશ મોકલી દે છે એટલે આ કથાના અંત વિશે વાચકના ચિત્તમાં યુવક, નાયિકા અને નવીનચંદ્રની હૃદયભૂમિની ત્રિવિધ ભાવચ્છાયાઓ વ્યંજનાભરી રીતે પ્રગટે છે.

નવલકથામાં આંધી–ખાટલો–શીશો પ્રતીકો તરીકે લેખકને ઠીક યારી આપે છે. તારાનું પાત્ર આપણા હૃદયમાં, અન્ય મંગલ પાત્રોના હૃદયમાં જન્મે છે તેવું, સહાનુ-ભૂતિનું ઝરણું પ્રગટાવતું નથી. કથાનકમાં પૃ. ૬૧ ઉપર શ્યામના ઉદ્ગારોમાં

'ગયે વરસે મારા જીવનમાં'—એવો નિર્દેશ છે. આંધીનો પ્રસંગ બન્યે અગિયારેક વર્ષ વીતી ગયાં છે. લેખકે આરંભે જ કેમ આવી ભૂલ કરી હશે? એવું જ પેલા પુત્રના નામ વિશે. આરતીનો પ્રણવ અંતે પરિમલથી ઓળખાય છે. 'શ્યામ'ની નવલકથાનો નાયિકાને વર્તમાનપત્રના અવલોકનથી ખ્યાલ આવે છે કે મહેરચંદ શેઠ સાથેની ટેલિફોન પરની વાતથી?—આપણે ગૂંચવાઈએ છીએ. વર્તમાનપત્રમાં હપતે હપતે લખાતી-છપાતી નવલકથામાં આવી ભૂલો સહેજે રહી જાય છે. પણ ગ્રંથસ્થ થતાં તો એ સુધારી લેવી જોઈએ ને? લેખકે વચમાં વચમાં અંગ્રેજી માધ્યમ, અંગ્રેજી પાંચમાથી કે આઠમાથી — જેવા કેટલાક તત્કાલીન પ્રશ્નો ચર્ચવાનો ઉદ્યમ કર્યો છે. તે ન કર્યો હોત તો સારું થાત એમ લાગે છે. આંધીનું વર્ણન પન્નાલાલની કલમે ખીલી ઊઠ્યું છે. અહીં અત્યંત તાજી ઉપમાઓ કે ચમત્કૃતિયુક્ત અલંકારોની ઓછપ છે, તેમ છતાં બેપાંચ સ્થળે આહ્લાદકતાનો અનુભવ થાય છે.

**આભ રુવે નવલખ ધારે [ભાગ ૧-૨]**

એ ભાગમાં પ્રસિદ્ધ થયેલી અને ૮૦૦ ઉપરાંત પૃષ્ઠ રોકતી આ નવલકથા, શિવકુમારની 'કંચુકીબંધ' અને 'અનંગરાગ' પછીની ત્રીજી નવલકથા છે. શિવકુમાર આપણે ત્યાં નવલિકા કે નવલકથાલેખક કરતાં નાટ્યકાર તરીકે વિશેષ ખ્યાત છે, તેમ છતાં નવલકથામાં એમણે લક્ષ્ય ઊંચું રાખ્યું છે અને પોતાના સત્ત્વનો પરચો આપવાનો પણ સારો યત્ન આદર્યો છે.

'ગુજરાત સમાચાર'માં હપતે હપતે પ્રગટ થયેલી આ નવલકથા 'ધારાવાહિક' નવલકથાઓની અતિ પ્રસ્તારની મર્યાદાથી વંચિત રહી શકી નથી. લેખકે પ્રસ્તાવનામાં આ પચાસ પ્રકરણો અને આઠસો પૃષ્ઠોનો વિસ્તાર પોતાને માટે અનિવાર્ય બન્યો હતો એમ ખુલાસો કર્યો છે, તેમ છતાં નવલકથાનું વાચન એમના આ ખુલાસાને ન્યાય્ય ઠેરવતું નથી. લેખકે બીજા ભાગના પૃ. ૩૨૧ પર, કાજલે દોરેલા કોનારકના ચિત્રની સમજૂતી એના જ મુખે અપાવતાં કહ્યું છે : "અશેષ, સામે દેખાતું કોનારકનું પાર્થિવ સ્વરૂપ અને મારા અંતરે ઝીલેલું એનું સૂક્ષ્મ સ્વરૂપ એ બે વચ્ચેનું વિચિત્ર યુદ્ધ છે. કલાકાર એમાં વિજયી બને તો કલાકૃતિ સર્જાય, નહિતર માત્ર પથ્થરની દીવાલોવાળું કોનારકનું સ્થૂળ સ્વરૂપ." લેખકના ચિત્તમાં પણ વાસ્તવના પાર્થિવ સ્વરૂપ અને ભાવનાના સૂક્ષ્મ રૂપના આવા 'વિચિત્ર યુદ્ધ'માંથી આ કૃતિ સરજાઈ છે, પરંતુ કમનસીબે કલાકાર એમાં પૂરેપૂરો વિજયી ન બનતાં ઉત્તમ કલાકૃતિ સરજાતાં સરજાતાં આ નવલકથા રહી ગઈ છે; તેમ છતાં પથ્થરની દીવાલોવાળું નર્યું સ્થૂળ સ્વરૂપ પામવામાંથી પણ એ બચી ગઈ છે એ ઓછા આનંદનો વિષય નથી.

પોતાના નવા મકાનની બાલ્કનીમાં બેસીને 'આભ રુવે એની નવલખ ધારે રેણ રડે નોધાર...' એ કાવ્યની એવા જ વાતાવરણમાં પંક્તિઓ વાંચતો કથાનાયક અશેષ, એના અંતરપટ પર એ ક્ષણે સ્થિર અને સ્વસ્થ થયેલી નજરે કશુંક ગોઠવાતું નિહાળે છે, ત્યાંથી કથાનો આરંભ થાય છે. પરીક્ષામાં ધારી સફળતા પ્રાપ્ત થતાં અને કલકત્તામાં પોતાના નટવરમામાને ધંધામાં સહાયરૂપ થવાના આશયથી નાગપુર મેઈલમાં કલકત્તા જવા નીકળે છે. નાગપુર મેઈલની વધતી જતી ગતિ સાથે એનું મન પણ પોતાના નાનકડા જીવનના બનાવોની પકડમાંથી જાણે નાસી છૂટવા ઉદ્યુક્ત થાય છે, અને એની સમક્ષ ભૂતકાળનાં ચિત્રો ચિત્રપટની જેમ ઉખેળાતાં જાય છે. એની એ વિષાદક્ષણોની સાથે જ જલગાંવ સ્ટેશને નવલકથાની નાયિકા કાજલ અને ખલપાત્ર સમો એનો ભાઈ ઉત્પલ એને મળે છે. અશેષ અને કાજલ વચ્ચે મૈત્રીસંબંધ બંધાય છે, કલકત્તામાં ટકી રહે છે, અને બંને વચ્ચે પ્રણયબીજ વવાય છે. કથાનો અધઝાઝેરો વિસ્તાર રોકતાં અનેક નડતરો વચ્ચેથી પસાર થઈ ને એ પ્રણયતંતુ માળાના મેર પાસે આવતાં–એ જ નાગપુર મેઈલમાં કોનારક મધુરજની માણવા પહોંચેલાં આ દંપતીમાંથી કાજલના ભાઈ ઉત્પલને હાથે જ કાજલનું અકસ્માત્ મૃત્યુ થાય છે, અને કથા કરુણાંતવાળી બને છે.

કથા મુખ્યત્વે કલકત્તા અને અમદાવાદ એ બે નગરોને અવલંબીને વિસ્તરે છે. પૂર્વની વધૂ અને પશ્ચિમનો વર એમ બંગાળ–ગુજરાતનાં બે આંતરપ્રાંતીય પાત્રો કથાનાં નાયક-નાયિકા છે. કમભાગ્યે અશેષ કાજલના ક્ષીરને લાંબા સમય સુધી પિછાની શકતો નથી, કારણ એ પોતાની જાતને ઓળખી શકતો નથી. હા, એ મનોમંથનો કરે છે, માનવીના સાચા સ્વરૂપ વિશે, એની બેહાલી વિશે; જીવનના વિચિત્ર ક્રમ વિશે એ વિચાર કરે છે. રાજતિલક સાથેની વાતચીત પછી પોતાની જાત પર વધુ ચોક્કસ ચોકી રાખવાની એને જરૂર લાગે છે. પોતાની ભાવના અને વાસ્તવ વચ્ચે અફાટ અંતર જોતાં જાત પર એને તિરસ્કાર જન્મે છે; કાજલના સ્પર્શની મોહિની અનુભવે છે. રસ્તા પરનો લૅમ્પ–પોસ્ટ બનવાને બદલે કોઈના જીવનમાં ધ્રુવતારક બનવાની તૃષ્ણા સેવે છે; તેમ છતાં માનવ એને હલકટ, સ્વાર્થી અને કંજૂસ લાગે છે. માનવમનની વિસંગતતા જોઈ એને હસવું આવે છે, પણ એનું પોતાનું જ મન કેવું વિસંગત છે!

જ્યારે નાયિકા કાજલ? એણે કલ્પનાજગત કરતાં જીવનનું સત્ય કેવું કુરૂપ અને બરછટ છે એનો અનુભવ કર્યો છે. સ્વીકારેલા પુરુષની સહધર્મચારિણી બની રહેવાની એને સૂઝ છે. બીજા પાત્રને છૂટું રાખી એ એકલી લગ્નનું બંધન સ્વીકારે છે. શશધરદા જેવા લોહચુંબકીય પ્રતિભાવાળા પુરુષની વિચારપકડમાંથી.

એ ધીમે ધીમે મુક્ત થાય છે. એનો સ્વમાનશીલ સ્વભાવ અને એની કોઠાસૂઝ આપણા હૃદયમાં એને માટે આદર પ્રેરે છે. અકર્મણ્ય જેવો લાગતો અશેષ વિષાદગ્રસ્ત રહે છે, જ્યારે કાજલ, કલાની સાધનામાં ગતિ કરી હૃદયપ્રદેશની ઉજ્જવલતા પ્રગટ કરે છે. 'તમે મને શોધતા આવ્યા એટલે તમારા બધા જ ગુના માફ'–અશેષને એમ કહેતી કાજલ 'પડધા' વિના ન જીવી શકે એ સમજી શકાય એવું છે. પિતાના અરવિંદપ્રબોધ્યા જ્ઞાનયોગ, જયમનબહેનના ગાંધીપ્રબોધ્યા કર્મયોગ અને રવીન્દ્રના આત્મપ્રબોધ્યા સૌન્દર્યયોગના ત્રિવેણીસંગમમાં સ્નાન કરી પુનિતાત્મ બનેલી કાજલ, સાચે જ, નવલકથાનું મહામૂલું પાત્ર છે. કોનારકના ઉચ્ચ શિખર પર જ નહિ, વાચકના ભાવનાવ્યોમમાં વિહરી રહેતું આ પાત્ર, પોતાની જાતને પંખિણી તરીકે કલ્પે છે એમાં કેટલું બધું ઔચિત્ય છે!

નાયકની માતા જયમનબહેન અને નાયિકાના પિતા દ્વિજેનબાબુ નવલકથાનાં મંગલપાત્રો છે. પહેલાએ ગાંધીજીની વિચારધારાને આત્મસાત્ કરી છે, તો બીજાએ શ્રી અરવિંદની. જયમનબહેનની પાસે સ્નેહનું ભાથું અને બળ છે. કાજલના આંતરસત્ત્વને એ જ બરાબર ઓળખી શકે છે. માનવ પાસે જ્યાં સુધી પારકા માટે ઘસાવાની તૈયારી છે ત્યાં સુધી પ્રજાના ઉજ્જવલ ભાવિ વિશે એ નિશ્ચિંત છે. પુત્રને વસંત-રજ્જબનું કર્તવ્ય સમજાવતાં જયમનબહેનની મંગલપ્રભા નવલકથાના વાતાવરણને ભર્યુંભર્યું બનાવે છે. પ્રતિસ્પર્ધી સામે પોતાનાં તીક્ષ્ણ શસ્ત્રાસ્ત્ર સજાવેલાં રાખતી અને આરંભે રંગબેરંગી મોરું પહેરીને ફરતી, પણ અંતે 'મારે normal સ્ત્રી બનવું જોઈતું હતું' એમ કહી એના પલટાનો પરિચય આપતી સુતપા; પોતાના યજ્ઞકાર્યના મુખ્ય પુરોહિત અને અન્યને મંત્રોના ઉદ્દગાતા ગણતા શશધરદા; પોતાના ધ્યેયને પહોંચવા સાચાખોટાના રૂઢ ખ્યાલોથી દૂર રહેતા મિસ્ટર પટેલ; વિલાસી ખંધો પ્રેમજી; હિમ્મતલૈ અને શવજીભાઈ, ઉદાર પાડોશી મોતીલાલ અને ગાડીવાન માધુજી, ચાંદની-ચંદ્રાવલી......કેટકેટલાં પાત્રો લેખકે સર્જ્યાં છે! એમ લાગે છે કે બહુસંખ્ય પાત્રો સર્જીને લેખકે 'લોકારણ્ય' જ ઊભું કરી દીધું છે! આટલાં બધાં પાત્રોની અનિવાર્યતા સમજાવવી મુશ્કેલ થઈ પડે એવી છે. ઠીંગણા ચીના મોચીઓ અને એમની સ્ત્રીઓ, કદરૂપું હસતા વિકારી ગાડીવાળાઓ અને અમરતલાલની મેમણો, ખોજાઓ, લુવાણા–ભાટિયાની વિવિધવર્ણી સૃષ્ટિનો તો કોઈ સુમાર નથી! સ્નેહભંગ પામેલી ત્રણ વ્યક્તિઓ–વાજપેયી, પ્રો. નવેન્દુ ધરક અને સરયૂ—લેખકને ભિન્ન ભિન્ન આદર્શો વ્યક્ત કરવા પ્રેરે છે.

અશેષ-કાજલની આ પ્રણયકથામાં લેખકે રાજકારણના રંગો મોકળે હાથે પૂર્યા છે. સુચિન અને ઐતિહાસિક વ્યક્તિઓનાં ચિત્રણોને પ્રણયકથાથી ઓછું

મહત્ત્વ અપાયું નથી. '૪૨ની લડત અને બંગાળનાં કોમી રમખાણો, બળતું પંજાબ અને સ્વતંત્રતાની પ્રાપ્તિ, ગાંધીજીની નોઆખલીની યાત્રા, પ્રાર્થનાસભાઓ અને એમની હત્યાનો પ્રસંગ : આ સર્વનો તારીખવાર ઇતિહાસ અહીં આલેખાયેલો છે. જનાબ જિન્હા અને સુહરાવર્દી, ગવર્નર કેસી અને લૉર્ડ વેવેલ, લિયાકતનું બજેટ, આનંદબજારપત્રિકા અને હરિજનબંધુના નિર્દેશો, અરુણા અસફઅલી અને પ્રો. કબીરના રાજકીય સંવાદો—આ સર્વ આ નવલને રાજકારણનો ઘેરો પટ બેસારે છે.

૧૯૪૦થી '૫૦ના ગાળાની પાર્શ્વભૂમાં વિસ્તરતી આ કથા પહેલા ભાગમાં બંગભૂમિની નાયિકાને અવલંબીને કવિવર ટાગોરની બાનીથી અભિષિક્ત થઈ છે, તો બીજા ભાગમાં નાયકની માતાને અવલંબીને મહાત્માજીની વાણીથી ભીંજાઈ છે. ગુર્જર અને બંગભૂમિના એ બે મહાત્મા પુરુષોની છાયા આ કૃતિ પર ઝળુંબી રહે છે, અને એમાં નાયિકાના પિતા દ્વારા શ્રી અરવિંદની અસર પણ ઝિલાઈ છે. આમ, ત્રિવિધ તંતુઓ, નાયકનાયિકાને કેન્દ્રમાં મૂકી—એમનાં જ આત્મીયજનો દ્વારા—લેખકે ગૂંથ્યા છે; અને એમાંય નાયિકાની સૌન્દર્યસાધનાને કેન્દ્રમાં મૂકી આજુબાજુ કર્મ અને જ્ઞાનનો—આચાર અને વિચારનો સેતુ રચવાનો અભિષ્ઠ યત્ન કર્યો છે.

કથામાં વારંવાર ટપકતું ટાગોરનું કાવ્યમધુ કે મહાત્માજીની મંગલવાણી, કથાને કાવ્યમયતા અને કર્મરતતાનો પુટ આપવાના લેખકના કોઈ આંતરિક ઉદ્દેશને અનુરૂપ થવાને બદલે ક્યારેક તો વાતાવરણને ધૂંધળું અને ગદ્યાત્મક બનાવી મૂકે છે. પરંતુ રાજકારણનો પટ અહીં એવો પથારો પાથરીને પડ્યો છે કે મૂળ કથા સ્વાભાવિક રીતે વિકસવામાં જાણે ગૂંગળામણ અનુભવતી હોય એવું લાગ્યા કરે છે. જે સમયગાળો લેખકે પસંદ કર્યો છે એના પ્રજાજીવનના ઊલટાસૂલટી પ્રવાહો અને એમાં ટકરાતી વિવિધ વિચારસરણીઓનો આલેખ, વિવેકપૂર્વકની લઘુમાત્રામાં હોત તો લેખકે તાકેલું ઊંચું નિશાન વિશેષ આનંદપ્રેરક બનત. સુતપાની શરતનો અશેષ સ્વીકાર કરે છે ત્યારે જયમનબા કહે છે : 'આ તું શું બોલી ગયો, અશેષ? તેં એ સારું ન કર્યું. ઊંડા સ્નેહસંબંધ અને રાજકારણની માન્યતા, બેને તું સેળભેળ શા માટે કરે છે?' શ્રી શિવકુમારભાઈને પણ પૂછવાનું મન થાય છે કે તમે પણ આ નવલકથામાં 'ઊંડા સ્નેહસંબંધ' સાથે 'રાજકારણ'ની આટલી બધી માત્રામાં સેળભેળ શા માટે કરી? એવું જ કંઈક કૃતિના કરુણ અંત વિશે બન્યું છે. અંતરની અનોખી સમૃદ્ધિ ધરાવતી અને પ્રેમના ધ્રુવ તત્ત્વને પિછાનતી કાજલ સામ્યવાદી ભાઈ ઉત્પલને હાથે મૃત્યુને વરે છે એવા અંતમાં કલાત્મકતા જળવાય છે, પણ પ્રસંગના અકસ્માતમાં પ્રતીતિકારકતાના

ટકા ઓછા પડે છે. કદાચ, લેખકની રાજકીય વિચારસરણીનો પણ આ વિજય હોય! ન જાને!

શ્રી શિવકુમારભાઈએ આ નવલકથાને આપણી નવતર કવિતાને પગલે પગલે કૌંસના અતિશય ઉપયોગથી મઢી છે. ઉ. ત., 'કાંકરિયું (કેવું બિસ્માર!) ચંડોળા (કેવું નધણિયાતું!)'—જેવામાં તો એ અસર સ્પષ્ટ વરતાય છે. ક્યાંક તો મોટા કૌંસમાં વળી પાછા નાના કૌંસ પણ ગૂંથ્યા છે. ક્યાંક પાત્રોના સ્થૂળ પરિચય માટે, ટીકાટિપ્પણી માટે, કયાંક આડવાતમાં કશુંક કહેવા માટે કે ભાવિ પ્રસંગોના સૂચન માટે—એમ અનેકવિધ રીતે લેખકે આ કૃતિમાં કૌંસને સહેલતા મૂક્યા છે. એ વિરલ સ્થળે જ નિર્વાહ્ય બને છે. એમાંના ઘણાખરાને તો એ સહેલાઈથી દૂર કરી શક્યા હોત, અને કેટલીક વાર તો એથી જન્મતી ચાંપલાશને એ વેગળી રાખી શક્યા હોત. મુદ્રણદોષોની સંખ્યા પણ અહીં ઓછી નથી. જોડણી અને અનુસ્વારના ઉપયોગની અતંત્રતા એમને કેમ નહિ ખટકી હોય એની નવાઈ લાગે છે! 'દક્ષિણાસ' કે 'જંખના,' 'માર્દવતા' કે 'સહસ્ત્ર' જેવા ખોટા શબ્દપ્રયોગો મુદ્રકના હોય એમ ઇચ્છી જવાય છે. પણ કેટલીક વાર કથળી જતી, વિના કારણ લંબાયેલી વાક્યાવલિઓ અને કાલિદાસ જેવામાંથી ટાંકેલ અશુદ્ધ અવતરણની જવાબદારી મુદ્રકને માથે કેમ કરીને નાખી શકાય?

## સઢ અને સુકાન [ભાગ ૧-૨]

'દરિયો ખેડ્યો નથી, માત્ર ખુલ્લી બારીમાંથી સાગર જોયો છે એટલે સાગરની આ પૂરી તસ્વીર નહીં પણ રેખા માત્ર છે' એવો નમ્ર એકરાર આ દરિયાઈ નવલકથાના લેખક શ્રી વનુ પાંધીએ પ્રસ્તાવનામાં કર્યો છે. તેમ છતાં, 'સુકાની' અને ગુણવંતરાય આચાર્યની જેમ આ લેખકે પણ આપણને એક સબળ સાગરકથા આપી છે. એમાં કચ્છમાંડવીના સમુદ્રકાંઠાની ખારવા કોમનું ખડતલ ચિત્ર લેખકે ઉપસાવ્યું છે. સાથે જંગબારની વસાહતના સ્થાપક લધાભાની અને એને અનુષંગે જંગબારના સુલતાન અને ચાંચિયા અબુની કથા પણ આમાં વણી લીધી છે. પરંતુ લેખકનું લક્ષ્ય એક તરફ મૃત્યુને મૂઠીમાં લઈને ફરનાર ખારવા-વીરોનાં જિંદાદિલી, વહાણવટાનાં કૌશલ-કાબેલિયત, વીરતા-પરાક્રમ અને વટ-ટેક નિરૂપવાનું છે, તો બીજી બાજુ એમને પાયમાલ કરનાર શ્રીમંત શાહ-સોદાગરોનાં વાસ્તવિક ચિત્રો આપવાનું પણ છે. બીજા ભાગના પૃ. ૧૩૧ પર મુરલીના વિચારોમાં (અને પ્રસ્તાવનામાં પણ) એ સ્પષ્ટપણે વ્યક્ત થયું છે. "ભોળા સાગરખેડુઓ દરિયો ખેડે છે, જીવે છે અને મરે છે. એ એમની જીવન-લીલા દરમ્યાન લક્ષ્મી ઢસડી લાવે છે તે આ શેઠશાહુકારોના ઘરમાં ઠલવાય છે.

ઝંઝાવાતો ઝીરવતો ખારવો ભિખારી જ રહે છે. મહોતાજ અને બિચારો રહે છે. એના ઘરનું છાપરું સાજું નથી રહેતું. માટીલીંપ્યાં ખોરડાં પાકાં કદી નથી બનતાં... અને એ મહાજન કોમ...' આ વ્યથા લેખકની છે, અને નવલકથામાં વહાણવટું ભાંગતાં આજે ભાંગી પડેલી એ ખડતલ કોમ પ્રત્યે શાહસોદાગરે ફેરવેલી પીઠ પ્રત્યેનો રોષ પણ વ્યકત થયો છે. (એ રોષમાંથી જ કદાચ આ નવલકથામાં રંભા શેઠાણી અને નાનાશેઠનાં ચારિત્ર્યની હીનતા નિરૂપાઈ હશે!)

નવલકથામાં વહાણવટાંની વિશિષ્ટતાઓ, એની ખૂબીઓ-જોખમો-કાબેલિયત અને સાથે સાથે ચાંચિયાગીરીની ભયાનકતાનો અચ્છો ચિતાર રજૂ થયો છે. પરંતુ એમાં કથાનાયક ગોવિંદની પ્રણયકથા, આ ખારા ઊછળતા સાગરમાં, આસાનીથી વહી રહે છે. નાયિકા મુરલીને મેળવવા, એની પ્રેરણાથી કોમળ ગણાતો ગોવિંદ સાગર ખેડે છે, અણકલ્પ્યાં પરાક્રમો કરે છે. મુરલીનો ઉપાલંભ એને સાચો સાગરપુત્ર બનાવે છે. પરંતુ સાગરસફરમાં અનેકવિધ શૂરવીરતા દાખવતો ગોવિંદ ચાંચિયા અબુહસનના કેદી તરીકે પકડાય છે. એની પ્રતીક્ષા કરીને થાકી ગયેલી પ્રિયતમા મુરલી અન્ય ખારવા મનોર સાથે લગ્નગ્રંથિથી જોડાઈ જાય છે. પરંતુ એ પછી ગોવિંદ પાછો આવે છે અને મુરલીને મનોર સાથે પરણી ગયેલી જોઈ (અને માતા પણ એની આશા મૂકી ગાંડી બની મરણ પામેલ હોઈ) એની વીરતાનો આનંદ ઘેરા શોકમાં પલટાઈ જાય છે. એ ફરીથી સાગરસફરે ઊપડે છે. એ વખતે મુરલીનો પતિ મનોર પણ એની સાથે જોડાય છે. આ સફરમાં પણ ગોવિંદનાં અદ્ભુત પરાક્રમો લેખકે અતિશયતાથી આલેખ્યાં છે. પણ વળતાં વહાણ સપડાય છે. થોડાક નાવિકો હોડીમાં જિંદગી બચાવે છે ત્યાં અનાજપાણી ખૂટતાં ચિઠ્ઠી ઉપાડી એક પછી એક સાગરમાં ઝંપલાવે છે. મનોરને બચાવવા, મનોરના નામની છેલ્લી ચિઠ્ઠી નીકળી હોવા છતાં, ગોવિંદ પોતે સાગરમાં ઝંપલાવે છે પણ નસીબયોગે અન્ય વહાણ એને બચાવી લે છે. મનોરનો પત્તો લાગતો નથી. ઘેર પાછા આવતાં મુરલી એના પર, પોતાને પામવા એણે મનોરને મારી નાખ્યાનો આરોપ મૂકે છે! એના જીવનની આ બેવડી કરુણતા દર્શાવીને લેખકે કથા પૂરી કરી છે.

ગોવિંદની આ કરુણ પ્રણયકથામાં નાયક-નાયિકાની વિલક્ષણ ભાવસૃષ્ટિને લેખકે ચોટદાર અભિવ્યક્તિ આપી છે. ગીધુ સુખાણી અને લક્ષ્મીની (પ્રતાપ અને ગોનાની) પ્રણયકથા પણ રોમાંચક બની છે. લેખકે પોતે જ અવારનવાર નવલકથામાં વિવિધ પાત્રોની વિશિષ્ટતાઓને પ્રગટ કરી આપી છે. લધાભા, પ્રેમજી શેઠ, કરશન ભગત, મંગલ પીંજરી, તેજુ, સારંગ, ઓસુ, અબુહસન, દામો આલમ જેવાં અનેક પાત્રોનાં નિરૂપણો આકર્ષક છે. પરંતુ એ સર્વમાં વજ્જરની છાતી-

વાળા અભાગી, વેદનામૂર્તિ ગોવિંદનું પાત્ર લાંબા સમય સુધી ચિત્તમાં ચોંટી રહે એવું છે. અણુ જેવા ચાંચિયાને પકડવાની હિંમત કરનાર, એ માટે સફળ યોજના ઘડનાર અને અંતે એને જેર કરનારની ભાંગેલી ભડ અંતરસૃષ્ટિથી આપણે પ્રભાવિત થઈએ છીએ. પરંતુ લેખકે કથામાં આંતરસંઘર્ષો અલ્પ નિરૂપ્યા છે. કથાના પ્રસંગો પ્રમાણમાં સુગ્રથિત છે અને લેખક પાસે આગવી પ્રભાવશાળી વર્ણનશૈલી છે. સમુદ્રના ધેરા-ભૂરા-નીલા-કાળા પાણીના પલટાતા રંગો--સાગરની સૃષ્ટિ અહીં સજીવ બની જાય છે. લેખકની કલમ વર્ણનોમાં વિશેષ ખીલે છે એ એની વિશિષ્ટતા છે. તો નવલકથામાં વર્ણનોનું પ્રાધાન્ય કથનને અવરોધરૂપ બને છે એ એની મર્યાદા પણ છે. ક્યાંક ક્યાંક વર્ણનોમાં અને શબ્દોમાં પુનરુક્તિઓ પણ થઈ છે. તેમ છતાં ક્વચિત્ આકર્ષક અને ચોટદાર ઉપમાઓ કે વાક્ભંગિઓથી તાજપ પણ અનુભવાય છે. આ પ્રણય-પરાક્રમની ખડતલ કથા, આપણી સાગરકથાઓમાં, કેટલીક મર્યાદાઓ છતાં, અવશ્ય આવકારપાત્ર છે.

## નગરશેઠની હવેલી [૧-૨]

શ્રી બબીબહેન ભરવાડાની આ સુદીર્ઘ નવલકથા સૌરાષ્ટ્રની નગરશેઠ-સંસ્થાની ત્રણ પેઢીના જીવનને આલેખે છે. લેખિકા પોતે નગરશેઠ પરિવારમાં જન્મ્યાં અને ઊછર્યાં છે. પરિણામે સ્વાનુભવમૂલક આ કથામાં એ સંસ્થાનાં ઝીણવટભર્યાં ચિત્રો રોચક રીતે નિરૂપાયાં છે. નવલકથામાં નગરશેઠ અજિત, પત્ની વિજયા, પુત્ર અશોક અને પાલિતા કન્યા નંદિની દ્વારા નગરશેઠના પરિવારચિત્રને તેઓ ખડું કરે છે, અને એનાં ઉદારતા-પરોપકાર આદિ મૂલ્યોને પ્રગટ કરે છે. અજિતશેઠને જાપાનપ્રવાસ અને અશોકનો ઇંગ્લંડનિવાસ નવલકથામાં નવું વાતાવરણ જમાવે છે. તો પુત્રી સરલાની ગાંધીજીપ્રેરિત રચનાત્મક પ્રવૃત્તિઓની સેવાભાવના કથામાં આકર્ષક ઉન્મેષ સર્જે છે. અહીં હવેલી દ્વારા મધ્ય યુગની ભાવનાઓ અને સરલા દ્વારા ગાંધીયુગની ભાવનાઓ અસરકારક રીતે વાચા પામી છે. પ્રૌઢ વયે પહોંચતાં વિજયા સંયમી જીવનનો આશ્રય લે છે ત્યારે અજિત શેઠ વ્યાકુળ બને છે; અમીના અને જાપાની પરિચારિકા પ્રત્યે આકર્ષાય છે. બીજી બાજુ એમના પુત્ર અશોકનું વેવિશાળ પાલિતા કન્યા નંદિની સાથે થયું હોવા છતાં તે ઇંગ્લૅન્ડનિવાસ દરમ્યાન ઈવનું આકર્ષણપાત્ર બની બેસે છે; એટલે સુધી કે અશોકની ઝંખના એને ભારત લાવે છે અને અંતે નંદિનીના જ સમર્પણભાવથી એ અશોક-નંદિનીનું લગ્ન ઊજવી ઇંગ્લૅન્ડ પાછી ફરે છે. એવો ત્રીજો પ્રસંગ છે સરલા અને રોહિનનો. રોહિનના ભાવનાવાદથી આકર્ષાયેલી સરલા અંતે રોહિનના જીવનનો અકલ્પ્ય પલટો નિહાળી પોતે જ

સાચી રચનાત્મક પ્રવૃત્તિ તરફ વળી ગામનું નવનિર્માણ કરે છે. આ રીતે, આ કથાપ્રવાહ સૌરાષ્ટ્રની નગરશેઠપરંપરાનું અચ્છું પ્રતિબિંબ ઉપસાવે છે અને એ દ્વારા તત્કાલીન ભાવનાઓ અને સામાજિક મૂલ્યોને કુશળતાથી વણી લે છે. કથામાં વિજયા શેઠાણીનું પાત્ર ઊડીને આંખે વળગે એવું–ગુણસુંદરીના ગુણોનું સ્મરણ કરાવે એવું છે. આદર્શ ગૃહિણી તરીકેનું એનું ચિત્રણ ગમી જાય એવું છે. એવું જ સુભગ ચિત્ર – એ પરંપરા દિપાવનારું ચિત્ર – નંદિનીમાં મળે છે. નહિતર, ઈવનો ચિત્તસંઘર્ષ સંવાદમાં કદી પરિણમ્યો ન હોત. તપસ્વિની બનવા જતા ચલિત થયેલા પંડિતજીનો અનુભવ તેમ નવયુગ અને નવકેળવણીનો મુંબઈનિવાસનો અનુભવ એને પ્રસન્ન દામ્પત્ય માટેની ભૂમિકા પૂરી પાડે છે. એ જ રીતે રોહિતને કારણે સર્વોદયને પંથે વળેલી સરલા, રોહિતને એ માર્ગેથી ચ્યુત થયેલો નિહાળે છે પણ એ તો અડગ રીતે એ માર્ગે આગળ વધી નૂતન સમાજસંસ્કરણની ભાવનાને મૂર્ત રૂપ આપવા સાચી મથામણ કરે છે. સ્ત્રીપાત્રસૃષ્ટિમાં રાજપુત્રી ચકોરી અને અંગ્રેજ યુવતી ઈવ, અમીઝરતી અમીના અને જાપાની માર્ગદર્શિકા સુમીકો ધ્યાન ખેંચી રહે છે. અહીં વિવિધ પાત્રો દ્વારા મધ્યયુગીન સમાજરચનાના પ્રતીક સમી હવેલીનું ગાંધીપ્રેરિત નવભાવનામાં થતું રૂપાંતર નલકથાને ભૂત અને વર્તમાનની અસરકારક કડીઓથી ગૂંથી લે છે. લેખિકાએ સામાજિક જીવનનાં અને વિધિઓનાં ચિત્રો વિગતે આલેખ્યાં છે. પરંતુ આ ગુણદર્શી અને સંવાદી રહેવા સર્જાયેલો કથાપટ મહદંશે સંઘર્ષને ટાળે છે અને પાત્રોનાં અંતરતલને આપણી સમક્ષ પ્રગટ કરી શકતો નથી. પુરુષપાત્રોનાં નિરૂપણમાં લેખિકાને, સ્ત્રીપાત્રો જેવી સફળતા મળી નથી. આ દીર્ઘ કથાપટને વિવિધ ફૂલવેલોથી આકર્ષક બનાવવાનો એમનો પ્રયત્ન રહ્યો છે; પ્રવાહી અને રોચક શૈલીએ એમને સહાય પણ કરી છે. કરુણ પ્રસંગના નિરૂપણમાં એમને સારી ફાવટ પણ છે. નવગ્રામનિર્માણને ભાવનાનો પુટ પણ તેઓ સારી રીતે આપી શક્યાં છે. તેમ છતાં, સંકલન અને પાત્રવિકાસમાં એમને જોઈએ એવી સફળતા મળી નથી અને નવલકથા સુવાચ્ય બની હોવા છતાં ફૂલાવેલી વિશેષ લાગે છે. મધ્યયુગનાં ઉદાત્ત જીવનમૂલ્યો અને ગાંધીયુગની ભાવનાઓને લેખિકાએ, આ કથાનિરૂપણમાં, કેન્દ્રસ્થાને રાખી છે અને અંતિમ પ્રકરણમાં એ અસરકારક બની છે.

## ધરતી ભાર શે ઝીલશે [ખંડ ૧–૨]

શ્રી પુષ્કર ચંદરવાકરની આ નવલકથા બે ખંડનાં લગભગ પાંચસો પૃષ્ઠોમાં વિસ્તરેલી છે. નાયક વાલા પટેલના ચાર પુત્રો પૈકી સવજીને ત્યાં બીજા પુત્રનો જન્મ થતાં, અને કુટુંબમાં એ આંકડો ચૌદે પહોંચતાં એમની વિમાસણ વધે છે: 'સાઠ વીઘાં જમીનમાં આ સંધાય ગદરશે શેણે કરીને? ધરતી આ સૌનો ભાર

શે ઝીલશે?' આ મૂંઝવણમાંથી માર્ગ ન નીકળતાં નવલકથાના મંગલપાત્ર સમા દેવા ભટ્ટને ત્યાં જાય છે અને પૌત્રને ભણાવવાનો નિશ્ચય કરે છે. સમગ્ર કુટુંબને ભેગું કરી પોતાનો નિર્ણય જણાવે છે અને સર્વની સંમતિ મળતાં એમનું મન ઉલ્લાસથી સભર બને છે. લખમણને નિશાળે બેસાડી, ત્યાંનું ભણતર પૂરું થતાં એને શહેરમાં આગળ ભણાવવા લઈ જાય છે. રાત્રિશાળામાં ભણતો લખમણ સિનેમાની ટિકિટોનાં કાળા બજાર કરવામાં નિષ્ણાત ભૂરીઆની જાળમાં ફસાય છે અને પકડાય છે, પણ દેવુ ભટ્ટના પુત્ર ગુણવંતને કારણે તરત જ છૂટે છે. ગામડે કુટુંબમાં કલહનો અગ્નિ ધૂમી વળે છે. લખમણને લઈ વાલા પટેલ ગામડે પાછા ફરે છે અને કુટુંબની અવદશા જોઈ જમીન ફરી મઝિયારી બનાવી લખમણની સહાયથી જમીનને ખેડવા હળ જોતરી મા ધરતીને ખોળે આવી પહોંચે છે.

વાલા પટેલની આરંભની મૂંઝવણ, શહેરજીવનના અનુભવો અને અંતે વતનમાં ધરતીને ખોળે એમનું આગમન–આ કથાતંતુ પર નવલકથાનું મંડાણ થયું છે. વાલા પટેલના મધુર કુટુંબનું નિરૂપણ કરવા સાથે એમણે એ જ કુટુંબ, કલહનો ભોગ બનતાં અને એમાંયે ઊજમ ડોસી અને વસરામ જેવાં ગામડાનાં કલહરસ-પ્રિય પાત્રોને કારણે કેવું ખાનાખરાબ બને છે એનું ચિત્રણ પણ આપ્યું છે. ફૂલવહુની પ્રકૃતિરેખાઓને, પેલાં કલહપ્રિય પાત્રોના સંદર્ભમાં ઠીકઠીક ઉઠાવ પણ મળ્યો છે વચમાં વચમાં લેખકે સ્વરાજ્ય આવ્યા પછીની ગામડાંની દશાનો, ખાસ તો કડકડતી નોટો માટે ભેંયશીંગની ખેતીમાં રચ્યાપચ્યા રહેતા ખેડુતોનો અને પરિણામે આવતી અવદશાનો, અને એને જ કારણે કદાચ સ્વરાજના અમલ-દારોની લાંચરુશ્વતખોરીનો પણ અહીં પરિચય આપી દીધો છે. તો બીજી બાજુ, શહેરનાં મંદિરો અને એમાં ચાલતી વેપારવૃત્તિ, એમાં સંડોવાતા મહારાજ-મહંતો, સિનેમાની ટિકિટોના કાળા બજાર કરતા રીંગલીડરો અને એમની મનોવૃત્તિઓ, એમને પોષતા (અથવા પરસ્પર પોષાતા) પોલીસો, બંગલો બંધાવતા ધનિકોનાં મનોવલણો અને મજૂરોની સૃષ્ટિ: આ બધું પણ અનુભવવા મળે છે. લેખકની એક આંખ ગ્રામસૃષ્ટિને અને બીજી નગરસૃષ્ટિને નિહાળે છે. બંનેનાં દૂષણોને એ ઝીણવટથી રજૂ કરે છે.

વાલા ડોસા, લખમણ, દેવુ ભટ્ટ, ફૂલ વહુ, અરે પેલાં ઊજમ-વસરામ અને વેવાઈનાં પાત્રો પણ આપણા મનનો કબજો લઈ બેસે છે. શહેરના ને ગામડાના વાતાવરણને ખડું કરવામાં લેખક સફળ થાય છે. એ માટે લોકબોલીના લહેકા, એમની કહેવતો, રૂઢિપ્રયોગો અને કેટલાક સચોટ શબ્દોનો પણ મૂલ્યવાન ફાળો છે. દેવુ ભટ્ટના મુખમાં મૂકેલા તત્સમ શબ્દો પણ એ પાત્રને ઉઠાવ આપવામાં

અસરકારક પુરવાર થાય છે. લખમણનો પ્રકૃતિપ્રેમ દર્શાવવા લેખકે કરેલાં કેટલાંક ધરતી અને પ્રકૃતિનાં મનોરમ વર્ણનો પણ ગમી જાય એવાં છે. લખમણના એ કારણે કોળતા જીવનને લેખક સરસ રીતે અભિવ્યક્ત કરી શક્યા છે. લખમણને નિશાળે મૂકતી વખતનું કે પૃ. ૧૭૮ (બીજો ખંડ) પરનું વાલા ડોસા અને લખમણનું મિલન જેવાં કેટલાંક દશ્યો લેખકે ચોટદાર રીતે આલેખ્યાં છે, એ એમના શક્તિવિશેષનાં દ્યોતક છે.

લેખકની મુખ્ય મુશ્કેલી વાર્તા-ઘટકોની કલ્પના અને એમની ગૂંથણીવિષયક લાગે છે. વાલા ડોસાનો લખમણને ભણાવવાનો સંકલ્પ, શહેરના કટુ અનુભવોએ અને ઘરના કુટુંબકલહે ઓગાળી નાખ્યો એમ માનીને આપણે સંતોષ લઈએ તો ભલે. પણ એમ માનવા જતાં દેવુ ભટ્ટની દેવસદશ વાણીને, એ સંકલ્પને કારણે આરંભમાં જન્મેલા વાલાડોસાના પરમોલ્લાસને, અને લખમણની શક્તિને પણ હાનિ થઈ બેસે છે. પોતાની કથાનું વસ્તુમાળખું લેખકના મનમાં કાં સ્પષ્ટ નથી કે પછી એની આયોજનામાં જ કંઈક ખામી છે એમ લાગ્યા કરે છે. નવલકથા પૂરી થતાં એના કથાવસ્તુ વિશે કશીક અમૂંઝણ જાણે આપણા ચિત્તમાં પણ પેદા થાય છે. લખમણ વિશેની આપણી કલ્પના પડી ભાંગે છે એમાં લેખકને અંતે ખેડુના ધરતીપ્રેમનો જ વિજય બતાવવો હોય અને ભણતરની અસદ્રતાનો જ ખ્યાલ આપવો હોય તો ભલે–પણ આપણા અસંતોષનું નિવારણ એથી થતું નથી. વાલા ડોસાને શહેરમાં ઠીકઠીક કટુ અનુભવો લેખકે કરાવ્યા છે. મફતમાં લીમડો કપાવી લેતી શેઠાણીવાળો પ્રસંગ પણ મનમાં બહુ બેસતો નથી. પરમ મિત્ર દેવુ ભટ્ટનો પુત્ર ગુણવંત વાલાડોસાના પૌત્રને પોતાને ઘેર ભણવા ન રાખે તો ભલે, પણ એને સારી નિશાળમાં પ્રવેશ અપાવવામાં પણ સહાય ન કરે એ તો ખટક્યા જ કરે છે. વાલા ડોસાના કેટલાક ઉદ્ગારો પણ મનમાં ગોઠવાતા નથી. પ્રસંગોની પુનરુક્તિઓ પણ વાર્તારસમાં હાનિરૂપ બને છે. કેટલેક સ્થળે પન્નાલાલીય અસરવાળી આ નવલકથા સર્વત્ર એ અસરકર્તા લેખકની શક્તિનાં દર્શન કરાવી શકતી નથી. તેમ છતાં સમગ્ર રીતે આ એક સુવાચ્ય અને લેખકના સબળ ગદ્યની પ્રતીતિ કરાવતી નવલકથા છે.

### આંઝવાનાં નીર

આજના જુવાનોના સંપર્કે જે અજંપો પ્રગટાવ્યો એમાંથી આ વાર્તાનું કલેવર ઘડાયાનું લેખક શ્રી પુષ્કર ચંદરવાકરે કહ્યું છે. વાર્તાનું કથાવસ્તુ એક ભાવનાશાળી ખમીરવંતા યુવકની આસપાસ વણાયું છે. ગામડાના પવિત્ર બ્રાહ્મણ કુટુંબનો પુત્ર મનુ ’૪૨ ની લડતમાં ભાગ લે છે, જેલમાં જાય છે, વ્યભિચારી

પિતાના ખૂનીને સન્માર્ગે વાળે છે, જેલમાંથી છૂટી પોતાને ગામડે આવે છે; ગામમાંનાં અજ્ઞાન અને બેકારીને દૂર કરવાનો સંકલ્પ કરે છે, નિશાળ ચલાવે છે, હરિજનોદ્ધારાદિ રચનાત્મક પ્રવૃત્તિઓ કરે છે, ગામનાં પ્રત્યાઘાતી બળો એની સામે પડે છે અને ગ્રામલક્ષ્મીને પ્રફુલ્લાવવાનો સંકલ્પ કરી બેઠેલો આ યુવક રાત્રે એકલો ખેતરમાં સૂતો હોય છે ત્યારે નાથા પટેલનો ચડાવ્યો પગી શાદૂળો તેના પર હીચકારો હુમલો કરી એને મરણતોલ કરી મૂકે છે. આ મુખ્ય કથાપ્રવાહમાં મનુના નવીન જીવનધર્મને અભિનંદતા અને આવકારતા એના પવિત્ર વિપ્ર પિતા, કાળાં નાણાંને ખેતર ખરીદી ધોળું કરતો—જીવનને બેવડી રમત માની એને ખેલાય એટલી ખેલી લેવા ઇચ્છતો મનુનો મિત્ર કલ્યાણ, નારીકાર્ય માટે ગામડે જ રોકાઈ જતી ભાવનાશાળી યુવતી ચારુલતા, ગામડાંમાંની દુર્વૃત્તિઓના પ્રતિનિધિ જેવા મુખી, નાથો પટેલ જેવાં પાત્રોનાં ખટપટ-ઇર્ષા અને ઝનૂન, વીર-નર કેશુભાઈ જેવાં કેટલાંક પાત્રોની કથાસેર ભળી છે. કથાના કેન્દ્રમાં ભાવના અને વાસ્તવનાં ચિત્રો આપી યુવકવર્ગમાં સુષુપ્ત દશામાં પડેલી પેલી સેવાવૃત્તિને, એના ખમીરને ઢંઢોળી ઉન્નતગામી બનાવવાની આકાંક્ષા છે. વાર્તાને અંતે ચારુલતા કહે છે : '...તો...તો તેમના ચીંધેલા માર્ગે જ જવું', તે જ માર્ગ જીવનભરનો માર્ગ છે, ન પાછી વળતી હવે અન્ય માર્ગ પર. તે તો ઝાંઝવાંનાં નીર શો છે!' આમ, મનુભાઈના સેવામાર્ગને સાચો અને અન્ય માર્ગને ઝાંઝવાનાં નીર જેવો કહેતી ચારુલતા કથાની મુખ્ય ધરીને વાચા આપે છે.

આ કથાનું સંકલન પ્રમાણમાં ઘણું નબળું છે. હરિજનોવાળા પ્રસંગમાં કે ગામડાના જીવનની ખટપટોના ચિત્રણમાં લેખકને અલ્પ સફળતા મળી છે. કથાનો કોઈ સુરેખ ઘાટ અહીં ઊપસી આવતો નથી. ક્વચિત્ ગામડાંની બાબતમાં રમણલાલ દેસાઈ નિરૂપિત ભાવના અને પન્નાલાલ નિરૂપિત વેરઝેર અહીં વારંવાર ડોકિયાં કરતાં દેખાય છે. રૂઢિપ્રયોગો ને કહેવતોથી મઢાયેલી લેખકની ભાષા પ્રવાહી અને રોચક બની નથી. ખોટા શબ્દપ્રયોગો કે મુદ્રણદોષો તો લેખક સહેલાઈથી દૂર કરી શકે એમ છે.

## માટીની ચાદર

શ્રી મોહમ્મદ માંકડની આ નવલકથા આપણે ત્યાંની સ્વતંત્રતા પછીની સામાજિક અને રાજકીય જીવનની સ્થિતિનો ચિતાર રજૂ કરે છે. વાસતપર ગામનાં સુખલાલ અને ચંદુભાઈનાં બે કુટુંબોની કથા અહીં કહેવાઈ છે. સુખલાલ મૂડીવાદી છે તો ચંદુભાઈ પ્રજાસેવક છે. એ બે વચ્ચેનો સંઘર્ષ એમના પુત્રોમાં પણ ઊતરે છે. સુખલાલના ત્રણ પુત્રો રસિક, સુમન અને પંકજ પૈકી વચલો તકવાદી

સુમન પૈસા અને વ્યવહાર-પ્રવીણતાને કારણે ચંદુભાઈ જેવા સાચા પ્રજાસેવકને પણ પરાસ્ત કરે છે. સુમન બુદ્ધિશાળી અને દુનિયાદારીના ડહાપણવાળો હોઈ મોટા ભાઈ રસિકને અને નાનાભાઈ પંકજને દૂર ધકેલી દઈ પિતા પાસે પણ પોતાની તરફેણનું વીલ કરાવી લે છે. એની સ્વાર્થવૃત્તિ પછી માઝા મૂકતી જ આલેખાઈ છે. આરંભનો ઉદાર અને મધુર સુમન અંતે ખલ અને ક્રૂર બની જતો દર્શાવાયો છે. પોતાના પિતાને પણ એ લગભગ નજરકેદની સ્થિતિમાં રાખે છે. એનો મોટાભાઈ ભડભડિયો પણ સાચકલા દિલનો છે. પિતાની માફી માગતો એનો પત્ર સુમન પિતાને બતાવતો નથી; એ પિતાને મળવા આવે છે ત્યારે પણ સુમન રસિકને પિતાને મળવા દેતો નથી. ખેડૂતો પાસેથી પણ જમીન સામદામભેદથી લઈ લે છે અને કાયદાની બારીઓમાંથી સોંસરવો નીકળી જાય છે. સેવાભાવી ચંદુભાઈને જ ઊલટો એવી કરુણ પરિસ્થતિમાં મૂકે છે કે ચંદુભાઈને જ ગામ છોડવાનો નિર્ણય કરવો પડે છે. કોંગ્રેસમાં રહીને લાગવગ, પૈસા અને આવડતના જોરે એ સર્વસત્તાધીશ બની બેઠો છે. આ સર્વ દ્વારા લેખકને કોંગ્રેસપક્ષની સ્થિતિનો – એના કાર્યકરોનાં દંભ અને સત્તાલાલસાનો – ચિતાર અભિપ્રેત લાગે છે.

નવલકથાને અંતે સુમનનો એકનો એક પુત્ર કિરણ, પિતાનું દુષ્ટ વર્તન એને અસહ્ય બનતાં ઘરમાંથી નાસી જાય છે અને સુમન લગભગ ગાંડા જેવો બની જાય છે. રસિકને ત્યાં પાંચ પુત્રીઓ પછી પુત્ર જન્મે છે. સુમનના ઘરમાંથી એના દુષ્ટ વર્તનની ચાડી ખાતા કાગળો, એને અનુકૂળ થઈને રહેતા ડૉક્ટર, ઓધડ વગેરેનું અને મૃત પિતાનું ક્રૂર હાસ્ય–એની આસપાસ ઘૂમે છે અને એની ચિત્તાવસ્થા સમતુલા ગુમાવતી લાગે છે. લેખકે આ દ્વારા સુમનના પાત્રને કલાન્યાય આપ્યો છે અને પરિસ્થતિની ઉત્કટતાનું અત્યંત આકર્ષક નિરૂપણ કર્યું છે. નવલકથાના પૂર્વાર્ધ કરતાં એનો ઉત્તરાર્ધ ગતિશીલ છે અને લેખકની શક્તિ ઉત્તરાર્ધમાં–અંતભાવમાં વિશેષ ખીલી છે. તેમ છતાં નવલકથાની એક પછી એક આવતી ઘટનાઓનું સંયોજન પૂર્ણ રીતે અંકોડાબદ્ધ બન્યું નથી. આરંભનો સિંહ જેવો સુખલાલ, સુમનની વ્યૂહરચનાને કારણે બકરી જેવો અસહાય બની જાય એ થોડુંક અસંગત લાગે છે. સુખલાલ અને તેના કુટુંબની જાતીય વૃત્તિના પ્રસંગો પણ લેખકે અહીં ચીતર્યા છે. કથા સાથે એમને આછો સંબંધ છે. લેખકને વચ્ચે વચ્ચે ક્વચિત્ પદ્યપંક્તિઓ મૂકી દેવાની ટેવ છે–પણ એ ય સર્વ સ્થાને યથોચિત રીતે આવતી નથી. વાર્તા સળંગ રીતે ચલચિત્રનાં દૃશ્યોની જેમ આગળ વધે છે અને એ પદ્ધતિએ અત્યંત ઝડપથી કથાના આજુબાજુના વણાટ લેખક

કુશળતાથી વણી લઈ શકે છે. કહેવતો, રૂઢિપ્રયોગો અને લોકબોલીના લહેકાવાળું ગદ્ય આકર્ષક લાગે છે. આરંભમાં લેખકે પાત્રો–પ્રસંગો વગેરે 'કલ્પિત' છે એમ કહ્યું છે. પરંતુ સમકાલીન ઘટનાઓમાં આવતા રાજકીય પક્ષો–ફોડ પાડીને કહેવા છતાં–કલ્પિત કેમ મનાય? પણ લેખકને આવા નિર્દેશો કરવાની જરૂર પણ શી? સ્વરાજ્યોત્તર પારસ્થિતિમાં તકવાદી કેમ ફાવે છે એ કેન્દ્રવર્તી ચિત્રણ, બીજાં અનેક આડચિત્રણોની સાથે અહીં થયું છે : પણ કલાત્મકતાના અભાવે એ સર્વનો ગુમ્ફ રચાતો નથી.

## સામંતસિંહ બીહોલા [૧–૨]

શ્રી ગુણવંતરાય આચાર્યની ગુજરાત ગ્રંથાવલિનું આ પાંચમું અને છેલ્લું પુસ્તક છે, આ અગાઉ તેમણે 'ઇડરિયો ગઢ', 'નગરી શોભાવતી', 'વજ્જરગઢ' અને 'રાવ રણમલજી' એ ગુજરાતના ઇતિહાસ અને લોકજીવન ઉપર રચાયેલી કૃતિઓ આપી છે. ગુર્જર દેશની ગૌરવગાથા વર્ણવતા લેખક સામાન્ય અને સાધારણ માનવીઓના અસામાન્ય અને અસાધારણ પુરુષાર્થની વાતો અત્યંત જોમપૂર્વક આલેખી છે. ઇડર પ્રદેશની આમજનતાના જ્વલંત પ્રતિકારની આ કથાનો સાચો નાયક સામંતસિંહ બીહોલા નહિ પણ પિતા-પુત્ર એવા રાવ સૂરજમલ અને રેવાદાસ છે. મહાદેવના ભક્ત મોટાભાઈને બદલે ઇડરની ગાદીનું લક્ષ્મણભાવે રખોપું કરનાર રાવ સૂરજમલ અને એની ત્રણ વીરાંગના રાણીઓ અમદાવાદના સુલતાન મહમદશાહ સામે પ્રજાસમસ્તના સાથ અને સહકારથી કેવો જંગ ખેલે છે તેનું રોમાંચક બયાન આપતી આ નવલકથા ઇડરની તવારીખનું તેજસ્વી દર્શન કરાવી જાય છે. રાવ સૂરજમલની પ્રેયસી મરઘી તરગાળીના પુત્ર રેવાદાસનું ભવાઈનો ભૂતવેશ ધારણ કરી પોતાના પિતાને પક્ષે વિજયનો અભિષેક કરાવવાનું પરાક્રમ નોંધપાત્ર છે.

આ કથામાં અમદાવાદની સુલતાનિયતનો કેટલોક ઠાઠ અને વૈભવ નમણી રજૂઆત પામ્યાં છે. અમદાવાદનું પ્રસિદ્ધ 'લાલદરવાજા' એ નામ સુલતાન મહમદશાહની પ્યારી બેગમ લાલકુંવર સાથે સંકળાયેલું છે એ હકીકતની આજે પણ ઘણાને ખબર નથી. આ લાલકુંવર મૂળ હિંદુ કન્યા હતી. સુલતાન મહમદશાહના રાજ્યકાળ દરમિયાન ઇડર, ચિતોડ, માળવા, મારવાડ, એ પ્રદેશોના રાજવીઓને અંદરઅંદર જે કલહો થતા એનું વિગતભર્યું વર્ણન આ કથાનો મહત્ત્વનો ભાગ રોકે છે.

તરગાળા નાયકાઓ તિતલી, રતન, મરઘી અને બેગમ લાલકુંવર તથા

ઇડરના રાવ સૂરજમલની મેવાડી રાણી, ભીલી રાણી અને સામંતસિંહ બીહોલાની પુત્ર તે ગ્રીજી રૂપાળી રાણી, આ તમામ સ્ત્રીપાત્રોનું સુરેખ ચિત્રણ એમના વ્યક્તિત્વ સમેત લેખક ઉપસાવી શક્યા છે. લાલકુંવરની મા વાઘેલી નારી હતી તેનું પણ ખમીરવંતું આલેખન થયું છે. રેવાદાસ અને રાયમલ, રાણા કુંભા અને રાવ પૂંજા અને રાવ નારણદાસ તેમ જ જેતલજી-વરહોજી ભાઈઓ અને મીરઝા જેરખાન આદિ ઐતિહાસિક મહત્ત્વ ધરાવતાં પાત્રોનું લેખકે સમભાવપૂર્ણ આલેખન કરીને કાળની બદલાતી કરવટના કેટલાક કરુણમંગલ પ્રસંગોને તાદૃશ કર્યાં છે.

લેખકે પ્રસ્તાવનામાં યોગ્ય જ કહ્યું છે કે ઇડરની કથા—કનોજના જયચંદ રાઠોડના વંશજોની પ્રાયશ્ચિત્તકથા છે જેમાં નાનાં નાનાં માણસોની નીડરતા અને સરફરોશીથી ગુજરાતનો ઇતિહાસ ઊજળો બન્યો છે. સામાન્યોના પુરુષાર્થની આ કથા સાચે જ પ્રેરક છે.

## ભલે ઊગા ભાણ

સૌરાષ્ટ્રને સાહિત્યસૃષ્ટિમાં જીવંત કરનાર સાહિત્યકારોમાં મેઘાણી અને આચાર્ય નોંધપાત્ર છે. બંને સર્જકોએ સૌરાષ્ટ્રની ધરતીના પનોતા પુત્રોનાં હીર-ખમીરને, શૌર્ય-વીર્યને, ત્યાગ-બલિદાનને ખૂબ બિરદાવ્યાં છે. પ્રસ્તુત કથામાં આચાર્યે કાઠિયાવાડ નામ જેના અગણિત પરાક્રમોને આભારી છે એવી કાઠી કોમના સૌરાષ્ટ્રમાં આગમનટાણાનો રક્તરંગી ઇતિહાસ રસપૂર્વક આલેખ્યો છે. કાઠીઓને સૌરાષ્ટ્રમાં પગભર થયે માંડ સાતસો વર્ષ થયાં છે. છતાં એ કોમે પોતાની જીવનવિશિષ્ટતાઓની અદકેરી સાચવણી કરી છે. સૌરાષ્ટ્રના લોકજીવનમાં જ્યારે પ્રણાલીગત જીવનના આદર્શો અને મૂલ્યો ભાંગતાં જતાં હતાં ને સમસ્ત પ્રજાની અસ્મિતા એ ભંગાર નીચે દટાતી હતી ત્યારે કાઠીઓનાં નાનાંમોટાં જૂથોએ પ્રજાને જીવવાના ને એથી યે ઉદાત્ત એવા મરવાના આદર્શ આપ્યા—તે એટલે સુધી કે સમસ્ત સૌરાષ્ટ્રીય સંસ્કૃતિ ઉપર મૃત્યુની મોજનો કસુંબલ રંગ છવાઈ ગયો.

અમરો પટગીર બહાદુર બંકો કાઠી છે. સિંધના પીથલ સુમરાથી રિસામણે નીકળીને અમરો પટગીર કચ્છમાં આવેલ પાટગઢમાં મામા વીરમ ચાવડાનો આશ્રિત બન્યો. શરાબી અને અડિયલ મામાનાં બેફામ વચનોનો અમરો શાંતિથી પ્રતિકાર કરે છે અને સૂર્ય ભગવાન પ્રત્યેની આસ્થામાં અડગ રહે છે, માટે એને મોસાળ છોડવું પડે છે. અમરો પટગીર અને એના સાથીઓ દડમજલ કરતા, મુસ્લીઓનો સામનો કરતા સૌરાષ્ટ્રમાં પ્રવેશે છે ત્યારે પાટણના વાઘેલા વીરધવલનો

ભેરો થાય છે. વીરધવલને કટોકટીની પળે સહાયભૂત થતો, ગજિયા ભીલને ઝબ્બે કરતો, ઘોડાનો પરખંદો, મોરબીના મચ્છુ કાંઠે ઉધોલ મુખીની શાબાશી પામી. હરીફામ થતો, ઉધોલની આબરૂ સાચવવા મોરબી ત્યજતો, નાગનાને ભસ્મીભૂત કરી બહાદુરીથી કાળી ઠાકોરને રગડતો, લાખેણી દીકરી સોનલના ઉમેદવારો વચ્ચેની સ્પર્ધામાં ભારે ધૈર્ય દાખવતો જામ ઉન્નડ અને એના ભાણેજ વેરાવળની સાખે પહોંચતો – આ અને આવા અનેક જંગો ખેલતો અમરો પટગીર આ કથાનું ધન્યનામ પાત્ર છે. પ્રકૃતિનાં રમ્યરૌદ્ર ચિત્રો આલેખતી ગુણવંતરાયની કલમ, પ્રસંગના પુરપાટ વહેણમાં વાચકોને ઘસડી જાય છે.

કાઠી વસાહતની સ્થાપનાના પ્રચંડ પુરુષાર્થની આ કથા ધારાવાહિક હતી એટલે ક્યાંક ક્યાંક વધુ પડતા લંબાણનો ભોગ બની છે. મલાવીમલાવીને વાર્તાનો તંતુ વિકસાવતા આચાર્ય ક્યારેક બહુ તાણવા જતાં તૂટી પડ્યા છે. છતાં જમા પક્ષે એટલું કહેવું જોઈએ કે બૃહદ્ ગુજરાતના પ્રદેશોને આવરી લેતી આ કથા સાતસો વર્ષ પહેલાંના કાળને તાદૃશ કરી શકી છે. પ્રાણવાન પાત્રો અને ઝડપભેર બનતા બનાવો વચ્ચે કૂચકદમ કરતો વાચક તત્કાલીન ગાથાનું પ્રેરક રસપાન કરે છે. 'ભલે ઉગા ભાણ' એ રીતે કાઠીઓના પ્રચંડ પુરુષાર્થની જ્વલંત તવારીખ આલેખતી ઐતિહાસિક કૃતિ છે.

### રત્નાકર મહારાજ

પોણી ચારસો પાનાં રોકતી, ૪૨ પ્રકરણોમાં સમાયેલી આ સાગરકથા એક બેઠકે વાંચવી પડે એટલી સ-રસ છે. સાગરકથાઓના લેખક ગુણવંતરાયે 'રત્નાકર મહારાજ'માં શાહસોદાગર રણમલ લાખા, ચંદુ શેઠ, રતનચંદ નાખુદા, શંભુ આંગરિયા જેવાં પ્રતાપી પાત્રોની અને સૌથી વિશેષ તો ગોકળ નાખુદાની પરાક્રમ-કથા આલેખી છે. દરિયાલાલને ખોળે ખેલતા ખરાખરીના ખેલ ભારે ઉત્તેજના જન્માવી જાય છે. કંપની સરકાર અને ફિરંગીઓ વચ્ચેની સાગર-સ્પર્ધાનું, સાહસિક શાહસોદાગર રણમલ શેઠની કુશાગ્ર બુદ્ધિથી ઘડાયેલ યોજનાનું, દૂર પૂર્વના ટાપુઓની સૃષ્ટિનું, 'જય રણછોડ' જહાજમાં ખેલાયેલી જીવસટોસટની બાજીનું, નાક અને નોક માટે ખેલાતા દાવપેચનું એટલું તો જીવંત, ચિત્રાત્મક અને રસળતું આલેખન થયું છે કે સમગ્ર કૃતિ વાંચ્યા વિના જંપ ન વળે.

ગોકળ અને ગોવાગીરી રોડા ઉર્ફે રાધા, મસુદ અને હોથીજી, જીવણ કલાલ ઉર્ફે કરમશી શેઠ આદિ પાત્રો લેખકની પાત્રાલેખનકલાને યશ આપે તેવાં ચિતરાયાં છે. આ મબલખ પાત્રસૃષ્ટિની વચ્ચે રત્નાકર મહારાજનાં જુદાં જુદાં

સ્વરૂપોનાં અને વહાણોની આંતરસૃષ્ટિનાં અલબેલાં દર્શન કરાવતું લેખકનું ગદ્ય અત્યંત તાજગીભર્યું અને રસાળ બન્યું છે. દરિયાની લેખકને એવી તો માયામમતા છે કે એનું વર્ણન કરતાં લેખકને જાણે પોરસ ચડે છે.

રણમલ શેઠ ગોકળ નાખુદાને એક કપરું કામ સોંપે છે—પોતાના એક વારના સાથી ચંદુ શેઠની માડાગાસ્કરના ટાપુઓ પરથી ભાળ મેળવવાનું. આ ચંદુ શેઠ કરોડોની મિલકત લઈને, કંપની સરકારને અને સોદાગર મિત્ર રણમલ શેઠને થાપ આપીને, વિલાયત જવાના બહાના નીચે વચ્ચેથી જ અદૃશ્ય થઈ ગયો છે અને માડાગાસ્કરની દુનિયામાં ચાંચિયાઓની સાથે અદ્ભુત કિલ્લેબંધી કરીને લપાઈ રહ્યો છે. રણમલ લાખા દગાખોર દોસ્તને સબક શીખવવા અને કંપની સરકાર સમક્ષ પોતાની નિર્દોષતા પુરવાર કરવા બીડું ઝડપે છે અને 'જય રણછોડ' વહાણ ગોકળ નાખુદાને સોંપી ચંદુ શેઠને હાથ કરવા પુરુષાર્થ કરે છે. 'જય રણછોડ' જહાજ ઉપર ગોવાગીરી, રાધાબાઈ અને એના સાથીઓ ગોકળ સામે અલ્પજીવી બળવો પુકારે છે પણ અંતે જવાંમર્દ ગોકળની શક્તિઓનો સૌને પરચો મળે છે. અવનવાં સાહસો કરતો ગોકળ ચંદુ શેઠને બંદી બનાવે છે અને ગોકળમાંથી, રણમલ શેઠની કદરદાની પામી, ગોકળદાસ શેઠ બને છે. આખી કથા તીરવેગે આગળ વધે છે. 'રત્નાકર મહારાજ' સાચે જ પાણીદાર કૃતિ છે.

**પૂર્વરાગ**

શ્રી રઘુવીર ચૌધરીની આ પ્રથમ પ્રેમકથા છે. ગામડામાં જન્મેલા ત્રિભુવનભાઈ જેવા જીવનમરમી પિતાનો સંસ્કારવારસો ધરાવતા કથાનાયક ચંદ્રહાસની નસોમાં ગ્રામ વિદ્યાપીઠના ભાવના-સંસ્કાર અને પ્રકૃતિની રમણીયતા પણ ભળેલાં છે. ભાવનાભર્યા ખ્યાલોથી એનો વિચારપિંડ બંધાયેલો છે. ઉચ્ચ શિક્ષણ માટે એ અમદાવાદ શહેરમાં આવે છે ત્યારે 'વેદિયો' લાગે છે, પરંતુ એ જ કારણે વિલોચનનો એ મિત્ર બની શકે છે, ગ્રામકન્યા સોનલને એણે ડૂબતાં બચાવી છે. શહેરમાં આવીને એ ત્યાંના વિદ્યાર્થીઓના વિવિધ રંગો નિહાળે છે—એમની માનસિક અવસ્થાની નિકૃષ્ટતા એનામાં જબરા પ્રત્યાઘાતો પ્રગટાવે છે. કૉલેજ અને યુનિવર્સિટી જેવાં વિદ્યાધામોના પણ એને વિલક્ષણ અનુભવો થાય છે. આ સર્વ ચંદ્રહાસ નિહાળે છે, અનુભવે છે અને ખિન્ન થાય છે; છતાં તટસ્થતા જાળવે છે. શહેરમાં એ તૃપ્તિ નામની કૉલેજકન્યાના પરિચયમાં આવે છે, એની શરીરસંબંધની માગણીને ચંદ્રહાસ હડસેલી મૂકે છે. સુનીતાને પણ એ દૂર જ રાખે છે. એનું અંતર પેલી ગ્રામકન્યા સોનલ સાથે કોળી ઊઠે છે. કથાની નાયિકા પણ સોનલ જ છે. સોનલને એ વધુ અભ્યાસ માટે શહેરમાં લાવે છે. અમદાવા-

એની બૌદ્ધિક સજ્જતા ખીલે છે–ચંદ્રહાસની પ્રેરણા અને એની સમીપતાથી એનું આત્મપદ્મ વિકસે છે. ચંદ્રહાસ અને સોનલ–એક એનું અલ્લડપણું છોડે છે અને બીજી એના આત્મસમર્પણને કેન્દ્રમાં મૂકે છે ત્યારે બંનેનો સાચો યોગ થાય છે. વિચારવંતા યુવકની મુદ્રા ઉપસાવતો ચંદ્રહાસ ક્રમે ક્રમે સ્વ-કેન્દ્રમાંથી ઊંચકાય છે, અંગત ગમા–અણગમા પર આધાર રાખતાં વલણોથી મુક્ત થાય છે, પ્રેમને વિચારથી નહિ, અનુભવથી અનુભવે છે અને જીવનના એ પરમ તત્ત્વને જાણે કે સાચી રીતે પામે છે. પૂર્વ–રાગ, આ રીતે, વિવિધ અનુભવોમાંથી પસાર થઈને દેહની 'તૃપ્તિ' કે દેખીતી 'સુનીના'ને અતિક્રમીને સાચી 'સોનલ'ને પામે છે : સોનલ પોતાને ખોઈને ચંદ્રહાસને પામે છે; ચંદ્રહાસ, અહમ્‌ને વિગલિત કરી પ્રેમને પામે છે – 'હું'ને બદલે 'તું'ને પામે છે. અને ત્યાં જ, તૃપ્તિના પ્રસંગમાં લગ્ન પહેલાં કામાતુર સ્પર્શને અવગણનાર ચંદ્રહાસ, અહીં, એની અને સોનલની આંખોમાં અદ્વૈતની આભા પ્રગટતી જુએ છે. પૂર્વરાગ એ રીતે રાગની વિકાસકથા પણ બની રહે છે.

ત્રિભુવનભાઈ અને નિખિલકાકાનાં મંગલ પાત્રોનું નિરૂપણ નવલકથાને સંસ્કારની વૈચારિક સુવાસથી મહેંકતી કરી મૂકે છે. એ બંને ભદ્ર પાત્રોની ઉપસ્થિતિથી કથાનાયક ઘડાય છે. બંને સંસ્કારમૂર્તિઓ વર્તમાનને ભૂતની સમૃદ્ધિ અને ભાવિની ભાવના બક્ષે છે. અન્ય પાત્રોમાં મિથ્યાભિમાની ડૉ. રૈંકે, મિત્ર વિલોચન, મનસૂરી અને ભૂપેનનાં પાત્રો સુરેખ રીતે ઊપસી આવે છે. કથામાં 'સંગમ'ના રમણીય વર્ણનમાં કે અમદાવાદના પરિચયમાં લેખકની નિરૂપણરીતિ આકર્ષક લાગે છે. બૌદ્ધિક આબોહવા, વ્યંગ–કટાક્ષ અને ગદ્યની ઊંચી ભૂમિકા પણ આ નવલકથાને સોહાવે છે. પરંતુ આ નવલકથામાં નજીકના વર્તમાનના કેટલાક પ્રસંગો ગૂંથી લેવાનો પ્રયત્ન થયો છે એથી નવલકથાને વિશેષ લાભ થયો નથી. કૉલેજ કે યુનિવર્સિટીના તત્કાલીન વાતાવરણને–એની વિલક્ષણતાઓ અને એના ગંદા રાજકારણને નિરૂપવા જતાં કથાના પ્રવાહ સાથે એની સમરસતા સિદ્ધ થતી નથી. એવું જ વિલોચનની આત્મહત્યા કે ત્રિભુવનભાઈની ડાયરીના પ્રસંગો વિશે કહી શકાય. પરંતુ છેલ્લા બે તો કથાનકના અંશો સાથે કંઈક અંશે પણ વણાયેલા છે. નાયક કે નિખિલકાકાનાં પાત્રોને વિશેષ પરિમાણ આપવા માટે આગળનાં નિરૂપણો અનિવાર્ય નહોતાં. કદાચ નવલકથાની સંકલનાને પણ એને કારણે હાનિ પહોંચી છે. લેખક પાસે સંવેદનશીલ હૃદય અને ખમીરવંતો મિજાજ છે. પ્રસંગો–ઘટનાઓનાં ઝીણવટભર્યાં અવલોકનો અને એમાંથી સહજપણે સ્ફુરતાં સંવેદનો આ નવલકથાને આકર્ષક બનાવે છે.

## ચંદ્રગ્રહણ

શ્રી સારંગ બારોટ આજસુધીમાં દશ ઉપરાંત વાર્તાસંગ્રહો અને ચૌદ ઉપરાંત નવલકથાઓ આપી ચૂક્યા છે. આ નવલકથા 'ચંદ્રગ્રહણ'માં 'પ્રારબ્ધના પ્રહાર' અને 'તકદીરની તમાચ' માનવજીવનને કેવું તો હચમચાવી નાખે છે તેની વિસ્તારથી કહેવાયેલી વાત છે. ગામનો ઉતાર ગણાતાં એ જણની આ કરમકહાણી છે. રામલાલ અને રાજુ, રાજુ અને મોતીસિંગ—આ ત્રણ પાત્રોની ખેંચતાણ વચ્ચે કથાપટ વિસ્તરતો રહ્યો છે. દેહના આકર્ષણનો ઇન્કાર અને સામાજિક પરિસ્થિતિનો સ્વીકાર કરતાં આ પાત્રોને લેખકે સહજ રીતે મેળવ્યાં અને વિખૂટાં ય પાડ્યાં છે. રાજુને રેશમી પોતના રામલાલ કરતાં પાણકોરાની પછેડી જેવો બરછટ મોતીસિંગ વધુ પ્રિય છે.

પડોશી છગનકાકાના સદ્‌ભાવથી રામલાલનાં લગ્ન મંગળા નામની કદરૂપી યુવતી સાથે થાય છે. રામલાલ મંગળા સાથે સંસાર માંડતો નથી પરંતુ રાજુની સમજાવટથી તે મંગલા સાથે લગ્નજીવન શરૂ કરે છે. આ અરસામાં રાજુને મોતીસિંગથી દિવસો રહે છે. મોતીસિંગ દાણચોરી કરતાં ઝલાતાં એ વરસની સજા પામે છે અને રાજુ યુક્તિપૂર્વક રામલાલને શરણે જાય છે. પોતે રામલાલના બાળકની મા થવાની છે એવું જણાવી રાજુ રામલાલને સાથે લઈ ભાગી જાય છે. ભાગતાં ભાગતાં બંનેને વાટમાંથી કોકે સંતાડેલ દાગીના મળી જાય છે. બંને નાસીને મુંબઈમાં હરીઠામ થાય છે. રામલાલ ધીરે ધીરે વેપારધંધામાં પાવરધો બની જાય છે. ઠીકઠીક પૈસો કમાય છે. રાજુને દીકરી અવતરે છે અને પગલે પગલે રામલાલને ધંધામાં ખૂબ લાભ થાય છે. રામલાલની બનીને મોતીસિંગની બાળકીને સુખસાહેબી વચ્ચે ઉછેરી રહેલી રાજુ ઘણી વાર મોતીસિંગ માટે તલસતી. રાજુને રામલાલ ગમતો પણ એ ચાહતી હતી મોતીસિંગને.

બીજુ બાજુ મંગળાને પણ રામલાલથી દિવસો રહ્યા હતા. જોકે રામલાલને એ ખબર પડે તે પહેલાં તો તે રાજુ સાથે ભાગી નીકળ્યો હતો. મંગળાએ અત્યંત ધૈર્ય રાખી શ્રમજીવી બની દિવસો કાઢવા માંડ્યા. પૂરે માસે તેણે પુત્રને જન્મ આપ્યો. સુવાવડ પછીથી મંગળા કંતાઈ ગઈ અને એને ટી. બી. થયો.

જેલમાંથી છૂટેલા મોતીસિંગને રાજુએ પત્ર લખી મુંબઈ બોલાવ્યો અને દીકરી તેમ જ થોડુંક જરઝવેરાત લઈ રાજુએ રામલાલનું ઘર હંમેશ માટે છોડ્યું. એ, મોતીસિંગ અને પુત્રી દક્ષિણ બાજુ ગયાં. રાજુએ લખેલ પત્રથી રામલાલે ઘણું બધું જાણ્યું. મંગળા એક પુત્રની માતા બની છે તે સમાચાર એને માટે

નવા હતા. રાજુની વિદાય એને જબરો આઘાત આપી ગઈ પણ આખરે મન મક્કમ કરી રામલાલ વતનમાં પાછો ફર્યો. એ પહોંચ્યો ત્યારે મંગળાની ચિતા સળગી રહી હતી. પુત્ર શનિયાને રામલાલે ઊંચકી લીધો. મંગળાનું મૃત્યુ તેને ખૂબ રડાવી ગયું. છેલ્લા થોડાક દિવસોમાં રામલાલને ભારે આઘાતજનક અનુભવો થયા. રામલાલે શનિયાને લઈ વતન છોડ્યું અને તે ગયો મુંબઈ. મુંબઈથી રાજુને લઈ ભાગી ગયેલ મોતીસિંગનું રઝળપાટને અંતે કલકત્તામાં કોમી હુલ્લડમાં મૃત્યુ થાય છે. રાજુની પુત્રી મુસ્લિમ યુવાન સાથે પાકિસ્તાન નાસી જાય છે. રાજુ ભીખ માગતી રખડે છે ત્યારે રામલાલ બેંગ્લોરમાં એને જોઈ જાય છે. રાજુ નાસી જાય છે. શનિયામાંથી સનાતન બનેલ પુત્રને રામલાલ બરાબર ઘડે છે. એમના મિત્ર ને ભાગીદાર ચંદુલાલની દીકરી વિમુ સાથે એનાં લગ્ન થાય છે. સનાતન ધંધો વિકસાવે છે. સનાતનને મુંબઈના રંગીન જીવનનો મોના દ્વારા પહેલો પરિચય થાય છે. મોનાના આકર્ષણમાં લુબ્ધ સનાતનને બચાવવા પિતા રામલાલ અને પુત્રવધૂ વિમળા મરણિયો પ્રયાસ કરે છે. મોનાને ત્યાં રૂપિયા અને ખંજર લઈને ગયેલા રામલાલને અને પાછળથી ત્યાં પહોંચેલાં સનાતન-વિમળાને મોના ધુત્કારે છે. મોનાને ત્યાં કદી પગ નહીં મૂકવાની સનાતનની પ્રતિજ્ઞા સાથે, ચંદ્રગ્રહણની રાત્રે, ચંદ્રગ્રહણ છૂટવા ટાણે વાર્તા સમાપ્ત થાય છે. આમ ૫૭૦ પાનાંમાં રામલાલ અને એના પુત્ર સનાતનની વાત લેખકે સફળતાથી કહી છે. વાર્તામાં આવતાં પાત્રો અને બનતા પ્રસંગો એકંદરે તર્કસંમત અને વાસ્તવદર્શી છે. લેખકની કથનશૈલી પ્રસંગવર્ણન દ્વારા પાત્રોને અને પાત્રોનાં વર્તન દ્વારા પ્રસંગોને અસરકારક રીતે રજૂ કરી શકી છે. રાજુ અને મોતીસિંગના પ્રણયને લેખકે સૂક્ષ્મતાથી રજૂ કર્યો નથી એ ઊણપ ગણાવી જોઈએ. મોતીસિંગનું ખરબચડું વર્તન વર્ષો પછી પણ રામલાલનું ઘર ત્યજી જવા પ્રેરે એ પ્રતીતિકર લાગતું નથી. સિનેમાના ખલપાત્ર જેવો લાગતો મોતીસિંગ રાજુનું પ્રેમપાત્ર બને એવી એક-પણ ઊજળી કે સબળી રેખા મોતીસિંગના પાત્રમાં લેખક ઉપસાવી શક્યા નથી. રાજુને હવસખોર અને પ્રણયી વચ્ચેનો ભેદ ન સમજી શકે તેવી કાચી આલેખીને એના પાત્રને પણ થોડો અન્યાય કર્યો છે. રામલાલને ઉલ્લુ બનાવતી, ગણતરીબાજ રાજુનું પાત્ર અને વર્તન કંઈક તાલમેલિયું બની ગયું લાગે છે.

આમ છતાંય શ્રી સારંગ બારોટે પોતાનો એક વાચકવર્ગ બાંધી દીધો છે. તેને આ કથા ગમશે.

## પલ પલ ઝંખે પ્રાણ

નવલકથાનો જૂનોજાણીતો ત્રિકોણ અહીં સુભગ, સ્વાતિ અને ગૌરીનાં

પાત્રો દ્વારા રજૂ થયો છે. પૂનમચંદ અને મોહનભાઈની જૂની મૈત્રી એમનાં પુત્રી-પુત્ર ગૌરી અને સુભગના વેવિશાળથી ધન્યતા અનુભવે છે. પરંતુ પરદેશથી આવેલી સ્વાતિના સંપર્કે સુભગ, સંસ્કારી-ખાનદાન ગૌરી સાથેનું વેવિશાળ ફોક કરી સ્વાતિ સાથે લગ્નગ્રંથિથી જોડાય છે અને સારિકાનો પિતા બને છે. ગૌરી અન્ય સાથે લગ્નગ્રંથિથી જોડાવાને બદલે પોતાના જીવનમાર્ગને ઉન્નતગામી બનાવી શિક્ષિકા થાય છે. માતપિતાનો પ્રેમ ન પામતી પુત્રી સારિકા શિક્ષિકા ગૌરીનું વાત્સલ્ય મેળવે છે. સ્વાતિ, પુત્રીની માંદગી છતાં પ્રણયી કેતનને મળવા મહાબળેશ્વર જાય છે, કેતનને અન્ય સાથે પ્રણય કરતો જોઈ તરત પાછી ફરે છે, ઘર પાસે જ મોટરઅકસ્માતમાં જ મૃત્યુ પામે છે અને સુભગ-ગૌરીના નવ-સંસારના એંધાણ સાથે નવલકથા પૂરી થાય છે. કથામાં કોઈ તાજપ કે નવલી સિદ્ધિ જોવા મળતી નથી. અંતિમ પ્રકરણ કંઈક ઠીક છે. નિરૂપણરીતિ સામાન્ય છે. શૃંગારના અતિરેકના લોભમાં શ્રી જશવંત મહેતા તણાયા નથી એ સારું થયું છે. લેખકનો અંતિમ અભિગમ જીવનમૂલ્ય પર આવીને ઠરેલો જોઈ શકાય છે.

### ભારતસમ્રાટ સમુદ્રગુપ્ત [ભાગ ૨]

શ્રી ધૂમકેતુની ગુપ્તયુગ ગ્રંથાવલિનો એક મણકો 'ભારતસમ્રાટ સમુદ્રગુપ્ત ભા. ૨' એ સમ્રાટ સમુદ્રગુપ્તે એક અને અખંડિત ભારતની રચના માટે કરેલી વિજયયાત્રાની ગાથા છે. આડવિકોના સ્વામી વ્યાઘ્રરાજને બાણવૃષ્ટિથી હરાવ્યા પછી સમુદ્રગુપ્ત એને ઉદારતાથી જીવતો રાખીને પ્રદેશપતિ બનાવે છે. દક્ષિણાવર્તના કેરલેશ્વર મણ્ટરાજ, કાંચીપતિ પલ્લવરાજ-વિષ્ણુગોપ, એરણ્ડપલ્લિનો દમન, કોસલરાજ મહેન્દ્ર, કલિંગપતિ સ્વામીદત્ત જેવા દ્વાદશ રાજાઓના સામૂહિક યુદ્ધપ્રયાસમાં સમુદ્રગુપ્તના મંત્રીશ્વર હરિષેણની ચતુરાઈને કારણે ભંગાણ પડે છે. કોસલરાજ મહેન્દ્ર, એરણ્ડપલ્લિનો દમન અને કલિંગરાજ શરણે આવે છે. મણ્ટરાજ અને વિષ્ણુગોપ ભાગી જાય છે. આમ યુદ્ધ વિના જ સમુદ્રગુપ્તને વિજય સાંપડે છે. વાકાટકના રુદ્રસેનને હણીને દત્તદેવી પોતાની પ્રતિજ્ઞા પૂરી કરે છે. મિત્રતાનો દેખાવ કરતો ઉજ્જૈનનો ક્ષત્રપ રુદ્રસિંહ, મરુભૂમિના ચંદ્રવર્મા અને મથુરાના યાદવ નાગસેન સાથે મળીને સમુદ્રગુપ્તને હરાવવાની યોજના કરે છે. પરંતુ મરુભૂમિના ચંદ્રવર્માને સમુદ્રગુપ્ત પરાજય આપે છે. મથુરાના યાદવ નાગસેનની ઇચ્છા હરિષેણના હાથમાં પકડાઈ જતાં ધૂળમાં મળે છે. જ્યારે રુદ્રસિંહ હિમાદ્રિના રાજાધિરાજ કુશાન શકાધિપતિ તોરમાણની સહાય વડે ભાગી છૂટે છે. અહીં રુદ્રસિંહની કોશિશ નિષ્ફળ જાય છે, એ પકડાઈ જાય છે અને તોરમાણની રાજધાની પાસે જ વિજયયાત્રાની યાદગીરીરૂપે અને પરદેશી આક્રમણ સામે ટક્કર ઝીલવા

સમ્રાટ સમુદ્રગુપ્ત કાર્તિકેયનગર રચે છે.

શ્રી ધૂમકેતુની ઐતિહાસિક નવલકથાઓમાં જોવા મળતી એકવિધતા આ નવલકથામાં પણ વરતાય છે. રાજવી કરતાં મંત્રીશ્વરના કાવાદાવા પ્રધાનપદે રહે છે અને એ મંત્રીશ્વરોની કાર્યપદ્ધતિ બધે સરખી જ છે. ભારતવર્ષના તમામ પ્રદેશોને અને નરપતિઓને પોતાના મહારાજ્યના અવિભક્ત અંગ કરવાની સમુદ્રગુપ્તની ભાવના એના કરતાં બીજાં પાત્રોમાં વધુ વ્યક્ત થાય છે. ભારતને ભવ્ય બનાવવા મેળવેલા આ વિજયોમાં સમુદ્રગુપ્તની વીરતા કરતાં મંત્રીશ્વર હરિષેણની ચતુરાઈ વધુ કારણભૂત છે. આથી સમુદ્રગુપ્ત અને દત્તદેવીના વ્યક્તિત્વને લેખક પૂરેપૂરું વિકસાવી શક્યા નથી. માત્ર વિજયોની પરંપરાનું આલેખન હોવા છતાં કથા રોમાંચક બની નથી. નવલકથાના મંદ પ્રવાહને લીધે એ સહેજ મોળી લાગે છે. કોઈ પાત્ર અથવા ભાવનાનું ગૌરવ પ્રગટવાને બદલે આ નવલકથા માત્ર સરળ ગતિએ વહેતી એક વિજયકથા બનીને અટકી જાય છે.

## મંજિલ, નહિ કિનારા

'જો આ બે ભેગાં થઈ જાય–નિર્માલ્યતા અને તેજસ્વિતા–તો મંજિલ, મંજિલ ન રહે. દિલમાં કિનારા માટેની કોઈ તમન્ના જ ન જાગે અને...હાથમાં રહે કેવળ વખત કાઢવાની ધોળી રાખોડી!'

એકાદી ધૂન ખાતર જીવતરનો પ્રવાસ ખેડી નાખતાં અલગારી પાત્રો અને એથી યે વધુ અલગારી એમની જીવનરીતિ અને એમાંથી મહોરી ઊઠતું ભાવનાદર્શી વિશ્વ: એ ધૂમકેતુની દુનિયા છે, જે અહીં 'મંજિલ, નહિ કિનારા'માં એમની દૃષ્ટિએ રજૂ થાય છે.

અનંતા–કવિતાનો જીવ, એને પનારું પડે છે ચંદર શેઠ–પૈસાના પૂજારી–સાથે. એટલે બન્નેને અવારનવાર ચકમક ઝર્યા જ કરે છે. એમાં પ્રવેશ કરે છે અનંતેશ, અલગારી સ્વપ્નશીલ કવિજીવ એટલે અનંતા સહેજે એના ભણી આકર્ષાય છે. આમ નિર્માલ્યતા (ચંદરશેઠ) અને તેજસ્વિતા(અનંતા)માં ત્રીજું પરિમાણ ભળે છે ભાવનાપ્રિયતાનું–એટલે મંજિલ ધપ્યે જ જાય છે, વગર કિનારે સ્તો! હા, એક વળાંક આવે છે. વ્યવહારુ અવનીકાન્ત સંસ્કારનો અંચળો ધરી અનંતા સાથે નિકટતા સાધે છે પણ અંતે એને ય જીવનરૈકલ્યનું રહસ્ય સમજાય છે. સૌ પોતપોતાની ભૂલ સમજી રાહ ઉપર આવે છે: અનંતા ગાત્ત્વની સંવેદના અનુભવે છે, અનંતેશને સમાજસેવાનો સંદેશ સમજાય છે ને અવનીકાન્ત પાર્થિવ તરફ વાત્સલ્ય દોજે છે. વાચકને સમજાય છે, કે માનવીનું કલ્યાણ

જો કોઈ કરી શકે તો તે કેવળ માનવી જ, એમાં અસ્ત્રશસ્ત્ર કે સંપત્તિસમૃદ્ધિ નિરર્થક છે.

બુદ્ધિથી વિચારનારાં નહિ પણ લાગણીથી વિચારનારાં, ખુવાર થઈ જાય ત્યાં સુધી પોતાની ધૂનને વળગી રહેવામાં સુખ માનનારાં ને દુન્યવી રીતરસમોથી પર એવાં પાત્રોની એમની સૃષ્ટિમાં કમીના નથી. અહીં પણ અલગારી અનંતેશ, તેજસ્વિની અનંતા, પતિભક્ત વસુંધરા, વત્સલા લક્ષ્મી વગેરે પાત્રો ઘેરા રંગે ચિતરાયેલાં છે જ. લોકવાણીનો કસુંબલ રંગ નાજુક સંવેદનોને મૂર્ત કરતી વેળાએ કાવ્યની કુમાશ ધારણ કરે છે અને ઇન્દ્રિયગ્રાહી સૌંદર્ય પ્રગટાવી અનેરા ભાવકેફનો પણ અનુભવ કરાવી જાય છે. સાંપ્રત કથાસાહિત્યમાં જે વારંવાર વર્ણ્યવિષય બને છે તે આધુનિક જીવનની શૂન્યતાને, વ્યર્થતાને, એકવિધતાને, ધૂમકેતુ ઘણા વહેલેરા સાંભળી શક્યા હતા તેની સાહેદી 'મંજિલ, નહિ કિનારા' પુરાવે તેમ છે.

આવા શક્તિશાળી લેખકના સર્જનની કેટલીક ગંભીર મર્યાદા પણ નોંધવી જોઈએ. નવલકથાને અંતે તેઓ મોનાનો જીવનસંદેશ આપ્યા વગર રહી શક્યા નથી: 'વૈભવ કે સંપત્તિ કે શક્તિ કે શસ્ત્રઅસ્ત્ર કોઈ નહિ, માણસ જ માણસનો આધાર છે.' આવા મુદ્રાલેખો ભાગ્યે જ કલાકૃતિમાં નિર્વાહ્ય ગણાય! નવલકથામાં 'મંજિલ, નહિ કિનારા'નું વારંવાર થતું રટણ, એની ફિલસૂફીની પાત્રમુખે થતી ચર્ચા ને વળી મધુર કંઠે ગવાતી પંક્તિઓ શીર્ષકની અસરને દૃઢમૂલ કરવા જ રચાઈ હોવાનો વહેમ જગાવશે. નોટોના થોકડા બળી જતાં અનંતાનો હૃદયપલટો થાય, પાર્થિવ ગૃહત્યાગ કરે એટલે અવનીકાન્તનો હૃદયપલટો થાય, પોતાની ભૂલ જાહેર થઈ જાય એટલે અનંતેશનો પણ હૃદયપલટો થાય—નવલકથાનું શીર્ષક જ 'હૃદયપલટો' રાખ્યું હોત તો?

આપણા જીવનમાંથી ઝડપી ગતિએ વિદાય લઈ રહેલી ગુજરાતની તળપદી સંસ્કારિતાને તથા આધુનિક સભ્યતાનાં રંગરોગાન ચડ્યા વિનાની આપણા જીવનની અસલિયતને અહીં ધૂમકેતુએ મૂર્ત કરી છે.

### આથમણો રસ્તો [ ભાગ ૧-૨ ]

એક સમયે દરિયાલાલ એ ગુજરાતને મન માના ખોળા જેવો હતો. પરંતુ એ દરિયાલાલે આપેલાં દિલાવરી, જવાંમર્દી, ઉદારતા, સાહસિકતા અને દરિયા-સારંગ સોદાગરો આજે ભુલાઈ ગયા છે. ગુજરાતના જુવાનને દરિયાભિમુખ

કરવાનો આશય ધરાવતી શ્રી ગુણવંતરાય આચાર્યની 'આથમણો રસ્કાબ, ૧-૨' એ નવલકથા દરિયાઈ સાહસ અને એથીયે વિશેષ આફ્રિકાનાં ગીચ જંગલોમાં ગુજરાતીઓએ કરેલી હિંમતભરી રોમાંચક યાત્રાનો ખ્યાલ આપે છે.

નાઘેરની ભોમકામાં ઉંદરિયો કાળ આવતાં ભાગેલો બારેક વર્ષનો ઠૂંઠો છોકરો આફ્રિકાના જંગલમાં વાનરદેવ-જોજો તરીકે જાણીતો બને છે. દ્વારકાના રાજા દેવા માણેક પાછળ રણછોડરાયના પૂજારી ગૂગળી બ્રાહ્મણ જેશંકરની છોકરી નર્મદા ઘેલી બની હોય છે. પરંતુ નર્મદાને પરણવા માગતો પસા શેઠનો રણછોડ દેવા માણેકને અપશુકન કરાવે છે અને એના જહાજને તોપના ગોળાથી ફૂંકી દે છે. રણછોડ નર્મદાને કપરે કાળે બચાવે છે, આથી દેવા માણેકની સાચી ભાળ લાવી આપે તો એની સાથે પરણવા તૈયાર થાય છે. દેવા માણેક સાથે તરાપા પર બચી ગયેલા કિશોરને સાક્ષી તરીકે લાવવા આફ્રિકાના મુસંબીમાં આવે છે અને તેનાં ઘનઘોર જંગલોમાં શોધ કરવા જાય છે. નર્મદા પણ આ જંગલમાં આવે છે અને માતાબેલના ભૂતની સેવા કરીને દયા-પ્રેમની દેવી તરીકે જાણીતી બને છે. પોતાના પુત્ર રણછોડને શોધવા પસા શેઠ, પુત્રી નર્મદાને શોધવા જેશંકર ગોર, ખજાનાને હાથ કરવાના હેતુથી નર્મદાને શોધવા માટે સુંદર સોદાગરે મોકલેલા નૂરો, રામજી, ઠક્કર, હરગોવિંદ અને ઇસ્કો નામના લહેરી જુવાનિયાઓ અને અંતે નર્મદાને એનાં માતા-પિતાને મેળવી આપવાના સદ્‌હેતુથી સુંદર સોદાગરે મોકલેલા રાજગોર ભાણજી-બધાં જ આ જંગલમાં જંગલી પ્રાણીઓ, જનજાતિઓ, ભૂત અને આદિવાસીઓના જીવનનો અનુભવ કરતાં આવે છે અને ભેગાં મળે છે. -નર્મદાની ભાળ મેળવવા નઝાંબી માતા પાસે પહોંચે છે, ત્યારે નઝાંબી માતાએ પ્રાણ છોડી દીધો હોય છે. બધાંએ જોયું તો આદિવાસીઓમાં દયા, સ્નેહ અને સદ્‌ભાવની માતા મનાતી નઝાંબી માતા એ બીજું કોઈ નહીં, પણ નર્મદા જ હતી.

આ નવલકથામાં દરિયાઈ સૃષ્ટિની સાથે કંપની સરકાર, ગાયકવાડ અને સુંદર સોદાગરના રાજકીય કાવાદાવાઓની કથા લેખકે ગૂંથી છે, તો એથીય મોટો ભાગ આફ્રિકાનાં ભયાનક જંગલોમાં ગુજરાતીઓએ કરેલો રઝળપાટ રોકે છે. નવલકથામાં બનાવો ખૂબ છે, પણ એનું ગુંફન બરાબર નહીં હોવાથી લેખકને એક ને એક ઘટનાનું વારંવાર પુનરાવર્તન કરવું પડે છે. વાર્તામાં હકીકતદોષ ઘણા છે, તો ક્યાંક કોઈ બનાવ કે પાત્ર અધ્ધર રહી જાય છે. એક જ સરખાં વર્ણનો કંટાળાજનક લાગે છે. પ્રકરણનાં શીર્ષકો સામાન્ય અને રહસ્ય જન્માવવાને બદલે આલેખાયેલા રહસ્યને અગાઉથી છતાં કરી દે તેવાં છે. નવલકથાનું વધુ પડતું લંબાણ વાચકને કઠે છે. પુનરાવર્તન-વર્ણન કે બનાવનું-ખાળી શકાયું હોત.

આમ છતાં દરિયાઈ અને આફ્રિકાનાં ગીચ જંગલોની સૃષ્ટિનું રોમાંચક વાતાવરણ લેખક સર્જી શક્યા છે. જળ અને સ્થળ પરની અદ્ભુત સૃષ્ટિનું દર્શન કરાવતી, આફ્રિકાનાં જંગલોની નવીન પશ્ચાદ્ભૂમિ પર આલેખાયેલી આ સાહસકથા સાહસશોખી યુવાનોને ગમે તેવી બની છે ખરી.

## દેશ–દીવાન

શ્રી ગુણવંતરાય આચાર્યની આ નવલકથા તેઓ કહે છે તે પ્રમાણે, સંપૂર્ણ ઇતિહાસકથા નથી, પણ ઇતિહાસ અને લોકકથાના મિશ્રણથી રચાયેલી ઐતિહાસિક નવલકથા બની છે. સૌરાષ્ટ્રના ઇતિહાસમાં આ કથાના નાયક મેરામણ ખવાસને દોરંગી પીંછીથી ચિતરવામાં આવ્યો છે. પણ મહદ્ અંશે તેની સમગ્ર છાપ એક અત્યંત બાહોશ છતાં ધૂર્ત વજીર તરીકે જાણીતી છે. પરંતુ લેખક મેરામણને નિષ્ફળ મહત્ત્વાકાંક્ષાનો પોતાના અનુજો પાસે ઇન્સાફ માંગતા મુત્સદ્દીના રૂપમાં જોઈ રહ્યા છે, અને પચાસ પચાસ વર્ષ સુધી જામનગરના ગઢ ઉપર પોતાનો કીર્તિધ્વજ ફરકાવનાર દેશદીવાનની ચાતુરીની કંઈક ઝાંખી આપવા આ નવલનું સર્જન તેમણે કર્યું છે.

મેરૂભા ખવાસની આસપાસ ચાંદ ગોટી, નિસ્બત, કાળુ મેર, જીવુબા, અમરજી દીવાન, યુવાન જામસાહેબ વગેરે પાત્રો પણ આ કથાના સૂત્રમાં તાણાવાણાં બનીને રહ્યાં છે.

જામનગર તેમજ સમસ્ત કાઠિયાવાડના રાજ્યાશ્રિત ઇતિહાસ અને ત્યાંની લોકકથાને આધારે લેખકે આ નવલની કથાનું માળખું ઘડ્યું છે. મલ્લારરાવે પોતાના અફઘાન સરદારને આપેલી રૂખસદ, મેરામણે અફઘાનનો કરેલો સત્કાર, પોશિત્રાનો ઘેરો, કાળુ મેરની કથા, ચાંદે કરેલું જીવુબાનું ખૂન, ચાંદની હદપારી, જાડેજાનો એક્કો, ચાંદનો વિજય, અને મેરૂભાનું અવસાન–આટલી બાબતો ઐતિહાસિક છે. કથાનું બંધારણ સળંગ નથી–જુદા જુદા, ઉપરાઉપરી બનતા પ્રસંગોને એક સૂત્રમાં બાંધીને મૂક્યા હોય તેવું છે. પરંતુ તેનાથી કથાતત્ત્વ ફિક્કું નથી પડ્યું.

કાઠિયાવાડની ધીંગી ધરતી અને ધીંગા માનવોનું વર્ણન, જામનગરના રણવાસની ખટપટો, આરંભમાં જ આવતું ઓખાનું વર્ણન, રોગગ્રસ્ત જામનગરનું ચિત્ર, પોશિત્રાના યુદ્ધનું સબળ કલમે થયેલું આલેખન, રાજમાતાની સવારીનું દૃશ્ય, ટૂંકા, સચોટ અને નમક પાયેલા તીર જેવા ધારદાર સંવાદો દ્વારા લેખકે કાઠિયાવાડની આગવી હવા ઊભી કરી છે. કથાનાયક દીવાન મેરામણનું

પાત્ર વિચક્ષણ, બાહોશ મુત્સદ્દી, વીર છતાં સરળ-ભોળાભોળા, 'ગરીબના ગોલા'ના રૂપમાં યાદ રહી જાય તેવું છે. આજ સુધી સામાન્ય પ્રજામાં અજાણ્યાં રહેલાં તેનાં સૂઝ, દૂરંદેશી અને સહૃદયતાને લેખકે આપણી સમક્ષ મૂક્યા છે. અને મેરૂભા ખવાસ ગુજરાતના દિગ્ગજ દીવાનોની પંક્તિમાં આપમેળે ગોઠવાઈ જાય છે, તે લેખકની એક પ્રકારની સિદ્ધિ જ છે. પરંતુ કથાના હૈયાધબકારરૂપે આલેખાયેલી નિસ્બત-ચાંદની પ્રણયકથાને લીધે મેરૂભા, 'ગુજરાતનો નાથ'ના કાક-મંજરીનાં ઝળાંઝળાં તેજ પાછળ સંતાઈ ગયેલા મુંજાલની જેમ જરાક આડશમાં રહી જાય છે.

લેખકે મેરૂભાને અને ઇતિહાસને યથાશક્તિ ઇન્સાફ આપવા સારો પ્રયત્ન કર્યો છે પણ "ઉપસંહાર કરવાની જૂની પ્રણાલી" ને અનુસરવા જતાં લેખકે છેલ્લા પ્રકરણના ગૌરવને ક્ષતિ પહોંચાડી છે. ઉપસંહારમાં આખી નવલમાં આવતાં પાત્રોનાં અવસાનની યાદી અને જામનગરના આથમતા સૂરજની છબી માત્ર છે, જે ઉતાવળે અને ટૂંકમાં રજૂ કરવા જતાં, જાણે અધૂરી વિગતોની દોરીને લીધે લટકી પડે છે ને કથાના અંતની અસર પાંખી થઈ જાય છે.

## આરતી અને અંગારા

શ્રી ભગવતીકુમાર શર્માની આ પ્રથમ નવલકથા છે. 'આરતી અને અંગારા' એ ચોક્કસ હેતુ સાથે લખાયેલી નવલકથા છે. સ્વતંત્રતા પ્રાપ્ત કર્યા પછી સારા યે દેશમાં વ્યાપ્ત બનતા જતા પ્રાંતીયવાદ અને એના પરિણામે સર્જાયેલ અરાજકતાએ આપણને ચોંકાવી દીધા છે. એને નિર્મૂળ કરવામાં ન આવે તો વૈવિધ્યમાં એકતા જાળવવાની ભારતીય વિશિષ્ટ પ્રણાલીનું સ્વપ્ન સ્વપ્ન જ રહેશે એવી દહેશત પણ ઊભી થાય છે.

પ્રાંતીયવાદ સામે આ નવલના સર્જકનો સખત અણગમો છે. તેની સાથે સાથે યાંત્રિક યુગની હાડમારીઓ, ભૂખમરો, ગરીબી, શોષણવૃત્તિનાં ચિત્રો સર્જકે આપ્યાં છે. પણ લેખકની દૃષ્ટિ તો મુખ્યત્વે પ્રાંતવાદે સર્જાવેલ ભયંકર વાતાવરણ ઉપર જ રહી છે. પ્રાંતવાદના ઝેરે માનવીને રાક્ષસ બનાવી દીધો તે તેમણે વિસ્તારપૂર્વક દર્શાવ્યું છે. પાંડુ અને મોહન બન્ને મિત્રો, એક ગુજરાતી બીજો મરાઠી, બન્નેની મૈત્રીની કોઈને પણ ઈર્ષા આવે. પ્રાંતવાદના ઝેરે એ મૈત્રીમાં અંગારા ચાંપી દીધા. બીજી તરફ નરોત્તમ જેવા શ્રીમંતોની શોષણવૃત્તિ કેવાં ખતરનાક પરિણામો ઊભાં કરે છે એ પણ તેમણે દર્શાવ્યું છે.

એક તરફ આવી ભયંકર પરિસ્થિતિ છે તો તેનો મુકાબલો કરી શકે એવાં બળો પણ છે. ગૌરી, મેના અને આનંદીભાઈ જેવાં સ્રીરત્નો હયાત છે ત્યાં સુધી મુરકેલીભરી આ પરિસ્થિતિમાંથી પણ માર્ગ નીકળી શકશે તેવો આશાવાદ પણ તેમણે દર્શાવ્યો છે. વાર્તારસના વાચકોને આ નવલ જરૂર ગમે, પણ ઉચ્ચ કલાતત્ત્વની અપેક્ષા રાખનારને આ નવલકથા સંતોષી શકે તેમ નથી.

## ચંદ્રની સાખે

મહાકાય નવલકથા 'સરસ્વતીચંદ્રે' ગુજરાતના અનેક નવલકથાકારોને પ્રેરણા આપી છે. 'ચંદ્રની સાખે'નાં લેખિકા ધીરજબહેન પારેખે પણ એ જ પ્રેરણાનાં પીયૂષ પીધાં હોય એમ લાગે છે.

'ચંદ્રની સાખે' આમ તો એક પ્રેમકથા છે પણ એ કરતાં ય વિશેષ તો જીવનને સમજવાની, જીવનમાં રહેલી વિસંવાદિતાને સમજવાની કલા એમાં વ્યક્ત થઈ છે. અભિલાષ અને કીર્તિ બન્ને એકબીજાને ચાહે છે. અભિલાષને કંઈક સ્પષ્ટતા કરવી છે પણ કરી શકતો નથી. બીજી તરફ કીર્તિને અભિલાષ પરણેલો છે અને એક બાળકનો પિતા પણ છે એવી માહિતી મળે છે. અભિલાષને કશું પૂછ્યાકર્યા વિના એનાથી દૂર જતી રહે છે–પરણીને વધુ દૂર જાય છે. સંજોગોવશાત્, અભિલાષે લખેલું 'ચંદ્રની સાખે' નામનું નાટક એને વાંચવા મળે છે. એની આંખ આગળનાં પડળ દૂર થાય છે. હવે? કુદરત નવો જ ખેલ રચે છે. મહેશનું આકસ્મિક મૃત્યુ થાય છે. બધી મથામણોને અંતે અભિલાષ-કીર્તિનું નવ-દાંપત્ય સર્જાય છે.

માનવીની પોતાની અસ્પષ્ટતા કે ઉતાવળને કારણે જીવનમાં વિસંવાદિતા સર્જાય છે, પ્રકૃતિને દોષ દેવો એ બરાબર નથી. લેખિકાએ આ વાત હરેનભાઈના શબ્દો દ્વારા સમજાવી છે : "નિસર્ગને દોષ દેવો નકામો છે. વિસંવાદ આપણામાં છે, ત્યાં સર્વત્ર બધું સંવાદમય છે." આ નવલના સંવાદો અને પ્રસંગોમાં સ્વાભાવિકતા છે, અકસ્માતોની કોઈ પરંપરા નથી–એકંદરે આ નવલકથા સુવાચ્ય બની છે.

## બ્રહ્મશિલા

'સત્તાવનનો સાથી' ઐતિહાસિક નવલકથા દ્વારા ગુજરાતને પરિચિત બનેલા શ્રી રમેશ જોશીની આ બીજી ઐતિહાસિક નવલકથા છે. વડોદરામાં ગાયકવાડ રાજકુળની સ્થાપના કેવા સંજોગોમાં થઈ તેનું રોચક બયાન તે બ્રહ્મશિલા. શિવલિંગની સ્થાપના માટે મુકાતી શિલાને બ્રહ્મશિલા કહેવામાં આવે છે. આ

કથામાં બ્રહ્મશિલા નામ સાર્થક કરનાર પાત્ર છે વડોદરા પાસેના પાદરા ગામનો પટેલ દલો, દલો પાદરિયો. આ દલાએ ગાયકવાડીની સ્થાપનાની તવારીખમાં વીરતાભર્યો ભાગ ભજવ્યો હતો.

કથાના આરંભે દલો એની પ્રિયા પૂનમનું હરણ કરે છે અને ભાગે છે. એક પછી એક પ્રસંગો બનતા જાય છે અને દલાના દૈવતનું પારખું વાચકને થતું જાય છે. મધ્યયુગના ગુજરાતના ઇતિહાસમાં સુલતાનો, મોગલ સરદારો, મરાઠાઓ આંધી જેમ આવતા-જતા એટલે ભારે અવ્યવસ્થા સર્જાતી. એવે ટાણે વડોદરા નગરમાં દલો પટેલ અને સુરેશ્વર દેસાઈ એક અનોખું સંગઠન સર્જે છે અને મોગલ બાદશાહના અમદાવાદના સૂબા અભેસિંહ પરમારના વડોદરાના ફોજદાર શેરખાન બાબીની લંપટતાને પડકારે છે; અને એમાં સોનગઢ પાસે થાણું જમાવી પિલાજીરાવ ગાયકવાડનો સાથસહકાર દલાને સાંપડે છે. જુલમી શેરખાન અને એના સાગરીતો બરાબર ભિડાય છે અને ભાગે છે. વડોદરામાં ગાયકવાડી ગાદી સ્થપાય છે.

કથામાં ઐતિહાસિક પાત્રો છે દલા પટેલ, સુરેશ્વર દેસાઈ, પ્રતાપ ભટ્ટ, પિલાજીરાવ, દામાજીરાવ, મદન, લાડબીબી, અને કલ્પિત પાત્રો છે પૂનમ, સોનલ અને મશરુ મેવાસી. સમગ્ર કૃતિ લેખકની જોમદાર શૈલીનો પાસ પામી છે એટલે સુવાચ્ય બની છે. પરંપરાગત ઐતિહાસિક નવલકથાઓને બદલે કંઈક નવો જ અભિગમ સાધતી કથા આપવાની વિનંતી આ તરવરિયા લેખકને કરી શકાય.

## સૂરતના ધૂળિયા મહોલ્લામાં

નાનુભાઈ નાયકની આ સામાજિક નવલકથામાં સુરત નગરી કેન્દ્રમાં છે, એની ગઈ કાલ અને આજને આવતી કાલના સંદર્ભમાં જોવાનો પ્રયત્ન છે, એનાં ઇતિહાસ અને ભૂગોળનાં જાણીતાં પાત્રો, પ્રસંગો અને સ્થાનોને મમળાવવાનો સભાન પ્રયાસ છે. એક રજની પાખ્યા નામના દવાના વેપારી યુવાનની આપકથા રજૂ કરવાના સ્વાંગમાં લેખકે તદ્દન સામાન્ય બરની કહેવાતી પ્રેમકથા લખી છે. નિખિલ, નિશા અને નયનનો પિતા, સરલાનો પતિ, કમળાનો પ્રણયી અને નીલિમા, વાસંતીનાં આકર્ષણનું પાત્ર બનેલ રજની પાખ્યા-સુરત નગરીને સાર્ઝીગમાં પકડીને પોતાના સામાન્ય પ્રસંગોને અસામાન્ય માનીને રજૂ કર્યે જાય છે. વચ્ચે નિબંધ તરીકે ટપકી પડતાં સુરતનાં વર્ણનો થીંગડાં પુરવાર થાય છે. જેણે સુરત જોયું ન હોય તેના લાભાર્થે લેખકે સુરત શહેરનો નકશો ઊઘડતે પાને મૂક્યો છે. ભોમિયો ન હોય છતાં જ્યાં ભૂલા પડવાનો પ્રશ્ન જ નથી એવી

કથામાં લેખકની સુરતપરસ્તી એક અંતરાય બની જાય છે. બહેરામજી મલબારી અને નર્મદનાં જાણીતાં અવતરણો આરંભમાં મૂકીને લેખકે પોતાની કથાની નિષ્ફળતા દીવા જેવી સ્પષ્ટ કરી આપી છે. અવતરણોની અલ્પ ચોટ પણ 'ધૂળિયા મહોલ્લામાં' આવી શકી નથી.

## અમારે ખાંચે

વકીલ, ડૉક્ટર, સમાજસેવક, રાજકારણી અને સાહિત્યકાર : એમ પાંચેક મિત્રોની ગોષ્ઠી, એ ગોષ્ઠીમાંથી સાહિત્યકારને મુખે ઉદ્ગાર પામેલા એમના ખાંચાના કડવામીઠા અનુભવોનું રસળતું બયાન અને એ વર્ણનમાંથી ઊપસી આવતી ગંગામા જેવી, વ્યક્તિ નહિ પણ સંસ્થા સમી, સંસ્કારમૂર્તિનો પરિચય શ્રી ધીરજલાલ ધ. શાહના આ પુસ્તક 'અમારે ખાંચે'માં મળે છે.

પાર્વતી, રૂખી, લક્ષ્મી, રાધા, મણિ, મંજુલા અને ઉપાથી જ અથવા લક્ષ્મણ, કરસન પટેલ, રસિકલાલ કાપડિયા, સાંકળચંદ ઘડિયાળી, જમનાશંકર પંડ્યા, ચંદ્રકાંત અને અનિરુદ્ધથી જ એટલે કે એમના સ્ખલનસૂચક પ્રસંગોથી જ આ પુસ્તકને ભરી દેવાનો લેખકનો ઉદ્દેશ નથી. પણ ગામનો ગંદવાડ ગણાતી આવી વ્યક્તિઓ કેવા સંજોગોમાં ભૂલનો ભોગ બની–એમાં કારણભૂત વસ્તુઓ કઈ કઈ હતી એનો નિર્દેશ કરવાની એમણે તક લીધી છે. જોકે આમ કરવા જતાં જાણ્યેઅજાણ્યે એમના હાથે જ પુસ્તકનો સળંગ પ્રસંગપ્રવાહ કથળ્યો છે અને ક્યાંક તો વૃત્તાન્તનિવેદન જેવી શુષ્કતા પણ આવી ગઈ છે એ નોંધવું ઘટે. પરન્તુ લેખકનું નિશાન મંડાયેલું છે જીવંત સંસ્થા સમાં દરિયાવદિલ ગંગામાના વ્યક્તિત્વનાં વિવિધ પાસાંનું દર્શન કરાવવા તરફ. ગંગામાએ ખાંચાનાં સ્ત્રીપુરુષોને વિપદ આવ્યે શી શી મદદ કરી, કોઈની આબરૂ સાચવી તો કોઈને ઠેકાણે પાડ્યા, કોઈની ભૂલ સુધારી તો કોઈનું બગડેલું જીવતર સારે રસ્તે દોરી આપ્યું : આ બધું સદૃષ્ટાંત આપણને અહીં મળે છે. ગંગામાનો અંતકાળ, અંતિમ સમયે ખાંચાના તમામ રહેવાસીઓની એમના તરફની મમતા, અને ખાસ તો, એ સમયે ઉકેલાતા જૂના સંબંધોની કેટલીક કડીઓ ઇત્યાદિના મધુર નિરૂપણથી એ પ્રસંગ આસ્વાદ્ય બન્યો છે.

આપણા સમાજશરીરમાં ઊંડે સુધી સડો પેઠો છે, એ હકીકત છે પણ એનું નિદાન ને નિરાકરણ ગંગામા જેવી સહૃદય અને સમુદાર વ્યક્તિઓ સારી રીતે કરી શકે. નવલકથાનું કાઠું આ કૃતિનું છે એમ કહેવા કરતાં 'સમગ્રતયા એક ખાંચાનું અવલોકન કરવાનો' પ્રશંસાપાત્ર પ્રયાસ છે એવું માનવામાં વધુ ઔચિત્ય ગણાશે.

## મન મોતી ને કાચ

એક હતા શેઠ. એમને બે દીકરી. એક સ્વભાવે શાંત અને નરમ, સલુણી અને સ્વમાની. બીજી ચંચળ અને ચપળ, તીખી અને તોફાની. શેઠને ચૂંટણી લડવાનું મન થયું. પ્રચારકાર્ય કરવા એક અંગત મંત્રી રોક્યો. રાજમોહન એનું નામ. ગરીબ ઘરનો પણ તેજસ્વી. શેઠની બંને દીકરીઓ–અરુણા અને શીલા–રાજમોહનને ફડકી અને મીઠી નજરે નીરખે છે. એ બંને બહેનોની માસી ઉમાનો વર પ્રાણજીવન પાગલ છે. એ ઉમા રાજમોહનની પ્રથમ પ્રેયસી છે. વર્ષો પછી વિચિત્ર સંજોગોમાં એ બંનેનું મિલન થાય છે. રાજમોહન, ઉમા અને શીલા વચ્ચે પ્રણય–ત્રિકોણ સર્જાય છે. રાજમોહન અને શીલા વચ્ચે ઉમાનો અંતરાય દૂર કરવા લેખકે ઉમાનો અટારીએથી કૂદી પડવાનો આત્મઘાતનો કૃત્રિમ પ્રસંગ યોજ્યો છે. છેલ્લે નાયકની સેવાની ધૂન અને આશ્રમજીવનનો સંકલ્પ આલેખી લેખકે બંનેને એક કર્યાં છે. આખી કથા સામાન્યતામાં સરી પડી છે. કૃતિમાં સંઘર્ષ નથી; વેધકતા નથી; ચિત્રણમાં વાસ્તવદર્શન નથી અને નિરૂપણમાં નાવીન્ય નથી. ચીલાચાલુ પ્રેમનો રગડો છે.

## નજરબંધી

'નજરબંધી' શ્રી વિઠ્ઠલ પંડ્યાની નવલકથા છે. તેમની અન્ય નવલકથાઓની જેમ આ કથામાં પણ વાર્તારસ કેન્દ્રસ્થાને છે. 'નજરબંધી'ની વાર્તાવસ્તુ ચીલા-ચાલુ છે. ગુરુકુળનું શિક્ષણ પામેલી અલકા આધુનિક યુવતી છે. તેના પાત્રનિરૂપણમાં લેખકે પોતાની સઘળી સંપત્તિ વાપરી છે. અલકાની મૂડી એ તેનું મનોબળ છે. આ બળના આધારે તે તેના માતા-પિતાને લડત આપી શકે છે. તેની નજર સમક્ષ કિરણ આવે છે–પિતાએ તેના માટે નક્કી કરેલો યુવાન. પણ તેજસ્વી અલકા પાસે કિરણ વામણો પડી જાય છે. બીજી તરફ નરેશ સાથેનો પરિચય વધે છે અને કિરણભાઈ 'ક્લીન–બોલ્ડ' થઈ જાય છે. નરેશ પ્રભાવશાળી યુવાન છે. એણે પ્રણયમાં બબ્બે વાર નિરાશા અનુભવી છે, માતાના કારણે. એની કાશ્મીરી માના સંબંધમાં લોકોએ અવનવી વાતો જોડી કાઢી છે. નરેશને અલકાએ હૃદયથી સ્વીકારી લીધો છે. પરંતુ તેના પિતા ચંદુલાલ શેઠ અપ્રતિષ્ઠિત નવજવાનને જમાઈ તરીકે સ્વીકારવા તૈયાર નથી. આમાંથી સંઘર્ષનાં બીજ વવાય છે. આ સંઘર્ષ આપણે ત્યાં નવો નથી. અંતમાં કશીયે વિશિષ્ટતા દાખવ્યા સિવાય, નાયક-નાયિકાના મિલન સાથે આ નવલકથા પૂરી થાય છે. સાહિત્યપિપાસુઓને કોરે રાખીએ તો, વાર્તારસિયાઓની નજરબંધી કરે એવી આ નવલ ગણાય.

## દરદ ન જાને કોય [ પૂર્વાર્ધ અને ઉત્તરાર્ધ ]

બે ભાગના વિશાળ પટમાં પથરાયેલી આ નવલકથા એક ફિલ્મકહાણી છે. એનાં રૂપ, રંગ, રસ–બધું જ ફિલ્મી દુનિયાનું છે. આ વાર્તામાં લેખકને દર્દની કથા આલેખવી છે–ફિલ્મી દુનિયાના દર્દની. બહારથી રંગરોગાનથી લપેટાયેલી આ દુનિયાની બીજી બાજુનું દર્શન લેખકને કરાવવું છે. ત્યાં છે માત્ર દર્દ અને ઊનાં ઊનાં આંસુ. પડદા પર દેખાય છે તેવાં નહિ પણ પડદાની પાછળ પડતાં સાચાં આંસુ. લેખક પોતે આ દુનિયાના એક કસબી છે, અને એથી જ એની ભીતરનું ચિત્ર આપણી નજર સમક્ષ ઉતારી શક્યા છે.

ફિલ્મી દુનિયાએ આજે અનેક યુવાન–યુવતીઓને ઘેલાં કર્યાં છે. વાસંતી એક એવી યુવતી છે. કૌશિકને એ જિગરથી ચાહે છે પણ એનું ફિલ્મી જગતનું આકર્ષણ અનેકગણું છે. એને નામી નટી થવું છે. પરંતુ એનો માર્ગ કેવો કંટકભર્યો છે એનો પરિચય એને ' આહિસ્તે આહિસ્તે ' થાય છે. નિર્માતા હોય કે દિગ્દર્શક હોય, અભિનેતા હોય કે કૅમેરામેન હોય કે પછી ફિલ્મવિતરક હોય–બધાયની ભૂખી નજર અભિનેત્રી તરફ મંડાયેલી જ હોય. નાના ' રોલ 'થી શરૂ કરી મુખ્ય અભિનેત્રીના પદ સુધી પહોંચતાં પહોંચતાં એને અનેક કસોટીઓમાંથી પાર ઊતરવું પડે. એક યુવાન સ્ત્રી માટે એ જેવોતેવો સંઘર્ષ નથી. મુશ્કેલીઓનો સામનો કરતી કરતી વાસંતી અભિનયસામ્રાજ્ઞી બને છે પરંતુ એના હૃદયના સામ્રાજ્યથી દૂર ને દૂર જતી જાય છે. આ એનું દર્દ છે. એથીય વિશેષ તો જેને એ પોતાનો માને છે એ જ પારકો બની જાય છે. એની હરીફ મશહૂર અભિનેત્રી બિમલાદેવીનો એ ' દોસ્ત ' બની જાય છે. આ દોસ્તી એના દર્દની તીવ્રતા વધારે છે. આમ છતાં આ દર્દને હૃદયમાં સંઘરી રાખી, પોતાના ચારિત્ર્યને જાળવી રાખવા માટે છેક સુધી ઝઝૂમે છે. તેનાં ધીરજ અને મનોબળના પરિણામે અંતે કૌશિક સાથે તેનું મિલન થાય છે અને પડદો પડે છે.

જુવાન છોકરીઓ અને તેમના બહારના આ પ્રકારના કાર્યક્ષેત્ર પરત્વે લેખકનો કૅમેરા મંડાયેલો છે. વિકસતા સમાજના આ એક ભયસ્થાન પરત્વે લેખકે વાચકોને વિચારતા કર્યા છે.

## લાંછન

વિઠ્ઠલ પંડ્યાની બે ભાગમાં પ્રગટ થયેલી નવલકથા ' લાંછન ' નવલકથાના શોકબંધ ફાલનો જ એક ચીલાચાલુ અને ફરમાસુ ઉતાર છે. પાત્રબાહુલ્ય અને ઘટનાપ્રાચુર્ય એને ૬૦૯ પાનાંની દીર્ઘ નવલકથાનું સ્વરૂપ આપે છે. પણ

એમાં સૌંદર્યનો અંશ અત્યંત અલ્પ પ્રમાણમાં છે.

મુંબઈના એક અનાથાશ્રમના પ્રાંગણથી શરૂ થયેલી વાર્તા અમદાવાદના બેત્રણ ધનિક કુટુંબોમાં વિકાસ અને વેગ પકડે છે તથા દિલ્હીના રાજઘાટે પૂરી થાય છે. સ્થળ, સમય અને સંવિધાનની સ્થૂળતા બાદ કરીએ તો એની અન્વિતિ મહદંશે પળાઈ છે. મુંબઈના એક અનાથાશ્રમના સગીર યુવક પરાશર તરફ તે જ આશ્રમના ગૃહપતિની યુવાન પુત્રી કૌમુદી–અધ્યયન–અધ્યાપન દરમિયાન આકર્ષાય છે પણ ખાનદાનની આબરૂ અને એ જ છાત્રાવાસના એક અન્ય યુવક કુમારની અસૂયાથી એમનો પ્રણય અવરુદ્ધ થાય છે. કૌમુદીના પિતા કંચનરાય કાકાનો વારસો ભોગવવા અમદાવાદ આવી વસે છે. પિતાની ખાનદાની કૌમુદીને અમદાવાદના પ્રસિદ્ધ ગાંડાવાલા કુટુંબના યુવાન ઈજનેર નિરંજન સાથે પાણિગ્રહણ કરવા પરવશ બનાવે છે. તે મનેકમને એ કુટુંબમાં ગોઠવાય છે અને પતિની અતિ કામુકતાથી અકળાતી રહે છે. પરાશર યોગ અને ઈશ્વર-સાધના માટે હરદ્વાર ધર્મશાળાના મેનેજર તરીકે જઈ વસે છે. એક સ્વામી તથા અગોચર વાણીથી પ્રેરાતાં વીતરાગી બને છે. વાર્તાનો તખ્તો ગાંડાવાલા કુટુંબમાં કેન્દ્રિત થાય છે. ગાંડાવાલા કુટુંબનું વ્યક્તિસ્વાતંત્ર્ય વાર્તાના તાણાવાણાને વિસ્તૃત કરે છે. નિરંજનનો સાવકો ભાઈ યશોધર સમાજસેવાનો ધૂની છે. એની પત્ની રોહિણી નૃત્યકલાની શોખીન છે, પોતાના નૃત્યશિક્ષક નૈષધની વિષયવાસનાનો ભોગ બની ગૃહત્યાગ કરી બેસે છે અને અંતે બેવફાઈનો ભોગ બને છે. યશોધરની બહેન વંદના સાહિત્યરસિક હોવાને નાતે યુવાન કવિ યોગેન્દ્ર સાથે પ્રેમ અને પરિણય માંડે છે. આ બાજુ યાત્રા દરમિયાન પરાશર સાથે ગાઢ પરિચયમાં આવેલ વિધવા યુવતી ઈલા પરાશરને અમદાવાદ આવવા આમંત્રણ આપે છે. ગૌતમ સ્વામી બનેલા પરાશરનું અમદાવાદમાં વારંવારનું આગમન ઈલાના અઘટિત મનોભાવોને વેગ આપે છે. પ્રસૂતિપીડાની કફોડી હાલતમાંથી રોહિણીને બચાવનાર પરાશર કૌમુદી દ્વારા રોહિણીને ફરી કુટુંબમાં સ્થાન અપાવવા મથે છે. કામુક ઈલા પોતાના આશયમાં સફળ ન થતાં કૌમુદી તથા પરાશર વિશે ખોટી વાતો ઉડાડી નિરંજનને વ્યાકુળ કરે છે. પણ અંતે ઈલાનો એક પત્ર બધો ઘટસ્ફોટ કરી નાખે છે. યશોધર રોહિણીને સ્વીકારવા તૈયાર થતાં રાજઘાટ નજીક ગૌતમ સ્વામી રોહિણી અને યશોધરનું પુનર્મિલન કરાવી આપે છે.

નવલકથાના વસ્તુગ્રથનમાં લેખકે અનેક પાત્રો, ઘટનાઓ અને પરિસ્થિતિ-ઓનું સર્જન કર્યું છે. ક્યાંક સંઘર્ષ જામ્યો પણ છે પરંતુ આ નવલકથા

કોઈ વિશિષ્ટ ભાત પાડતી નથી. વાર્તાનું સંવિધાન કૃત્રિમ છે. ફરમાસુ પ્રણય અને કામુક વૃત્તિઓનો ઉદ્રેક લેખકે સ્થળે સ્થળે પ્રગટ કર્યો છે. પાત્રાલેખન પણ બહુ પ્રતીતિકારક નથી. પાત્રોનું મનોજગત ક્યાંય અસરકારક રીતે પ્રગટ થવા પામ્યું નથી. લેખકને અભિપ્રેત પાત્રોનું વ્યક્તિત્વ એમના ક્રિયાવ્યાપાર દ્વારા નહિ પણ લેખકનાં કથનોથી પ્રગટ થાય છે. અભિધાનું આધિક્ય, વ્યંજનાનો નિતાન્ત અભાવ અને ભાવપરિસ્થિતિઓની કૃત્રિમતા સાહિત્યિક અપેક્ષાઓને સંતોષતી નથી. કામુકવૃત્તિની અતિશયતા ધરાવતો નિરંજન અને સંયમી પરાશર, દેહભૂખને સંતોષવા વલવલતી ઇલા અને એ જ સુખની અતિશયતાથી ત્રાસેલ કૌમુદી વગેરે પાત્રો દ્વારા લેખક કદાચ એક વિરોધ ઉપસાવવા મથે છે પણ એ વિરોધ એ પાત્રોનાં નૈરાશ્ય અને ઘટનાઓનાં દબાણ નીચે સ્વાભાવિક ક્રમમાં પ્રગટતો નથી. નવલકથામાં વાચકની મનોવૃત્તિને ઉશ્કેરે એવાં કેટલાંક પ્રકરણો અને શીર્ષકો લેખકની સસ્તી લોકપ્રિયતાની એષણા પ્રગટ કરે છે. સમગ્ર નવલકથામાં લેખકનું કોઈ હૃદ્‌ગત રહસ્ય, સૂક્ષ્મ સંવેદન, અનુભૂતિ કે મૂલ્યબોધ પ્રગટ થતાં નથી. છાપાની અશુદ્ધિઓ તો ખરી જ. નવલકથાની સંખ્યામાં વૃદ્ધિ કર્યા સિવાય આ નવલકથાનું કંઈ સાર્થક્ય જણાતું નથી.

## પુનર્મિલન

શ્રી કોલકની ૪૨૨ પાનાંની માત્ર સંભોગશૃંગારને કેન્દ્રમાં રાખી રચાયેલી નવલકથા 'પુનર્મિલન'માં દ્રવ્યલક્ષી કૃતિના સઘળા દોષોનો એકપદે આવિષ્કાર થયેલો દેખાય છે.

કુંભારિયા ગામના સાધારણ કુટુંબનો અને સસરાના પૈસે ભણીગણી પ્રોફેસર થયેલો હરિપદ નામનો યુવક પોતાની ગ્રામીણ અને અભણ પત્નીનો દેહસંબંધ બાંધ્યા બાદ ત્યાગ કરે છે અને પોતાના ગામની શિક્ષિકા સોમેશ્વરીના પ્રેમમાં પડે છે. સોમેશ્વરીને પણ મુંબઈમાં શિક્ષિકા તરીકે ગોઠવી યથેચ્છ અને સ્વચ્છંદી કામવિહાર આચરે છે. તે સગર્ભા થતાં ગોવા જઈ તેની સાથે લગ્ન કરે છે. માતાપિતા અને સાસુસસરાના પ્રેમમાં દિવસો નિર્ગમન કરતી એની સગર્ભા પત્ની મેના પુત્રને જન્મ આપે છે. પોતાના પિતાના મૃત્યુપ્રસંગે હરિપદ વતન આવે છે તે દરમ્યાન સોમેશ્વરી પ્રસૂતિપીડામાં મૃત્યુ પામે છે. સોમેશ્વરીની સખીની સલાહથી હરિપદ મેનાનો કોઈ પણ જાતના સંકોચ વિના સ્વીકાર કરે છે. વાર્તામાં અજિત, યશોધરા અને ભોજરાજ ભગત જેવાનાં વૃત્તાંતો કેવળ કૃત્રિમતા અને બિનજરૂરી લંબાણ માટે નિરૂપાયાં છે.

આ કૃતિમાં નથી વાર્તાનાવીન્ય કે નથી સંઘટનાનું કોઈ કૌશલ્ય. ફિસ્સું પાત્રાલેખન, સ્થૂળ પ્રસંગો, સંવેદનનો નિતાન્ત અભાવ, કામવૃત્તિનું આધિક્ય, પાત્રોના ભાવપ્રતિભાવ પોતે જ સ્પષ્ટ કરવાની કે સૂચવવાની લેખકની આદત, નીરસ લંબાણ અને પતિએ પત્નીનો ત્યાગ ન કરવો જોઈએ એવા મૂલ્યબોધને જણાવવા અપનાવેલી કૃત્રિમતા આ કૃતિને સામાન્ય કહેવા પ્રેરે છે. અહીં બેદરકારી અને અચોકસાઈના દોષો પણ છે, જે વિશે લેખકે સભાન થવું જરૂરી છે.

## મોરે મંદિર આઓ પિયા

'મોરે મંદિર આઓ પિયા' એ શ્રી રસિક મહેતાની નવલકથા છે. પ્રજાના ઉત્થાન માટે સામાજિક ક્રાન્તિ અનિવાર્ય છે એ તેમનું મન્તવ્ય આ નવલકથામાં રજૂ થયું છે. કુંવારી માતાની પ્રતિષ્ઠા અને એના માતૃપદના હક્કનો સ્વીકાર અને પતિમાં માનવતા ન હોય તો છૂટાછેડાની અનિવાર્યતા અને પુનર્લગ્નનો અધિકાર—આ બન્ને મહત્ત્વના સામાજિક પ્રશ્નોની છણાવટ તેમણે આ નવલમાં કરી છે. ત્રીજી એક બાબત તેમણે એ મૂકી છે કે આપણાં ધર્મમંદિરો શિક્ષણમંદિરોમાં ફેરવાઈ જાય તો મકાનોની તંગી મટે, પ્રભુને મુક્તિ મળે, મનુષ્યનું નવસર્જન થાય અને ઘણાં દૂષણો પણ અટકે. આ ત્રણ બાબતો આ નવલકથામાં રજૂ કરવામાં આવી છે.

છાયારાણી કુંવારી માતાના પ્રતીક રૂપે, વિભાવરી જૂના આચારવિચારોના પ્રતિનિધિરૂપે, સુહાસ નવા વિચારોના વાહકરૂપે અને વૈકુંઠરાય એક સહૃદય-સજ્જન તરીકે આપણી સમક્ષ રજૂ થયાં છે. એક સામાજિક ચલચિત્રમાં બનતા બનાવોની જેમ અહીં બધા બનાવો બને છે. લેખકે પોતાના મનને રુચે તેવી એક સૃષ્ટિ ઘડી કાઢી છે. તે કલ્પિત કરતાંય વધુ તરંગી લાગે છે. ભાષાની કૃત્રિમતા પણ કેટલીક વાર ક઼ડે છે.

## મંદારમંજરી [ભાગ ૧-૨]

એ જ પ્રણયત્રિકોણ, ચીલાચાલુ કથાવસ્તુ, અવાસ્તવિક પ્રસંગ-આયોજન, અપ્રતીતિજનક પાત્રનિરૂપણનું દર્શન આ નવલકથા પણ કરાવી જાય છે.

નવલકથાની નાયિકા પ્રણોતિ શ્રીમંતની દીકરી છે. આકસ્મિક સંજોગોમાં પ્રણોતિ તિમિરની નજીક આવે છે, વધુ નજીક આવે છે. આવારા તિમિર ભીતરથી પ્રણોતિને સ્પર્શે છે અને તે તિમિરના પ્રેમમાં પડે છે. પ્રેમસાફલ્યની એક

શરત છે : તિમિરે સજ્જન બનવું. સદ્ અને અસદ્ તત્ત્વનો સંઘર્ષ એ આ કથાની મુખ્ય ચાવી છે. પ્રેમ એક મોટું બળ છે. પ્રેમ ગટરમાંથી ગંગાના પાવનકારી પ્રવાહને સર્જી શકે છે એ એક વાત આ લાંબી નવલકથાનો સૂર છે. ભાવના મઝાની છે, પણ એના નિરૂપણમાં અવાસ્તવિકતા, અસ્વાભાવિકતા છતી થયા વિના રહેતી નથી. પરિણામે ભાવનાનો આભાસ જોવા મળે છે, કેમ કે અનુભૂતિની સચ્ચાઈ કે તીવ્રતા છે જ નહિ. કલા નહિ, લેખકની કારીગરી દેખાય છે. પ્રણોતિના વિવાહ અંગેનું રહસ્ય, તેનો તિમિર સાથેનો પ્રેમ, પ્રેમના કારણે ગૃહત્યાગ, અનિમેષની ઓફિસમાં નોકરી મળવી, અનિમેષ-પ્રણોતિનો એક સાથે વસવાટ, તિમિરિનો જેલ-વાસ, અનિમેષ-કુરંગીનો પ્રણય, જેલમાં એક મુસલમાન કેદીની પત્નીના પત્ર દ્વારા તિમિરની આંખો ઊઘડવી, અને અંતે પ્રણોતિના પ્રેમનો વિજય તેમજ બધાંયનું મિલન દર્શાવી પડદો પાડી દેવાની લેખકની કરામત દેખાઈ આવે છે.

## રાધિકારાણી

'રાધિકારાણી' શ્રી રસિક મહેતાની એક કોડભરી કન્યાના પ્રણયવૈફલ્યની કરુણાન્ત કથા છે. અંજારનિવાસી કન્યકા રાધિકાને જોવા આવેલ વ્યક્તિઓમાંથી અક્ષય નામના યુવકને જ પોતાનો ભાવિ પતિ માની રાધિકા પ્રથમ દૃષ્ટિએ જ એના ઉપર વારી જાય છે. એ જ દિવસે રાત્રે ભેદ ખૂલતો હોવા છતાં પ્રબળપણે આકૃષ્ટ થયેલ રાધિકાનું હૃદય કેમે કર્યાં છતાં પાછું વળી શકતું નથી. અક્ષયના આકર્ષણમાંથી પાછા વળવાના પ્રયાસો નિરર્થક બની રહે છે. મુગ્ધ અક્ષય રાધિકાના વર્તનને ભાભીનો નિર્વ્યાજ પ્રેમ માની ખુશ થતો રહે છે. અંતે જાન આવે છે. અક્ષયને મળવાની કોઈ આશા ન રહેતાં રાધિકા કોઈ હાનિકારક દ્રવ્ય લઈ લેતાં મરણને શરણ થાય છે. અક્ષય આગળ હૃદય પ્રગટ કરતી રાધિકાને બચાવવા તે અસમર્થ બની રહે છે. પુનર્જન્મમાં અક્ષયને પ્રાપ્ત કરવાનો નાયિકાનો અભિલાષ સહુનું સાંત્વન બની રહે છે.

લેખકે રાધિકાના પ્રેમ, વિરહ અને વ્યથાના મનોભાવોને તથા અક્ષયની મુગ્ધતાને ઠીકઠીક સફળતાપૂર્વક વાચા આપી છે. પાત્રોના મનોવ્યાપાર જ આ વાર્તામાં રસ નિષ્પન્ન કરતા રહે છે. સમગ્ર નવલકથામાં લેખકે જાળવેલી શુચિતા નોંધપાત્ર છે. રાધિકાને પરણવા આવેલ પ્રદીપને અંતે એ જ ગામમાં પરણતો બતાવ્યો છે.

## શૈલ અને શમા

હિંદુસ્તાનના ભાગલા, સનાતન પ્રણયસમસ્યા, વિવિધ માનવભાવો અ વ્યક્તિવ્યક્તિનાં આંતરમનઃ એવા અનેક મુદ્દાઓને આવરી લેતી આ નવલકથા વાંચવી ગમે, પણ વિચાર્યા પછી એને માટે આદર ન જાગે. સંગનાનું તેજસ્વી પાત્ર, પ્રકૃતિનાં કેટલાંક મનોહર વર્ણનો અને ગઝલની મુક્ત હાથે લહાણ આકર્ષક છે પણ શૈલ અને પ્રણવ તથા સંગના અને સર્યૂજને અંતે ભેગાં કરી દેવા લેખક નાહકની સાડી સાતસો પાનાંની રેલયાત્રા કરાવતા લાગે છે.

કથાનક આવું છે : કલકત્તામાં પ્રણવની શૈલ સાથે અકસ્માત મુલાકાત થાય છે. પ્રણવને એના તરફ સ્નેહભાવ જાગે છે પણ પ્રણય પરિણીત હોવાથી શૈલ સાથે લગ્ન કરી શકતો નથી અને અંતર્દાહમાં નિરંતર બળ્યા કરે છે. માતાની બીમારીના નિમિત્તે એને મુંબઈ જવું પડે છે. અહીં એની પત્ની સુરંગાનું અણધાર્યું મિલન ડૉ. સર્યૂજ સાથે–એના પૂર્વકાલીન પ્રેમી સાથે–થાય છે અને બન્ને આઘાત અનુભવે છે. પ્રણવ આ પામી જઈને સુરંગા પાસે છૂટાછેડાની દરખાસ્ત મૂકે છે અને ડૉક્ટર પાસે સુરંગાનો સ્વીકાર કરાવે છે. પ્રણવની બહેન પૂર્ણિમાના બાબાને સાચવવા શૈલ આયા તરીકે આવે છે. શરૂમાં તો એ પ્રણવને જોઈ નાસી જાય છે પણ અંતે એનો સ્નેહ શૈલ સ્વીકારે છે અને કથા પૂરી થાય છે.

એક બાજુ સર્યૂજે વિદેશી યુવતી સાથે પરણી સંગનાને છેહ દીધો છે તો બીજી બાજુ પ્રણવે શૈલ સાથે રંગરાગ માણી તેને અન્યાય કર્યો છે, છતાં સંગના બન્ને પ્રત્યે એવી જ ઉદાર ને ઉદાત્ત રહી છે. પ્રણવના કમરામાં શૈલ રહી હતી, એવા સબળા પુરાવાઓ–શૈલનો પત્ર સુધ્ધાં–મળ્યા પછી, પ્રણવને મુખે પોતાની સફાઈ સાંભળ્યા છતાં સસ્મિત વદન રાખવાનું ગજું તો એ જ કેળવી જાણે. શમાશિરાઝનો પ્રણયસંબંધ વ્યક્ત કરવા નવલકથાકારને પ્રેમપત્રોની ઉપરાઉપરી ઝડી વરસાવવાનું અને એ દ્વારા વૃત્તાન્તને ઉપરચોટિયા થીગડા જેવો બનાવી દેવાનું સૂઝયું, એ ખેદ પમાડે તેવું છે. પ્રણય હુલ્લડના કારણે ભાગતો ભાગતો શમાના ઘેર જ આવી ચડે, પ્રણવની માની સારવાર સર્યૂજના હાથે થાય અને ત્યાં એને સંગના મળે, પ્રણવને છોડી ગયેલી શૈલ મુંબઈમાં એની જ બહેનને ત્યાં આયા તરીકે આવે, એ બધું ચિત્રપટના જેવું તાલમેલિયું લાગ્યા વગર રહેતું નથી.

૪૭ નાં કોમી રમખાણો વખતની પાશવલીલાઓનું વર્ણન વાંચતાં આપણને જેટલી અરેરાટી ઊપજે છે એટલી જ પ્રસન્નતા ટાગોરના ગીતને આધારે

નિરૂપાયેલા પ્રભાતના પ્રકૃતિચિત્રને નીરખીને થાય છે; અલબત્ત પ્રત્યેક પાત્રને ફાળે સ્વગતોક્તિઓ આવે અને પાનાંનાં પાનાં ભરાય ત્યારે લાગણીવશતાની હદ આવી રહે છે. સૂર્યજે વિદેશી પત્ની જોડે અને સંગનાએ પ્રણવ જોડે છૂટાછેડા લીધા માટે એ બન્ને પરણી શકે પણ શૈલ પેલા બિપિનબાબુની હયાતી છતાં એમ ને એમ કઈ રીતે પ્રણવને પરણી શકે? બીજું તો કશું નહિ પણ શેર ઉપર શેર ઝીંકયે રાખવાની ટેવ અને અસ્થાને ઉર્દૂ સંવાદો દ્વારા પ્રણવ-શૈલની વાતચીત નિરૂપવાની આદત વર્જ્ય એ ઇષ્ટ છે. ફારસી-ઉર્દૂનો લેખકને મોહ જ નહિ, વ્યામોહ પણ લાગે છે. સંસ્કૃત ભાષાના શબ્દો પણ ફેંકી જાણવાની તમન્ના જણાય છે.

## પ્રેમનગર

શ્રી વિષ્ણુકુમાર અ. મહેતાની ૩૨૪ પાનાંની નવલકથા 'પ્રેમનગર' પ્રણયચતુષ્કોણની એક અત્યંત કૃત્રિમ અને સ્થૂળ વાર્તા છે. ગામડાનો એક સામાન્ય યુવક સંજય શહેરની કૉલેજમાં એક વિધવા કન્યા પ્રજ્ઞાના સંપર્કમાં આવે છે અને એના પ્રેમમાં પડે છે. ટી. બી.થી પીડાતા અને મૃત્યુને આરે પહોંચેલા મિત્ર ચેતનની માનસિક વ્યથા હળવી કરવા સંજય એની બહેન મમતા સાથે લગ્ન કરે છે. ગૃહસંસારને કારણે નોકરીની ફરજ પડતાં એક ખાનગી પેઢીમાં એ ઑફિસની ટાઈપિસ્ટ ગર્લ અલકા સાથે ઘનિષ્ઠ પરિચયમાં આવે છે, અને અપ્રતીતિકર એવો ભાઈબહેનનો પ્રેમ પ્રગટ થતો રહે છે. આમ છતાં એની પત્ની મમતાએ દર્શાવ્યું છે તેમ આ પ્રણયચતુષ્કોણ છે. લેખક આમાંની કોઈ પણ વ્યક્તિ સાથેના પ્રણયને ન્યાય આપી શકયા નથી. વાર્તામાં આવતી મૃત્યુ-પરંપરાઓ તદ્દન અસ્વાભાવિક અને અરુચિકર છે. પ્રજ્ઞાના પ્રથમ પતિ અંબરીષનું મૃત્યુ, અલકાના પ્રિયતમ બેન્જામિનનું મૃત્યુ, મમતા અને અલકાનું મૃત્યુ જાણે પાત્રોને વાર્તામાંથી વિદાય કરવા જ નિરૂપાયું હોય તેમ લાગે છે. વાર્તાના ઢાંચામાં પણ લેખકને ઘણી જગાએ પાત્રોનો માનસિક સંઘર્ષ નિરૂપવાની તક હતી પણ એ કસબ કયાંય પ્રગટ થઈ શકયો નથી, એ આ કથાની મોટી મર્યાદા છે.

## પરાજિતા

શ્રી ચંદ્રવદન શુક્લની બૃહત્ નવલકથા 'પરાજિતા' એક પ્રગલ્ભ મૃદુહૃદયા નારીના જીવનસંઘર્ષની કથા છે. પોતાની માતાના મુક્ત જાતીય જીવન અને સ્વૈરાચારથી ઉદ્વિગ્ન થયેલી એક કૉલેજકન્યા કુમુદ પોતાની માતાના પંથે

કોઈ પણ સંજોગોમાં ન પળવાનો દૃઢ નિર્ણય કરે છે અને માતાના મૃત્યુબાદ પોતાનું અને પોતાની નાની બહેન નીલાનું જીવન સાત્ત્વિક અને સુખમય બને તે માટે ઝિંદાદિલીભર્યો પ્રયત્નો આરંભે છે. પ્રત્યાઘાતી પિતાની આત્યંતિક કડકાઈ અને કઠોરતાથી હતપ્રભ બનેલો એક યુવક નિરંજન કુમુદના પ્રેમમાં પડે છે અને સત્ત્વ બતાવતો થાય છે. કુમુદના જીવનમાં પણ એક નવી ઉષ્માનો સંચાર થાય છે. કારમી ગરીબીમાં ભારે પુરુષાર્થથી સાત્ત્વિક જીવન જીવવાનો પ્રયત્ન કરતું યુગલ અનેક કઠણાઈઓનો સામનો કરે છે. કુમુદની માતા સાથે મુક્ત જીવન જીવેલા નિરંજનના પિતા મનસુખરાય પ્રણયી યુગલના માર્ગમાં વારંવાર વિઘ્નરૂપ બન્યા બાદ અંતે આ યુગલ તરફ સહૃદયી બને છે. ભારે વ્યથાઓ અને જીવનની વરવી વિટંબણાઓ બાદ સ્થિર થવા જતું દાંપત્યજીવન ફરી એક વાર કુમુદની નાની બહેન નીલા અને નિરંજનના પારસ્પરિક આકર્ષણથી ડગી જાય છે. અંતે કુમુદ, બહેન અને પતિના સુખ ખાતર અદૃશ્ય થઈ જઈ પ્રણયીઓનો માર્ગ મોકળો કરી આપે છે અને એમને સુખી થતાં જોઈ મૃત્યુને ભેટે છે. આ વાર્તાનું પોત જુદીજુદી ઘટનાઓના અનેક તાંણાવાણાથી ભાતીગળ બન્યું છે.

'પરાજિતા' શીર્ષકને સાર્થક કરતી નાયિકા કુમુદનો ઉજ્જવળ જીવનસંઘર્ષ અને એનું ઉદાત્ત આંતરિક વ્યક્તિત્વ આ નવલકથાનું ઉજ્જવળ અંગ છે. એનાં સત્ત્વ, સ્વસ્થતા, ધૈર્ય અને મનનું ઔદાર્ય એક મહામના નારીનું ઉજ્જવળ જીવન પ્રકરણ છે. જોકે નીલાનો વાઘના પંજામાંથી નિરંજને કરેલો બચાવ, પિતા દ્વારા કેદ કરાયેલ નિરંજનનો બાળિયું તોડીને નાસી છૂટવાનો પ્રયત્ન, કુમુદના જેવા જ ચહેરાની એની અજ્ઞાત બહેન મેરીના આકસ્મિક મૃત્યુથી લાંબા સમય સુધી પ્રવર્તેલી ગેરસમજ, કુમુદની પુત્રી આશા અને નીલાની બદલાયેલી એંગો અને કુમુદનો નાટકીય અંત : આ બધું કોઈ ચિત્રપટની કથાને અનુરૂપ જણાય છે, તો પણ લેખકે વાર્તાના નિર્વહણ ઉપર ઠીકઠીક કાબૂ રાખ્યો છે. લેખકમાં પ્રસંગો ઊભા કરવાની ને સંઘર્ષનિરૂપણની શક્તિ છે. પણ આકસ્મિક તત્ત્વોનું આધિક્ય કેટલીક વાર વાસ્તવિકતાને ગૂંગળાવે છે. વાર્તાના આવા લાંબા પટમાં લેખક સંપૂર્ણ સ્વચ્છ, સાત્ત્વિક અને શિષ્ટ આબોહવા રાખી શક્યા છે તે આ કૃતિનું નોંધપાત્ર જમાપાસું છે. આવરણ પરના પરિચાયકે આ કૃતિને કદાચ ઉપરના સંદર્ભમાં જ અનન્ય કહી હશે. વસ્તુગ્રથનની દૃષ્ટિએ આ એક સારી વાર્તા છે એમાં કોઈ શંકા નથી.

## શમણાં સળગ્યાં રાખ ન થઈ

શ્રી બલવંત દવેની સામાજિક નવલકથા 'સમણાં સળગ્યાં રાખ ન થઈ' એક નવલિકાને યોગ્ય વાર્તાનો આયાસસિદ્ધ વિસ્તાર છે. એક તોફાની, મનમોજી અને છતાં વૈયક્તિક પ્રતિભા વિનાનો ધનિક યુવાન અરુણ એને ત્યાં ભત્રીજીને ભણાવવા આવતી ગરીબ શિક્ષિકા કોશાના પ્રેમમાં પડે છે. કૌટુંબિક પરિબળો અરુણને એની જ જ્ઞાતિની કન્યા બિંદુ સાથે લગ્ન કરવા ફરજ પાડે છે.બધી વાર્તાઓમાં બને છે તેમ કોશા પ્રણયીઓના પ્રણયમાર્ગમાંથી ખસી જઈ પોતાના હિતનો ભોગ આપે છે અને ઈર્ષાળુ બિંદુની વેરવૃત્તિથી પોતાના ભાઈ અવિનાશને ગુમાવી દેતાં અરુણનો ભાઈ તરીકે સ્વીકાર કરે છે.

કથાવસ્તુ પ્રણયત્રિકોણનું હોવા છતાં સબળ ઉપાદાનને અભાવે આ કથા રોચક બની શકી નથી. પ્રસંગનિરૂપણ અને પાત્રાલેખનની વિસંગતિઓ અરુચિકર છે. અરુણનું પાત્રાલેખન જુદે જુદે પ્રસંગે વિરોધાભાસી માનસનિરૂપણને કારણે અપ્રતીતિકર બન્યું છે. વાર્તાને અંતે કોશા અરુણને ભાઈ તરીકે સ્વીકારે છે તે માત્ર નાટકીય આદર્શનો અતિરેક છે. જોકે કોશાનું પાત્રાલેખન પ્રમાણમાં ઠીક થયું છે તો પણ એને બલિદાન આપતું પાત્ર બનાવવામાં લેખકને પ્રયત્ન કરવો પડ્યો છે. મોહક શીર્ષકથી આકર્ષાયેલ વાચકની આશા આ વાર્તા વાંચતાં ભાગ્યે જ સફળ થાય છે.

## અંતર ખાલી આંખડી છલકાય

શ્રી બલવંત દવેની ૩૧૮ પાનાંની આ નવલકથા વ્યક્તિ વ્યક્તિ વચ્ચેના માનસિક સંઘર્ષની કથા છે. નગરના એક જાણીતા ડૉક્ટર સુબોધચંદ્ર જે વર્ષોથી ઘરભંગ થયેલા છે તે પોતાની યુવાન પુત્રી સુષમાનું જીવન સુખમાં વ્યતીત થાય તે માટે તેનો વિવાહ પોતાના જ પૈસાપાત્ર પણ લોભી મિત્ર શેઠ હરિવલ્લભના પુત્ર અરવિંદ સાથે નક્કી કરે છે. અરવિંદ સુષમા તરફ કામવૃત્તિથી લાલાયિત છે અને પરદેશ ભણવા જાય છે ત્યાં પણ ત્યાંનાં જાતીય સુખોથી ભરપૂર વિગતોનાં રંગીન ચિત્રણો પોતાની પ્રકૃતિ અનુસાર પત્રરૂપે સુષમા ઉપર ઠાલવે છે. ઠંડી અને જ્ઞાનઘેલી સુષમાનો અરવિંદ તરફનો અણગમો કંઈક અંશે તિરસ્કારમાં પરિણમે છે. તે પોતાના ક્લીનીકમાં આંતરડાના રોગની ગંભીર બીમારીમાં પટકાયેલા પ્રોફેસર નિરંજનના પ્રેમમાં પડે છે. ડૉક્ટર આ હકીકતથી વાકેફ થતાં વ્યથિત થાય છે. સુષમાનો અરવિંદ તરફનો અણગમો એના કામુક વ્યવહારથી બળવાનું સ્વરૂપ

ધારણ કરે છે. વિધુર પ્રોફેસર નિરંજનના પુત્રને (તે માતૃત્વની ઝંખનામાં મૃત્યુ પામતાં) માતૃત્વ ન આપી શકનારી કે નિરંજન ઑપરેશન દરમિયાન પૌરુષત્વ-વિહોણો થયો હોવાથી પતિસુખથી પણ વંચિત રહેનારી સુષમા અંતે લેખકની અસંસ્કૃત શૈલીના ઓથાર નીચે સૂચવાયું છે તેમ મૃત્યુ પામે છે.

અહીં લેખકે પિતા, પુત્રી અને વાગ્દત્ત યુગલના વ્યક્તિત્વના સંઘર્ષને ઉપસાવવાનો સભાન પ્રયત્ન કર્યો છે. વત્સલ પિતા ડૉક્ટર, જ્ઞાનઘેલી સુષમા, કામુક અરવિંદ, લોભી હરિવલ્લભ અને સ્વસ્થ પ્રોફેસરનું પાત્રાલેખન એકંદરે સંતોષકારક છે પણ લેખકનો વાગડંબર, શૈલીની એકવિધતા, વારંવાર તત્ત્વજ્ઞાન લઈને વાર્તામાં પ્રવેશવાનું લેખકનું વલણ, અને ભાવો કે પ્રસંગોને ભાષા દ્વારા ચમત્કૃતિજનક બનાવવાનો નિરર્થક આયાસ રસક્ષતિ ઊભી કરે છે. શૈલી, સંવિધાન કે વસ્તુ-ગ્રથનમાં નવલકથા નવી ભાત ન ઉપસાવતી હોવા છતાં એક જ વ્યક્તિને કેન્દ્રમાં રાખીને કરેલું કથાનું નિર્વહણ સંતોષપ્રદ રહ્યું છે.

## દૂર ગગનકે તારે

શ્રી પ્રાણ પરદેશીની 'દૂર ગગનકે તારે' બેત્રણ યુગલોના પ્રણયસંબંધોનું નિરૂપણ કરતી એક શિથિલ સંવિધાનવાળી નવલકથા છે. પિતાની અત્યંત દરિદ્ર અવસ્થા અને માતાના મૃત્યુથી કંઈક વીતરાગી જેવો બનેલો કિરીટ પોતાની વાગ્દત્તા સ્મિતા તરફ અકારણ ઉપેક્ષાભાવ સેવે છે અને પોતાની સહાધ્યાયિની નંદિની તરફ આકર્ષાય છે. કિરીટને અંતરથી ચાહતી સ્મિતાનો પ્રણય મેળવવા માટે દીપક આતુર છે, કારણ કે એની નજર પિતાના આદેશ પ્રમાણે સ્મિતાની સંપત્તિ પર છે. પ્રશાંત નામનો કિરીટનો એક બીજો મિત્ર એને ચાહતી રોહિણીનો ત્યાગ કરી આફ્રિકા ચાલ્યો જાય છે. કિરીટ અને નંદિની તથા દીપક અને સ્મિતાનાં લગ્ન થવાની ઘડીઓ ગણાય છે તે સમયે જ યુવકો સાચી પરિસ્થિતિથી સભાન થઈને ફરી એક વાર પોતાને અનુરૂપ સાથી સાથે જોડાય છે. કિરીટ અને સ્મિતાનું દાંપત્યજીવન અનપત્ય અવસ્થામાં દુઃખી બને છે અને અંતે કોઈપણ જાતના પ્રતીતિજનક કારણ સિવાય જ કિરીટ અને સ્મિતા એકમેકથી દૂર થઈ જાય છે. અંતે કિરીટ પાગલ બની મૃત્યુને ભેટે છે અને સ્મિતા પણ મૃત્યુને શરણ થાય છે. આ નવલકથામાં આકસ્મિક સંજોગોમાં જ એકબીજાથી વિખૂટાં પડતાં અને જોડાતાં આ યુગલોની દાસ્તાન કોઈ પણ રીતે પ્રતીતિકર બનતી નથી. વાર્તાનું પોત તદ્દન ચીલાચાલુ અને ફિસ્સું છે. કથાવસ્તુના ગ્રથનમાં લેખકની કોઈ ચોક્કસ દૃષ્ટિ નથી કે વાર્તાના નિર્વાહમાં એનો જાણે કે કોઈ કાબૂ રહ્યો નથી. યુગલોની પાસે સમાજસેવા કરાવીને લેખકે આદર્શ ભાવનાનો

મિથ્યા આભાસ ઊભો કર્યો છે. 'પ્રેમ એ તો આત્માનો અમર અંશ છે, જે અહીં પ્રેમી તે પરલોકમાં પણ પ્રેમી' એવી આદર્શ લીલા બતાવવા માટે જ દર્શાવવામાં આવેલો. કિરીટ-સ્મિતાનો કરુણાન્ત તદ્દન અપ્રતીતિકર અને અરુચિકર છે.

### અમૃત અને આસવ

સુખ અને દુઃખ–માનવીના જીવનમાં બે સનાતન ચક્ર, પણ એ ચક્રો સમાન નથી: કોઈ વાર સુખનું ચક્ર મોટું થઈ જાય છે તો કોઈ વાર દુઃખનું: આ જગતનું અસ્તિત્વ રહેશે ત્યાં સુધી દુઃખ રહેશે: જીવનનું એ કઠોર સત્ય છે. આ સત્યને 'અમૃત અને આસવ' દ્વારા સાકાર કરવાનો પ્રયાસ શ્રી લલિતકુમાર શાસ્ત્રીએ કર્યો છે.

દેવો અને દાનવોએ સમુદ્રમંથન કર્યું ત્યારે સાંપડેલ અમૃત તો સૌ પી ગયા પણ પછી જે વિષ મળ્યું તેને માટે તો કેવળ નીલકંઠ જ નીકળ્યા. સંસાર-મંથનમાં પણ આવું જ નથી શું? જીવનને પોતપોતાની રીતે જીવવાનો પ્રયત્ન આ નવલકથાનાં પાત્રો કર્યે જાય છે: નૈષધ–ઉષ્મા, બટુક–પૂષા, અક્ષય–ઇંગિતા, લીલાબહેન–વૈકુંઠરાય, આનંદીલાલ–વાસંતીબહેન વગેરે, એ સૌ આગળ વધવાનો પ્રયત્ન કરે છે, એમાં ઠોકર ખાય છે, પડે છે, આથડે છે પણ છેવટે સમજે છે આ સનાતન સત્ય! અક્ષય અને બટુક નિઃસ્વાર્થભાવે સેવા કરવામાં માને છે અને સ્નેહ એમને મન બલિદાનનું બીજું નામ છે: ઉષ્મા અને પૂષા પાસે જીવનની કોઈ ચોક્કસ વ્યાખ્યા નથી એટલે અનુસરણ કરવા ભણી એમનો અભિગમ વધારે છે: નૈષધ, લાલજી અને આનંદીલાલ 'ભોગવ્યું એટલું આપણું'માં માનનારા પ્રાકૃત કોટિના જીવો છે, જ્યારે બાદશાહ, ડૅ, વગેરે આગંતુક પાત્રો ખુમારીભર્યા જીવનમાં વધુ માને છે. લેખકને પ્રગટાવવું છે પેલું કરુણ-મંગલ જીવનદર્શન–નીલકંઠની જેમ વિષ પીવાનું ફાળે આવ્યું કેવળ ઉષ્માને? કેવળ બટુકને? કે બધાંને? એક યા બીજી રીતે સૌને ભાગે પેલો આસવ (જેનો અર્થ શ્રી શાસ્ત્રી 'શરાબ' નહીં પણ 'વિષ' કરતા લાગે છે) તો આવે જ છે ને અમૃત તો ઝાંઝવાના જળ સમું દુર્લભ જ રહે છે!

ભાષણ યા પત્ર દ્વારા પોતાનો જીવનસંદેશ ઠાલવવાની ભાવનાનો ભોગ શ્રી શાસ્ત્રી પણ બન્યા છે: પછી એ ઉષ્માનો પત્ર હોય, બટુકનું ભાષણ હોય કે ડૅ–બટુકનો વાર્તાલાપ હોય. અરે, ઇંગિતાને 'ક્યાંક વાંચેલું યાદ આવી ગયું' હોય તો એ ય પીરસાઈ જાય (પૃ. ૩૬૬) એટલે અમૃત અને આસવ અવારનવાર

આપણને શબ્દરૂપે અથડાયાં કરે ખરાં, પણ કૃતિસમસ્તના કેન્દ્રીય સત્યરૂપે એનો સાક્ષાત્કાર થવામાં કશુંક બાકી રહી જાય છે.

વર્ણનની આગવી છટા લેખક પાસે છે. 'આ છે સુરત સ્ટેશન...' કહી સુરતી સૃષ્ટિનો પરિચય કરાવતાં લેખક ક્યારે બાદશાહને રજૂ કરી દે છે એની ખબર જ પડતી નથી. રેલનું વર્ણન કરવાનું એમને ઝાઝું ફાવ્યું નથી. એમનાં વાક્યોમાં કવિત્વની છાંટ ક્યારેક સરસ આવી જાય છે. ઉ. ત. વજુભાઈના મૃત્યુ સમયનું વર્ણન. અલબત, એની સાથે જ જીવનદર્શનનાં રમણલાલીય સૂત્રો પણ સારા એવા પ્રમાણમાં ચિંતનકણિકાઓ રૂપે પથરાયેલાં છે, એ ભૂલવું ન જોઈએ.

## નથી સુકાયાં નીર

શ્રી હરિલાલ ઉપાધ્યાયની આ સામાજિક નવલકથા કુટુંબજીવનનાં વિવિધરંગી ચિત્રો ઉપસાવીને સંપ, સહકાર, ત્યાગ આદિ ભાવનાઓનું ગુણકીર્તન કરે છે. સંયુક્ત કુટુંબમાં રહેતા બે ભાઈઓનાં કુટુંબોમાં મોટાભાઈને સંતાન નથી; નાના ભાઈને એક પુત્ર ને એક પુત્રી છે. પરંતુ એની પત્ની મૃત્યુ પામતાં એ આધુનિક–સ્વચ્છંદી નિરંજના સાથે પુનર્લગ્ન કરે છે અને એ નિરંજના જ કુટુંબકલહમાં નિમિત્ત બની બે ભાઈઓને જુદા કરે છે. મોટાભાઈ અને એમનાં પત્ની નાનાભાઈની પુત્રી પુષ્પા સાથે ગામડે રહેવા ચાલ્યા જાય છે, અને નાનાભાઈ, નિરંજના અને આગલી પત્નીનો પુત્ર ધનંજય શહેરમાં રહે છે. નિરંજના અવળે રવાડે ચડી જાય છે અને અંતે મોટાભાઈ અને મોટાં શેઠાણીની ક્ષમા યાચે છે. નવલકથામાં મોટા શેઠ અને મોટાં શેઠાણીનાં પાત્રો ઉજ્જવળ ગુણોવાળાં ચિતરાયાં છે અને નવા યુગની પ્રતિનિધિ જેવી નિરંજનાને હલકટ અને દુષ્ટ ચીતરવામાં આવી છે. મોટાં શેઠાણીના ક્ષમાશીલ, ઉદાર, ઉદાત્ત પાત્રને કૃત્રિમતાનો વધુ પડતો પાસ બેસી ગયો છે અને એ પાત્રની છાયા નીચે અન્ય પાત્રો બરાબર ઊપસી આવતાં નથી. પ્રસંગગૂંથણી પણ જાણે એ ગુણકીર્તન માટે જ થતી હોય એવી છાપ સતત ચિત્ત પર પડતી રહે છે. વધુ પડતા ગળપણથી મોં ભાગી જાય તેમ આ કથાનું પણ બન્યું છે. કથામાં સંઘર્ષનું તત્ત્વ નામનું જ છે અને કશી રસનિષ્પત્તિને તો અવકાશ જ રહ્યો નથી. વસ્તુવિકાસ કે સંકલનમાં પણ લેખક ઝાઝું ગજું બતાવી શક્યા નથી. '...હળાહળ કળજુગમાં પણ આવા દિલેર દીવડા હજુ ઝળહળ જ્યોતે પ્રકાશી રહ્યા છે!' એ સાબિત કરવા લેખકે આ ગ્રંથ ઊભો કર્યો છે. પણ લેખકની કલા–સાધના હજી ઊણી પડે છે. માનવીય મૂલ્યોનું નિરૂપણ એ સુંદર વસ્તુ છે, પણ કલાના

માધ્યમ દ્વારા એ રજૂ કરવાનાં હોય તો કલાની આકરી તાવણીમાંથી પસાર થવું પડે છે.

## ધરતી લાલ ગુલાલ

વિધવા સમુબાઈએ કાના બાલૈયાનું ઘર માંડ્યું પણ આંગળિયાત હમીરને ખોયો, એ દીકરો સોંપાયો જીવુબાઈને હાથે ધાડપાડુઓને, ત્યાંથી એ દીપચંદ શેઠની ભલામણથી ખસેડાયો ધનિકોની દુનિયામાં; અહીં એને પરિચય થયો દીપક, અંજલિ તથા સરોજ ઇત્યાદિનો. શેઠની સલાહથી હમીરે અંજલિનું અપહરણ કર્યું તો બીજી બાજુ જીવુબાઈએ સોનલનું, કથાનો તંતુ વિરમ્યો બાપુની 'કામદુધા' આગળ અને વિખૂટાંનું મિલન નિહાળી બાપુએ અંતિમ શ્વાસ લીધો.

હમીરને કેન્દ્રમાં રાખી લેખક શ્રી ઉપાધ્યાયે તળપદા ગ્રામજીવનનું, બળકટ ડેરજીવનનું, વ્યભિચારી ધનિકઆલમનું અને શસ્યશ્યામલ આર્યભૂમિનું નિદર્શન અચ્છું કરાવ્યું છે. જીવુબાઈ અને બાપુ એ બે પાત્રો ભણી સહેજે માન ઉત્પન્ન થાય છે. ભવાયાના ખેલો અને ધાડપાડુઓના જીવનરંગની માહિતી વડે એને માનવતાની ફોરમથી મહેંકતી કરવાનો એમનો પ્રયત્ન ઠીક ઠીક સફળ થયો છે. એમાંય, 'વણઝાર હાલી જાય' એ પ્રકરણમાં તો વાચકને કવિતાનો પણ આસ્વાદ મળે એવું છે.

હમીરનું પાત્ર અન્ય પાત્રોના હાથનું પ્યાદું બની જતાં સ્પષ્ટ ઊપસી શક્યું નથી. ધનિકો તરફનો લેખકનો પૂર્વગ્રહ વિલાસ અને વિકારનાં અતિશયોક્તિ–ભર્યાં ચિત્રણો ભણી દોરી જતો લાગે છે. કામદુધા અને લહેરવિલાસના સેટિંગ્ઝ અહીં જાણે ઊભાં કરાયાં છે પણ એમાંથી કોઈ જીવંત સૃષ્ટિ સર્જાતી નથી.

## પડતા ગઢના પડછાયા [ ૧–૨ ]

કાઠિયાવાડની ધરતીનું નાનકડું ફલક એટલે દેશી રજવાડાંની સરહદોનો અનેકરંગી ચંદરવો. પ્રદેશભૂખ કે કીર્તિલિપ્સાને કારણે અરાજકતાના એ યુગમાં જે સંગ્રામો ખેલાયાં, રુધિર રેડાયાં અને કાવતરાં ઘડાયાં, એનો 'માહિતીપ્રધાન' ચિતાર શ્રી ઉપાધ્યાયની કલમે અહીં અપાયો છે. કાકાભાઈની વફાદારી, અમરજીની દીર્ઘદૃષ્ટિ તથા માનબાઈનું ખમીર અહીં ઝળકી ઊઠે છે. એક પક્ષે જીવા શેઠ, રૂપચંદ સંઘાણી, મોડીબા, ગુલાબ, રાયબાઈ, સાલમીન તો બીજે પક્ષે મેરૂ ખવાસ, રંભા, દીપાંબાઈ, જગજીવન, વાઘજી, અને એ બન્ને વચ્ચે રમકડું બનતા ત્રણેય

જન્મ-તમાચી, લાખાજી અને અજાજી–રાજકારણી બાજીનાં સૌ સોગઠાં જ જોઈ લ્યો ! છવા શેઠની નિમકહલાલી, ગુલાબનું અનેરું સ્વપ્ન, રણછોડજીની ઉદારતા, રાયાબાઈની વીરતા, સહેજે ભુલાય એવાં નથી. જોકે, છેલ્લી ઘડીએ ગુલાબ અને રાયાંબાઈનાં રાજવંશીપણાનો ચમત્કાર કરવા લેખક ગયા છે, પણ એમાં એમને ઝાઝી સફળતા મળી નથી. જોડણીની ભૂલો, શબ્દપ્રયોગોની અણઘડતા અને લખાવટની અપરિપક્વતા નિવારાય એ ઇષ્ટ છે, બાકી (ઐતિહાસિક નવલકથાની વાત તો બાજુ ઉપર મૂકો), રજવાડી ખટપટોના યુગચિત્રથી આ કૃતિનું મૂલ્ય આંકવા જેવું નથી. મેરૂ ખવાસ, અમરજી દીવાન અને જમાદાર ફત્તેમહમદ–એ ત્રણેની પડછે દબાઈ ગયેલા કાકાભાઈના પાત્રને ઉઠાવ આપવાના કાર્ય બદલ લેખક અભિનંદનને પાત્ર છે પણ રાજપૂતી પતન–ઉત્થાનની ગહન અનુભૂતિ અને એને અભિવ્યક્ત કરતી ઐતિહાસિક નવલકથાના અર્પણથી લેખક હજૂ દૂર છે અને એ દૂરતા નિવારાય એ જરૂરી પણ છે.

## કોઈ તન ભૂખ્યાં, કોઈ મન ભૂખ્યાં

કેવળ ધનલોલુપ અને તનલોલુપ માનવોની જ કથા આ નવલકથા કહે છે. ભત્રીજી તરફ રઘુ આકર્ષાય, શેઠ સવદાસની દૃષ્ટિ શિક્ષિકા શાંતાબહેન તરફ, પાંચો સમરથ અને દિવાળી ભણી ખેંચાય અને મનજી પણ મણિ ને ચંચળ સાથે સંબંધો બાંધે–એ થઈ તનભૂખ્યાંની વાત. રઘુ મણિને વેચી પૈસા ઉપજાવવાની યોજના ઘડે, ગોવિંદ શેઠ દિવાળીને વૃદ્ધ સાથે પરણાવી ફલદારનાં સપનાં જુએ, સવદાસ દિવાળીને સ્વામીનો ઘડો લાડવો કરી નાખવાનું, ને તે દ્વારા મિલકત મેળવવાનું સૂચવે,–આ થઈ ધનભૂખ્યાંની કથની.

ભારાડી મનજી માટે લેખક શ્રી પ્રહ્લાદ બ્રહ્મભટ્ટને વધુ પડતો પક્ષપાત છે– 'ખરેખર મનજી પણ એક અભ્યાસપાત્ર ભવ્ય વ્યક્તિ છે.' મનજી અને શાંતાબહેનનો પરસ્પર સ્નેહ-સ્વીકારનો પ્રસંગ એટલો બધો – આત્માઓના મિલન જેવો – પ્રતીતિજનક નથી. પાત્રોના અન્ત માટે લેખકે જેવો ગુનો એવી સજા, એવું ધોરણ અપનાવ્યું છે. સમસ્ત લોકસમાજનાં સમીક્ષક જેવાં કંકુબહેન લેખકની કલમે બરોબર ન્યાય પામ્યાં નથી. 'જીવનવિધાત્રી' શાંતાબહેન અને 'મહામાનવ' મનજીના આંતરમનને વિકસાવવામાં લેખક સફળ થયા નથી.

## શુભ દિન આયો

શ્રી હરિન મહેતા લિખિત નવલકથા "શુભ દિન આયો" ઐતિહાસિક પાત્રો, પ્રસંગો અને પરિસ્થિતિઓ ઉપર આધારિત એક ચરિત્રકથા છે, તો

પ્રણયકથા પણ છે. મહાન સંગીતસમ્રાટ તાનસેનના જીવનના વિવિધ પ્રસંગોમાંથી લેખકે એનું જીવન-કારુણ્ય અને અંતરંગ વ્યક્તિત્વ નિષ્પન્ન કરવાનો પ્રયાસ કર્યો છે તેથી તે એક ચરિત્રકથા છે. સાથેસાથે તાનસેનના પુત્ર બિલાસખાંના એની તવાયફ શબનમ સાથેનાં પ્રણયપ્રસંગો કથાનો મહદંશ રોકતા હોવાથી તે એક પ્રણયકથા પણ બનવા પામી છે. કથાનો પ્રારંભ તાનસેનની પત્નીની પ્રસૂતિપીડા અને પુત્ર બિલાસખાંના જન્મ બાદ એના દુઃખદ મૃત્યુથી થાય છે. ખિન્ન અને વીતરાગી બનેલ તાનસેન ગુરુ હરિદાસને આશ્રમે સાંત્વન શોધવા મથે છે. એક વખતે અકબરના અત્યંત આગ્રહથી દીપક રાગ ગાવાની ફરજ પડતાં તાનસેન શારીરિક સ્વસ્થતા પણ ગુમાવે છે. પર્યટનમાં વડનગરમાં તાના-રીરીના મેઘ-મલ્હારને ચિત્ત શાતા અનુભવે છે. અકબરની રાજહઠની વિટંબણામાં તાના-રીરી આત્મઘાત કરે છે. બૈજુના પિતાની અકારણ હત્યા ઉપરાંત આ નિર્દોષ કન્યકાઓના મૃત્યુનું નિમિત્ત બનેલો તાનસેન લગભગ જીવનમાંથી નાસી છૂટવા મથે છે. પોતાના પુત્ર બિલાસખાંમાં પોતાનું સુખ અને સત્ત્વ શોધતો તાનસેન છેવટે એની સાથેના વૈચારિક સંઘર્ષથી લગભગ ભાંગી પડે છે અને વનવાસમાં ભારે વિષાદ-ભરી અવસ્થામાં મૃત્યુ પામે છે.

તાનસેનના જીવનકારુણ્યને ઉપસાવવા લેખકે બધા જ ઐતિહાસિક પ્રસંગો અને કિંવદન્તીઓનો ઉપયોગ કર્યો છે. જોકે તાનસેન અને બિલાસખાં વચ્ચેના સંઘર્ષ દ્વારા લેખકને તે બન્નેનો સંગીત તરફનો ભિન્નભિન્ન દૃષ્ટિકોણ પ્રગટ કરવો અભિપ્રેત છે પણ તે પ્રણયકથાની આડવાતમાં બરાબર થઈ શક્યું નથી.

શબનમ જેવાં કેટલાંક કાલ્પનિક પાત્રો તથા કેટલીક ઐતિહાસિક વિગતોની ઉપેક્ષાને કારણે આ કથાનું ઐતિહાસિક પ્રામાણ્ય જોખમાયું છે. શાસ્ત્રીય સંગીત અંગેની પણ કેટલીક વિસંગતિઓ દૃષ્ટિગોચર થાય છે. આમ છતાં લેખકની આકર્ષક વર્ણનકલા, સંવાદાત્મક શૈલી અને કથોપકથનની અસરકારકતાને કારણે આ વાર્તા આસ્વાદ્ય બની છે.

## મોસમનાં ફૂલ

સહશિક્ષણથી પ્રાપ્ત થયેલી સુવિધાઓનો દુરુપયોગ કરતી તરુણ પેઢી રોમાંચક નવલસાહિત્યની અને એથી યે વધુ તો રૂપેરી પરદાની ઉછીની ભાગેડુ મનોદશાનો ભોગ બની છે અને તેથી સ્તો યુવાનીની ડાળે અકાળે વસંત પાંગરવા લાગી છે—આવી શરમજનક મનોદશા સેવતાં યુવકયુવતીઓની કથા શ્રી ભદ્રકુમાર યાજ્ઞિક 'મોસમનાં ફૂલ'માં કહી છે.

'શશી, અલકા, રંજના, રેખા જેવી યુવતીઓ સાથેના કુલકર્ણી', રઘુ, રાજુ, નવીન જેવા યુવકોના સ્વેચ્છાચારની વાતો લેખકે અહીં મોકળે મને કરી છે. એમ કરવામાં એમણે શિષ્ટાશિષ્ટનો વિવેક ઓછો જાળવ્યો છે અને દૈહિક સંબંધોનાં વર્ણનો, અનુચિત શબ્દપ્રયોગો તથા શ્લેષાત્મક વિધાનોની ઝડીઓ વરસાવી છે. જોકે પોતે કશુંક રચનાત્મક સૂચવવા જાય છે એવા દંભ ખાતર 'નવાં ભવસ્થાનો' (પૃ. ૧૩૮) ઉપર કમલ દીક્ષિતની ભાર્ગવ અને ભટ્ટાચાર્ય સાથેની ચર્ચાસભા ગોઠવી છે, 'પ્રણયના ખેલ આવા છે' (પૃ. ૨૫૬) કહી અલકાની અવદશા ઉપર થોડાં આંસુયે સાર્યાં છે ને અધૂરામાં પૂરું 'પ્રકૃતિ કે વિકૃતિ!' (પૃ. ૨૯૨)નું આખુંયે પ્રકરણ આલેખી પ્રગલ્ભ વિધાનો કર્યાં છે. 'પ્રકૃતિના ધર્મોને ગૂંગળાવો નહિ...આપણે કુંવારી માતાઓને હવે પાપી કે તિરસ્કારયોગ્ય લેખતાં અટકવું જોઈ શે.' હા, કમલ દીક્ષિત અને ડૉ. વિભાકરનો તૂટેલો સંબંધ પુનઃ મિલનથી હર્યોભર્યો થાય છે એ પ્રસંગ પ્રસન્ન દાંપત્યનું દર્શન કરાવે છે ખરો, પણ 'મોસમનાં ફૂલ' વચ્ચે અતિપક્વ ફળથી વિશેષ એનું મહત્ત્વ અહીં પ્રતીત થતું નથી.

## અંતિમ વિદાય

જુગારી મયંક બાજીમાં હારી જવાથી નાસીપાસ થઈ દેવું ચૂકવવા દાણચોરીનો ધંધો સ્વીકારે છે પણ એમાં જેલવાસ ભોગવવાનો આવે છે. જ્યારે બહાર નીકળે છે ત્યારે નવી આશાઓ સાથે કલકત્તામાં આવે છે અને અનાથાશ્રમ ખોલી સમાજસેવાના પંથે પરવરે છે. એનો પત્તો ક્યાંય ન મળવાથી નિરાશ થયેલી પત્રલેખા રાજેશના સંપર્કમાં આવે છે, અભિનેત્રીનો વ્યવસાય સ્વીકારે છે પણ અકસ્માતને કારણે ચહેરાનું સૌંદર્ય ગુમાવી બેસે છે. બિમારીને કારણે મયંક મુંબઈની હોસ્પિટલમાં આવે છે, અચાનક પત્રલેખાને એનો ભેટો થઈ જાય છે એટલે પત્રલેખા પતિપ્રેમને કારણે મયંકનું અધૂરું કાર્ય પૂરું કરવાની પ્રતિજ્ઞા લે છે. રાજેશની નામરજી છે છતાં સમાજને ઉપકારક થવાય, એ શુભ હેતુથી પત્રલેખા કલકત્તા આવવા નીકળે છે અને કથા સમાપ્ત થાય છે.

કથાનો અંત 'અંતિમ વિદાય' પ્રકરણમાં લેખક શ્રી ગાંધી જમાવવા ગયા છે પણ એમાં એમને નિષ્ફળતા મળી છે. સનપુરુષનાં શારીરિક મિલનો વર્ણવી શૃંગાર રસ નિષ્પન્ન કરવામાં અથવા ત્યક્તા આશ્રમની વિગતો વર્ણવી મંગલ જીવનદર્શન આપવામાં એ ખાસ કશું સાધી શક્યા નથી. ઊલટું પત્રલેખાનો મયંક પાછળનો ત્યાગ એના મૂળભૂત સ્વભાવને જોતાં અને એનાં લેખકે ગાયેલાં ગાણાં વિચારતાં કૃત્રિમ જણાય છે. પુસ્તક વાચનક્ષમ હશે પણ એમાં થોડુંયે સત્ત્વ નથી.

સમય પસાર કરવા ખાતર રચાતી થોકબંધ બજારુ નવલકથાઓમાં આ એક ઉમેરો છે.

## મોહિની

એક બજારુ નાચગાન કરનારની છોકરી કુલીન ગૃહિણી બનવાને ઇરાદે કોલેજમાં ભણવા આવે છે, એના દુષ્પરિણામે એની માનસિક દુનિયામાં દર્દનાક હાલત સર્જાય છે અને અંતે એ સરી જાય છે મલિન વેશ્યાઘરમાં : આવી એક સામાજિક કથાને સિનેફોટોગ્રાફરના દૃષ્ટિકોણથી અને પટકથા–લેખકના અભિગમથી રજૂ કરવાનો પ્રયાસ શ્રી થડેસરે 'મોહિની'માં કર્યો છે. સિનેકેમેરાના માધ્યમમાં નાટ્યાત્મક સ્વરૂપે ઘટનાનિરૂપણ, કથાગૂંથણી અને પાત્રાભિનય જે રીતે રજૂ થાય તે જ રીતનો ઉઠાવ શ્રી થડેસરે આપ્યો છે ખરો, પણ એથી કરીને સિનેમાહોલના પડદા ઉપર વિવિધ પ્રકાશનિયોજન સાથે ભજવાતી કથા જેવી એ બની છે ખરી ? હા, કોઈક બારીક મનોવેદના હેઠળ અસંબદ્ધ ને અતિવિચિત્ર વર્તન કરતું પાત્ર (સલમાનું, ખાસ નો) અહીં સારો ઉઠાવ પામ્યું છે, એની તરફ વાચકને સહાનુભૂતિ જન્મે એવી ઘટનાઓ પણ આલેખાઈ છે, તેમ છતાં સિનેકેમેરાના માધ્યમ વડે કથાસૃષ્ટિનો પરિવેશ રચવામાં એ સફળ થયા નથી.

## ચારુસિદ્ધા

અગણિત આપત્તિઓમાંથી માર્ગ કરીને જીવનના સર્વોચ્ચ શિખરે પહોંચતી નારીનું એક મંગલ નારાયણીસ્વરૂપ કંડારવાનો પ્રશસ્ય પ્રયત્ન શ્રી ધીરુબહેન પારેખે 'ચારુસિદ્ધા' દ્વારા કર્યો છે. રમાનો પતિ પ્રવીણ પાગલ થઈ જાય છે. પુત્ર રાહુલ પરદેશની કોક યુવતી સાથે પરણી જાય છે તેમ છતાં હિંમત હાર્યા વગર રમા સ્વામીજી, મિસ રૂથ, જરાભાઈ ઈ. સગાંવહાલાંનાં સાંત્વનથી આગળ વધે છે અને આત્મકથાનું આલેખન કરે છે. રમાને 'સિદ્ધેશ્વરી'નું બિરુદ આપવામાં આવ્યું છે પરન્તુ એ કરતાં વારાંગના અને સ્વામીજીનાં પાત્રો સારાં ઊપસ્યાં છે. લેખિકાએ ઠેરઠેર પોતાનાં મંતવ્યો કંડિકાઓ રૂપે ઉદારતાથી આપ્યાં છે : ક્યાંક પશ્ચિમી સંસ્કૃતિ વિષે રમા વિચારમાં પડી જાય છે, તો ક્યાંક સ્વામીજીના પ્રવચન નિમિત્તે બુદ્ધના મધ્યમમાર્ગ વિષે પીરસણ અપાય છે. વાર્તાલાપ, પત્રલેખન કે વિચારમંથન દ્વારાય જીવનનું વિવેચન આપવાની તક લેખિકા ઝડપી લે છે–એ બહુ નિર્વાહ્ય નથી. રમા અને પ્રવીણનું અંતે થતું મિલન કૃતક જણાય છે એટલે યોગિનીનાં પેલાં પ્રશસ્તિવચનો જાણે શીર્ષકને સાર્થક કરવા જ ઉચ્ચારાયાં હોય એવી પ્રતીતિ થઈ જાય છે : 'રમા, તમે

જ સાચી સિદ્ધેશ્વરી છો હોં.' માંગલ્ય ગ્રંથાવલિનાં આવાં પુસ્તકો જાહેર જનતાને નવરાશમાં વાંચવા માટે ખોટાં નથી.

## નથી રે જુદાઈ

મુમતાજ અને શાહજહાંનો પ્રણયપ્રસંગ વર્ણવતી આ એક કલ્પનામિશ્રિત ઇતિહાસકથા છે. શરૂમાં બાદશાહ અને બેગમસાહેબાની મધુરી સ્નેહવાતો માંડી, લેખક, મુગલ સલ્તનતના સરદાર જયમલ અને મુમતાજની માનીતી બાંદી ગુલઝાર વચ્ચેનો પ્રેમ વર્ણવે છે. સમગ્ર નવલકથામાં બે કથાઓ સમાંતરે વહે છે – એક મુમતાજ અને શાહજહાંની અને બીજી ગુલઝાર અને જયમલની. મુમતાઝના વિરહમાં શાહજહાં તાજમહલના દર્શનથી મનને મનાવે છે, જ્યારે ગુલઝાર વડે સંતાનની પ્રાપ્તિ કરી જયમલ્લ આનંદ મેળવે છે. ઇતિહાસનો આશ્રય લઈને શ્રી બ્રહ્મભટ્ટે રચેલી આ નવલકથા પાકા પૂંઠામાં મળતી કાચી કૃતિથી વિશેષ નથી.

## જીવનની સરગમ

છસોએક પૃષ્ઠોના વિસ્તૃત ફલક ઉપર રમતી અને એક સ્ત્રી ઉપર સમાજનાં પરિબળોએ ગુજારેલા જુલમસિતમની વાર્તા કહેતી, આ નવલકથા, નાયિકા રમાના વ્યક્તિત્વને લીધે આકર્ષક બની છે. આદર્શપ્રેમી અને સ્વમાની એક સ્ત્રીશક્તિ અંધારઘોર આભલાં નીચે પિયુની વાટ જોતાં જોતાં કર્તવ્યપાલનનો કેવો દીપ પ્રગટાવે છે, એનું પ્રતિબિંબ આ કૃતિ પાડી શકી છે.

કથાનક આવું છે : રમણ નામનો એક કારકુન નોકરીમાં વિશ્વાસઘાત થવાને લીધે દૂર પરદેશ ભાગી જાય છે, કમનસીબે ત્યાં તે ફિરંગીઓના હાથમાં કેદી બને છે, એની ધર્મપત્ની રમા પતિની ખોજમાં આખું જીવન હોમી દે છે અને રમેશ નામના યુવાનને ભાઈ બનાવી તેની ઓથ મેળવે છે. આ દરમિયાન રમા જીવનનિર્વાહ માટે ટ્યુશન, શિક્ષણ, સમાજસેવા જેવાં ઘણાં કાર્યો શોધે છે પણ રમણના શેઠ લાલભાઈનો પંજો એને ક્યાંય ઠરીઠામ થવા દેતો નથી અને ઊલટું એમના ભાવિ જમાઈ સમીરના એના તરફના મમતાળુ સ્વભાવને કારણે રમા ઉપર ખોટું આળ આવે છે અને માધવજીભાઈની દીકરી સુરભી એની ઉપર ઈર્ષ્યાએ બળે છે. આખરે રમેશની યોજના મુજબ લાલભાઈના લુચ્ચા મૅનેજરનાં ધંધાકીય ગોટાળા બહાર પડે છે, મૅનેજર દૂર દૂર નાસી જાય છે અને લાલભાઈની આંખો ખુલી જાય છે. ફિરંગીઓના કબજામાં રહેલો રમણ, બાલવારીસ.

નામના કેદીમિત્રની સહાયથી ભાગી છૂટે છે અને ફરતો ફરતો એકલિયા મહાદેવના મંદિર પાસે રમાને મળે છે, જ્યાં પુનઃ ‘ મિલનની સરગમ ’ બજી ઊઠે છે.

સમગ્ર નવલકથા ઉપર રમાનો પ્રભાવ ઝળુંબી રહ્યો છે; એ જેટલી વિનયી, કોમળ અને સાલસ છે, એટલી જ, સ્વમાની, નીડર અને દુર્ધર્ષ પણ છે જ. પ્રત્યક્ષપણે એની જીવનવેલને પોષતા રમેશનું પાત્ર લેખક જેટલી સ્વાભાવિકતાથી આલેખી શક્યા છે એટલી સફળતા, ક્ષણે ક્ષણે રમાના હૃદયને હલમલાવતા પતિની સ્મરણિકાઓ આલેખવા છતાં, રમણની પાત્રાભિવ્યક્તિમાં સાધી શક્યા નથી. રમણ ફિરંગીઓના હાથમાં પકડાયો તે પોતાની અસાવધ પ્રકૃતિને કારણે અને એને છૂટવા મળ્યું તે એના મિત્રની સહાયથી : એ દરમિયાન એવી કોઈ સંસિદ્ધિ રમણે હાંસલ નથી કરી. મામા, અજિત, સેવક, ગજરી, અરુણ, જયાબહેન, ઉપરી ઇત્યાદિ પાત્રો ઘણે અંશે આગન્તુક કક્ષાનાં બન્યાં હોવાથી સ્વતંત્ર પ્રતિભા જેવું ખીલવી શક્યાં નથી અને તેને પરિણામે વ્યક્તિચિત્રથી વધારે મહત્ત્વ એમનું ન જ ગણાય.

ચિત્રપટની જેમ જ લેખકે અહીં બનાવો, પરિસ્થિતિઓ, સંવાદો તથા પાત્રો ગોઠવ્યાં છે. અવારનવાર આવતું દીવાનખાનાની માછલીનું પ્રતીક કશી નિરાળી વ્યંજના પ્રગટાવતું નથી કે નાટકસંબંધી અરુણનું નિવેદન એટલી વેધકતા દાખવતું નથી, નિખાલસ (?) એકરારભર્યું સુરભીનું લાંબું વ્યાખ્યાન પણ ફિલ્મના અંત વેળાએ કબૂલાત કરતી ખલનાયિકાના ડાયલોગથી વધારે ગરજ સારતું નથી. સામાજિક અનિષ્ટો અને ધનિકોનાં સ્ખલનોના કાળા લસરકા મારવામાં લેખક એટલા બધા અટવાઈ ગયા છે (ને ક્યાંક તો રોકાઈ પણ ગયા છે) કે પોતાને ‘ જીવનની સરગમ ’ બજાવવાની છે એ ભૂલી ગયા છે. અને તેથી ઉતાવળું પણ મંગલ ને મધુર મિલન જણાવી લેખક (ને કદાચ વાચક પણ) હાશકારો અનુભવે છે. ઝમકદાર શૈલી, દસ્સાદાર ભાપણો, રંગીન શબ્દચિત્રો, સનસનાટીભર્યા બનાવો જ કંઈ નવલનું સર્વસ્વ નથી, એવું કહેવાની જરૂર ખરી ?

### સાથ વિનાનાં સંગાથી

મુકુંદ અને મીના નાનપણથી સ્નેહસંબંધે બંધાયેલાં છે પણ સંજોગોવશાત્ મીના જાય છે મુંબઈમાં અને મુકુંદ પરવરે છે આફ્રિકા ભણી. મીનાનું લગ્ન સતીશ સાથે અને મુકુંદનું લગ્ન અનિલા સાથે ગોઠવાય છે, પણ એમાંથી એકેયને આનંદ નથી. મીના ઉપર મુકુંદનો પત્ર આવે છે, જેમાં પ્રેમને કાજે એ પોતાની

રાહ જોવા મીનાને વિનવે છે. પોતે આવશે, જરૂર આવશે, એવી ખાત્રી પણ એ પત્રમાં અપાઈ છે. ભલે જીવનભરનો પતિપત્ની તરીકેનો સાથ નહીં પણ પ્રણયની વેદનાભરી યાદને લીધે સૂક્ષ્મ સંબંધ તો ખરો જ : એવો કેંક ધ્વનિ લેખક ઉપસાવવા ગયા છે પણ એમાં એમને સફળતા મળી નથી.

નવલકથાની સાથોસાથ થોડીઘણી નવલિકાઓ પણ ગોઠવી દેવાનું કર્તાને કેમ ફાવ્યું હશે ? 'ચોરનું કેળું', 'અફવા', 'કાજળી', 'નવો પ્રસંગ', 'આમંત્રણના અભાવે' જેવી વાર્તાઓ (!) ચીલાચાલુ અખબારી પ્રસંગચિત્રોથી વિશેષ કૈવતવાળી નથી.

## ઔશિનરી

કવિ કાલિદાસના નાટક 'વિક્રમોર્વશી'માંથી પુરુરવા–ઉર્વશી–ઔશિનરી એ ત્રણેની *પ્રણયકથાને લઈ, ત્યાગમૂલક સ્નેહવાર્તાનું રૂપ આપી, તેમાંથી ઔશિનરીના* વ્યક્તિત્વને ઉઠાવ આપવાનો અભિગમ અહીં છે. મૂલ કથાના તંતુઓને લેખક શ્રી કનૈયાલાલ જોશીએ સ્વીકાર્યા છે, સાથોસાથ અભિલાષ–તિલોત્તમાનો સ્નેહ-સંબંધ, નર્તકી અને ગણિકા વચ્ચેની ભેદરેખાનો પરિચય, તથા ઔશિનરી–ઉર્વશી–તિલોત્તમા દ્વારા નારીશક્તિની અસ્મિતાનો ઉમેરો પણ એમણે કર્યો છે.

'વિક્રમોર્વશી'નો ચોથો અંક અહીં અનુવાદરૂપે પ્રકરણના આકારમાં ધૂરી ગયો છે, શબ્દો–પ્રતીકો–અલંકારો વગેરેમાં સંસ્કૃતપ્રચુરતા પ્રવેશી ગઈ છે, પુરાતન કથાવાર્તાનો ગુજરાતી ભાષાબંધમાં કાવ્યરસ ચાખવા મળે છે પણ સમગ્ર કૃતિસંદર્ભમાંથી લેખકનું વિશિષ્ટ દર્શન આવિર્ભૂત થતું નથી.

## જાગે ઝંકાર સિતારના

પીયૂષ અને દીપ્તિ એક જ કાલેજમાં ભણે છે, સંગીતના સહારે એકમેકની નિકટ આવે છે પણ તે લગ્નમાં પરિણમે તે પહેલાં દીપ્તિને પરિતોષ સાથે પરણવું પડે છે. પરિતોષના નપુંસકત્વથી તે નિર્માતા સોહનલાલની સહચરી બને છે. પરંતુ અહીં તેને પીયૂષ નામના કલાકારનો ભેટો થાય છે. આ વાતની ખબર પડતાં સોહનલાલ અકસ્માત નિપજાવી પીયૂષની આંખોનું તેજ હરી લે છે. આથી નિરાશ થયેલી દીપ્તિ આપઘાતનો માર્ગ સ્વીકારે છે અને જતાં જતાં પીયૂષની ભાળવણી પોતાની સખી મીનાને કરતી જાય છે.

કૃતિ નવલકથા કરતાં સિનેસ્ક્રીપ્ટ જેવી વધારે બની છે. પિતાની ધંધાકીય ખોટને કારણે દીપ્તિને પરિતોષ સાથે પરણવું પડે, પીયૂષને આંધળો કરવાનું

ગાવત્રું સોહનલાલ યોજે, સ્ત્રીસ્વાતંત્ર્ય અને કલાભાવના વિષે દીપ્તિ પરિતોષ અને સોહનલાલ સાથે સંવાદો કરે : આવું બધું આ નવલકથામાં શોભતું નથી. ચાવળા સંવાદો, કૃતક સંઘર્ષો, ચીલાચાલુ બનાવો, ભડકામણું વાતાવરણ, સામાન્ય ગીતો અને દીર્ઘસૂત્રી ગદ્યશૈલી આ રચનાને સામાન્ય કોટિની બનાવી દે છે.

## સૂનાં હૈયાં, સૂનાં મંદિરિયાં

ચંદ્રહાસ વધુ કમાવા પરદેશ જાય છે, ત્યાં શેઠની પુત્રી સાથે એ લગ્ન કરે છે પણ અચાનક રાજપલટો થતાં પહેરે લૂગડે એને દેશમાં આવવું પડે છે. એ જ રીતે રૂપા શેઠની પુત્રી પણ મુંબઈમાં આવે છે અને બિમારીને કારણે મૃત્યુ પામે છે. એનું સંતાન તે બિન્દી, એ મોટી થતાં અતુલના પ્રેમમાં પડે છે, અતુલ પણ લગ્નોત્સુક છે પણ એને બિન્દીના વિષે સાચી હકીકત મળતાં તે મોં ફેરવી લે છે. પણ પોતે હતાશ ન થતાં વિદ્યાકીય પ્રવૃત્તિ ઉપાડે છે, એને પોતાનું જીવન સમર્પે છે અને ગુણનિધિ જેવાનો પણ હાથ તરછોડે છે.

નવલકથાનાં પાત્રોમાંથી બિન્દીનું વ્યક્તિત્વ ઊપસી આવ્યું છે. ત્રણ ત્રણ યુગલોની કથા વડે લેખક કૃતિને ફુલાવવા ગયા છે એ દેખાઈ આવે છે. કૉલેજ, ભાષણ, વેશ્યાગૃહ, સંસ્થા વગેરેના સેટિંગ્ઝ અહીં તૈયાર ગોઠવેલાં જણાય છે. સુષમાનો આપઘાત, ગુણનિધિની બીમારી, બિન્દીની રુગ્ણાવસ્થા, મકરન્દને નડેલ અકસ્માત–આ બધાથી ચાંચકા આપવાની સર્જકની વૃત્તિ જણાય છે.

## શ્રી પન્નાલાલની નવલકથાઓના સંક્ષેપો

(૧) મળેલા જીવ (૨) વળામણાં (૩) ફકીરો (૪) ના છૂટકે (૫) નવું લોહી. (૬) પાછલે બારણે (૭) ભીરુ સાથી

શ્રી પન્નાલાલ પટેલની સાત નવલકથાઓના લેખક પોતે જ તૈયાર કરેલા આ સંક્ષેપો છે, અને આ સંક્ષિપ્ત આવૃત્તિઓને વિદ્યાર્થીઓ માટે ખાસ તૈયાર કરેલી શાળોપયોગી કૃતિઓ તરીકે ઓળખાવવામાં આવી છે. આ બધી નવલકથાઓ પ્રધાનતયા પ્રણયકથાઓ છે. શાળામાં અભ્યાસ કરતાં બાળકો–કિશોરો માટે આ કૃતિઓ કેટલે અંશે ઉપયોગી થશે એ કહેવું મુશ્કેલ છે. લેખકે પોતે આ સંક્ષેપો તૈયાર કર્યા હોઈ મૂળ કૃતિના હાર્દને સહેજ પણ નુકસાન પહોંચાડ્યા વિના તેઓ અત્યંત સફળતાપૂર્વક આ કાર્ય સિદ્ધ કરી શક્યા છે.. 'કયા પ્રસંગને કેટલી હદે ટૂંકાવ્યો હોય ને કઈ કઈ જગ્યાએથી કાપ્યો હોય તો વાંચનરસમાં વિક્ષેપ ન પડે' એ બિંદુને દષ્ટિ સમક્ષ રાખીને–' એવી રીતે.

કાપવું કે વાંચનારને લાંબી કૃતિ વાંચવાની જિજ્ઞાસા થાય'—એ હેતુ તેઓ પરિપૂર્ણ કરી શક્યા છે એટલે અભિનંદનને પાત્ર છે. પણ એથી 'ટૂંકામાં કહી શકાય એવી વાતનું લેખકે નાહકનું (મૂળમાં) લંબાણ કર્યું છે'—એવો શ્રી પન્નાલાલ સમક્ષ આવેલો સવાલ વાચકના મનમાં ઊભો થતો નથી, એ કલાકૃતિનો મર્મભર્યો ઊર્મિયો છે.

'મળેલા જીવ'નાં ૨૨ પ્રકરણોમાંથી વાર્તાનો તંતુ બરાબર જળવાઈ રહે એ રીતે અહીં દસ પ્રકરણો દ્વારા કથા-સંક્ષેપ થયો છે. મૂળનાં ૩૦૪ પાનાંમાંથી અહીં ૧૦૩ પાનાં લેવામાં આવ્યાં છે. એમાં પણ નવા પ્રકરણને આરંભે ક્વચિત્ બેત્રણ શબ્દો ઉમેરીને, ક્વચિત્ 'ભલે જતો' અને 'વિદાય' જેવાં પ્રકરણોમાં કર્યું છે તેમ પ્રકરણના આરંભ ભાગને એમણે કાપી નાખ્યો છે. આ તો એક જ કૃતિનું ઉદાહરણ થયું. પરંતુ આ રીતે મૂળ કૃતિનાં રસ-રહસ્ય જળવાઈ રહે, પાત્ર-પ્રસંગને અન્યાય ન થઈ જાય અને કલાદૃષ્ટિએ કૃતિનું ધોરણ ટકી રહે એ દૃષ્ટિએ લેખક પોતે આ સંક્ષેપો તૈયાર કર્યા છે, અને એમાં એમની સાચી કલાસૂઝની ઝાંખી થાય છે. આ સંક્ષિપ્ત નવલકથાઓ શાળાઓનાં બાળકોને નહિ તો મોટેરાંઓને તો વાંચવી ગમશે જ.

## સરસ્વતીચંદ્ર ભા–૧ [પાઠ્ય–સંક્ષેપ]

સરસ્વતીચંદ્રના પહેલા ભાગનાં મૂળ ૩૬૦ પાનાંનો પ્રા. રમણલાલ શાહે ૩૧૧ પાનાંમાં કરેલો આ પાઠ્ય-સંક્ષેપ છે. આ સંક્ષેપમાં એમણે બુદ્ધિધનના ઇતિહાસનાં પ્રકરણોમાંથી, જમાલ અને અલકકિશોરીવાળા પ્રસંગનિરૂપણમાંથી અને રાજખટપટનાં પ્રકરણોમાંથી મુખ્યત્વે અમુક પરિચ્છેદો દૂર કરીને આ પાઠ્ય-સંક્ષેપ તૈયાર કર્યો છે. એની પાછળના સંક્ષેપકારના નિવેદનમાં, કૉલેજના પ્રથમ બે વર્ષના વિદ્યાર્થીઓ સમક્ષ એ કૃતિ લેખકનાં ઉદ્દેશ–જીવનદર્શન–આદિને હાનિ ન પહોંચે કે અન્યાય ન થાય એ રીતે આ પાઠ્ય-સંક્ષેપ તૈયાર કરવામાં આવ્યો છે એમ જણાવ્યું છે. આપણી આ મહાનવલના લઘુ અને બૃહદ્ સંક્ષેપો પ્રગટ થયેલા છે. તો પછી આવા પાઠ્ય–સંક્ષેપની આવશ્યકતા ખરી?—એ પ્રશ્ન આપણને મૂંઝવે છે. પચાસ પાનાં જેટલો સંક્ષેપ કરવા જતાં મૂળની બુદ્ધિધનની ઘટનકથાની મહત્ત્વની વિગતો, અલકનું પાત્ર વગેરેને એક યા બીજી રીતે અન્યાય થઈ ગયો છે એમ લાગ્યા વિના રહેતું નથી. અવતરણોની કાપકૂપની પણ એવી જ અસર પડે છે. પ્રથમ ભાગમાં વિદ્યાર્થીઓ સમક્ષ નિઃસંકોચ ન મૂકી શકાય એવું ભાગ્યે જ કંઈ છે. જમાલ–અલકવાળો

બહુ ગવાયેલો પ્રસંગ એના ઉદાહરણ તરીકે ધરી શકાય. પરંતુ એમાં પણ જે કાપકૂપ થઈ છે કે થઈ શકે એનાથી મૂળનું સમગ્ર નિરૂપણ અદોષિત રહે એવો સંભવ બહુ ઓછો છે.

પુસ્તકને આરંભે મૂકેલો કથા-પરિચય, પાત્રોનો મિતાક્ષરી પરિચય, ખાસ કરીને સરસ્વતીચંદ્રના લેખન પાછળના કર્તાના ઉદ્દેશની–પ્રયોજનની અને કથાસંકલન અને પાત્રસૃષ્ટિની સમીક્ષા વિદ્યાર્થીઓને 'સરસ્વતીચંદ્ર'ના અભ્યાસમાં ઠીકઠીક સહાયભૂત થશે.

### સરસ્વતીચંદ્ર (બૃહત્ સંક્ષેપ)

આપણી આ પ્રશિષ્ટ કૃતિનો પ્રા. શ્રી ઉપેન્દ્ર પંડ્યાએ કરેલો આ બૃહત્ સંક્ષેપ છે. મૂળનાં બે હજાર પાનાંને આવરતી આ મહાકાય કૃતિનું સમગ્ર સૌન્દર્ય સમુચિત રીતે જાળવીને પાંચસો પાનામાં તૈયાર કરેલો આ બૃહત્ સંક્ષેપ એમણે પ્રગટ કર્યો છે. એમનો લઘુ-સંક્ષેપ શાળાના વિદ્યાર્થીઓને આશીર્વાદરૂપ થઈ પડ્યો છે. આ બૃહત્ સંક્ષેપ મહાવિદ્યાલયના વિદ્યાર્થીઓને અને સાહિત્ય-રસિક વ્યક્તિઓને એવો જ મૂલ્યવાન થઈ પડ્યો છે. ૧૯૬૦માં પ્રગટ થયેલા એ સંક્ષેપની આ વર્ષે બીજી આવૃત્તિ થઈ છે. આરંભે મૂકેલો શ્રી ઉમાશંકર જોશીનો 'પ્રવેશક' આ નિમિત્તે મળેલું સાહિત્યવિવેચનનું સુફળ છે.

### પુનર્મુદ્રણો

સુખ્યાત સર્જક શ્રી કનૈયાલાલ મુનશીની નવલકથાઓ 'ભગવાન કૌટિલ્ય' આ વર્ષે છઠ્ઠું મુદ્રણ અને 'કોનો વાંક?' સાતમું મુદ્રણ પામી છે. શ્રી ઝવેરચંદ મેઘાણીની જાણીતી સામાજિક નવલકથા 'વેવિશાળ' પણ સાતમું મુદ્રણ પામી છે. આપણા સમાજમાં નવલકથાની લોકપ્રિયતા અને નામી નવલકથાકારોની નીવડેલી કૃતિઓ વાંચવા પ્રત્યેના શુભ વલણનું સૂચન આમાંથી મળે છે. શ્રી ઉમાકાન્તકૃત 'સમતા' ગુજરાત તથા આફ્રિકાની પૃષ્ઠભૂ પર નિરૂપિત નવલકથા છે અને એનું પણ આ ચોથું મુદ્રણ છે. શ્રી વિઠ્ઠલ પંડ્યાની 'મીઠાં જળનાં મીન' સફળ ચિત્રપટની જેમ પ્રસંગોની ઝડપ અને ગૂંથણીથી આકર્ષક બની છે અને આ વર્ષે બીજી આવૃત્તિ પામી છે.

### માટીનો માનવી

ઓડિયા ભાષાની શ્રી કાલીન્દીચરણ પાણિગ્રાહીકૃત સુખ્યાત નવલકથા 'માટીર મણિષ'નો શ્રીમતી ઉત્તરા દેસાઈ અને શ્રી નારાયણ દેસાઈએ આપણને આપેલો આ સુંદર ગુજરાતી અનુવાદ છે. સાહિત્ય અકાદમીએ આ સરસ કૃતિને ભારતની

અન્ય ભાષાઓમાં અનુવાદ કરવા માટે પસંદ કરી છે. આ નાનકડી શિષ્ટ નવલ-
કથામાં ઓરિસ્સાના – ભારતના ગ્રામજીવનનું, કૌટુંબિક જીવનનું ઊર્મિકાવ્યસદૃશ
નિરૂપણ થયું છે. સંયુક્ત કુટુંબની ગરવી ગાથા અહીં આલેખાઈ છે. નાનકડા
પધાનપાડા ગામના શાસુપધાન ગામની નેકદિલ પરોપકારી પ્રતિષ્ઠિત વ્યક્તિ છે.
પત્ની પણ એમને એવી જ નિખાલસ મળી છે. બરજૂ અને છકોડી એ બે પુત્રોને
વારસામાં 'ધર્મ' આપીને પ્રથમ માતા અને પછી પિતા અવસાન પામે છે.
પિતાનો આર્યવારસો બરજૂ શોભાવે છે. ગામના સારામાઠા પ્રસંગે એ સહુને
સહાયભૂત થાય છે. ગામના કજિયાકંકાસ પતાવવામાં, પીડિતો અને દલિતોને
જીવનનાં સાચાં મૂલ્યો સમજાવવામાં એ પોતાનો જીવનધર્મ બજાવે છે. નાનો
ભાઈ છકોડી લહેરી છે. મરતી વખતે પિતા કહેતા ગયા છે કે એ ભાઈઓએ
ખેતર વચ્ચે પાળ અને ઘરના આંગણા વચ્ચે દીવાલ ઊભી ન કરવી. પરંતુ બંને
ભાઈઓની પત્નીઓ સંપીને રહી શકતી નથી. કજિયાકંકાસ પરાકાષ્ઠાએ પહોંચે
છે. નાનો ભાઈ અને એની પત્ની જુદાં રહેવા ઇચ્છે છે. બરજૂ – ગામના નાના-
મોટા કજિયાકંકાસ સહજમાં પતાવનાર બરજૂથી આ સહ્યું જતું નથી. એક વખત
તો ઘર છોડી ચાલ્યો જાય છે. પાછો આવે છે ત્યારે વળી પાછી એ જ સ્થિતિ.
છકોડીને, એની પત્ની અને બરજૂની પ્રતિષ્ઠા ન સહી શકનાર ગામનો સરપંચ
હરિમિશ્ર ઉશ્કેરે છે. બરજૂને પોતાનું જીવન પાપી લાગે છે. છેવટે બધાંની સાથે
બોલવાનું બંધ કરે છે. એનો આત્મપીડનનો શાંત સત્યાગ્રહ અંતે વિજયી નીવડે
છે. એની પત્નીનું સાચું હૃદયપરિવર્તન થાય છે. પરંતુ મિશ્રપ્રેર્યો છકોડી અને
અને એની પત્ની ભાઈની ઉદારતાને પિછાની શકતાં નથી. એમને તો જુદાં થવું
છે. અંતે બરજૂ અને પત્ની પોતાનાં બાળકો સાથે ઘરમાં દીવાલ અને ખેતરમાં
પાળ ઊભી ન કરવી પડે એ માટે સર્વસ્વ નાનાભાઈ અને એની પત્નીને હવાલે
કરીને ગામ છોડી ચાલ્યાં જાય છે. અંતે નાનાભાઈ છકોડીને ઘર ખાવા ધાય
છે, ભાઈની આત્મસમૃદ્ધિને એ ઓળખી શકે છે અને બરજૂ પાસે પહોંચી
જાય છે. હૃદયદ્રુતિ સાથે નવલકથા પૂરી થાય છે.

નવલકથામાં અત્યંત નાનકડા ફલક પર પરંતુ માનવીય સંબંધોની સૂક્ષ્મતાનું,
આર્યસંસ્કારિતાની સાત્ત્વિક જીવનદ્યુતિનું – શાંત અહિંસક સત્યાગ્રહના વિજયનું,
સહજ ઉદારતા અને સમર્પણનું – સુરેખ અને કલાત્મક નિરૂપણ થયું છે. બરજૂને
નોકરી છોડી દેવા સમજાવતા એના પિતા શામુના ઉદ્‌ગારો (પૃ. ૨૬) કે પત્નીને
કુટુંબકલહ નિવારવાના ઉપાય દર્શાવતાં બરજૂના ઉદ્‌ગારો ,એ માત્ર દલીલો બનતા
નથી, હૃદયના ઊંડાણમાંથી ઊઠતા આર્ય સંસ્કૃતિના મંગલ શબ્દો બની રહે છે.

એટલે જ બરજૂને ભૌતિક રીતે ઊજળી તકોવાળી નોકરીનો ત્યાગ કરતાં કે બરજૂની વટવહેવારમાં રંગાયેલી – રગદોળાયેલી પત્નીને બરજૂ સાથે સર્વસ્વ છોડી ચાલી નીકળવામાં સહેજ પણ રંજ થતો નથી; બલકે એ જ એમની સ્વાભાવિક જીવન-યાત્રા બની રહે છે. માનવઆત્માની આ ઊર્ધ્વ યાત્રાને શ્રી પાણિગ્રાહીએ આ કૃતિમાં સચોટ રીતે આલેખી છે. વચમાં ગ્રામજીવનનું વાસ્તવિક ચિત્રણ આપતાં લેખક ખલપાત્ર જેવા હરિમિશ્ર સરપંચને, એની ખટપટભરી દમનલીલાને, અંત્યજો પ્રત્યેના એના ક્રૂર વર્તનને અને એને પડછે બરજૂની પ્રમાણિક સહૃદયી નિષ્ઠાભરી રચનાત્મક કામગીરીને મૂકીને ધૂપછાંવભરી કથાસૃષ્ટિ સર્જે છે. ભારતીય ગામડાંના સામાન્ય નર-નારીના પ્રકૃતિવિશેષો એમણે કુશળતાથી આલેખ્યા છે. છોકરીના હૃદયપરિવર્તનની પીઠિકામાં પણ લેખકે ઝીણી ઝીણી વિગતો કલાત્મકતાથી નિરૂપેલી હોઈ એમાં સ્વાભાવિકતા આવી છે. કથાનું ગદ્ય એવું રમણીય અને પ્રસન્નમધુર છે, કથનરીતિ એવી જોમવાળી અને સહજ છે, અને ભાષા એવી સ્ફૂર્તિલી અને કસવાળી છે કે આ નવલકથા એનાં નાનાં-મોટાં જીવંત પાત્રો, કલાત્મક સંકલન અને સજીવ વાતાવરણથી ભારતીયતાની શ્વેત જીવનદૃષ્ટિનો સમગ્ર કૃતિ પર સાત્ત્વિક પ્રકાશ પાથરે છે. અનુવાદ અત્યંત ભાવવાહી અને પ્રાસાદિક છે. સુરતી બોલીનો થયેલો યથોચિત ઉપયોગ, ઓરિસ્સાની કેટલીક વિશેષતાઓની નોંધમાં થયેલી સ્પષ્ટતા અને સમગ્રપણે કૃતિમાં વરતાતી ગુજરાતીતા ખાસ નોંધપાત્ર છે.

## ભૂંડી ભૂખ

મૂળ સ્વીડીશ પરથી જ્યોર્જ ઇગરટને અંગ્રેજીમાં અનુવાદિત કરેલી નટ હેમ્સનની નવલકથાનો શ્રી જયંતિ દલાલે કરેલો આ ગુજરાતી અનુવાદ છે. નવલકથાનો નાયક છે ટેન્ગાન અને નાયિકા છે આ ભૂંડી 'ભૂખ'. માથે છાપરા અને પડખે દીવાલ વિનાનો આ નાયક આમ તો ખાસ કશું કામ કરતો નથી; ક્વચિત્ લેખો લખીને થોડુંક મેળવી લે છે; ભૂખ એને ચારે પાસથી ભરડો લે છે. ભૂખ જાણે કે એને વહેરે છે અને કશી વાતે કરાર પડવા દેતી નથી. એ ભૂખની પીડાથી પરેશાન થવા છતાંય એના વિચારો ભાતભાતનાં ગતકડાં કાઢે છે અને વાચકને વિનોદના હળવા વાતાવરણમાં સહેલ કરાવે છે. પન્નાલાલ પટેલના કાળુની જેમ ભગવાનને શાપતાં પૂર્વે એ કહે છે : "ઓ ભલા ભગવાન ! અત્યારે હું કેવી વિષમ દશામાં આવી ગયો ? મારા આ દુઃખી અને કંગાલ જીવનના ઢસરડાથી હવે તો હું એટલો કંટાળ્યો છું – વાજ આવી ગયો છું કે હવે એ ભાર વેંઢવાનું કશું જ દિલ નથી રહ્યું...ભાંગી ગયો છું ! કંગાલિયતે

રાનરાન અને પાનપાન કરી દીધો છે." પણ એનો રોષ પછી તારસ્વરે પ્રગ થાય છે : "ક્યાં છે તું? આકાશમાં વસે છે? હું કહું છુ તું નથી – નથી – નથી ક્યાંય નથી. અસ્તિત્વ જ નથી તારું. જો તું હોય તો નર્કની આગથી તું કંપ ઊઠે એવી સંભળાવું...તું ઈશ્વર! આ જગનો સર્જનહાર! અરે મોત આવ્યું ત્યારે પણ કહી દઉં છું કે તારા રાજમહેલોમાં મુક્ત માનવી તરીકે વિહરવ કરતાં તો હું નર્કમાં ગુલામ થવાનું પસંદ કરું છું... જાણી લે, મારા સામે તે હિંસા આચરી છે અને સર્વજ્ઞનો પોકળ દાવો કરનાર ઢમઢોલ બાગી, ન જાણ્યું હોય તો જાણી લે કે વિરોધ જોઈ ને ઢળી પડનારમાંનો હું નથી... મારા લોહીનું બુંદેબુંદ, મારા આત્માની શક્તિનો અણુએ અણુ, મારું આખું જીવન તારા માટે તિરસ્કાર દર્શાવે છે, થૂ થૂ કરે છે તને : ...આ હોઠ ફરી વાર તારા નામનો ઉચ્ચાર કરશે તો હોઠ પણ કાપીને ફેંગોળી દઈશ..."

આ નવલકથામાં આમ તો ખાસ કશી ઘટના છે જ નહિ. કે નથી એમાં તરી આવે એવાં નાયક સિવાયનાં પાત્રો. ઘરમાલિકણ કે નાણાં ધીરનાર જેવાં પાત્રો ક્વચિત્ વાચકને પકડી રાખે છે. પણ આ ભૂખ્યા માનવીની અને ભૂખને કારણે પ્રગટનાં વિચારવમળોની આ કથા, વસ્તુરેખા અત્યંત પાતળી હોવા છતાંય, વાચક જો ધ્યાનથી વાંચે તો રસની ફરફરથી એને ભીંજવી દે એવી છે. પૈસા વિના રખડતો – ભૂખે મરતો – રઝળપાટ કરતો આ નાયક વિવિધ વ્યક્તિઓને મળે છે અને એ દોર પર લેખકે આ કથાની માંડણી અને પૂર્ણાહુતિ કરી છે. આ ભૂખ્યો માનવી પોલીસચોકી પર રાત ગાળી લે છે અને એક સ્ત્રી સાથે અલપઝલપ પ્રેમ પણ... વિવિધ અનુભવોમાંથી પસાર થતા કૃતિના નાયકનું સ્વમાન કથામાં ઊડીને આંખે વળગે છે. ભૂખ્યો છતાં પોલીસચોકીની રોટી એ સ્વીકારતો નથી અને દુકાનદારે આપેલા પૈસા પણ તે એક સ્ત્રીને આપી દે છે!

અનુવાદકે, આરંભમાં, ભૂખનું દુઃખ વેઠતા આ યુવાન નાયકના જીવનના થોડાક દિવસને આત્મકથારૂપે વ્યક્ત કરતી નવલકથાના મર્મને સરસ રીતે તારવી આપ્યો છે. ભૂખ્યા નાયકની મનઃસ્થિતિને વ્યક્ત કરવા ખીંટી તરીકે જ અહીં પ્રસંગો આપવામાં આવ્યા છે, એટલે વાચક જો એથી કંટાળે તો આ કૃતિનો પૂર્ણ આસ્વાદ લઈ શકે નહિ. આવી આછીપાતળી વસ્તુરેખા અને અન્ય પાત્રોની ખાસ સહાય વિના નાયકની ચિત્તાવસ્થાને આછાપાતળા ઘટનાદોર પર ઝુલાવીને લેખક આ અઢીસો પાનાંમાં ઊંચી કોટિની કલાકૃતિ કેવી રીતે સિદ્ધ કરી શક્યા એ વિસ્મય વાચકના ચિત્તને પણ ઝૂલે ચડાવે એવું છે. અનુવાદ

એવો મઝાનો થયો છે કે આ કૃતિ ગુજરાતીમાં જ લખાઈ હોય એવું લાગે. ઉપર આપેલાં ઉદાહરણ–વાક્યો પણ વાચકને એની પ્રતીતિ કરાવશે.

## અને આશા બહુ લાંબી [ખંડ ૧, ૨, ૩]

વિશ્વવિખ્યાત અંગ્રેજ સાહિત્યકાર ચાર્લ્સ ડિકન્સની નવલકથા 'ગ્રેટ એક્સ્પેક્ટેશન્સ'ને આત્મસાત્ કરીને સર્જક જયંતિ દલાલે 'અને આશા બહુ લાંબી' એ નામે સમર્થ ભાષાંતર કરી, ગુજરાતી સાહિત્યમાં એક વધુ માતબર કૃતિને રમતી મૂકી છે. પ્રમાણિકપણે અને પ્રેમપૂર્વકની જહેમત ઉઠાવીને એમણે ડિકન્સને ગુજરાતીમાં અવતાર્યો છે. જયંતિ દલાલની ઝીણવટ, ચીવટ, અભ્યાસનિષ્ઠા અને ડિકન્સમય બનવાની શક્તિનું સુખદ ફળ 'અને આશા...'માં જોઈ શકાય છે.

પીપ ઉર્ફે ફિલીપ બહેનને ત્યાં ઊછરી રહ્યો છે. બહેન ગરમ પ્રકૃતિની છે અને બનેવી નરમ. સમય જતાં પીપ મિસ હેવીશામ નામની એક પ્રૌઢાના પરિચયમાં આવે છે. મિસ હેવીશામ પ્રેમભગ્ન હતી એટલે એનામાં સતત વેરવૃત્તિ ઊછરતી હતી. એસ્ટેલા નામની એક રૂપાળી છોકરીને તે મોટી કરે છે – એની દ્વારા પુરુષજાત ઉપર વેર વસૂલ કરવા. પીપ એસ્ટેલા તરફ ખેંચાય છે. એવામાં પીપને કોઈક અણધારી આર્થિક સહાય કરે છે. એ માને છે કે મિસ હેવીશામે એને મદદ કરી છે. તે યુગને અનુરૂપ સદ્‌ગૃહસ્થ બનવાની ધારણા સાથે પીપ બહેન-બનેવીને છોડી લંડન જાય છે. બડી ધામધૂમથી રહેતા પીપને ઊંડી ઊંડી શ્રદ્ધા છે કે મિસ હેવીશામ એસ્ટેલા સાથે એને પરણાવશે. વકીલ જેગર્સ પાસેથી જરૂરી રકમ લેવાનું એ ચૂકતો નથી. જેગર્સ નિમિત્તે એને કાયદાની, ન્યાયની, ગુનાની દુનિયા નજીકથી જોવા મળે છે. છેલબટાઉ પીપને ૨૧મી વર્ષગાંઠે પોતાના સાચા ઉપકારદાતાની ઓળખાણ પડે છે અને એ ભાંગી પડે છે કે ન તો મિસ હેવીશામ, ન તો એસ્ટેલા એનાં છે. મનની મુરાદો ભાંગી પણ સજ્જનતા અને ઉપકારવશતા જાગૃત થઈ. જેને ધિક્કારતો હતો તે સ્વજન નીકળ્યો! થોડાં વર્ષ પર નાસભાગ કરતા એક કેદીને પીપે થોડુંક ખાવાનું આપેલું તે એક નાનોશો પરોપકાર વર્ષો પછી સવાઈ પરોપકારમાં પરિણમ્યો. એ કેદી એબલ મેગવીચને પડખે પીપ ખડો રહે છે. પીપ સ્વાશ્રયી જિંદગી જીવવાનો નિર્ધાર કરે છે. એવામાં તેને એસ્ટેલા મળે છે. તે પણ દુઃખોની પરંપરા વચ્ચેથી પસાર થઈ છે. અનુભવોની કડવીમીઠી જીરવતાં જીરવતાં અંતે બંને મળે છે.

સુદૃઢ સંકલન, નરી વાસ્તવિકતાનું નિર્દંભ આલેખન, માનવજીવનની યથાતથ પરિસ્થિતિઓનું સુરેખ ચિત્રણ, માનવસ્વભાવના સદ્-અસદ્ અંશોની

ડિકન્સની સાચી સૂઝનું સહજ દર્શન આ કૃતિ કરાવી રહે છે. ભાષાંતરકારે કથાને અંતે થોડા શબ્દોમાં આપેલ અભ્યાસ-લેખ પણ કૃતિને સમજવા માટે માર્મિક સામગ્રી પૂરી પાડે છે. ત્રણે ભાગમાં ડિકન્સની અને એના જમાનાની વિશિષ્ટતાઓ, બોલીની લઢણ, રીતરસમો, સ્થળો, પાત્રો-પ્રસંગો વિશે ભાષાંતરકારે આપેલ નોંધ કથાના વાચન-રસમાં નિ:શંક પૂર્તિ કરે છે. તળપદી ગુજરાતી ભાષાની વ્યંજનાશક્તિનો જયંતિભાઈએ સ-રસ અને સફળ વિનિયોગ કર્યો છે.

## ઓરેગોનની કેડી

બોસ્ટનના સાહસવીર ફ્રાન્સિસ પાર્કમેને લખેલી 'ઓરેગોન ટ્રેઈલ'નો શ્રી જયંતિ દલાલે કરેલો અનુવાદ 'ઓરેગોનની કેડી' એક રસિક સાહસકથા ઉપરાંત અમેરિકાના ઉત્તરપ્રદેશનો પ્રાચીન ઐતિહાસિક દસ્તાવેજ પણ છે. ઉત્તર અમેરિકાના ઓરેગોનની અણજાણી ભોમ અને ઈશાન ખૂણે વસતા અપરિચિત ઇન્ડિયનોની જાતમાહિતી મેળવવાની અદમ્ય જિજ્ઞાસાથી લેખક પાર્કમેન ૧૮૪૬ના એપ્રિલની ૨૮મી તારીખે પોતાના મિત્ર શૉ સાથે નીકળ્યા. અમેરિકાનો આ પ્રદેશ જ્યારે લગભગ પ્રાકૃત અવસ્થામાં હતો ત્યારે શાતિલીં નામના ફ્રેંચ કેનેડીઅનને ભોમિયા તરીકે રાખીને લેખકે છ માસ સુધી કરેલો આ પ્રદેશનો રોમાંચક પ્રવાસ આ પુસ્તકની પટકથા છે. પ્રવાસીઓની બહુવિધ હાડમારીઓની વચ્ચે વચ્ચે ગૂંથાયેલી અનેક સાહસ અને શૌર્યકથાઓ તથા જુદા જુદા પ્રદેશોની વિશિષ્ટતાઓમાં પણ લેખકનું લક્ષ્ય તો ત્યાં વસતા ઇંડિયનોનો સર્વાંગીણ પરિચય કરાવવાનું રહ્યું છે. આ સાહસકર્મનો ઉપક્રમ પણ આ હેતુથી જ થયેલો છે. ઇંડિયનોના અડ્ડા તરીકે જાણીતો લારામી કિલ્લો આથી જ આ કથાનો મહદંશ રોકે છે. ઇંડિયનોના રીતરિવાજો, માન્યતાઓ, વહેમો અને બીજી અનેક દૈનંદિન વિશિષ્ટતાઓ ઉપરાંત એમની સુદ્રીતિ જાણવા માટે લેખક એ જાતિના નાયક વર્લવિન્ડની ટોળીમાં ભળી જઈ જે ભયંકર સાહસો અને તિતિક્ષા અનુભવેલાં તે આ કથાનો રસિક ભાગ છે. વર્લવિન્ડની સાથે કરેલી અનેક ભયંકર કોતરોની યાત્રા તથા ઓગી-લ્લાલ્લાહના નાયક બીગ ક્રૉની મહેમાનગતિમાં કરેલો જંગલી પ્રાણીઓના શિરતાજ સમા ગોધાનો શિકાર શૌર્યરસથી ભરપૂર છે. મનની મલિનતા, અવિશ્વસનીયતા અને તન-મનનું કદરૂપાપણું જેવી ઇંડિયનોની અનેક મર્યાદાઓ છતાં લેખકે અહીં એમનાં ઝિંદાદિલી અને વૈયક્તિક ગુણો નિરૂપી સહૃદય આલેખનનું કાર્ય કર્યું છે. અને આથી જ આજથી સવા સદી પૂર્વેના તે પ્રાકૃત માનવોના વ્યક્તિત્વ અને સામાજિક સંદર્ભોનું આવું સુરેખ અને સહૃદય વર્ણન અન્યત્ર પ્રાપ્ત થવું મુશ્કેલ છે.

ભાષા સિવાય બધી જ બાબતો જેમની તેમ રહેવા દીધા છતાં આ કથા ગુજરાતી વાંચકોને પણ આસ્વાદ્ય બની છે તેનું શ્રેય શ્રી જયંતિ દલાલની રસળતી કલમને આભારી છે.

## ખૂલા મોરે

'ખૂલા મોરે' એક દરિયાઈ કથા છે. રિચાર્ડ હેન્રી ડાનાજ્યુનિયરના પુસ્તક 'ટુ ઈયર્સ બીફોર ધ માસ્ટ'નો શ્રી જયંતિ દલાલે કરેલો આ ગુજરાતી અનુવાદ છે.

દરિયાઈ વાતાવરણથી સુપરિચિત ગુજરાતી સાહિત્યના રસિયાઓને આ કથા આકર્ષી શકે તેમ છે. ગુજરાતના સાગરકાંઠાએ અને શ્રી ગુણવંતરાય આચાર્યની દરિયાઈ કથાઓએ એમનો આ પ્રકારનો રસ ઠીક ઠીક પ્રદીપ્ત કર્યો છે.

લેખકે પોતાની તબિયત સુધારવા અને 'ખારો' અનુભવ મેળવવા પોતે અભ્યાસ છોડીને વેપારી બેડાના એક જહાજ 'પિલ્ગ્રીમ'માં સામાન્ય દરિયાઈ ખેડુ તરીકે બે વર્ષ ગાળ્યાં. એ અનુભવોની નોંધપોથી તે આ પુસ્તક. પણ 'ખૂલા મોરે'ની વિશેષતા જરા જુદી છે—લેખકે કોઈ અધિકારના પદ પરથી નહિ પણ સામાન્ય ખારવાના સ્થાન પર રહી, દરિયા પરની નાખુદાની સરમુખત્યારશાહીનો પ્રત્યક્ષ અનુભવ મેળવીને જે અનુભવ્યું છે તેમાં છે. અને સર્જકના હૃદયની ઉદારતાએ આ અનુભવને જીવંત બનાવ્યો છે. જહાજ પર આચરાતા સીતમનો અને અગવડભર્યા જીવનનો પણ અહીં ચિતાર છે.

કેટલાક વિશિષ્ટ શબ્દોની યાદી આ સાથે જોડીને અનુવાદકે આ પુસ્તકને સમજવામાં કેટલીક સરળતા કરી આપી છે તેમ જ ગુજરાતીમાં પણ યથાતથ વાતાવરણ જાળવી શક્યા છે એ અભિનંદનીય છે. ઉચ્ચ રસવૃત્તિના વાચકોને પણ આ પુસ્તક જરૂર ગમશે.

## શ્રમ છાવણીમાં એક દિવસ

સ્તાલીનયુગી રશિયાની 'શ્રમછાવણીઓ'માં લાંબો સમય ગાળી આવનાર લેખક એલેકઝાન્ડર સોલ્ઝેનિત્સિનની આત્મવૃત્તાંતાત્મક નવલકથાનો આ અનુવાદ (અનુ. સુભદ્રા ગાંધી) છે. વહેલી પરોઢે બેલનો પહેલો ડંકો પડે ત્યારથી માંડીને તે રાતે છેવટના બેલ પર આખરી ડંકા પડે ત્યાં સુધીની દિનચર્યા—જીવનચર્યા આલેખતી આ કૃતિમાં પોતાની જિંદગીનાં દસ વર્ષ સ્તાલીનયુગી 'શ્રમ છાવણી'ના બંદી તરીકે ગાળનાર લેખકે પોતાના દેશની સત્તાએ સરજેલી—યાતનાનું ચિત્ર

નિરૂપ્યું છે. નવલકથાના મુખ્ય પાત્ર ઇવાન્ ડેનિસોવિચ (સુખોવ)ના જીવનની એક જ દિવસની ચર્યા દ્વારા, ઝીણી ઝીણી વિગતોનું દર્શન કરાવીને, લેખકે પોતાનું વક્તવ્ય વ્યંજિત કરી દીધું છે. સુખોવ, સેનકા, કેપ્ટન બ્યુનોવસ્કી, એલ્યોશા, તુરિન, સેઝાર એમ વિવિધ વર્ગમાંથી આવતાં પાત્રોનો આ 'કેમ્પ' (કેદ) આપણી સમક્ષ હૃદય કંપી ઊઠે એવી કથા નિરૂપી જાય છે. રશિયામાં સાઇબેરીઆના પ્રદેશની આ શ્રમછાવણીની દિનચર્યાના આલેખને રશિયામાં પણ ભારે ઊહાપોહ જગાવેલો. ક્રુશ્ચોવે એને પ્રગટ કરવાની પરવાનગી આપેલી એ ઘટના નોંધવી જોઈએ. અત્યંત સહજ સરળ નિરૂપણરીતિનો આશ્રય લઈને, વિનોદનાં રંગબેરંગી છાંટણાં વેરી આ એકધારા જીવનને ચેતનવંતું બનાવતી આ કથા અનુવાદકના આરંભે મૂકેલા લેખથી અને શ્રી જયંતિ દલાલના વિવેચનથી વિશેષ આસ્વાદ્ય બનશે.

## એક અનાથ બાળકની કહાણી

સમકાલીન યુગસંદર્ભને અપનાવી લેખક કોઈ કૃતિ સર્જે છે, ત્યારે એવી કક્ષાથી એનું નિરૂપણ કરે છે કે, દેશકાળની મર્યાદાને અતિક્રમીને તે સર્વજનભોગ્ય બની રહે છે : ટૉલસ્ટૉય, ડૂમા, ડિકન્સ સમા સાહિત્યકારોની કૃતિઓ આ પ્રકારની હોય છે. ડિકન્સની નવલકથા 'ઑલિવર ટ્વિસ્ટ'નું શ્રી ગોપાલદાસ પટેલે કરેલું સંપાદન આ વાતની સાક્ષી પૂરશે.

આ કહાની રાણી વિક્ટોરિયાના યુગના વિલાયતી સમાજની છે : લીફોર્ડ નામનો અંગ્રેજ ગૃહસ્થ, તેના બે પુત્રો પણ સહોદર નહિ—એડવર્ડ અને ઑલિવર. એડવર્ડ બાપનું સઘળું પચાવી પાડવા ઑલિવરને ખતમ કરવા સુધી પહોંચે છે, પણ ઑલિવર તો પોતાનાં માબાપ વિશેય કશું જાણતો નથી : કર્મનકી ગત ન્યારી, તે આનું નામ! જોકે, અંતે ઉદારચરિત બ્રાઉનલો પાસે બન્ને ભાઈઓનું અભિજ્ઞાન થતાં બધું થાળે પડે છે અને ઑલિવરને પિતાનો વારસો અને વડીલના સંસ્કાર બન્ને મળે છે, પણ જીવનકારુણ્યની મીંડ ઘેરી અસર અચૂક નિપજાવી જાય છે. કોઈ એક સ્ખલનમાંથી ઉદ્ભવતી ઘટના અને એના છાંટા ત્રણ પાત્રોને ઊડે—'મંક્સ'—નામધારી એડવર્ડ, કામાર્થી અને ક્રોધી અને આપકર્મે રઝળે છે; ઑલિવર, અદોષ-રમણીય કિશોર જે કર્મના ન્યાય પરત્વે અકળાય છે અને ટીચાય છે; રોઝ પાપભીરુ અને કૃતજ્ઞબુદ્ધિ બાળા, જે પ્રણય અને વિષાદની અન્વયી નિર્ઝરિણી જેવી છે : અંતે ત્રણેય કવિન્યાય પ્રમાણે સારાંમાઠાં પરિણામ મેળવે છે. ઑલિવર જેવાં અનાથ પાત્રો માટે ત્રિવિધ વ્યવસ્થા

અહીં આલેખાઈ છે. એક તો દયાદાનધર્મીઓનું અનાથાલય કે રાજ્યાશ્રિત ગરીબ-ઘર; બે, કાળાં કામો વડે એમને નભાવતો ધંધાદારી વર્ગ અને ત્રણ, ધર્માત્મા સજ્જન-સન્નારીઓ, જે માનવપ્રેમથી પ્રેરાઈને આ અનાથ બાળકોને અપનાવે છે. ત્રણેય વર્ગોનો અનુભવ મેળવી ચૂકેલાં પાત્રોમાં ઓલિવર ઉપરાંત નાન્સી પણ ખરી. ગુનાના કાદવમાં કમળ સમી એ નિર્દોષ બલિદાન વડે જાણે સર્વ પાપાત્મા-ઓનું પ્રાયશ્ચિત્ત કરે છે. એની તુલનામાં ઓલિવર કદાચ, સાગરમાં નિરાધાર-પણે તણાતા લાકડાના ટુકડા જેવો હોવાથી, ઓછો પુરુષાર્થી લાગે પણ ખરો. અંધારના અચળામાં જ ફરતો એડવર્ડ અને રાક્ષસ સમો હત્યારો સાઇક્સ : એ પણ નોંધ માંગી લે. ઓલિવર અને અગ્નિસ વચ્ચે કયો સંબંધ છે તેનો જાસૂસ-કથા-રસ આસ્વાદ્ય છે અને એ ભેદ ભાગે છે ત્યારે હાશ થાય છે અને એમાંથી જ ચિત્તપ્રસાદ જન્મે છે : એનું માધ્યમ ગુનાની ગટર જરૂર છે પણ અભિગમ જીવનની ગંગા તરફ ઊઘડે છે.

પરદેશી લેખકોની પરદેશી પાત્રોવાળી નવલકથાઓ પણ ગુજરાતી ભાષામાં જો યથાયોગ્ય ઉતારવામાં આવે તો તે મૂળ જેટલો આનંદ આપી શકે અને ભાવો–લાગણીઓ–વિચારો વગેરે માટે અનુરૂપ માધ્યમ એમાં સહાયભૂત નીવડી શકે : એનો પુરાવો આ અનુકૃતિ પૂરો પાડશે. અલબત્ત, શબ્દો ઉપર ભાર મૂકવા વપરાયેલા દેવનાગરી હિન્દી લિપિ, ડિકન્સના મર્મને ગુજરાતીમાં ઉતારવા જતાં ક્યાંક વ્યંજનાના ભોગે પ્રવેશેલી અભિધાજન્ય સ્થૂળતા, જલદી જલદી સંકેલવા જતાં ત્રણ ત્રણ કટકે વહેંચાઈ ગયેલો ઉપસંહાર અને શીર્ષકને વધુ સચોટ બનાવવાની આત્યંતિકતાથી આવી ગયેલી ચાવળાઈ ('તુમસા નહીં દેખા'), ઇ૦ અનુવાદકની મર્યાદાનાં સૂચક છે, પણ આવકારપાત્ર તો છે; એમની પ્રતિ-નિર્માણકલા : મૂળ લેખકની મર્માળી શૈલી તથા ઝીણવટભર્યું પાત્રાલેખન જળવાઈ રહે તેવો વિસ્તૃત સંક્ષેપ એ આપી જાય છે. અને તેથી જ એક અનાથ બાળકની આ કહાણી એક બાજુ વિધિની વક્રતાની તો બીજી બાજુ સામાજિક ભંગારની કરુણમંગલ કથા કહી જાય છે.

## શ્રી મસ્કેટિયર્સ

પ્રેમ અને શૌર્ય એ બંને ભાવોનું નિરૂપણ અદ્ભુતરસના છાંટા નાખીને કૂમા કરે છે, તેથી એ વાર્તા માત્ર શૃંગારરસિક વાર્તા કે તવારીખનામા જેવી ન રહેતાં, સંવેદનાથી ધબકતી વીરકથા બની રહે છે. આવી નવલકથા સ્થળકાળના નડતર વગર કોઈ પણ માનવને રસતરબોળ કરે, તો એમાં નવાઈ પામવા જેવું નથી–ઉત્તમ કૃતિનું એ લક્ષણ છે. શ્રી ગોપાળદાસ પટેલે 'થ્રી મસ્કેટિયર્સ'નો

ગુજરાતી ભાષામાં કેવળ અનુવાદ જ નથી કર્યો પણ સુદીર્ઘ એવી શૌર્યકથાને સંક્ષેપમાં અવતારી પણ છે અને તે પાંચેક જેટલા ભાગોમાં.

વાર્તાની શરૂઆત જ ' પ્રેમશૌર્યના રાહે ' થાય છે. ફ્રાન્સના રાજા લૂઈ ૧૩-ના રાજ્યકાળમાં અને રાજાના લશ્કરમાં નોકરી શોધતો જુવાન દાર્તેનાં આપણી સમક્ષ ખડો થાય છે. એને ટુકડીના ત્રણ બરકંદાજો–એથોસ, પોર્થોસ અને એરેમિસની મિત્રતા મળે છે અને તેમની સહાયે તે યશસ્વી કામગીરી બજાવે છે. રાણી ઍનનો પ્રણય સંપાદિત કરવા એક બાજુ ડ્યુક ઑફ બર્કિંગહામ તથા બીજી બાજુ મહામાત્ય રિશલ્યૂ દાવપેચ લડાવે છે અને ઇંગ્લેંડ તથા ફ્રાન્સ બંને દેશોના તંતુ વેરભાવે સંકળાય છે. આમાં રિશલ્યૂને મહાત કરી ત્રણેય બરકંદાજો રાણી ઍનને સહાયભૂત નીવડે છે.

. ' વીસ વર્ષ બાદ ' એ વિભાગમાં તો રાજદ્વારી ભૂમિકા જ બદલાઈ જાય છે અને બાળરાજા લૂઈ–૧૪ના સગીરપણા દરમ્યાન રાણી ઍનને પોતાનું સર્વસ્વ નવા મહામાત્ય માઝારેને સોંપવું પડે છે.

સંસારના બે ભાવો ' કામિની અને કાંચન ' ત્રીજા ભાગમાં અનોખી લીલા ભજવી જાય છે; રાણી ઍન સાથે સ્નેહસંબંધ રાખવા છતાં માઝારે કશું સુખ મેળવી શકતો નથી અને અંતે હાયવોય કરતો મરે છે : કામિની અને કાંચનની કથા અહીં ગવાઈ છે. જો કે અહીં પણ પેલા થ્રી મસ્કેટિયર્સ આકર્ષક ભાગ ભજવે જ છે તેમ છતાં ત્રીજા ભાગનો ધ્વનિ પૈસો અને પ્રમદાનાં દૂષણો ચિત્રિત કરવા ભણી વિશેષ છે.

ચોથા ભાગ ' પ્રેમ–પંક 'માં લુઈઝા દ લા વાલિયેરમાં મૂકેલો વિશ્વાસ રાઑલને કેવો આઘાતજનક નીવડે છે, અને ઍથોસે તેને આપેલી ચેતવણી સાચી પડે છે તેનું રસળતું બયાન છે. પાંચમા ભાગમાં ડૂમાની ઐતિહાસિક નવલકથાના તંતુઓ આવી મળે છે અને આપણા હૃદય ઉપર આ ત્રણેય બરકંદાજો, સવિશેષ દાર્તેનાં, ઘેરી છાપ મૂકી જાય છે.

ડૂમાની સુદીર્ઘ નવલત્રયીનો અનુવાદ એ નિઃશંકપણે ભગીરથ કાર્ય છે. પાંચેક જેટલા ભાગોમાં તેને સંપાદિત કરી, મૂળ કૃતિનાં વસ્તુ-પાત્ર–વર્ણન-વાતાવરણ વગેરે જાળવી, એમાંથી પ્રેમશૌર્યની છબી ઉપસાવવાનું કાર્ય ઓછું અઘરું નથી; ત્યાંના રીતરિવાજ, આચારવિચાર તથા ખાનપાનનાં પ્રાદેશિક વર્તુળો વટાવી સમસ્ત કથાને સર્વજનભોગ્ય બનાવવામાં પ્રતિનિર્માણશક્તિની ઘણી બધી જરૂર પડે એ સ્વાભાવિક છે. એમાં સંપાદક લગભગ બધે સફળ રહ્યા છે (જો કે

પ્રસ્તાવનામાં ભારતીય પરિસ્થિતિ ઉપરના એમના પ્રહારો સાહિત્યકારના તાટસ્થ્યની દાંડી નમાવે એવા જરૂર છે).

અન્ય વિદેશી ભાષાઓની કૃતિઓ આ રીતે ગુજરાતી ભાષામાં સુલભ થાય તો પ્રજાજીવનની આશાઓ–આકાંક્ષાઓનો પરિચય આપણને મળે અને બીજી બાજુ આવી ઉત્તમ કૃતિઓના અનુવાદો, સામાન્ય રચનાઓને વધુ સારી અને સાચી બનાવવામાં પરોક્ષપણે ફાળો પણ આપે.

**શરદબાબુની નવલકથાઓના અનુવાદો :**
(અનુવાદક : શ્રી શ્રીકાન્ત ત્રિવેદી)

**(૧) વૃંદાવન**

વૃંદાવન સાથે થયેલો કુસુમનો વિવાહ કોઈક કારણસર તૂટી ગયો, પણ બન્નેના હૃદયનો તંતુ અતૂટ રહ્યો. પછી તો ખુદ વૃંદાવનની માએ માગું નાખ્યું પણ સ્વમાની કુસુમે તે નકાર્યું. જોકે, સ્નેહને કારણે વૃંદાવનનો પુત્ર ચરણ બીમાર પડતાં તે દોડી આવ્યો અને દુઃખના દિવસોમાં વૃંદાવનને એણે સાથ પણ આપ્યો. અંતે વૃંદાવન પણ કુસુમની પતિભક્તિ અને પુત્રવત્સલતા આગળ નમી પડ્યો. ચરણને મરવા દીધો પણ એણે ગામની અંધશ્રદ્ધાને નમતું ન આપ્યું. કૃતિને અંતે સિદ્ધાન્તવાદી અને સંવેદનશીલ વૃંદાવનની તેજસ્વી તસ્વીર ખડી થયા વિના રહેતી નથી.

**(૨) વિપ્રદાસ**

બલરામપુર ગામના જમીનદારના બે પુત્રો–વિપ્રદાસ અને દ્વિજદાસ. એક ગંભીર અને અનુભવી, બીજો ઊર્મિલ અને ઉત્સાહી. એમના ઘરની રખેવાળ તે દયામયી અને વ્યવસ્થાતંત્રનું સુકાન સતી–વિપ્રદાસની પત્નીના હાથમાં. દયામયીને સતીની બહેન વંદના દ્વિજદાસ માટે યોગ્ય લાગી પણ અનુકૂળ ઉત્તર ન મળતાં મૈત્રેયી નામની કન્યા સાથે એનું લગ્ન નિરધાર્યું. વિવાહ વેળાએ અચાનક વિપ્રદાસ અને શશધર વચ્ચે બોલાચાલી થતાં વિપ્રદાસ પહેરે લૂગડે બહાર નીકળી ગયો અને આલીશાન મહેલ વેરાન ખંડિયેરમાં ફેરવાઈ ગયો. ધીરોદાત્ત વિપ્રદાસ અને બાળકશો દ્વિજદાસ અહીં ઠીક ઉઠાવ પામ્યા છે, જમીનદારોના આચારવિચાર અને એમના ઉત્સવો પણ અહીં વર્ણવાયા છે, છતાં સતીની સહનશીલતા અને ત્યાગભાવના એટલી અભિવ્યક્તિ પામી નથી.

**(૩) ચરિત્રહીન**

પોતાને જે કંઈ લાધ્યું અને સમજાયું એ સત્ય—એવા કોઈક મૂલ્યને સમજાવવા

આ નવલકથા લખાઈ છે. ઉપેન્દ્ર રૂઢિચુસ્તતાને કારણે સાવિત્રીને સમજી શકતો નથી અને એ જ કારણે એ સતીશને પણ ધિક્કારે છે. દિવાકર પાસે સાહિત્યજ્ઞાન છે તેટલું વ્યવહારજ્ઞાન નથી, એથી એ કિરણમયીને સમજવામાં ભૂલ કરે છે. જ્યોતિપને સતીશ પ્રત્યે આદર અને એની બહેન સરોજિની પ્રત્યે પ્રેમ છે પણ કેવળ ઉપેન્દ્રના કાગળ ઉપરથી જ એ બન્નેને અપમાનિત કરે છે. અંતે કોકડાં ઊકલે છે અને સત્ય બહાર આવે છે. ઉપેન્દ્રને સાવિત્રીની સન્નિષ્ઠા સમજાય છે, દિવાકરને કિરણમયીની ભક્તિનું જ્ઞાન થાય છે, જ્યોતિપને સતીશનું વર્તન વંદનીય લાગે છે, પણ આ સર્વ પાત્રોમાં અવિચલ રહે છે ધ્રુવતારકની જેમ સતીશ, સાવિત્રી અને બિહારી. ચરિત્રહીનની ઉચ્ચાવચ્ચ અવસ્થાઓને કર્તાએ સતીશ–સાવિત્રી, ઉપેન–સુરબાલા, સાહાન–કિરણમયી,–નાં યુગલો વડે સુપેરે ચિત્રિત કરી છે. અન્ય પાત્રો, શશાંક, દાકતર, વિપિન, સરોજિની, કામિની, મોક્ષદા, વડે એને સુઘટ્ટ પોત પણ અર્પ્યું છે. બંગાળી કહેવતોનાં સીધાં રૂપાંતરો, બંગાળી ગદ્યલયનો એવો ને એવો પ્રયોગ તથા વર્ણનમાં મૂળ ટુકડાને યથાતથ ગોઠવી દેવાથી અનુવાદ જરા કથળ્યો છે પણ ચરિત્રહીનની વાર્તા સુવાચ્ય તો રહી છે.

## (૪) પથેરદાબી – ૧

અપૂર્વ નોકરી કરવા બર્મામાં આવે છે. અહીં કાળાગોરાના રંગભેદથી તે ત્રાસી જાય છે, પણ રામદાસના પરિચયમાં આવતાં તેની અસ્મિતા જાગી ઊઠે છે. ભારતીની ઓળખાણ થતાં રાષ્ટ્રભક્તિનાં સંવેદનો એના ચિત્તમાં જાગી ઊઠે છે અને દાકતરબાબુના પરિચયમાં આવતાં એ 'પથેરદાબી' નામક આંદોલનમાં ઝંપલાવે છે. અહીં જનતાનાં દુઃખોનો તે સાક્ષી જ નહિ સહભાગી પણ બની રહે છે. પથેરદાબીની ચળવળ, એની નેત્રી સુમિત્રા અને સહાયક દાકતરબાબુ તથા જનતાના હૃદયની વાણી અહીં પ્રેરક રજૂઆત પામ્યાં છે.

### વનફૂલ

અમેરિકન લેખિકા શર્લી એલ. અરોરાએ આલેખેલી નવલકથા "What then, Raman?"નો શ્રી રમેશ જાનીએ કરેલો અનુવાદ 'વનફૂલ' દક્ષિણ ભારતની બે મહાન સામાજિક સમસ્યાઓ 'ગરીબી' અને 'નિરક્ષરતા'ને વાચા આપતી એક સહૃદય કથા છે. નવલકથાનું કેન્દ્ર બનેલો કુમાર રામન એક મુગ્ધ યુવક છે. જ્ઞાનપ્રાપ્તિની એની અદમ્ય પિપાસા એની દારુણ ગરીબીને કારણે વારેવારે અવરુદ્ધ થાય છે એ નવલકથાનો મુખ્ય તંતુ છે. પુત્રને ભણાવવાની પિતાની અદમ્ય ઇચ્છા, રામનની પ્રબળ જ્ઞાનપિપાસા, અધ્યાપક - મુન્નુસ્વામીનો

પોતાના આ પ્રિય વિદ્યાર્થી માટેનો ઉત્કટ આશાવાદ અને પુસ્તકવિક્રેતા શુગ્મુસ્વામીની સહૃદયતા આ બધું હોવા છતાં પહાડી સ્થળની આર્થિક વિષમતા એને અભ્યાસ છોડવાની ફરજ પાડે છે. રામન એક અમેરિકન સન્નારી—જે વનફૂલોનું સંશોધન કરે છે તેને માટે વગડાઉ ફૂલ વીણી લાવી ઘરનું દારિદ્રય ફેડવા યત્ન કરે છે. રામનનું મુગ્ધ હૃદય અમેરિકન સન્નારીનું પ્રીતિપાત્ર બને છે.. એને મન રામન પણ વનફૂલ જેટલો જ મહત્ત્વનો છે. રામનની જ્ઞાનખોજ કરતાંય વધારે મહત્ત્વનો પ્રશ્ન આ લેખિકાને અભિપ્રેત છે તે નિરક્ષતાનિવારણનો. માત્ર રામન ભણે એટલું જ પૂરતું નથી, એ એના જેવા અનેક રામનોને ભણતા અને વાંચતા કરે તો જ અધ્યયન સાર્થક થાય. શિક્ષણ જ ગ્રામજીવનનો ઉદ્ધાર કરી શકશે. લેખિકાએ જેટલી સ્વાભાવિકતાથી અને સાદાઈથી આ સમસ્યાઓનું નિરૂપણ કર્યું છે એટલી જ સ્વાભાવિક કલાથી અનુવાદકે એ સિદ્ધિઓને અનૂદિત કરી છે તે અનુવાદકની પણ સિદ્ધિની દ્યોતક છે. દક્ષિણ ભારતનાં નામો અને સંદર્ભો સિવાય બધું જ આ વાર્તામાં અનુવાદકની જાગરૂકતાથી ગુજરાતીમય બન્યું છે.

## દુનિયા બહારની દુનિયા

૧૯૬૩ની સર્વોત્તમ મરાઠી નવલકથા ગણાયેલી આ કૃતિનો શ્રી જયંત દળવીનો ગુજરાતી અનુવાદ એકંદરે સુવાચ્ય થયો છે. જીવનની અતિ વાસ્તવલક્ષિતાનું, ગરીબોની કંગાલ વસ્તીનું, એમના ગંદકીભર્યા જીવનનું, એમની તમામ પ્રવૃત્તિઓનું અહીં જુગુપ્સાપ્રેરક ચિત્ર ઉપાસાવાયું છે. એ બધું વાંચતાં જ આપણને ચીતરી ચડે. યા સૂગ ચડે છતાં એ વાંચતાં એક પ્રકારનો આનંદ પણ અનુભવાય છે. લેખકનું સૂક્ષ્મ સમાજનિરીક્ષણ, માનવીની ખાસિયતોનું ઝીણવટપૂર્વકનું નિરૂપણ અહીં સફળતાપૂર્વક થયું છે. ઝૂંપડાવાસીઓની (Slums) દુનિયાનું વિગતપ્રચુર અને નક્કર આલેખન એટલું તો સૂચવે જ છે કે લેખકે સ્વાનુભવના જગતને આપણી સમક્ષ ખુલ્લું કર્યું છે. લેખકે કોઈ પણ પાત્ર તરફ હમદર્દી કે સહાનુભૂતિનો સૂર કાઢ્યા વિના એવું તો નક્કર, વાસ્તવદર્શી આલેખન કર્યું છે કે એ વાંચતાં કોઈ પણ ઔદ્યોગિક નગરના ગુમડા સરખી આવી ગંદી વસ્તીનાં ઝુમખાં આપણી નજર સમક્ષ રમી રહે. એ માનવીઓની હીન પ્રવૃત્તિઓનું સાચ્ચું વર્ણન સુરેખ બન્યું છે. ત્રીશી પછીના સાહિત્યમાં આપણે ત્યાં જે પ્રગતિશીલતાનું પૂર આવ્યું હતું તેનું સ્મરણ આ કથા વાંચ્યા પછી થયા વિના રહેતું નથી.

## અંગારા

વેશ્યાજીવનનું નિરૂપણ કરતી આ સત્ય કથા છે. ઉત્તર હિન્દમાં મોટાં મોટાં

શહેરોમાં ચાલતાં ભ્રષ્ટાચારના અડ્ડાઓમાંથી શ્રી 'અખ્તર' જેવા જોશીલા જુવાનોએ લક્ષ્મી નામની એક કુમળી કળીને શી રીતે નરકાગારમાંથી છોડાવી એની સિલસિલાબંધ કથા અહીં રજૂ થઈ છે. કામાતુર માનવીઓને ન તો ભય, ન તો લજ્જા નડે છે. લક્ષ્મીની આત્મકથા અત્યાચાર, બળાત્કાર અને લાચારીની વાત કહી જાય છે. આ કથામાં પ્રચારનું તત્ત્વ જરા વધુ પડતું પેસી જવાથી એનો હેતુ બરાબર પાર પડતો નથી. કથાનું કલાત્મક નિરૂપણ ન થતાં વાર્તા અસરકારક ઘાટ ધારણ કરી શકી નથી. અને છતાં સ્વતંત્રતા પહેલાંના કોંગ્રેસી યુવાનોની પરગજુ વૃત્તિ અને સાહસ–ભાવનાએ જે મંગલ પરિણામો હાંસલ કરેલ તેમાંના એકનું અહીં આશાસ્પદ ચિત્રણ થયું છે. એમાં સર્જનની ઊંચી સિદ્ધિ ભલે નથી પરંતુ માનવતાની મહેક તો છે જ. ડૉ. મહેતાનો અનુવાદ એકંદરે ઠીક છે. જોકે હિન્દી–ઉર્દૂ શાયરી તો મૂળમાં જ રજૂ થઈ છે. આખી કથા હિંદી ફિલ્મ–વાર્તા જેવી વધુ પડતી ઊર્મિલ બની ગઈ છે.

## આંધી અને તૂફાન

ઉત્તર ભારતના કલ્યાણી નગરમાં બનતી જરા વિચિત્ર કહી શકાય એવી પ્રેમકથા અહીં રજૂ થઈ છે. આપણા સાહિત્યમાં સજાતીય પ્રેમની વાતો બહુ જ જૂજ છે. અહીં એક પારસી વૃદ્ધ ધનિકની એના યુવાન સશક્ત નોકર નજતાવર સાથેની વાસનાતૃપ્તિનું અને તેમાંથી પ્રગટતી પારસીશેઠની લાચારીનું બયાન વાંચવા મળે છે. રૂસ્તમશેઠ, નજતાવર, રૂસ્તમશેઠની યુવાન સુંદર પત્ની શીરીન, શેઠનો ભત્રીજો જમશેદ, શીરીનની સખી ફિરોજા, માહરુ અને પરવીન જેવી નિરાધાર અબલાઓની કામકથા–બસ, આ પાત્રોની આસપાસ વાર્તા વિસ્તરી છે. કથાનાયક અને એની પ્રેયસી તસનીમ તો આ કથામાં પહેલા અને છેલ્લા પ્રકરણમાં મળે છે એટલું જ– પહેલામાં પરોક્ષ અને છેલ્લામાં પ્રત્યક્ષ. કથાનાયક શીરીનના સૌન્દર્યપાશમાં શી રીતે ખેંચાયો અને પછી પરિણીતા શીરીનની રોજ રાત્રે આપવીતી સાંભળતો નાયક–એમ વાર્તા આગળ વધે જાય છે. યુવાન વાચકોને આકર્ષણના પ્રસંગો અને વર્ણનો ગમે તે રીતે નિરૂપાયાં છે. અનુવાદ થોડીક કૃત્રિમતા બાદ કરતાં, એકંદરે, સુવાચ્ય બન્યો છે.

## દેવદાસી

શ્રી મૃણાલિની સારાભાઈની અંગ્રેજી નવલ 'This Alone is True'નો ગુજરાતી અનુવાદ છે 'દેવદાસી'. દેવદાસી નાયિકા–પ્રધાન નવલકથા છે, એક સંકલ્પશીલ યુવતીની નૃત્ય–સાધનાની કથા છે. પાર્વતીનામધારી એ યુવતીને

પિતા તરફથી વારસામાં સ્વતંત્ર નિર્ણયશક્તિ સાંપડી છે. પિતાનું અકાળ અવસાન પાર્વતીને ઘડીભર મૂઢ બનાવી દે છે. પરંતુ માની મમતા અને હૂંફ એની નૃત્ય શીખવાની તમન્નાને વેગ આપે છે. શાળાનાં વૃદ્ધ નૃત્યશિક્ષક પાસેથી સુંદર શરૂઆત કરી, પાર્વતી આગળ અભ્યાસ માટે આશ્રમનિવાસિની બને છે. ગામડામાં સાદું, સાત્ત્વિક, કઠિન જીવન જીવતાં જીવતાં પાર્વતીએ નૃત્યઅભ્યાસ પૂરો કર્યો. આ દરમ્યાન પાર્વતીને મુકુલ નામે એક તીખા પણ તેજસ્વી ચિત્રકારનો પરિચય થાય છે. એક દિવસ પાર્વતીએ મેળામાં મુકુલના એક ધનાઢ્ય મિત્ર ચેતનને પહેલી જ વાર જોયો અને બંને પ્રથમ દર્શને જ એકબીજામાં મુગ્ધ બની ગયાં.

ચેતનની માતાને પોતાની પુત્રવધૂ નર્તકી બને એ મંજૂર નથી. ચેતન પાર્વતીને નૃત્ય છોડી દેવા વિનવે છે. લગ્ન પછી નૃત્ય છોડવા તે તૈયાર થાય છે. ઘડીભર નૃત્યની ઉપાસિકા પ્રેમ પાસે ઝૂકી જાય છે. પરંતુ મુકુલ સાથે ચર્ચા કર્યા પછી પાર્વતી અકથ્ય મૂંઝવણ અનુભવે છે. અંતે નૃત્ય પ્રત્યેની પ્રીતિ અને ભક્તિનો વિજય થાય છે—પાર્વતી ચેતન સાથેનાં લગ્નનો ઇન્કાર કરે છે. આમ, નૃત્યાંગના બનવાનો અને દેવદાસીનું ઉન્નયન કરવાનો શિવસંકલ્પ પાર્વતીને કલા–દીક્ષાના અગ્નિપથ ઉપર પ્રયાણ કરાવે છે.

કથાનું પોત કાંજીવરમની સાડી જેવું સુઘટ્ટ ને મુલાયમ – રંગીન બન્યું છે. લેખિકાને નૃત્યવિદ્યા તરફ ઉત્કટ પ્રીતિ છે એ કથા વાંચતાં વાંચતાં ય અનુભવાય છે. સ્વતંત્ર શબ્દ અહીં નવું જ પરિમાણ સર્જે છે. માતપિતાના પ્રેમવારસાને પુરુષાર્થ દ્વારા દીપાવતી પાર્વતીનું પાત્ર એકધારી ગતિ ધારણ કરી કથાપટને રસળતો રાખે છે. આ કથા પરંપરાગત પ્રેમકથા બનતી નથી, કારણ અહીં પ્રેમ વ્યક્તિ પ્રત્યે નથી, ભાવના પ્રત્યે છે. સ્વતંત્ર વિચારશક્તિ અને નમ્ર આચારશક્તિનો અહીં સંવાદ સધાયો છે. ભાવનાને ખાતર ભોગ લેવાની પ્રણાલી આપણે ત્યાં નિત્ય નૂતન ઉન્મેષ ધારણ કરતી રહી છે.

અનુવાદ એકંદરે સુવાચ્ય થયો છે. મૂળ કૃતિને વફાદાર રહેવાનો સભાન પ્રયત્ન થયો છે. એટલે ક્યાંક ક્યાંક શૈલી તરજુમિયા બની છે. દા. ત., "પોતાની પુત્રીના ચારિત્ર્યનું ઉચ્ચ સ્વાતંત્ર્ય હતું જે તેના તરફ તેનામાં રહેલી સ્ત્રીની અસહાયતાને કારણે ઘણી ચીડ ચડી." (પૃ. ૩૨)

લેખિકાબહેનનું નામ આપણે ત્યાં સુપરિચિત છે. આશા રાખીએ આવી સુ-રસ કથા તેઓ ગુજરાતીમાં જ સીધી આપે.

## રિપ વાન વિંકલ

અમેરિકન લેખક વોશિંગ્ટન ઇર્વિંગકૃત સુપ્રસિદ્ધ અંગ્રેજી કથા 'રિપ વાન વિંકલ'ની મૂળ વાર્તાના કથાનકને આધારે – તેનો રસ જાળવીને – આ કથા શ્રી જિતેન્દ્ર દેસાઈ ગુજરાતીમાં લઈ આવ્યા છે. રિપ વાન વિંકલ આપણા ભદ્રંભદ્ર કે એવા કોઈ અન્ય પાત્રની જેમ અંગ્રેજીમાં ઉખાણારૂપ બનેલો છે. જૂનવાણી વિચારો ધરાવનાર – જમાનાની પાછળ રહી જનારને માટે સામાન્ય રીતે આ શબ્દપ્રયોગ કરવામાં આવે છે. આ પાત્ર વોશિંગ્ટન ઇર્વિંગનું સુંદર અમર સર્જન છે. કેટ્સ્કિલ ડુંગરાઓ અને ભૂતાવળની સૃષ્ટિની ભૂમિકાથી આરંભાતી આ વાર્તા, સીધા – સાદા – સરળ – પરગજુ – ભલા સ્વભાવના, પત્નીથી ડરતા, આળસુ રિપનો અને ગામના પાદરે મળતી આળસુ મંડળીનો અચ્છો પરિચય આપે છે. એક દિવસ પેલા ભૂતિયા ડુંગરાઓમાં જઈ ચડેલો રિપ, જાદુઈ દારૂ પીનાં વીસ વર્ષની ઊંઘ ખેંચી કાઢે છે. એને તો એક જ રાત ગઈ છે એવો ખ્યાલ હતો. ગામ તરફ પાછા ફરતાં એને બધું બદલાયેલું લાગે છે – કોઈ પોતાને ઓળખતું નથી, અંગ્રેજોનું રાજ્ય ચાલ્યું ગયું છે અને અમેરિકા પ્રજાસત્તાક રાજ્ય બન્યું છે – નવી હવાનો એ અનુભવ એના ભેજામાં ઊતરતો જ નથી. અંતે એની પુત્રી મળે છે. પોતાની ઉંમરનો પિટર ડોસો એની વીસ વર્ષની રાતનો ભેદ પેલી ભૂતસૃષ્ટિ, જાદુઈ દારૂ અને ડચ ખલાસી હડસનની વાત દ્વારા ઉકેલવા ને સૌને સંતોષવા પ્રયત્ન કરે છે. આખી કથા અત્યંત રસિક છે અને એમાં રિપના ગૃહજીવનનું, એની પત્નીનું, આળસુ મંડળીનું અને વીસ વર્ષની ઊંઘ પછી પાછા ફરતા રિપની વ્યથાનું અને એમાંથી પ્રગટતા કરુણ હાસ્યનું લેખકે મનોહર ચિત્ર દોર્યું છે. ઉપરાંત, પ્રગતિશીલ સમાજ સાથે કદમ ન મિલાવી શકનાર, અને જૂનવાણી દારૂના કેફમાં ઘેરનારનું વ્યંગ્ય ચિત્ર પણ આમાંથી પ્રગટ થાય છે. કથા અત્યંત સરળ અને પ્રવાહી છે અને ગુજરાતીમાં સડસડાટ વહી જાય છે.

## હાજીબાવાનાં સાહસો

અંગ્રેજીમાં પ્રસિદ્ધ થયેલા પુસ્તક પરથી સ્વ. રૂપસિંગ મથુરદાસ લવજીએ એના રસિક કથાભાગોનો અનુવાદ કરીને ઈ. સ. ૧૮૮૭ માં 'હાજીબાવાનાં સાહસકર્મો' એ નામે આ પુસ્તક પ્રસિદ્ધ કર્યું હતું. ઘણાં બધાં વર્ષો પછી 'હાજીબાવાનાં સાહસો' –એક રમૂજી સાહસકથા તરીકે આ પુસ્તક ફરીથી પ્રગટ થાય છે. ત્રણસો પંદર પાનાંનું આ પુસ્તક ત્રણ ખંડોનાં ૮૦ પ્રકરણોમાં વહેંચાયેલું છે. એમાં હાજીબાવાના જન્મ, કેળવણી, મુસાફરીથી આરંભી એમના વિવિધ

'વેશો', 'કૌતુકો' અને અનુભવોનાં વિગતભર્યાં રસિક બયાનો આપવામાં આવ્યાં છે. હાજીબાવાના જ ઉદ્ગારોરૂપે એમનાં સાહસો અહીં વર્ણવાયાં છે એટલે એમાં એક પ્રકારની આત્મીયતા લાગે છે. જીવનમાં વિવિધ પ્રકારનાં સાહસોમાં એમને જે અનુભવો થાય છે તે સઘળાંનું ઇસ્પહાન અને આસપાસની સૃષ્ટિની વિવિધરંગી ભૂમિકામાં આકર્ષક નિરૂપણ થયું છે. એમાં વિનોદ છે અને ઉસ્માન આદિ પાત્રોનાં નાનકડાં લાક્ષણિક શબ્દચિત્રો છે. 'મારાં ચણિયારાં ઢીલાં પડી ગયાં', 'હરણ સરખા લાંબા ટાંટિયા' જેવા પ્રયોગો યથાસ્થળે શોભે છે. 'શાહના નાકનો વાળ થઈ પડયો છે' જેવા પ્રયોગો પરભૂમિની ગંધ આપે છે. ક્યાંક અનુસ્વારાદિના ઉપયોગ પરત્વે બેકાળજી સેવાઈ છે. પ્રકરણો અને એનાં વસ્તુસૂચક શીર્ષકોવાળી આ કથા કિશોરો અને મોટેરાંઓને પણ આનંદ આપે એવી છે, અને આપણે ત્યાંની આવી સાહસકથાઓ સાથે પરભૂમિની આવી કથાઓનો પણ તુલનાત્મક રસિક પરિચય કરાવી રહે છે.

## ટૂંકી વાર્તા

### બાંશી નામની એક છોકરી

આ વર્ષના નવલિકા–સંગ્રહોમાં વિષય તથા નિરૂપણરીતિની દૃષ્ટિએ વિશિષ્ટ ભાત પાડના શ્રી મધુ રાયના આ સંગ્રહમાં બાવીસ વાર્તાઓ સંગ્રહાઈ છે. સંગ્રહની લગભગ પ્રત્યેક વાર્તા લેખકનાં જીવનનિરીક્ષણને નવીન રીતિથી કથે છે. માનવ-જીવનનું, વિશેષ તો માનવમનનું અને માનવીના આચરણનું લેખકે નાની વયમાં અત્યંત ઝીણવટભર્યું નિરીક્ષણ કર્યું છે. જીવનમાં જોવા મળતી છિન્નભિન્નતાને, જીવનની અર્થહીનતાને લેખકે આમાંની ઘણીખરી વાર્તાઓમાં અત્યંત સબળ રીતે નિરૂપી છે. 'ધારો કે–'ના કેશવલાલ દ્વારા માનવજીવનનું કારુણ્ય લેખક લીલયા ઉપસાવી શક્યા છે અને એવી જ કરુણતા 'પૃથ્વી અને સ્વર્ગ' જેવી એમની અન્ય વાર્તાઓમાં પણ આલેખાઈ છે. પરંતુ એવી વાર્તાઓને એક જ ઢાળામાં ઢાળવાને બદલે લેખકે પ્રત્યેકના નિરૂપણમાં મધુ રાયની આગવી મુદ્રા ઉપસાવી છે. પાત્રના સંવેદન સાથે વાચક તન્મય બની એની અનુભૂતિને પોતાની કરી લે છે. આ માટે લેખક નવાં નવાં પ્રતીકો યોજે છે, અભિવ્યક્તિની નવી નવી છટાઓ પ્રગટાવે છે, નવીન ઉપમાઓથી ચોટ સાધે છે અને સમગ્ર રીતે કૃતિના આગવા આકાર માટેના એમના પ્રશસ્ય અભિગમની પ્રતીતિ કરાવે છે.

આ વાર્તાઓમાં પ્રયોગોનું અપરંપાર વૈવિધ્ય છે અને જીવનના વિવિધ પ્રવાહોનું નિરૂપણ છે. અહીં સસરાની હવસખોરીનો ભોગ બનતી પુત્રવધૂ છે,

નાયકના હૃદયપ્રદેશમાં સતત રમ્યા કરતી બાંશી નામની છોકરી છે અને શરીર વેચી મૃત્યુને પામતી અમેલીની મા પણ છે. પણ આ સર્વ વાર્તાઓમાં, ગયા યુગની વાર્તાઓની જેમ ઘટના આગળ વધવાને બદલે સંવેદનના પ્રવાહમાં જ વાચકને ગરકાવ કરી દે છે, અને એ સંવેદન પણ એકસૂરીલું નથી. એનાં વિવિધ રૂપો છે, અને એ બધાં રૂપો દ્વારા અભિવ્યક્ત થાય છે લેખકની સબળ વિશિષ્ટ અનુભૂતિ. 'હુગલીનાં મેલાં નીર' જેવી કેટલીક વાર્તાઓના અંત અહીં કથળ્યા પણ છે. 'અમર વાર્તાઓ નથી'માં અમર કહે છે, 'એ વાર્તા વાર્તા જ નથી જેમાં છેલ્લે સુધી કાન ઊંચા કરી રાખવા પડે અને છેલ્લે ખાવાના આંચકાની રાહ જોઈ જેટલાં પાનાં ભરાયાં હોય એટલાં સહન કરવાં પડે. એવી વાર્તાઓમાંથી લેખકનું સંવેદન નહિ ચાલાકી પ્રકટ થાય છે.' આ લેખકે પણ એવી ચાલાકીનો ઉપયોગ કેટલીક વાર કર્યો છે. 'એક અસત્ય ઘટનાને આધારે' એનો વિલક્ષણ નમૂનો છે. વાસ્તવ તરફ અભિમુખ બનેલી, પ્રયોગવૈવિધ્ય ધરાવતી આ વાર્તાઓમાં બંગભાષાનો આકર્ષક પટ બેઠેલો છે. તળપદા શબ્દો અને ટૂંકાં ટૂંકાં વાક્યો, સ્પષ્ટ કથન અને નમૂનેદાર વર્ણનો, કલકત્તાના વિવિધ લત્તાઓ અને બજારો, મુગ્ધ મધુર પ્રણય અને જીવનનું કરુણ ચિત્રણ, કેશવલાલ અને બાંશી, સ્વપ્નાં અને સ્મશાન, નવતર કવિતાના ક્રૌંસ અને અધૂરી વાર્તાઓ–આ સર્વ આ લેખકનાં આપણને પ્રેમી બનાવે છે.

## દિલાસો

શ્રી પન્નાલાલ પટેલના આ વાર્તાસંગ્રહમાં સત્તાવીસ ટૂંકી વાર્તાઓ સંગ્રહાઈ છે. આ વાર્તાઓ દ્વારા આ સાહિત્યપ્રકારમાં પણ પન્નાલાલની ઊંચી કોટિની કળાશક્તિનાં દર્શન થાય છે અને નવીન પ્રયોગોના આ યુગમાં જૂની પ્રણાલી સાથે નવીન ઉન્મેષો પણ પ્રગટેલા દેખાય છે.

આ વાર્તાઓમાં ઊડીને આંખે વળગે એવું નિરૂપણ છે સ્ત્રીહૃદયનું. એના વિવિધ પ્રવાહો – એનાં ઊંડાણ અને વિપુલતાનાં દર્શન કરાવીને લેખકે સ્ત્રીહૃદયની આંતરિક છવિને સુપેરે ઉપસાવી છે. સંગ્રહની અંતિમ અને શીર્ષકદા વાર્તા 'દિલાસો' સ્ત્રીહૃદયનાં – પત્ની અને માતાનાં રમણીય મધુર પાસાંને સ્પષ્ટ કરે છે. સાસુને વૃદ્ધાશ્રમમાં મૂકી આવ્યા પછી સાસુ માટેની એની લાગણીને – એના મનોમંથનને અને અંતે નોકરી સ્વીકારી સાસુને બાજુમાં જ જુદું મકાન ભાડે રાખી એમાં પાછી લઈ આવતી હેમાને એનો પતિ પણ ક્યાં ઓળખી શકે છે? સંગ્રહની પહેલી વાર્તા 'હાધારંગી'નો પ્રથમ પતિ એને માર્યા પછી એકાંતમાં હળદર–મીઠું ચોપડતો એ ઘટનાનું મધુર સંભારણું પ્રણયી સાથે

ચાલી નીકળેલી સ્ત્રીને ફરી પાછી મૂળ પતિને ઘેર જવા પ્રેરે છે એમાં સ્ત્રીસ્વભાવની અનન્ય સમજનો પરિચય મળે છે. 'સૂતા વાઘરાને ચીરીને'માં સ્ત્રીહૃદય કૂતરાના મોંમાં પોતાના જ દાટેલા ગર્ભપિંડને જોઈ, વ્યથિત બની, ફૂલગુચ્છની જેમ એને ઉપાડી લઈ કૂવો પૂરે છે! 'આષાઢી ઉલ્કાપાત'ની કાવ્યપ્રભાવે સામાન્ય કારકુનના પ્રેમમાં નિશ્ચળ રહેતી યુવતી, 'એંસી પૈસાની ખીચડી'ની ખિસાકાતરુ ઉસ્માનને પ્રેમતરબોળ કરી પ્રમાણિક બનાવતી રમઝુ, 'મા દીકરા'માં કુટુંબ વિનાશ તરફ વળેલા પુત્રને સહજ રીતે 'કશુંક' સત્ય સમજાવતી દેતી મા – આ બધાં દ્વારા સ્ત્રીજીવનની માર્મિકતા લેખકે કુશળતાથી નિરૂપી છે. આવો જ બીજો પ્રવાહ અહીં વહે છે – માનવમનની વિશાળતા અને ઉદારતાનો. 'ભિક્ષાન્દેહિ'નો લોટ માગી લાવતો દુર્ગાશંકર નારસિંહને કેવી સહજતાથી અને સરળતાથી પોતાનો લોટ ભરેલો ખડિયો આપી દે છે! 'છગુજી'ના ઉદાર ક્ષત્રીય છગુજી, 'જીવતો લાગે'ના વિશાળ હૃદયી પશાજી, 'સોનાની જાળ'માં ગામની કૉલેજ માટે દાન કરવા પોતાના વિશાળ ભવનને વેચતા દીપકભાઈ, 'બટકાં બટકાં'માં બટકુંમાંથી બટકું આપતો બનજી – આવાં પાત્રો દ્વારા લેખકે માનવતાના ઉદાત્ત અંશો પ્રગટ કર્યા છે. 'આંધળી આંખો'માં પતિને ચક્ષુદાન કરતી પત્ની અને દૃષ્ટિ મળતાં પત્નીની કુરૂપતાએ ચોંકી ઊઠતો પતિ, 'ઊતરેલો ઓવરકોટ'માં મિત્ર પરિમલના ઓવરકોટને પાછા આપવા જતા માલદાર મિત્ર અન્નુની મનઃસ્થિતિ, 'અસમાન સમાનતા'માં ગરીબ દંપતીના સાચા સુખદર્શને ઈર્ષા અનુભવતી શ્રીમંત યુવતી, 'ફરજિયાત'માં 'જીવવાનુંય ફરજિયાત, સાહેબ?!' એમ કહેતો કુરો – વાર્તાઓ વાંચ્યા પછી પણ એક યા બીજા કારણે સ્મરણપટમાં જડાઈ જાય છે. અહીં ભીખ માગવા માટે અસત્ય ને છળકપટનો આશ્રય લેતાં અને નાટ્યોપચારથી ચિત્તપલટો સાધતાં પાત્રો છે, તો ચૂંટણી ટાણે ગ્રામજનતામાં પ્રચારની અવનવી કરામતો કરતાં પાત્રોનું પણ નિરૂપણ છે; કામની વિવિધ લીલાઓ પર 'માખી' અને 'મોટા ઘરનાં મોલ્લાં' જેવી વાર્તાઓ વેધક પ્રકાશ નાખે છે. માનવમનની ગૂઢ-અગૂઢ સ્થિતિઓ અને મનોવૈજ્ઞાનિક નિરીક્ષણો કેટલીક વાર્તાઓમાં સહજ રીતે પ્રગટ થયાં છે. લેખકને વ્યંગ અને કટાક્ષ પણ એટલાં જ સહજ છે. 'ચાંતવેળાએ'માં ભક્તોની ટેકડી કે 'બેકારીના લિસ્ટમાં'ની ક્ષુલ્લક મૈત્રી પર કટાક્ષ કરતા લેખક 'ફરજિયાત' અને 'ચોકડી'માં પણ કેવો વ્યંગ્ય કરી લે છે! ક્યાંક વ્યંજનાપૂર્ણ નાટ્યાત્મક વક્રોક્તિથી કે ક્યાંક વેધક પરિસ્થિતિચિત્રણથી લેખકે માનવમનના ઊંડાણમાં આપણને ડોકિયું કરાવ્યું છે. 'મા-દીકરા'નો

અસ્ફુટ મધુર અંત, કે ઊતરેલો ઓવરકોટ'નો અંતિમ ઉદ્‌ગાર આપણને કેવા વિચારવમળમાં નાખી દે છે! અહીં બધી વાર્તાઓ એકધારી પકડ જમાવી શકતી નથી એ ખરું; ક્યાંક કરામત છે તો ક્યાંક લેખકે મલાવીમલાવીને વાર્તા કહી છે. 'અંત વેળાએ' જેવી કેટલીક અંતે સંતોષ પણ આપતી નથી. કેટલીક ઉપમાઓ – ધોડારમાંથી છૂટેલા વછેરા જેવો ચૈત્રનો પવન, કાચબાના મોંની જેમ ઊંચકાતાં આંખનાં પોપચાં, ભિખારીના અંગ જેવી સડકોની હાલત, લોબડી ઓઢેલી ડોશી જેવી ઓરડી અને ધારિયા જેવું છાસિયું – આકર્ષી રહે છે. પન્નાલાલની આગવી હથોટી અને વાર્તાસૂઝનું આ સંગ્રહની ઘણીખરી વાર્તાઓ દર્શન કરાવે છે.

### વસંતકુંજ

શ્રી ધૂમકેતુના આ સંગ્રહમાં કુલ ચોવીસ વાર્તાઓ છે. પરંતુ એમની ઉત્તમ ગણાયેલી વાર્તાઓની સમીપ બેસવાનો અધિકાર પણ આમાંથી એકેને મળી શકે એમ નથી. કોઈક સાંભળેલા કિસ્સા, કોઈની નોંધપોથી કે એવી જ રીતે પ્રાપ્ત કરેલાં ઘટનાબિન્દુઓને એમણે આમાંની કેટલીક વાર્તાઓમાં ગૂંથવાનો પ્રયત્ન કર્યો છે. અહીં જૂના દરબારો, બહારવટિયા, બ્રાહ્મણો, કલાકારો અને શિક્ષકોની સૃષ્ટિ આલેખાઈ છે. બ્રાહ્મણના વૈરાગ્નિને ઉદારતાથી શાંત કરતા, વિદ્યાર્થીની ધૂનને પોષતા, પોતે માની લીધેલી ભ્રમણામાં ગરકાવ રહી હેરાનપરેશાન થતા, કોઈને વિશ્વાસઘાત કરતા, પોતાનાં જીવનમૂલ્યો સાચવતા–એ માટે આત્મસમર્પણની તત્પરતા દાખવતા કે જીવન હોમી દેતા, અન્યને માટે કે પ્રેમીને માટે પોતાની કલા કે પોતાનું સર્વસ્વ અર્પી દેતાં પાત્રોની અહીં હારમાળા જોવા મળે છે. 'છેલ્લો ઝબકારો'માં એક ઉક્તિ આવે છે: 'એ જમાનો ગયો, એ માણસો ગયા, એ રંગત ગઈ, એ રંગ ગયો, એની વાતો કેવળ રહી ગઈ, અને એ વાતોનાં પણ હવે તો સપનાં રહ્યાં! કેવળ સપનાં!' મધ્યકાલીન યુગનાં જીવનમૂલ્યો કે જીવનવિષયક આકર્ષક સૂત્રો લેખકની નજરે ચડતાં એમાંથી અહીં વાર્તાઓ રચાઈ છે. જગડુ શેઠ, ભગવાન રામચંદ્રવાળી કે વારસાની વહેંચણી કે રાજકવિની પત્ની જેવી કેટલીક વાર્તાઓમાં હવે કશી નવીનતા રહી નથી. 'છેલ્લો ઝબકારો' કે 'રાઘવનું રખોપું' કે 'વડલીનો વીરુભા' જેવી વાર્તાઓમાં બહારવટિયાનાં જીવનમૂલ્યો, ટેક-પ્રતિષ્ઠા, એમના જીવનરંગ લેખક આકર્ષક ઢબે ખીલવે છે. જીવનભર બહારવટું ખેડનાર સરનાનજી પોતાના ગામ પર બહારવટિયા ત્રાટકવાના છે એમ જાણી વૃદ્ધ ઉંમરે પણ શસ્ત્ર સજી એમની સામા જાય છે. એમના જીવનમૂલ્યને બહારવટિયા આદર આપે છે અને શૂરવીરતાનો છેલ્લો ઝબકારો લેખક પ્રગટ

કરે છે. 'વડલીનો વીરુભા' પણ વારસાગત બહારવટિયાની વાતો સાંભળી નાની વયે પણ ગામમાં પેઠેલા બહારવટિયા સામે ધસી જાય છે અને ખપી જાય છે. એની મા નાગબાઈ બહારવટિયા પાસે જાય છે ત્યારે એમનું હૃદયપરિવર્તન કરાવી શકે છે. પોતાની રખોપા તરીકેની ફરજ બજાવતાં રાઘવ સગા ભાણેજને મારી નાખતાં પણ અચકાતો નથી. ચારણ કવિ માવદાનની અસરકારક બાની વજેસંગ દરબારનું હૃદયપરિવર્તન સાધે છે. રાજકવિની પત્ની પણ પ્રજાહિતાર્થે આત્મસમર્પણ કરવા તૈયાર થાય છે. આમ, જીવનમૂલ્યોને કેન્દ્રમાં મૂકીને લેખકે ઘણીખરી વાર્તાઓ આપી છે. 'વિશ્વાસઘાત', 'વૈરાગ્નિ કાઢયો', 'ભારનો ભાર' જેવી કેટલીક વાર્તાઓમાં માનવમનની ગલીકૂંચીઓને સ્પર્શવાનો અને નિરૂપવાનો પણ પ્રયત્ન કર્યો છે. એમની જૂની વાર્તાઓની જેમ અહીં પણ મંગલ-મોહન અને સુંદર જેવાં, પોતાની ધૂનને ખાતર ઘર છોડી ચાલી જનાર પાત્રો છે, અને 'એક વિચિત્ર અનુભવ' અને ખાસ તો, 'કુકુદિન જંજેલા' જેવી વાર્તામાં અતીન્દ્રિય તત્ત્વનું આકર્ષક લાગે એવું નિરૂપણ છે. અહીં કૂતરાની વફાદારીનો કિસ્સો છે, નવલભાઈની ભ્રમણાનું નિરૂપણ છે, જગજીવનરામને જીવનની અંતિમ પળે આવતી સમજણનું કથન છે. જ્ઞાન નહિ પણ પ્રેમનું, વહેમ અને પ્રારબ્ધના ભેદનું, નારીના હૃદયનું લેખક આલેખન કરે છે. ક્વચિત્ એમ લાગે છે કે કોઈ ઉક્તિ કે દૃષ્ટિને સાર્થ કરવા જાણે આમાંની કેટલીક કથાઓ સર્જાઈ છે. પરિણામે કલાકૃતિ તરીકે સંતર્પક બને એવી વાર્તાઓ અહીં ઉપલબ્ધ થતી નથી. 'સોનાની કંઠી' જેવી એકાદબે વાર્તાઓ જ આપણને કંઈક સંતોષ આપે એવી નીપજી આવી છે. કેટલીકને તો ('વાત નાની, પણ...') લેખકે આ સંગ્રહમાં કેમ સ્થાન આપ્યું હશે એની જ શંકા થાય છે. પ્રસંગોનાં સંકલનોમાં પણ બરાબર કડીઓ મેળવાતી નથી, અત્યંત સામાન્ય કથાતંતુને ફુલાવીફુલાવીને રજૂ કરાયો છે અને પોતાને ગમી ગયેલા પ્રિય સૂત્રની આસપાસ કથાનું પાતળું જાળું ગુંથાયું હોય એમ લાગ્યા કરે છે. ટૂંકી વાર્તાના આ અગ્રણી કલાકારની આ વાર્તાઓ વાંચીને ભાગ્યે જ કોઈને સંતોષ થશે.

## રૂડી સરોવરિયાની પાળ

શ્રી પીતાંબર પટેલના આ પંદરમા વાર્તાસંગ્રહમાં ઓગણીસ વાર્તાઓ સંગ્રહાઈ છે. લેખક નિવેદનમાં કહે છે કે 'આ સંગ્રહની વાર્તાઓ તો જીવાતા જીવનની વિષમતા, સંઘર્ષ અને સંવેદનામાંથી સર્જાઈ છે.' હા, એમાં સ્ત્રીજીવનના—લગ્નજીવનના, ગ્રામસેવિકા અને સરપંચના, કલાકાર અને કોલેજિયનના, એમ

વિવિધ સંઘર્ષો આલેખાયા છે. પરંતુ એ સંઘર્ષો અહીં મહદંશે બાહ્ય સંઘર્ષો છે. એ સંઘર્ષો મુખ્યત્વે સમાજજીવનના જુદા જુદા પ્રસંગો દ્વારા આલેખાયા છે, અને વાર્તાઓમાં કેટલાક અભિધાની કોટિમાં રહે છે. પસંદગીનાં લગ્ન પછી છૂટાછેડા લઈ જુદી રહેતી સોનલ, સંગ્રહની પહેલી વાર્તામાં, પુત્ર અમિતના જન્મદિવસે એને ભેટ આપવા જાય છે ત્યારે જતીન( એના પતિ )ની માંદગીથી અહંકાર ઓગળતાં મનમેળ શક્ય બને છે. એવી જ રીતે સંગ્રહની શીર્ષકદા છેલ્લી વાર્તામાં નળસરોવરના પર્યટને ગયેલાં કૉલેજિયન યુવક–યુવતીઓ સાથે લેખક જીવનનાં મૂળભૂત સત્યો કહે છે અને ફલશ્રુતિરૂપે સ્મિતાની ઢેલ દગાખોર મયંકની યાદમાં ઝૂરવાને બદલે કિશોરના મયૂર સાથે જોડાઈ જાય છે. સમાધાનના ભિન્નગરાને લેખક યોગ્ય સ્થળે અહીં મૂકી શક્યા છે. 'સારો દા'ડો' વિશે એમ કહી શકાશે ખરું ?

રાષ્ટ્રપતિ એવૉર્ડ પામતા ગામના રંગભૂમિના અદાકાર, મોંઘવારીના રાક્ષસને કારણે લોકસેવાની ભાવનામાંથી ઉગી ઊઠતો 'ચકરાવો'નો નરહરિ, પ્રમાણિકતાથી કામ કરતા 'સરપંચ'ને માથે આવતી આફતો, ગામની યુવાન વિધવા શિક્ષિકાને ફસાવનાર વીરચંદભાઈ, સૈનિકફાળામાં નાણાં અને સોનું આપનાર કરસનકાકા, 'નનામી અરજી' કરનાર પુષ્પા જેવાં અનેક પાત્રો દ્વારા લેખકે માનવજીવનની વિષમતાનું નિરૂપણ કર્યું છે અને એ સાથે ક્વચિત્ અન્ય મંગલ પાત્રોને સાંકળી લઈ જીવનના ઉજમાળા પ્રદેશની પણ ઝાંખી કરાવી છે. 'આગ'ની કંકુ અને 'દીકરો'ની કંકુ, ગ્રામસેવિકા, વિધવા મેના, 'કાલીમોન્ઝારો'નો કાળિયો જેવાં અનેક પાત્રો દ્વારા એનું નિદર્શન થયું છે. 'મહેફિલ'માં બસના ડ્રાઈવર-કન્ડક્ટરની કુરીતિઓ દ્વારા લેખક કરુણતાને સારી રીતે નિરૂપી શક્યા છે. આ વાર્તાઓ મુખ્યત્વે ઘટનાપ્રધાન છે. ઉત્તર ગુજરાતના કેટલાક બળવાન શબ્દોનો અહીં સમુચિત અને જોરદાર ઉપયોગ થયો છે. પાત્રનિરૂપણ અને કથનરીતિથી થોડીક વાર્તાઓ અસરકારક બની છે. રોજ-બ-રોજના જીવનપ્રસંગોમાંથી–મુખ્યત્વે ગ્રામજીવનના પ્રસંગોમાંથી–ઘટનાને ઉપાડી એમને વાર્તાદેહ આપવાનો પ્રયત્ન કર્યો છે. પરંતુ એમાં લેખકને પૂર્ણપણે સફળતા મળી નથી. વાર્તાઓમાં જાણે સમાજસેવક–લેખક કાઢું કાઢના હોય એવું ઘણી વાર લાગ્યા કરે છે. એમાં ક્યાંક નર્યો કથનો કે વર્ણનો છે અને ઘટનાઓમાં પણ ઘરેડિયાપણું છે. લેખકનો આશય માનવસમાજમાં અને વ્યક્તિમાં ઊકળતા ચરુઓ, સળગતી આગો, ભયના ઓળાઓ દર્શાવવાનો છે, તો સતના દીવાઓ, સારા દા'ડાઓ અને કાળાં વાદળોમાં ક્વચિત્ પ્રકાશિત થઈ ઊઠતા કાલીમોન્ઝારોનું દર્શન કરાવવાનો પણ

છે. પાત્રોનાં મનોમંથનો અને વેદનાઓ અહીં ઊંડા પડમાંથી આવતાં નથી અને સંવેદનાઓમાંની કુમાશ બહુ સ્પર્શતી નથી. તેમ છતાં જૂની ઘરેડની આ વાર્તાઓમાં માનવતાના મંગલ તરફની લેખકની દૃષ્ટિ ક્યાંક ક્યાંક તો કલાત્મક રીતે ઊપસી આવે છે.

અડખેપડખે

'ઉપેક્ષા અને આકરી ટીકા સહી શકાય છે. પણ સહૃદયીને ન સમજાય એવું કહેવું પડે ત્યારે બધું ય ઉપરતળે થતું લાગે છે.'

—એવી સંવેદનાથી પ્રેરાઈને લખેલ 'પંડ પૂરતું' વાર્તાના સ્વરૂપ વિષેની શ્રી દલાલની થિયરી રજૂ કરે છે, તેમની વાર્તાને સમજવામાં સહાયરૂપ પણ નીવડે છે. પરન્તુ સૌથી વિશેષ તો એ આધુનિક નવલિકાના અભ્યાસીઓને ખૂબ ઉપયોગી બને એવો, જાત સાથેના સંવાદ જેવો, એક અભ્યાસલેખ બન્યો છે. વાર્તા એ સ્વાયત્ત સાહિત્યપ્રકાર છે અને વાત અને કથાથી તે કેવી રીતે જુદો પડે છે તેની સોઈઝાટકીને તેમણે અહીં ચર્ચા કરી છે. વાર્તા બનાવના કરતાં બનવા ઉપર વિશેષ મંડાયેલી છે અને એમાં જ લેખકને તાટસ્થ્યપૂર્ણ તાદાત્મ્ય મેળવવાનો અવસર સાંપડે છે, એ પણ કહેવાયું છે. નવલકથા કે નાટક એબ્સર્ડિટી તરફ વળી શકે પણ વાર્તાને તેના સંક્ષિપ્ત સ્વરૂપને કારણે એવો કશો અવકાશ નથી એ વાત, જોકે બહુ ગળે ન ઊતરે છતાં, પરિશિષ્ટરૂપનો આ નિબંધ વાર્તાની કલાસૂઝ શ્રી દલાલમાં કેટલી તો સૂક્ષ્મ છે તેની પ્રતીતિ કરાવી જાય છે.

આ શિલ્પ નથી આધુનિક ઢબની વાર્તા જેવું નર્યું ધૂમિલ કે નથી પ્રસંગ-પ્રધાન વાર્તાના જેવું ધીંગું અને જાડું : પણ કથનથી તીક્ષ્ણતા અને સંવેદનની તીવ્રતાથી કૈંક આગવો જ આકાર ધારણ કરે છે. જેને તેઓ આંતરમનનો પ્રવાહ કહે છે, 'ચેતનાપ્રવાહ' એવી સંજ્ઞા જેને માટે તેઓ નિયોજે છે, તે 'જગત કાજી' તથા 'માણસ એટલે માણસ'માં સરસ રીતે વહેતો જણાય છે. 'વરદી', 'જડ્યાં પડ્યાં', 'ટપુભાઈ રાતડિયા' અને 'બે બંગડી' આ સંગ્રહની સત્ત્વશીલ કૃતિઓ છે. દૃશ્યને ખડું કરવાની ફાવટ શ્રી દલાલ પાસે છે જ : શહેરના છબીઘરનું વાતાવરણ ('અડખેપડખે'), પ્રધાનશ્રીના ઘરમાં થતા ફેરફાર ('ન ભૂતો'), ભાષણોથી ટપુભાઈના રાતા થતા કાન ને એના પ્રત્યાઘાતો ('ટપુભાઈ રાતડિયા') — આ બધાંને એ તાદૃશ કરે છે પણ એમની નજર છે વ્યક્તિમનનાં ઊંડાણોને તાગવા તરફ ને એમાં એ ફાવ્યા છે એમની સૂક્ષ્મ

નિરીક્ષણશક્તિના બળે. જોકે ક્યાંક તો ચીલાચાલુ ઘટનાજન્ય પ્રસંગકથાથી વિશેષ નીપજ્યું નથી. 'ક્યાં જઈએ ? કેમ જઈએ ?'–માં વાર્તાકાર બહુ ફાવ્યા નથી, કેમ કે કૃતિનો પુદ્ગલ કથળી ગયો છે.

દંભ અને વંચના ઉપર વક્રોક્તિનાં જેટલાં તીરછાં તીર તેમની લેખિનીએ ફેંક્યાં છે તેટલાં કદાચ આધુનિકોમાંથી બહુ ઓછાએ ફેંક્યાં હશે. આમ તો એમની ભાષા તળપદી છે પણ વક્તવ્યમાં ઊંડે લઈ જઈને અધવચ છોડી દેતા હોય એવો મૂંઝવનારો અનુભવ વાચકને થવાનો ખરો. સ્વકીય અનુભૂતિનું અવગમન કરાવવા વાર્તાકાર વાચકના ચિત્ત ઉપર એનો આકાર ક્રમશઃ બાંધતા જાય છે અને અંતે વસ્તુના અંતઃસ્રોતમાં અવગાહન કરવા–કરાવવાના વલણથી પ્રસ્ફુટ થતો ચેતનાપ્રવાહ વાર્તાને નવું જ રૂપ આપી જાય છે. શ્રી દલાલ સામાન્ય લાગતી વાતને સ્ફોટક બનાવ્યા વગર એવો વળ આપી શકે છે, કે તેની માર્મિક અસર સમજદાર વાચક ઉપર થયા વગર રહેતી નથી. તેમની કથનરીતિ અને કલાદૃષ્ટિને અમુક અધિકારીવર્ગ જ સવિશેષ સમજી શકશે–બાકીના સ્થૂલ અર્થમાં 'વારતા'–રસ માગનારાઓ માટે તો, 'તૂને પી હી નહીં'.

સંપ્રજ્ઞાત કલાકારનાં સંવેદન અને સમજણની પ્રતીતિ કરાવતો શ્રી દલાલનો આ સાતમો સંગ્રહ તેમની વાર્તાકલાનો નવો ઉન્મેષ દર્શાવે છે.

## ધરતી આભ મિનારા

શ્રી જશંત મહેતાના આ નવલિકા–સંગ્રહમાં ૨૯ વાર્તાઓ છે. લેખકનાં નિરૂપણરીતિ અને વિષયવસ્તુ પરંપરાગત ઢબનાં છે. એમાં પતિ-પત્નીના કલહ છે, આર્થિક અવદશાનાં ચિત્રણ છે, કર્તવ્યભાવનાની ઝલક છે, બાલમનનાં નાજુક રેખાંકનો છે, માતૃત્વનાં ફૂટતાં ઝરણ છે અને જગતનાં દંભ-દારિદ્ર પણ છે. વિષયનું વૈવિધ્ય સારું છે, પણ વાર્તા નિપજાવવાની એમનામાં પડેલી શક્તિ થોડી જ વાર્તાઓમાં સુપેરે ફળવતી બનેલી જોઈ શકાય છે. ખાસ કરીને, શ્રી ગુલાબદાસ બ્રોકરે પ્રસ્તાવનામાં નિર્દેશ્યું છે તેમ, 'ચોર', 'બર્ફી' ભરશો નહિ,' 'વાત્સલ્યનાં વર્તુળ' જેવી વાર્તાઓમાં એમને સારી સફળતા મળી છે. સૌમિલ કે સિતાંશુના નાજુક ચિત્તતંત્રને લેખક સહજ સરસ રીતે આલેખી શક્યા છે. એ જ રીતે ઉજમમાં ફૂટતા માતૃત્વના ઝરણનું પણ એમણે અંતે સારું નિરૂપણ કર્યું છે. પ્રશાંતનું પાત્ર અને એની આસપાસની સૃષ્ટિ પણ એના કારુણ્યને સારી રીતે વ્યક્ત કરી શકે છે. 'પલ પલ ઝંખે પ્રાણ'ના સર્જકની જીવનશ્રદ્ધા અહીં ઘણીખરી વાર્તાઓમાં જોવા મળે છે. અપવાદ છે, પણ એ જૂજ. લેખકની દૃષ્ટિ જીવનની

કરુણતા તરફ મંડાય છે, અને જીવનશ્રદ્ધામાં એ અંતે ઝબકોળાય છે. પણ લેખક પાસે નિજી સંવેદનની વિશિષ્ટતાની જે અપેક્ષા રખાય તે સર્વત્ર પૂરી થતી નથી. ક્વચિત્ જીવન-સત્યો કે જીવનરહસ્યો સ્ફુટ કરવા માટે જ કોઈ કોઈ વાર્તાઓ લખી હોય એવી છાપ વાર્તામાંથી સ્વયમેવ ઊપસી આવે છે. તેમ છતાં, લેખક વિશેષ વ્યુત્પત્તિ અને અભ્યાસથી, કલાત્મક વાર્તાઓ સર્જી શકશે એવી આશા તો આ સંગ્રહ અવશ્ય બંધાવે છે.

## કંટકની ખુશબો

શ્રી ધીરુભાઈ પરીખના આ વાર્તાસંગ્રહમાં બાવીસ વાર્તાઓ છે. વિવિધ કોટીનાં પાત્રો સમાજના જુદા જુદા સ્તરમાંથી લેખકે અહીં નિરૂપ્યાં છે. વાર્તાના કથાનકને શોધી કાઢી એને વાર્તાના દેહમાં ઢાળવાની લેખક પાસે સારી આવડત છે. અનેક કિસ્સાઓમાં રહેલા વાર્તાના મર્મને એમણે કુશળતાથી પિછાન્યો છે અને ટૂંકી વાર્તાના રૂપમાં એને આલેખ્યો છે. કેટલીક વાર્તાઓ, વાર્તાઓમાં વાર્તા ગૂંથવાના એમના કસબનો અચ્છો પરિચય કરાવે છે. 'પૂનમનાં અંધારાં', 'પહેલું રુદન', 'માતૃત્વની ચીસ', 'ધરી વગરનો ચાકડો', 'સવાયી મા, સવાયો દીકરો' જેવી વાર્તાઓ એનાં ઉદાહરણો છે. 'પહેલું રુદન'માં ગામનો નવો અમલદાર કરીમખાં ગામના રિવાજ પ્રમાણે કબર પર ફૂલ ચડાવવા જાય છે અને કબરની કથા સાંભળી એ કબર પોતાના પિતાની જ નીકળતાં અશ્રુ સારે છે; 'વીરગઢનો વિધાયક'માં શાળા ઇન્સ્પેક્ટર ગોહિલ વીરગઢની કથા હેડમાસ્તર અને ગાડાવાળા પાસે સાંભળતાં પોતાના જ ભાઈની શહાદતની કથા સાંભળી અશ્રુ વહાવે છે; આ પ્રકારની, કથાને વળ ચડાવી રહસ્યસ્ફોટ કરવાની આકર્ષક રીતિ લેખકે અન્ય વાર્તાઓમાં પણ પ્રયોજી છે. 'પૂનમનાં અંધારાં'માં ગાડીના મુસાફર લેખકની મંગલ ભાવના વ્યક્ત કરતી વાર્તાને પડછે સહપાન્થ વાસ્તવિક પ્રસંગ વર્ણવે છે અને સ્ત્રીહૃદયની વિલક્ષણ વિચિત્રતાનો ઘટસ્ફોટ થાય છે. પરંતુ વાર્તા કાચી પડે છે. પૃ. ૪૧ અને પૃ. ૪૫ ઉપર અનુક્રમે 'આજે તારી સાથે–' અને 'તું આવતી કાલે તાજમહાલ–' જેવાં વાક્યો લેખકના બેધ્યાનપણાનાં જ સૂચક ગણવાં રહ્યાં. 'જાણભેદુ'માં દોષિત ધારેલા વફાદાર નાથુરામ ટીપાઈ ગયા પછી, નિર્દોષ ધારેલા બંસીલાલની કામુકતા છતી કરી વિરોધ ઉપસાવી વાર્તાને વળ આપ્યો છે. 'માતૃત્વની ચીસ'માં માનસશાસ્ત્ર પર મહાનિબંધ લખતો વિનોદ ગાંડાના દવાખાનામાં ડૉક્ટર પાસેથી એક ગાંડીની કથા સાંભળે છે અને એ સ્ત્રી જ અંતે એની માતા નીકળે છે. એની (પાલક) માતા, વિનોદને મોડું થયું હોવાથી ખબર કાઢવા દવાખાનામાં

આવે છે એના દ્વારા આ રહસ્યસ્ફોટ થતાં ગાંડી ડાહીમાં અને ડાહી ગાંડીમાં પલટાય છે. 'દાનો દુશ્મન'માં હરીફ ખટનને મારીને માંદી માતા પાસે જતાં લચ્છુને ખટનના ઔદાર્યનો પરિચય પ્રાણવેધક બની રહે છે. 'જીવતદાન'માં શેઠના પુત્રને ટુંપો દેવાની અણી પર આવેલા પોતાના જ પુત્રની ખોપરી તોડી નાખી રામસિંગ શેઠના પુત્રને બચાવે છે; અને 'સવાયી મા, સવાયો દીકરો'માં પિતાનું માતૃત્વ અને પુત્રીનું પુત્રત્વ વર્ણવી એ પુત્રી-પિતા સાચા-લોહીના સંબંધનાં નહોતાં એનું રહસ્ય પ્રગટાવ્યું છે. છોકરીના શીલનું રક્ષણ કરાવી ચમત્કૃતિ સાધી છે. આ રીતે 'કંટકની ખુશબો'માં ગામના કંટક જેવા મોહનિયા દ્વારા વાર્તાને છેડે કશીક ચમત્કૃતિ, કશુંક રહસ્યમય નિરૂપવાની રીતિ ઘણી વાર્તાઓમાં પ્રયોજાઈ છે. એક સાથે આ વાર્તાઓ વાંચતાં એટલે જ થોડીક એકવિધતાનો અનુભવ થાય છે. એમાં ક્યાંક 'ધરી વગરનો ચાકડો'માંનું પ્રેમમૂલ્ય, 'નબળું મન'ના ગુમાસ્તા દ્વારા મૂલ્યરક્ષણ, 'જીવતદાન'નું જીવનમૂલ્ય, તથા મોહનિયો, પ્રોફેસર કમલ, ડેલા, ડૉ. સત્યાયન, ખટન, મગન માસ્તર જેવાં કેટલાંક પાત્રો દ્વારા લેખકે, માનવહૃદયનાં સ્નેહ, પશ્ચાત્તાપ, ત્યાગ, ઉદારતા જેવાં ઉજ્જ્વળ તત્ત્વોને ઉપસાવ્યાં છે. ડેલાનો હૃદયપલટો કરાવવામાં નિમિત્ત બનનાર કૂતરી મેગી, રાજપુરુષના હૃદયપલટામાં જાતે મરીને પ્રેરક બનનાર વૈજ્ઞાનિક સત્યાયન, શેઠના પુત્રનો જાન બચાવવા પોતાના પુત્રને મારી નાખતો રામસંગ, કે પોતાના પાપનો એકરાર કરી પશ્ચાત્તાપે બળી સ્વર્ગે સિધાવનાર મગન માસ્તર – આપણને ગમી જાય એવાં પાત્રો છે. પરંતુ પેલી ચમત્કૃતિ 'ખૂન, ખૂની અને ખટકો'માંના ટપુના હૃદય-પલટામાં કે 'ભટકતો જીવ'ના પ્રદીપના સ્વપ્ન પછીના વર્તનમાં પૂરી કામયાબ બનતી નથી. 'વહાલપનાં પારખાં'માં કે 'સૌંદર્યમીમાંસાનો અંત'માં તો એ નરી ચાતુરી જ બની રહે છે. 'ક્રૂર ભલાઈ'માં બે દંપતીઓના વિરોધી ચિત્રણ-માંથી નીંગળતો સૂક્ષ્મ કરુણ સ્પર્શી જાય એવો છે. 'શાપિત વરદાન' કે 'પ્રેમશંકર રસોઈયો' લેખકનો પ્રયત્ન છતાં આકર્ષણ જમાવતી નથી. વાર્તા-પ્રવાહની સેરને ગૂંથવાની, વાતાવરણ જમાવવાની અને ચોટભર્યા અંત તરફ સહજતાથી ધસી જવાની લેખકને સારી ફાવટ છે. પરંતુ પેલી ચમત્કૃતિની શોધ જ એમનું સર્વસ્વ ન બની રહે તો એમની પાસેથી આપણને હજી વધુ સત્ત્વશાળી વાર્તાઓ અવશ્ય મળે.

## ૧ દિવસ માટે

શ્રી લલિતકુમાર શાસ્ત્રીના આ નવલિકા-સંગ્રહમાં પંદર વાર્તાઓ છે.

શ્રી શાસ્ત્રીએ પોતાને ' સમન્વયવાદી ' તરીકે ઓળખાવવાનો પ્રયત્ન કર્યો છે, એ એ અર્થમાં કે અહીં સંગ્રહાયેલી વાર્તાઓ મોટે ભાગે પરંપરાગત રીતિની હોવા સાથે ક્વચિત્ નવીન પ્રયોગોનાં પણ દર્શન કરાવે છે. ' લવબર્ડ ', ' ઈશુ સાથે એક મુલાકાત ', ' માનવી અને પશુ ' જેવી વાર્તાઓમાં નવીન રીતિ સ્પષ્ટપણે તરી આવે છે. આ વાર્તાઓમાં લેખકે પ્રતીકોને ઘટનાપ્રવાહ સાથે સમાંતરે પ્રયોજ્યાં છે; જોકે એમને એમાં ધારી સફળતા મળી નથી. એ પ્રતીકો વાર્તાપ્રવાહના અંગરૂપે વિકસવા મથે છે ખરાં, પણ લેખકની શક્તિ ઘટના-પ્રવાહના વિકાસમાં એમને પૂરતી યારી આપતી નથી, અને પ્રતીક પોતે પણ વ્યંજક બનીને વિરમતું નથી. વાર્તાઓમાં મુખ્યત્વે સ્નેહ, ત્યાગ, સમર્પણ જેવી ભાવનાઓનું નિરૂપણ છે, અને આપણા સમાજજીવનની વિષમ પરિસ્થિતિમાંથી ઊભા થતા પ્રશ્નોનું આલેખન છે. સ્નેહની ધરીની આસપાસ આ વાર્તાઓ વાચકને ફેરવે છે અને પતિ–પત્નીના સંબંધોથી આરંભી કુટુંબજીવનના વ્યાપક પ્રશ્નોમાં એને ડોકિયું કરાવે છે. એમાં હૃદયની ઉદાત્તતા અને ઉપકારવૃત્તિ, કુટુંબ માટેનો સમર્પણભાવ અને ક્વચિત્ અપત્યસ્નેહ માટે શીલના ભોગનું પણ નિરૂપણ થયું છે. માનવહૃદયની ઉદાત્ત ભાવનાઓ અહીં વાર્તારૂપ ધરીને આવી છે. ' પ્રકાશ લાધ્યો ' જેવી અનેક વાર્તાઓ એનાં ઉદાહરણો છે. પણ લેખક આસપાસની પરિસ્થતિનાં, મુખ્ય કથાતંતુ સાથે, આકર્ષક ચિત્રણો ઉપસાવી વાર્તાને વેધક બનાવવા સારો યત્ન કરે છે, અને અવળે પંથે લઈ જતા દેખાતા ઘટાટોપમાંથી વાચક ઉદાત્ત ભાવ તરફ વળી જાણે કે સંતોષની લાગણી અનુભવે છે. સ્નેહના વિશાળ વર્તુલમાં સમાતી ' સ્નેહધરી ' અને ' સરુ નહિ હોય ત્યારે ', અને લેખકની રમૂજી વૃત્તિનો પરિચય આપતી ' ગુલાબી કવર ' કે ' પ્રેત મુલાકાતે આવે છે ' જેવી વાર્તાઓ પણ વાંચવી ગમે એવી છે. સંગ્રહની છેલ્લી અને શીર્ષકદા વાર્તા ' ૧ દિવસ માટે ' એના કટાક્ષભર્યા ચોટદાર અંતથી આકર્ષક બની છે. ' જિરવાયું નહિ 'ના અંતમાં મહાન પુરુષોને લેખક વચ્ચે ન લાવ્યા હોત તો સારું થાત. છેલ્લા પરિચ્છેદનું પહેલું અને છેલ્લું વાક્ય લેખકનો અર્થ સારી પેઠે સારી શકત. એકંદરે, આ વાર્તાઓ શ્રી શાસ્ત્રીની શક્તિનો સારો પરિચય આપે છે અને એમની અનુભૂતિ અને નિરૂપણરીતિ ક્રમે ક્રમે વિકસીને મિષ્ટ અને સત્ત્વવંતી કૃતિઓ આપી શકશે એવી આશા પડે છે.

### જોબનપગી

સ્વ. ગુણવંતરાય આચાર્યનું લોકપ્રિય વાર્તાકાર તરીકેનું સ્થાન ટકાવી રાખે તેવી કેટલીક વાર્તાઓનું આ પુસ્તક વીતી ગયેલી કાલને અને વીતી

રહેલી આજને એક નવા જ સંદર્ભમાં મૂકી આપે છે. જોબન પગી નામ જરા છેતરામણું છે. સંગ્રહનું નામ જે વાર્તા પરથી અપાયું છે તે વાર્તા – જોબન પગી – લેખકની સાધારણ કક્ષાની વાર્તા બની છે. એમાં સહજાનંદ સ્વામી અને અપ્રતીતિકર ચમત્કારોનું નિરૂપણ જોબન પગી ઊર્ફે જોબન વડતાલાના પાત્રને ગૌરવ અર્પતું નથી. ભયંકર લૂંટારો ભગત બની ગયો અને ગામ વડતાલનું બીજા ભયંકર બહારવટિયા સામે એણે રક્ષણ કર્યું એ વાત કહેવાઈ છે ચારણી છટાથી, છતાં કશી અપેક્ષિત અસર જન્માવતી નથી. એ જ પ્રમાણે 'ભડલીવાળો ભાણુ'નાં પરાક્રમોની બે વાર્તાઓ, શ્રીકૃષ્ણજીવનની બે વાર્તાઓ 'કાળનાં એંધાણ' અને 'શ્રાપ', પરાક્રમ અને પૌરુષને એક વિશિષ્ટ પરિવેશમાં રજૂ કરે છે. કાળ-પુરુષના પેંગડામાં કોણ પગ મૂકી શક્યું છે? ભલભલાને મહાકાળ પાસે નમવું પડે છે એ આ ચારેય વાર્તાઓનો પ્રધાન સૂર છે.

ગુણવંતરાય ખીલે છે દરિયાલાલની વાતોમાં. 'હિસાબ ચૂકતે', 'પ્રાયશ્ચિત્ત', 'વાનર ખાંધે ચડી ગયો' અને 'કાગળની હોડી' વાર્તાઓ અનુક્રમે દ્વારકાના સાહસિક સફરી પશા પ્રેમચન્દની દિલાવરીની, માંગરોળના ભાણજી ઠક્કરના આત્મ-વિલોપનની, માંગરોળના નરોત્તમ શેઠની શરાબી જયાનંદને બળ અને કળથી નવો જન્મ બક્ષતી ઠંડી વીરતાની અને પશા શેઠની સમયસૂચકતાની રસળતી રજૂઆત કરી જાય છે. દરિયો ખેડતા ઝિંદાદિલ માનવીઓની અમર ગાથાઓનું સબળ આલેખન એ ગુણવંતરાયની ગુજરાતી સાહિત્યને દેન છે.

'દાનો દુશ્મન' વાર્તા અમદાવાદના ખાડિયા વિસ્તારની પ્રસિદ્ધ 'જેઠાભાઈની પોળ'વાળા જેઠાભાઈની દિલેર દુશ્મનીની વાત કહી જાય છે. મેઘાણીના જોગીદાસ ખુમાણનું આ વાર્તા વાંચતા સહેજે સ્મરણ થાય છે. 'બચુ સંધાર' દિવાન અમરજીના કાળની એક મંગલ ઘટનાનું હૃદયસ્પર્શી આલેખન છે. બાકીની ચાર સામાજિક વાર્તાઓમાં 'શ્રદ્ધા'માં લેખકના જીવનની સત્ય ઘટનાનું સુંદર અને સુખદ નિરૂ-પણ છે. 'ઋણાનુબંધ' વાર્તા પણ એટલી જ સંતર્પક છે. આમાં આવતું સંતોકબાઈનું ગરવું પાત્ર વાર્તાને અનેરી ઉદાત્તતા અર્પે છે. 'એ ભૂખ ક્યાં શમે?'માં જૂનાગઢના નાગર દંપતીના જીવનની કરુણમધુર વાત સચ્ચાઈના રણકતા સૂરને લીધે ચોટદાર બની છે. 'હાથનાં કર્યાં હૈયે વાગે!' વાર્તા ચૂંટણીનો ચકરાવો અને આઝાદી પછીના સેવકરામને હળવી કટાક્ષસભર રીતે રજૂ કરી જાય છે.

એકંદરે, આખો વાર્તાસંગ્રહ ગુણવંતરાયની પ્રવાહી ગદ્યશૈલીને લીધે

સુવાચ્ય બન્યો છે. સામાજિક અન્યાયો સામે હમેશાં સબળ પ્રતિકાર કરવાની લેખકની સભાનતા કેટલીક વાર્તાઓના કલાતત્ત્વને હણે છે. છતાં ભૂતકાળને નવા દૃષ્ટિબિંદુથી જોવાની અને વર્તમાનના પ્રવાહોને અનુલક્ષીને એનું અર્થઘટન કરવાની એમની મૌલિકતા આ સંગ્રહમાં અછતી રહેતી નથી. 'જોબનપગી' કોઈ પ્રગલ્ભ, મત્ત નવયૌવનાના પદસંચારની ઝાંખી કરાવતો વાર્તાસંગ્રહ નથી; પરંતુ નારી અને નરનાં ભદ્રરૂપોનાં દર્શન કરાવતો વાસ્તવલક્ષી વાર્તાસંગ્રહ છે.

## અકિંચન

શ્રી મનસુખલાલ ઝવેરીના ૨૨ નવલિકાઓના સંગ્રહ 'અકિંચન'નું પોત મોટા ભાગની સામાજિક વાર્તાઓની વચ્ચે ઐતિહાસિક પ્રસંગો અને લોકવાર્તાઓ ઉપર આધારિત વાર્તાઓથી ભાતીગળ બન્યું છે. જોકે ગ્રંથના શીર્ષકનું ગૌરવ પામેલ વાર્તા 'અકિંચન' અન્ય વાર્તાઓથી કોઈ રીતે વિશિષ્ટ નથી. અકિંચનમાં બે યુવાન સ્ત્રીઓનું આકર્ષણ બનેલો યુવક સુભાષ જીવનમાં પૈસાની અગત્ય સ્વીકારીને ધનિક રાજકુંવરીનો સ્વીકાર કરી અકિંચન પણ સહૃદયા ખવાસણ વીરાનો ત્યાગ કરીને પોતે જ અકિંચન બની રહે છે. 'વસમી વાટ', 'જલપાઈ ગુરી એકસપ્રેસ', 'નવી નજર', 'ફેરબદલી', 'ભ્રમણકક્ષા', 'રામ કે રાવણ', 'દીપોત્સવી' અને 'નવનિર્માણ' માનવીના અકળ મનની મહાનુભવતા અને વૈચિત્ર્યને પ્રગટ કરે છે તો 'સિગરેટ લાઈટર' કે 'વ્યવસ્થા' વીસમી સદીની વિષમ વાસ્તવિકતાને વાચા આપે છે. ઐતિહાસિક વાર્તાઓ 'સોહાગ રાત'માં અકબર અને જોધાબાઈના અંતરની વાત, 'કાળા અક્ષરનો ફૂવાડો'માં રા' નવઘણ માટે પુત્રનું બલિદાન આપનાર આહીર કુટુંબની મહાનુભાવતા, 'ભોંકળાનાં ભરડય'માં માલો અને એની પુત્રી રબારીનાં અંતરઔદાર્ય અને 'સળગતા સીમાડા'માં સૌરાષ્ટ્રનાં જાણીતાં પાત્રો જોગીદાસ ખુમાણ અને રા' વજેસંગની ઝિંદાદિલીની વાત કવિએ કલાત્મકરૂપે પ્રગટ કરી છે. 'સિંહનો પંજો' જિનધર્મ અને બ્રાહ્મણધર્મના સંઘર્ષની પ્રસંગકથા છે. 'મોજેવાજેયલમ્'માં લેખકે રાજનીતિ અને સાહિત્યના સંબંધને હળવી ભાષામાં કટાક્ષરૂપે પ્રગટ કર્યો છે.

વાર્તાઓમાં ઘટનાનું પોત ઘણું જ પાતળું છે. લેખકની શૈલી કેટલીક જગાએ કિલષ્ટ અને સંદિગ્ધ છે. આમ છતાં વાર્તાતત્ત્વને ઉપસાવવાની લેખકમાં કળા છે. જાનપદી ભાષાની લઢણો અને શબ્દપ્રયોગો તથા પાત્રોના આંતરિક મનોવ્યાપારોને વાચા આપવાની લેખકની શક્તિ નોંધપાત્ર છે.

## સંસારના રંગ

'સંસારના રંગ' શ્રી નટવર શાહનો છવ્વીસ સામાન્ય કક્ષાની વાર્તાઓનો સંગ્રહ છે. લેખકે પોતે આ વાર્તાઓને સંસારરંગથી રંજિત કહી છે, પણ અહીંતહીં બનેલ સાંસારિક કે સામાજિક ઘટનાઓ વાર્તા બની શકતી નથી એ હકીકતનું આ વાર્તાઓ સમર્થન કરે છે. આમાંની કેટલીક વાર્તાઓ કિસ્સા કથાવસ્તુ ઉપર રચાઈ છે. કેટલીક વાર્તાઓના અંતમાં અત્યંત ચવાઈ ગયેલાં ફિલ્મી કથાનકોની અસર છે. એક યુગલના ઝિંદાદિલીભર્યા જીવનસંઘર્ષ પછી વિધવા બનેલ સ્ત્રીની વહારે ધાતી લોટરીની ઉપકારકતા દર્શાવતી વાર્તા 'ઇન્દુભાભી', પ્રમાણિક નોકરડીમાં અવિશ્વાસ અને અપ્રમાણિક મુનીમમાં મૂકવામાં આવેલા વિશ્વાસનો વ્યત્યય નિરૂપતી વાર્તા 'રૂપા અને રામલાલ', પત્નીના સન્નિષ્ઠ પ્રેમને બેવફા નીવડેલ પતિના દાંભિક જીવનને વાચા આપતી વાર્તા 'સીતાને તોરણે રામ પધાર્યા,' અત્યંત વિચિત્ર અને વિષમ પરિસ્થિતિમાં મળી જતી પોતાની પૂર્વજન્મની પ્રિયતમાની જીવનવિટંબણા પ્રગટ કરતી વાર્તા 'મારા અસીલનું બીજું લગ્ન' તેમ જ પોતાની પ્રિયતમાના પતિને બચાવી લેતા ડૉક્ટરની કર્તવ્યનિષ્ઠા નિરૂપતી કથા 'કર્તવ્યની કંકાવટી' અને અન્ય વાર્તાઓ વસ્તુગ્રથનની કોઈ વિશિષ્ટ છાપ ઊભી કરતી નથી. આ ઉપરાંત 'જયાકુમારીનો જન્મદિવસ', 'લલાટની લિપિ' અને 'ગિરીશનો ગૃહસંસાર' જેવી વાર્તાઓ અત્યંત કિસ્સા કથાનકવાળી છે. લેખકમાં વાર્તા નિરૂપવાની કલા છે પણ કથાવસ્તુની સઘનતા અને કલ્પનતાના અભાવે તે પાંગળી બની રહી છે.

## જિંદગીનાં રૂપ

શ્રી પ્રહ્લાદ બ્રહ્મભટ્ટના આ વાર્તાસંગ્રહમાં લગભગ પંદરેક જેટલી નવલિકાઓ ગ્રંથસ્થ થઈ છે. સમાજસેવા, શ્રદ્ધાશક્તિ, માતૃત્વની ઝંખના, ભિન્ન વાણીવર્તન, કર્મનો પસ્તાવો જેવા વિષયો અહીં આલેખાયા છે. વર્ણનો, સંવાદો, પાત્રો, ઘટનાઓ અતિ સામાન્ય રીતે અહીં અભિવ્યક્ત થયાં છે. વાચકને ચોંકાવી દેવા અણધાર્યો અંત લાવવાનો પ્રયત્ન પણ ક્યાંક દેખાય છે—જેમ કે, 'પુરાવો', 'વેર', 'પગથીનો સાથી.'

ન્યાયાધીશ જ આરોપીનો પિતા નીકળે, ભૂખનું માર્યું રીંછ માલિકનો જ ખાતમો કરી નાખે, કમલિનીને પ્રૌઢ વયે માતૃત્વની ભાવના જાગતાં એ શ્રીપતરાયને સ્વીકારી લે કે પોતા વડના ઝાડની જેમ યોગીરાજ અંતે ગ્રામીણ યુવતીને પરણી જાય, એ છાપાળવા બનાવોમાં વાર્તાતત્ત્વ ઓછું છે. 'ફૂલમાળ નહિ પણ

વરમાળ' કે 'અંતર જલે શ્રદ્ધાનો દીવડો' કે 'અજ્ઞાન દર્દ', જેવી વાર્તાઓને કૈંક સારી બનાવી શકાત; એ જ રીતે પદ્મનાભનું મૃત્યુ, સનાતન–ગાયત્રીનું મિલન, અને પ્રેમલનું દર્દ તથા પત્નીને કરેલ અન્યાય, એ ત્રણ રહસ્યબીજને પણ વિકસાવી શકાત.

## ખાંડાના ખેલ

શ્રી તારાચંદ્ર અડાલજાની 'ખાંડાના ખેલ'ના બાવીસ પ્રસંગો (૨૩ પ્રકરણો)માં શૌર્યદર્શન અને કર્તવ્યપાલનની કથાઓ મળે છે. આમાં મધ્યકાલીન રજપૂતાઈની લાક્ષણિકતાઓ પ્રગટ થાય છે. પનિહારીઓને, પરદેશીઓને, ચારણોને કે ગરીબોને થયેલા અન્યાય ખાતર મોતની પરવા કર્યા વિના યુદ્ધો ખેલતા રજપૂતો મળે છે. વાંકાનેરના રાજવી ડોસાજી, સુલતાનસિંહ, ધીરસિંહ, સવાઈ જયસિંહ અને વનાજીની વીરતાની વાતો મળે છે. ભગો અને દાસી વેલી જેવાં સામાન્ય માનવીઓનાં રાજ કાજેનાં આત્મસમર્પણની વાતો છે, તો અમરચંદ મંત્રીની ચતુરાઈ, પૃથ્વીરાજ – વેગડજીનો બંધુપ્રેમ, ભાભીનું મહેણું, ચારણીનો શાપ, નાગબાપાની વચનસિદ્ધિ, જીવનગરની ગણેશભક્તિ અને ભાગ્યબળની સર્વોપરિતા બતાવતી કથાઓ પણ છે. પરંતુ એક જ પ્રસગ પર નજર ઠેરવીને પાત્રનાં ગૌરવ કે વીરતાને પ્રગટ કરવાને બદલે લેખક ઘણા પ્રસંગો અને એના નીરસ પૂર્વઇતિહાસને પણ આલેખે છે. આમાં સચોટતા અને સુશ્લિષ્ટતાનો અભાવ જણાય છે. સંવાદથી પ્રારંભ, પછી પાત્રનો પૂર્વઇતિહાસ અને પછી અન્ય બનાવો – એ રીતની એમની આલેખનપદ્ધતિની એકવિધતા વાચકને કઠે તેવી છે.

## સંકલ્પ

'દિલની સગાઈ' દ્વારા શ્રી વિષ્ણુકુમાર પંડ્યાએ વાર્તાસાહિત્યમાં પ્રવેશ કર્યો. 'સંકલ્પ' એ એમનો બીજો વાર્તાસંગ્રહ છે.

ગાંધીજીએ શરૂ કરેલા સત્યાગ્રહના આંદોલને ભારતીય જીવનનો સમગ્ર નકશો બદલી નાંખ્યો. સાહિત્યે પણ એ આંદોલનની તીવ્રતા અનુભવી. સમગ્ર પ્રવૃત્તિમાં મનુષ્યને કેન્દ્રસ્થાને રાખવામાં આવ્યો. ગ્રામજીવન અને શહેરજીવનના પાયાના પ્રશ્નો વિચારાયા. શિક્ષણનું મહત્ત્વ અને ઉપયોગ સમજાયાં. માનવ માનવ પ્રત્યેના વ્યવહારમાં કોમળતા અને મૃદુતા પ્રવેશ્યાં. શ્રી વિષ્ણુકુમારના 'સંકલ્પ'માં પણ આ સંકલ્પનાં દર્શન થાય છે; ગ્રામજનતાના આરોગ્યની ચિંતા કરતો ડૉ. અંબુજ, પોતાની જાતનો ભોગ આપી માનવતાનો દીપ પ્રગટાવતો જુવાન વકીલ અશોક,

માતૃભક્ત મેઘદૂત, વગડાનો જીવ ફરસન, પંખીપ્રેમના કારણે ચિત્તભ્રમ થઈ જતો બાબુ અને પાડોશી ધર્મ બજાવતાં ગિરીશ જેવાં અનેક પાત્રો અહીં છે. લાગવગ-શાહી અને એના અભાવે સર્જાતાં શોષણનાં, ધર્માંધતાનાં – કામુકતાનાં ચિત્રો પણ અહીં છે.

આ આંદોલનને નારીશક્તિને જાગૃત કરી છે તે 'જયાકુટિર'ની જયામાં અને 'શીલા'ની શીલામાં અનુભવાય છે. તો બીજી બાજુ પુષ્પાના મૃત્યુનું કારણ બનતી મંગુ પણ અહીં છે. ઉજળિયાત કોમની જડતાને વખોડી નાંખી, પરસોતમ પોલીસનું ચિત્ર પણ આપણી સામે મૂક્યું છે, અને તેનું ગૌરવ કર્યું છે.

ચિત્રોનું વૈવિધ્ય એ આ સંગ્રહની વિશેષતા છે. વાર્તાઓના અંતમાં ચમત્કૃતિની કૃત્રિમતા નથી.

### ઝુમ્મર

પાકિસ્તાન-નિવાસી માસ્તર હમીરાણીના આ પુસ્તકમાં કુલ ૧૪ રચનાઓ સંગ્રહાઈ છે. એમાં ઐતિહાસિક લોકવાર્તાઓ, લોકકથાઓ, સામાજિક કથાઓ મળી કુલ આઠ કથાઓ છે, બે હળવાં હાસ્યરસિક પ્રસંગચિત્રો છે, બે જીવન-ચિત્રો છે અને બે લેખો છે. 'મારવી'ની કથામાં મારવી–સુમરોની આકર્ષક શીલ-કથા છે અને હીર-રાંઝુમાં બે પ્રણયીઓના પ્રેમનું અને એમના કરુણ અંતનું નિરૂપણ છે. સિંધી શાયર શાહ લતીફની પ્રસંગોચિત બેતોમાં કેટલાક પ્રસંગો ઉમેરી એમણે આ કથાઓ આલેખી છે. 'ઇન્સાનિયત'માં ભારત–પાક ભાગલા પ્રસંગે હિંદુ સ્ત્રીને બચાવી એને સહીસલામત સ્થળે પહોંચાડનાર મુસ્લિમોની માનવતાનું અચ્છું નિરૂપણ છે. 'બબ્બનજાન'માં એક સ્ત્રીની અધમતા જ મુખ્યત્વે વર્ણવાઈ છે. આ પ્રકારની કથા, આ સંગ્રહમાં પડતી મૂકવામાં આવી હોત તો સંગ્રહના સમગ્ર ઉદ્દેશને વિશેષ લાભ થાત. બહારવટિયા જુમલો ગંઢ અને આમદ સંધીનાં પરાક્રમો, સાહસ અને ઉદારતાને પણ એ લોક-કથાઓમાં લેખકે ઠીક રીતે વાચા આપી છે. બીજી બે ઐતિહાસિક કથાઓમાં 'અજ્નેડ કુરબાની'માં કચ્છની ધરતી પર અતિથિ તરીકે નિમંત્રી રાવ હમીરજીને કપટથી હણનાર જામ રાવળની દુષ્ટતા અને એના પુત્રોને જાનને જોખમે બચાવી પોતાના ૭ પુત્રોનો ભોગ આપી, અપાર વીરત્વ અને સમર્પણ દાખવનાર જીજરબુરો અને ભીંહ કકલ નામના બે મિયાંણાની કુરબાનીની કથા નિરૂપાઈ છે, તો 'ગુલબહાર'માં હેસ્ટિંગ્સના સમયના મીર કાસિમ અને એનાં બે બાળકોની કથા છે.

આ ઉપરાંત, 'હાઈમિન હફ્તાહ'માં સમાજસેવાના ધખારાથી પ્રેરાઈ કેટલાક યુવક યંગ મુસ્લિમ એસોસિયેશન સ્થાપવા ગામના આગેવાનો પાસે જાય છે અને એમનાં દંભ, સ્વાર્થી મનોવૃત્તિ, અધમતા, વગેરે જોઈ માનસિક ત્રાસ અનુભવે છે તેનું હાસ્યરસિક નિરૂપણ છે. 'ચૌધરીજીની ચૂંટણી'માં પણ પંચાયતના વડાની ચૂંટણી પ્રસંગે જુદી જુદી કોમો અને અન્ય પોતાની એ પદ માટે જે ઉમેદવારી કરે છે અને અંતે જે પરિણામ આવે છે એ સર્વનું હળવું આલેખન છે. લેખકને હળવું વાતાવરણ સર્જવું વિશેષ અનુકૂળ આવે છે, પરંતુ હાસ્યના ઊંચા સ્તર સુધી પહોંચી શકતા નથી. વાર્તાઓમાં પણ કથાના નિરૂપણની ફાવટ સારી છે, પરંતુ ટૂંકી વાર્તાના પ્રકારની હથોટી હજી એમને આવી નથી. એના કરતાં જ. મકબૂલ કચ્છી અને મ. સાલિક પોપટિયા—એ બંને કવિઓનાં એમણે રજૂ કરેલાં જીવનચિત્રો—ખાસ તો એમની જ કાવ્યકૃતિઓનાં ઉદાહરણો આપીને એમના અક્ષર-તત્ત્વનો એમણે કરાવેલો પરિચય વિશેષ આકર્ષક બન્યો છે. સાલિક વિશે તો હજી વધુની અપેક્ષા જગાડે એવું એ ચિત્ર છે. 'કચ્છની તુર્ક કોમ' અને 'ઇબ્ને સુમરાહ'માં અનુક્રમે શૂરવીર તુર્કી કોમના ઇતિહાસની રૂપરેખા અને હિંદમાં ઇસ્લામનો ઝંડો પ્રથમ ફરકાવનાર ગાઝી મુહમ્મદ બિનકાસિમ નહિ, પણ ઇબ્ને સુમરાહ હતો એવું અરબી-ફારસી-ઉર્દૂનાં તવારીખી પુસ્તકોને આધારે એમણે દર્શાવ્યું છે.

લેખક પોતાને એક સાધારણ કક્ષાના લેખક તરીકે ઓળખાવ્યા છે અને પાકિસ્તાનમાં આ પુસ્તક છપાવ્યું હોવાથી એમાં જોડણી, અનુસ્વાર વગેરેની ભૂલોનો પણ આરંભે જ એકરાર કરી લીધો છે. ગુજરાતી કહેવતો, સંસ્કૃત મુક્તક અને તળપદા શબ્દોનો પણ એમણે ઉપયોગ કર્યો છે. સમગ્રપણે એમનાં લખાણની ભાષા ઉર્દૂથી રંગાયેલી છે. લેખકનું આ વિવિધરંગી ઝુમ્મર કલાકૃતિના ધોરણે ભલે બહુ તેજસ્વી ના લાગે, પરંતુ સામાન્ય વાચકવર્ગને એમાંથી નીકળતાં આકર્ષક કિરણો જોવાં ગમશે.

### સંગમ

પાકિસ્તાનમાં વસતા બે વાર્તાકારો શ્રી અ. ન. મેઘાણી અને શ્રી મૂસાભાઈ મેમનનો આ સંયુક્ત વાર્તાસંગ્રહ છે. એમાંની ચૌદ ટૂંકી વાર્તાઓમાં વારાફરતી એક એક એમ બંને લેખકોની સાત-સાત વાર્તાઓનો અહીં સહજ સંગમ થયો છે. પ્રથમ શ્રી મેઘાણીની વાર્તાઓ જોઈએ. 'માનવતાની શરમ'માં રીક્ષા ખેંચનાર શ્રમજીવીનું શોષણ કરનારના અમાનુષી અટ્ટહાસ્યના પડઘાએ સ્ફુરેલું

નિરૂપાયો છે. 'કોશેટાનું કોટલું'માં ગુલુ યતીમખાનાની ગુલામીમાંથી છૂટવા હિંમત દર્શાવે છે એમાં એના શિક્ષક જાવેદનો અમૂલ્ય ફાળો છે. કથાનકને લેખકે કુશળતાથી વર્ણવ્યું છે. 'ફૂલ અને ભ્રમર'માં પોતાની પત્નીને અવગણીને બજારુ સ્ત્રીમાં આનંદતા પતિ આફતાબનું ચિત્રણ, ચાતુરીભર્યા અંતમાં પરિણમે છે. અને 'માંયલો નો માન્યો'માં વેવિશાળ માટે હીરાની વીંટી ખરીદવાના ચાલીસ રૂપિયા ન હોવાથી દુકાનમાંથી સિફતપૂર્વક એ વીંટી ઘેર લઈ આવતો કાસુ, રાત્રે એના હૃદયના ઝીણા સાદ પાસે ટકી શકતો નથી અને સવારે એ વીંટી ઝવેરીને પાછી આપી આવે છે ! આ સર્વ વાર્તાઓમાં લેખકે પીરૂ, જહોન, ગુલુ અને કાસુ જેવાં પાત્રોનાં આલેખનો આકર્ષક ઢબે કર્યાં છે અને વાર્તાઓમાંના તણખા જેવા રહસ્યને પણ સિફતથી પ્રગટ કરી આપ્યાં છે. શ્રી મેઘાણીની વાર્તાઓ ટૂંકી વાર્તાઓ તરીકે પૂરો સંતોષ આપી શકે એવી કલામય બની શકી નથી. શ્રી મૂસાભાઈમાં વિશેષ પકવતા દેખાય છે. વિવિધ કલાકૃતિઓના પરિશીલને આ પ્રકાર તેઓ વિશેષ સફળતાથી સિદ્ધ કરી શકશે એવી આશા પડે છે.

## રોહિણી

શ્રી વિઠ્ઠલ પંડ્યાકૃત આ નવલિકાસંગ્રહમાં અઢારેક જેટલી વાર્તાઓ સમાવેશ પામી છે. એમાં પહેલી વાર્તા 'કાચા ધાગા' તો સોએક પૃષ્ઠો સુધીનો અતિવિસ્તાર પામી છે પણ એમાં ભગ્ન પ્રેમી હૃદયના ચીલાચાલુ નિરૂપણથી આગળ એ જઈ શક્યા નથી. 'ત્રીજી પુત્રી'માં ચંપકનું હૃદયઔદાર્ય, તો 'દાનત'માં દેવચંદની દેહવાસના, 'ઓછા મનનું માન'માં કલ્યાણીની પરોપકારવૃત્તિ તો 'રોહિણી'માં ધર્મેન્દ્રની બલિદાનભાવના નિરૂપાયેલ છે. 'લડાઈનો અંત', 'સ્ત્રીની જાત,' 'રાસ્કલ' અને 'નાહી નાખ્યું'માં અખબારી હાસ્યપ્રદ પ્રસંગચિત્રોથી ઝાઝું કશું નીપજ્યું નથી. પ્રસંગોને આમતેમ ચીતરી બતાવવા અને અંતે કશુંક નવું લઈ આવવું એવી વિભાવનાનો ત્યાગ વાર્તાકાર કરે, તો સારું ! પ્રસંગકથા (Tale) અને ટૂંકી વાર્તા (Short story) વચ્ચે ભેદ જેવું ય છે, એ વાત શ્રી પંડ્યાના ધ્યાન બહાર રહી લાગે છે. સંસ્કારી સાદું સરળ વાચન 'જાહેર જનતાના લાભાર્થે' રજૂ કરવાનો એમનો હેતુ હોય તો તે સફળ થયો ગણાશે. ટૂંકી વાર્તાના કલાસ્વરૂપની કોઈ સ્ફૂર્તિનો અનુભવ અહીં થઈ શકતો નથી. તેમ છતાં દામ્પત્યપ્રેમની અને હાસ્યરસિક વાર્તાઓ આ સંગ્રહનું આકર્ષણ ગણાશે.

સંવેદન છે; 'ઘેલછા'માં ઘેલા ચિત્રકારની અને એવી જ એની પત્નીની કથા, વિલક્ષણ અનુભવમાંથી પસાર થઈને પ્રસન્નતા રેલાવે છે. 'પાગલ'માં અબજો રૂપિયાને લાત મારી પોતાની વૈજ્ઞાનિક શોધને માનવકલ્યાણ ખાતર અગ્નિદાહ દેતા, માનવી બનવા મથતા, વૈજ્ઞાનિકની કથની છે. 'અધૂરી કથા' સુધા–સુરભિ અને સુમનના પ્રણયત્રિકોણની વાત કહે છે; સુમનને પ્રિયતમા સુધા પાસેથી છીનવીને પોતાનો ન બનાવી શકનાર સુરભિ, સુધાના મૃત્યુ પછી પણ એની અદીઠ આસક્તિનો સુમન પર પડેલો પ્રભાવ નિહાળે છે. જોકે સમાપનમાં એ સ્વપ્નલોકની કથાનું વાસ્તવમાં થતું અવતરણ એ અધૂરી કથાને મધુરતામાં પલટી નાખે છે. 'રોમાંચક દશ્યો'માં તંત્રીના ફરમાનથી વર્ષાએ સર્જેલી હોનારતનાં રોમાંચક દશ્યો ઝડપીને પાછા ફરતા પ્રેસ ફોટોગ્રાફર શમીમને પોતાના જ પુત્રનો નિષ્પ્રાણ દેહ નિહાળવો પડે છે! વિધિની અવળચંડાઈ લેખકે આ વાર્તામાં કલાંમય રીતે નિરૂપી છે. 'હથોડીનો હાથો'માં એક ચતુરસુંદર સ્ત્રી, પોતાને મેળવવા મથતી વ્યક્તિમાંથી છૂટવા કવિનો હાથા તરીકે કેવો ઉપયોગ કરે છે એનું રસિક નિરૂપણ છે! અને 'શોકને સંબોધન'માં પ્રેમવંચિતા પરિણીતા અભણ નારી પતિ પર આવેલા પરબીડિયાથી કેવી શંકાશીલ બને છે અને એ પત્ર વાંચવા અભ્યાસ આદરતાં એની જીવનદૃષ્ટિ કેવી બદલાય છે તે આલેખાયું છે. આ સર્વ વાર્તાઓમાં શ્રમજીવી, કળાકાર, વૈજ્ઞાનિક, પ્રણયી પત્રકાર અને ચતુરા નારીના જીવનની કરુણતા, જીવનદૃષ્ટિ કે ચતુરાઈ નિરૂપાયાં છે. શમીમ જેવાં પાત્રો કે એ વાર્તામાં છે તેવાં વેધક નિરૂપણો અન્ય વાર્તાઓમાં ઓછાં જ જોવા મળે છે.

શ્રી મૂસાભાઈની 'ડોશીનો દીકરો' વાર્તામાં કાગળ લખી પેટિયું રળનાર પીરૂ એક ડોશીના સૈનિક પુત્ર અકરામના મૃત્યુ–સમાચાર આપવાને બદલે ડોશીને ભ્રમમાં રાખી એને નામે પૈસા–પત્ર મોકલ્યા કરે છે. ડોશીને પુત્રના મૃત્યુની જાણ થતાં એ પીરૂ પાસે ગુસ્સે થતી આવે છે અને અંતે ઘટસ્ફોટ થતાં તે પીરૂને જ અકરામ માની સંતોષ સાથે પાછી ફરે છે. 'હત્યા'માં પત્ની કે બાળકમાંથી એકને જ બચાવી શકાય એમ હોવાથી, પતિના ઉદ્ગાર દ્વારા પત્નીની જીવનશ્રદ્ધા ટકાવવામાં ડૉક્ટરને મળતી નિષ્ફળતા પશ્ચાત્તાપની વેદનામાં પરિણમતી દર્શાવાઈ છે. 'રૂદિયાની ભૂખ'માં ગફુર અને સકીના વચ્ચેના સાચકલા પ્રેમનું દર્શન કરાવવામાં લેખકને સારી સફળતા મળી છે. 'સિંહણનો શિકાર'માં સિંહણનો શિકાર કરી એનાં બચ્ચાંને હણવા જતા જહોન સાહેબને પોતાનાં પત્ની–બાળકના આવા જ એક કિસ્સાનું સ્મરણ થતાં એમનો હૃદયપલટો

નિરૂપાયો છે. 'કોશેટાનું કોટલું'માં ગુલુ યતીમખાનાની ગુલામીમાંથી છૂટવા હિંમત દર્શાવે છે એમાં એના શિક્ષક જાવેદનો અમૂલ્ય ફાળો છે. કથાનકને લેખકે કુશળતાથી વર્ણવ્યું છે. 'ફૂલ અને ભ્રમર'માં પોતાની પત્નીને અવગણીને બજારુ સ્ત્રીમાં આનંદતા પતિ આફતાબનું ચિત્રણ, ચાતુરીભર્યા અંતમાં પરિણમે છે. અને 'માંયલો નો માન્યો'માં વેવિશાળ માટે હીરાની વીંટી ખરીદવાના ચાલીસ રૂપિયા ન હોવાથી દુકાનમાંથી સિફતપૂર્વક એ વીંટી ઘેર લઈ આવતો કાસુ, રાત્રે એના હૃદયના ઝીણા સાદ પાસે ટકી શકતો નથી અને સવારે એ વીંટી ઝવેરીને પાછી આપી આવે છે! આ સર્વ વાર્તાઓમાં લેખકે પીરૂ, જહોન, ગુલુ અને કાસુ જેવાં પાત્રોનાં આલેખનો આકર્ષક ઢબે કર્યાં છે અને વાર્તાઓમાંના તણખા જેવા રહસ્યને પણ સિફતથી પ્રગટ કરી આપ્યાં છે. શ્રી મેઘાણીની વાર્તાઓ ટૂંકી વાર્તાઓ તરીકે પૂરો સંતોષ આપી શકે એવી કલામય બની શકી નથી. શ્રી મૂસાભાઈમાં વિશેષ પકવતા દેખાય છે. વિવિધ કલાકૃતિઓના પરિશીલને આ પ્રકાર તેઓ વિશેષ સફળતાથી સિદ્ધ કરી શકશે એવી આશા પડે છે.

## રોહિણી

શ્રી વિઠ્ઠલ પંડ્યાકૃત આ નવલિકાસંગ્રહમાં અઢારેક જેટલી વાર્તાઓ સમાવેશ પામી છે. એમાં પહેલી વાર્તા 'કાચા ધાગા' તો સોએક પૃષ્ઠો સુધીનો અતિવિસ્તાર પામી છે પણ એમાં ભગ્ન પ્રેમી હૃદયના ચીલાચાલુ નિરૂપણથી આગળ એ જઈ શક્યા નથી. 'ત્રીજી પુત્રી'માં ચંપકનું હૃદયઔદાર્ય, તો 'દાનત'માં દેવચંદની દેહવાસના, 'ઓછા મનનું માન'માં કલ્યાણીની પરોપકારવૃત્તિ તો 'રોહિણી'માં ધર્મેન્દ્રની બલિદાનભાવના નિરૂપાયેલ છે. 'લડાઈનો અંત', 'સ્ત્રીની જાત,' 'રાસ્કલ' અને 'નાહી નાખ્યું'માં અખબારી હાસ્યપ્રદ પ્રસંગચિત્રોથી ઝાઝું કશું નીપજ્યું નથી. પ્રસંગોને આમતેમ ચીતરી બતાવવા અને અંતે કશુંક નવું લઈ આવવું એવી વિભાવનાનો ત્યાગ વાર્તાકાર કરે, તો સારું! પ્રસંગકથા (Tale) અને ટૂંકી વાર્તા (Short story) વચ્ચે ભેદ જેવું ય છે, એ વાત શ્રી પંડ્યાના ધ્યાન બહાર રહી લાગે છે. સંસ્કારી સાદું સરળ વાચન 'જાહેર જનતાના લાભાર્થે' રજૂ કરવાનો એમનો હેતુ હોય તો તે સફળ થયો ગણાશે. ટૂંકી વાર્તાના કલાસ્વરૂપની કોઈ સ્ફૂર્તિનો અનુભવ અહીં થઈ શકતો નથી. તેમ છતાં દામ્પત્યપ્રેમની અને હાસ્યરસિક વાર્તાઓ આ સંગ્રહનું આકર્ષણ ગણાશે.

## રાતરાણી

ગુજરાતી વાર્તાસાહિત્યને માટે શ્રી ભગવતીકુમાર શર્મા કોઈ અજાણ્યા આગંતુક નથી. 'હૃદયદાન' અને 'દીપસે દીપ જલે' જેવા પુરસ્કારપ્રાપ્ત નવલિકા-સંગ્રહોની સાથે સાથે એમનું આ પુસ્તક 'રાતરાણી' પણ ઉલ્લેખનીય છે. જીવનમાંગલ્યનો દીવો પ્રગટાવવાની કે આત્યંતિક તરંગોના આવિષ્કારો સર્જવાની કોઈ સભાન મનીષાથી નહિ પણ એ બન્નેના અંતિમોનો પરિહાર કરી મધ્યમનો સ્વીકાર કરવાની ભાવનાથી શ્રી શર્માએ કલમ ઉપાડી છે, અને એમાં કેટલેક અંશે એ સફળ પણ થયા છે.

વાર્તામાં છેક છેવટે કશુંક અણધાર્યું બને, વાચકને સહેજ આંચકો આપી જાય અને અકલ્પ્ય માણ્યાની સંતૃપ્તિ પણ એ અનુભવે: એવી કોઈક ભાત ઉપસાવવાનો અભિગમ વાર્તાકારનો લાગે છે. ગંગા ડોસીની પકડમાંથી બિચારી અંજના છૂટી તો પાછો આવ્યો મોટાં ભાભીનો જાપ્તો; પેટગુજારાને ખાતર સોનીને છતે પગે લંગડાપણાનો અભિનય કરવાનું આવ્યું એટલે અકસ્માતથી એ પોતે જ પગ ગુમાવી બેઠી; ક્રીડા નહાવા બેઠી તે દરમ્યાન પ્રતીક્ષા કરતાં કરતાં સંદીપે કેટલીયે માદક કલ્પનાઓ કરી નાખી પણ જ્યારે ક્રીડા સ્નાન કરીને આવી ત્યારે એ સરસ્વતી જેવી; કમલેશ એવો રેઢિયાળ કે નંદિતાના પ્રેમપત્રો જ્યાં ત્યાં રખડતા મૂકે, એટલે એને પિયર જતી પત્ની તરફથી ચેતવણી મળે ને એનું પાલન પણ ચુસ્તપણે થાય પણ એનું કારણ વફાદારી નહીં પણ અન્ય-મનસ્કપણું,—આ અને આવા સામસામા સંઘર્ષજન્ય પ્રસંગોમાંથી ઉદ્‌ભવતા તણખા વેરવાનું શ્રી શર્માને પોતાની કોઈ ને કોઈ વાર્તામાં વધારે રુચ્યું છે. પણ એ સફળ સારી પેઠે થયા છે 'રાતરાણી', 'પેટ અને પગ', 'વાત્સલ્ય અને વૈમનસ્ય', 'આભાસનો અંત', 'પ્રતીક્ષા', જેવી વાર્તાઓમાં. બાકી 'જય જીવદયા', 'રાજુની પ્રિયતમા' ને 'વળતર' વૃત્તાન્તાભાસી લખાણથી વધુ સારો ઘાટ ભાગ્યે જ પામી છે.

સાહિત્યમાં પરંપરાવાદીઓ અને પ્રયોગશીલો વચ્ચેનો મધ્યમ માર્ગ અપનાવવાની નેમ શ્રી શર્માની પ્રસ્તાવના ઉપરથી જ જણાય છે. પ્રસંગોને પત્રકારનો નહિ પણ કલાકારનો સંસ્પર્શ થાય તો એમની ભાવના ફળશે ય ખરી.

## અનરાધાર

શ્રી દિનકર જોશીનો આ સંગ્રહ 'અનરાધાર' નોંધપાત્ર રહેશે 'રામદે પીરનું થાનક', 'આળાં હૈયાં' તથા 'અનરાધાર' જેવી ત્રણેક સફળ કૃતિઓના કારણે.

ગેરસમજને લીધે જ માધુભાને હાથે રામગર અને કનકબાની હત્યા થઈ જાય, એની યાદગીરીરૂપે પીરના થાનકે બે પાળિયા ચણાય અને એની યશકથા લેખકને સંભળાવનાર વૃદ્ધ સાધુ બીજો કોઈ નહિ પણ અજોજી પોતે જ નીકળે : આમ 'રામદે પીરનું થાનક' વાચકને ઘડીભર તો કોઈ જુદી જ દુનિયામાં લઈ જાય છે. પોતાની સંવેદના દર્દભરી હોય અને છતાં અંગત વ્યક્તિત્વને વિસરી જઈ વાચકને તો માંગલ્યનો ઉપદેશ જ આપવો પડે એવી વિષમ મનોદશામાં મુકાતા પત્રકારની કથા કહે છે, 'આળાં હૈયાં'. અવસાન પામેલા પુત્રની યાદ નિખિલમાં મઢાયેલી દેખાવાને કારણે મંજુબેન એની ઉપર વાત્સલ્યનો અભિષેક કરે, તે એટલે સુધી કે, એમના પતિ મનહરભાઈને તો ઠીક પણ નિખિલને પોતાને એમાં જુદો જ ભાવ દેખાય. પરંતુ અંતે શરીર ઉપરના લાખાનો ઉલ્લેખ કરી મંજુબહેન અશ્રુભીની આંખે વસ્તુનો ઘટસ્ફોટ કરે ત્યારે નિખિલ–મનહર બંનેને જનનીનાં હેતનો સાચો ખ્યાલ આવે, એવી ચમત્કૃતિભરી રજૂઆત 'અનરાધાર' કરી જાય છે. સંગ્રહની બીજી વાર્તાઓ ચીલાચાલુ ઢબે કહેવાઈ છે. 'ભારખાનું', 'નજરકેદ', 'ભાથું ?', 'સ્રીદાક્ષિણ્ય', 'ભૂખ' જેવીમાં શીર્ષકને જ વાર્તાનું કેન્દ્ર બનાવી, આસપાસ ઘટનાની જાળ ગૂંથવાનો પ્રયાસ લેખકે કર્યો છે; યત્રતત્ર જીવનનાં મૂલ્યો વિષેનું તત્ત્વજ્ઞાન પીરસવાની તક પણ ઝડપી લીધી છે પરંતુ બધે વાર્તાનું કલાવિધાન એકસરખી રીતે જળવાયું નથી અને પ્રસંગોથી વિશેષ સ્વરૂપ એ પામી શકતી નથી.

લેખક પાસે વાર્તાશૈલીનો કસબ છે, વાતને મલાવીમઠારીને કહેવાની ફાવટ પણ સારી એવી છે. ક્યાંક એ અલંકારો પણ સારા યોજી શકે છે પણ એટલું જ પૂરતું ગણાશે ? વાર્તાના અંતે એનો રહસ્યમય ધ્વનિ વિવરણ સાથે રજૂ કરવાની ટેવ ટાળી શકાય.

## સૂનાં સ્નેહમંદિર

શ્રી કલા દેસાઈના વાર્તાસંગ્રહની પચીસેક જેટલી વાર્તાઓમાંથી ભાગ્યે જ પાંચેક વાર્તાઓ કૈંક કલાઘાટ પામી શકી છે. 'કલમને ચરણે', 'દયાની દેવી', 'ચાલીસ કરોડનો પ્રતિનિધિ' અને 'ભર્યા વિશ્વમાં એકલો'– એ ચાર વાર્તાઓ સુવાચ્ય બની છે. પત્રાત્મક શૈલીમાં કે ડાયરીની રીતે વાર્તાને કંડારવાના નિષ્ફળ પ્રયાસ તરીકે 'શિક્ષા કે શીલ' તથા 'ગુલાબ કરમાઈ ગયું' નોંધપાત્ર ખરી. લેખિકાએ નિખાલસતાથી કબૂલ્યું છે તેમ એમને વાચકોના પત્રોમાંથી 'નવીન પ્રેરણા, નવી કથાવસ્તુ અને તે અંગે માર્ગદર્શન પણ મળી રહેતું', એટલે ખાસ કશું કહેવાનું રહેતું નથી. એમની જ એક વાર્તાનું શીર્ષક 'યાદ દેવડાવીએ–' એવી ભૂલ

કોઈ ના કરશે.' છૂટાછવાયા પ્રસંગોને એકત્વની કોઈ અસર ઉપસાવ્યા વિના વર્ણનાત્મક ઢબે રજૂ કરી જતી કૃતિઓને ટૂંકી વાર્તાનું નામાભિધાન પણ કઈ રીતે આપી શકાય ? પ્રસંગોને વાર્તામાં સ્થાન અવશ્ય છે પણ પ્રસંગો એ વાર્તાઓ નથી એ ન ભુલાય !

### ગંગાસ્નાન

શ્રી મનહરલાલ ચોકસીના આ પુસ્તકમાં નાનીમોટી સોળ વાર્તાઓ છે. પરંતુ ટૂંકી વાર્તા તરીકે એમાંની એકે વાર્તા સંતર્પક નથી. આ વાર્તાઓમાં કેટલીક ઉપદેશાત્મક ('કાદવ અને કમલ', 'ગ્રુપ ફોટો' જેવી) છે, તો કેટલીક પ્રસંગચિત્રણોથી વિશેષ અસર જન્માવતી નથી. 'મુદ્રિકા', 'ડાર્કરૂમ', 'આજકી તાજા ખબર', 'સંસ્કારનો શોખ' જેવી કેટલીક વાર્તાઓ કશી ચમત્કૃતિ વિનાની – પરંપરાગત અને અપ્રતીતિકર લાગે છે. વાર્તાઓમાંનાં પાત્રોમાંથી ભાગ્યે જ કોઈ ચિત્ત પર દીર્ઘજીવી અસર મૂકી જાય એવાં છે. સંગ્રહની શીર્ષકદા વાર્તા 'ગંગાસ્નાન'માં જેને એક વાર વાર્તાનાયક ન્યાયાધીશે ગુના માટે સજા કરેલી તે ગુનાખોર પઠાણ એમની પુત્રીને બચાવી ઘાયલ થઈ મરણ પામે છે ત્યારે એના રક્તનું પવિત્ર સ્નાન નાયકને ગંગાસ્થાનથી યે વિશેષ પવિત્રતા અર્પે છે. જીવનના સદ્ અંશો તરફ મીટ રાખી લેખકે અહીં પ્રસંગોનું નિરૂપણ કર્યું છે પરંતુ લેખકને આ પ્રસંગોને ટૂંકી વાર્તામાં પલટાવવાની 'માસ્ટર કી' હજી હાથ લાગી નથી. શિષ્ટ નવલિકાઓનું વાચન–મનન એમને એ દિશામાં આગળ વધવામાં ઉપયોગી થઈ પડે. સામાન્ય કિસ્સાઓ અને પ્રસંગો કહી જવાથી ટૂંકી વાર્તા બનતી નથી એ સત્ય લેખક જેટલું વહેલું સમજે એટલો આપણને લાભ જ છે.

### નીરજા

શ્રીમતી શારદાબહેન દવેના આ નવલિકા-સંગ્રહમાં નાનીમોટી વીસ વાર્તાઓ છે. એ વાર્તાઓમાં મુખ્યત્વે નારીજીવનનાં વિવિધ પાસાંનું સરળ નિરૂપણ થયું છે. એમાં પ્રીતની રીત છે અને ગુપ્ત પ્રીત પણ છે; ચાહેલાને ન પામ્યાનો અસંતોષ છે અને નિઃસ્વાર્થ સ્નેહ મળતાં જીવન નવપલ્લવિત થયાનું કથન છે; પતિથી ઉપેક્ષિત થતાં બાળકોના સ્નેહ માટે જીવન ટકાવતું આશ્વાસન છે, અને સ્નેહની સ્મૃતિ–સુવાસ સાથે કુટુંબ માટે કમને અન્યત્ર પરણી અંતે ગૃહત્યાગ કર્યાનો પશ્ચાત્તાપ છે; શંકાથી કે સાચી રીતે પતિ-સ્નેહવંચિતા બનતી નારીની મનોવ્યથા છે, હિન્દુ વિધવાનો ત્યાગ છે, અને હિંદુ સંસારની કરુણ કથની સાથે આશાભરી નારીનું જીવનકારુણ્ય પણ છે. લેખિકાએ નારીહૃદયનાં વિવિધ

દર્શને અહીં સ્ફુટ કરવાનો યત્ન કર્યો છે. પરંતુ એ યત્ન આ વાર્તાઓને ટૂંકી વાર્તાનો કલાત્મક ઘાટ આપી શકતો નથી. એટલે આ વાર્તાઓ પ્રસંગનિરૂપણો જેવી વિશેષ લાગે છે. તેમ છતાં વિશેષ યત્નથી લેખિકા ટૂંકી-વાર્તાના કસબને સિદ્ધ કરી શકે એવી આશા આ વાર્તાઓ અવશ્ય આપે છે.

## ચકલાંનો માળો

શ્રી દામુભાઈ અને શ્રીમતી કુમુદબહેન શુક્લના આ સંગ્રહમાં ૧૭ વાર્તાઓ (કોની કઈ એ સ્પષ્ટતા નથી) છે. ' અમારી વાત 'માં આરંભે લેખકદંપતીએ ' વાર્તાકારને પ્રસંગ પકડતાં આવડે અને પ્રસંગને રૂડીરૂપાળી રીતે મઢતાં આવડે તો અમે માનીએ છીએ કે એનો બેડો પાર થઈ જાય ' એમ કહી વાર્તા વિશે એમની જે સમજ (' તત્ત્વજ્ઞાન ') પ્રગટ કરી છે એ આપણને સાશંક બનાવી દે છે ! અહીં રજૂ થયેલી વાર્તાઓમાં પહેલી વાર્તા ' મોરલીધરનું છૂંદણું ' એક અમેરિકન વાર્તાને આધારે લખાઈ છે, અને છેલ્લી ' કદી ' પત્રરૂપે છે. આ વાર્તાઓમાં જીવનના વિવિધ પ્રશ્નોની રજૂઆત કરી એમના ઉકેલ આપવાનો પ્રયત્ન જોવા મળે છે. લેખકદંપતીએ ' એકલવ્યનું વેર ? ' એ વાર્તામાં જજના પાત્ર પાસે મંગળજી માસ્તરને અપવાદ ગણી કહેવરાવ્યું છે : ' શિક્ષકના ધંધામાં હોય તે તો આપોઆપ જ ઓળખાઈ જાય છે.' આ વાર્તાઓ વાંચતાં ('જ્યોતિષનો પ્રભાવ', ' અદ્ભુત લખોટો ' કે ' ભૂતિયું ઘર ' જેવી વહેમનાબૂદીની કથાઓ, ' આરંભે શૂરા 'માં ગુજરાતી યુવકો પરનું આળ નાબૂદ કરવાનો યત્ન કરતી કથા, ' પરાણે પ્રીત ' કે ' જીવનસંધ્યાએ ' જેવી પોતાને નથી મળી એ સ્નેહોષ્મા સંતાનને મળે એવા યત્ન કે અન્યને ઉપયોગી થવાની તકનું નિરૂપણ કરતા પ્રસંગો) આ લેખકદંપતીનું શિક્ષક–' મિશન ' આપોઆપ સ્પષ્ટ થઈ જાય છે. અહીં કુટુંબકથાની વેદના છે, એને મધુર કરવાનો કીમિયો પણ છે, અને એનો પ્રસન્ન આદર્શ પણ છે. પ્રશ્નોના માનસશાસ્ત્રીય ઉકેલમાં લેખકદંપતીને વિશેષ રસ છે અને એટલે જ વચ્ચે વચ્ચે બોધવચનોરૂપે કે સમજૂતીરૂપે તેઓ ટપકી પડે છે. સંગ્રહની શીર્ષકદા વાર્તા ' ચકલાંનો માળો ' પણ અંતની દૃષ્ટાંતકથા છતાં નબળી પડે છે અને ' એકલવ્યનું વેર ? ' એકંદરે ઠીક છાપ ઊભી કરતી હોવા છતાં મૂળ પૌરાણિક સંદર્ભ સાથે એકરૂપતા સાધતી નથી. આ સંગ્રહની વાર્તાઓ નવલિકાકલાની દૃષ્ટિએ ઘણી ઊણી ઊતરે છે. પણ પ્રારંભના નિવેદનમાંના એમના વિચારો જાણ્યા પછી એ વિશે બહુ કહેવાનું રહેતું નથી.

## તૂટી પ્રીત ન સંધાય

આ સંગ્રહની વાર્તાઓમાં વસ્તુવૈવિધ્ય છે, જીવનનાં ગહન સંવેદનો

સ્વસ્થતા અને તટસ્થતાથી રજૂ થઈ શક્યાં છે; એમાં ચિંતન છે, કવિત્વમય શૈલી છે, ભાષાની પ્રાસાદિકતા છે, સારી અભિવ્યક્તિ છે, કટાક્ષ, વ્યંગ, નર્મ-મર્મ વિનોદ અને એના અંતરતલમાંથી કરુણરસ ડોકાતો જણાય છે.

આ વાર્તાઓમાં વર્તમાન સમાજની રચના અને એની સામે સર્જકનો ઊંડો અસંતોષ વ્યક્ત થયો છે. માનવીની અસદ્ વૃત્તિઓનું દર્શન અનેક વાર્તાઓમાં થાય છે. ક્યાંક તો પ્રતીકો દ્વારા એની રજૂઆત અસરકારક રીતે પણ થઈ છે. દા. ત., 'અજગર અને નાગણી'. પણ અસદ્ વૃત્તિઓનું દર્શન એ જ આ સંગ્રહનો મૂળ હેતુ નથી. 'તૂટી પ્રીત ન સંધાય'માં બિહારીલાલ સામે ટક્કર ઝીલતા રેવાશંકર શાસ્ત્રીમાં નવી શ્રદ્ધાના, નવા સમાજના, પૂર્ણમાનવ પ્રગટાવવાના પ્રયત્નો દેખાઈ આવે છે. 'મૂંગાં હૃદયો'ને વાર્તા કહેવી ? એ મનુષ્યજીવનનું કાવ્ય છે. શ્રી પાઠકની વાર્તાઓ કરુણસભર છે પણ એ કરુણમાંથી બહુશઃ મંગલ પ્રગટાવવાની, નવજીવન માટે શ્રદ્ધા ધીરવાની તાકાતનો પરિચય થાય છે.

## હૈયું અને હામ

આ પ્રસંગકથાઓના લેખક શ્રી ઈશ્વરભાઈ પટેલે વાચન દ્વારા જાણેલાં પરાક્રમ, સહનશીલતા, ધૈર્ય આદિના પ્રસંગોને, નવી પેઢીના હૃદયપ્રદેશને સ્પર્શી એની હામને વિસ્તારે એ ભાવનાથી અહીં રજૂ કર્યા છે. એમાં 'દૈવી સંકેત' જેવો નાનકડો પ્રસંગ છે, તો 'કાયાપલટ' અને 'હૈયું અને હામ' જેવા સવિસ્તર કહેવાયેલા સુદીર્ઘ પ્રસંગો પણ છે. એમાં રે, લોરેન્સ, ડોરોથી, બેટી–હેરી જેવાં પાત્રોનાં સંકલ્પો, મનોબળ, પરાક્રમો, સહનશીલતા–ધૈર્ય અને અખૂટ આશાવાદ આ પ્રસંગોમાંથી ઊપસી આવી વાચકોના હૃદયને પિગળાવે છે, એમના જીવનમાં નવીન દૃષ્ટિ મૂકી પ્રેરણા આપે છે અને જીવનમાં હિંમત અને આશાનાં કિરણો પ્રગટાવે છે. પોતાના વિશાળ વાચનમાંથી વીણેલા આવા સુંદર પ્રેરક પ્રસંગોનું નિરૂપણ ગુજરાતના યુવાન વર્ગને અવશ્ય સ્પર્શી જાય એવું થયું છે. પ્રસંગોમાં વિષયોની વિવિધતા નોંધપાત્ર છે, પરંતુ આ પ્રસંગોનું વસ્તુ કલાત્મક ગૂંથણી પામ્યું હોત અને ભાષા થોડીક મઠારી લેવાઈ હોત તો પુસ્તકનો હેતુ વધુ સારી રીતે સર્યો હોત. 'લોહીનું એણે એ બહેનના શરીરમાં અપાદાન કર્યું' જેવાં વાક્યો કે શબ્દપ્રયોગો અને સંસ્કૃત શબ્દોનો બિનજરૂરી ઉપયોગ અને અન્ય વ્યાકરણદોષો આ પ્રસંગનિરૂપણોમાં વિઘ્નરૂપ બને છે. તેમ છતાં, આ પુસ્તકમાંના પ્રસંગો, લેખક તરફથી આપણને આવાં બીજાં પ્રસંગ–પુસ્તકો મળે એવી ભાવના પ્રગટાવે છે.

## સરિત-સંગમ

ડૉ. મંજુલાલ મજમુદાર અને શ્રી સુરેશ ગાંધીસંપાદિત આ સંગ્રહમાં 'ગુજરાતના શ્રેષ્ઠ લેખકોની' ૧૮ લઘુકથાઓ સંઘરાઈ છે. એમાં સર્વશ્રી ઠાકોર, સુંદરમ્, ઉમાશંકર, પેટલીકર, મડિયા, પીતાંબર, દલાલ, સરોજ પાઠક, ચંદરવાકર, માણેક, ચુ. વ. શાહ, વિનોદિની નીલકંઠ, વસુબહેન સાથે બંને સંપાદકોની અને શ્રીમતી બાલા મજમુદાર અને નરેન્દ્ર દવેની લઘુકથાઓ પણ છે. તો સંપાદકો આ સર્વને આપણા શ્રેષ્ઠ લેખકો ગણતા હશે એમ જ માનવું રહ્યું! અહીં સ્ત્રીજીવનનાં–માતૃજીવનનાં–પ્રેમજીવનનાં મંગલ દર્શન કરાવતી કથાઓ છે, તો જીવનનાં સુખદુઃખ, ત્યાગ, માનવતા, સમર્પણ, શ્રદ્ધા, ઉદારતા સાથે કટાક્ષ અને વાસ્તનિરૂપણ કરતી કથાઓ પણ છે. પ્રકાશકે 'આ સંગ્રહની પ્રત્યેક વાર્તા ભારતની ઉજ્જવળ સંસ્કૃતિનો સંદેશો લઈ આવે છે' એમ નોંધ્યું છે એ ગેરરસ્તે દોરે છે. અલબત્ત, આ વાર્તાઓમાં મોટે ભાગે જીવનના મંગલ પાસાનું નિરૂપણ થયું છે, પરંતુ પ્રકાશકનું નિવેદન એમની સાહિત્યનિષ્ઠા વિશે સાશંક બનાવે એવું છે, અને 'ગુજરાતના શ્રેષ્ઠ લેખકો'વાળા ઉપશીર્ષકમાં પણ કોઈ અન્ય પ્રયોજનની ગંધ આવે છે. બીજા ઘણા સારા વાર્તાલેખકોની કૃતિઓ અહીં નથી, અને કેટલીક અત્યંત નબળી કૃતિઓને અહીં સ્થાન મળ્યું છે. 'પ્રસ્તાવના'માં પ્રત્યેક વાર્તાનો મર્મ સ્ફુટ કરતી નોંધ સંપાદકોએ આપી છે, પણ એ નોંધ તદ્દન સામાન્ય છે અને એમાં પણ ક્યાંક મર્મ પામવામાં ભૂલ થઈ ગઈ છે. જોડણીશુદ્ધિ પણ જળવાઈ નથી.

## પુનર્મુદ્રણો અને અનુવાદો

### પરિશેષ

'અવશેષ'ના અનુગામી નવલિકાસંગ્રહ 'પરિશેષ'નું આ બીજું પુનર્મુદ્રણ છે. એમાં ૨૨ વાર્તાઓ સંગ્રહાઈ છે.

### ઉપનિષદ્‌કથાઓ

સત્યકામ જાબાલી, નચિકેતા, ગાર્ગી, ભૃગુ, શ્વેતકેતુ, પિપ્પલાદ મુનિ વગેરેની ઉપનિષદમાંથી વીણેલી આ ત્રીસ કથાઓ, નિત્યના જીવનવ્યવહારને અનુલક્ષીને અહીં કહેવાઈ છે. મૂળની કથાઓનું અક્ષરશઃ ભાષાંતર રજૂ કરવાને બદલે શ્રી ધૂમકેતુએ એ વાર્તાઓનો મર્મ પ્રગટ થાય એવી પોતાની રીતે અહીં પ્રગટ કરી છે. આ એની ચોથી આવૃત્તિ છે. 'સમાજ-સંસ્કાર ગ્રંથાવલી'નું આ પુસ્તક સામાન્ય વાચકોને કથારસ દ્વારા જીવનરસ પણ પૂરો પાડશે.

## ઇતિહાસકથાઓ

શ્રી અડાલજાનું ગુજરાતી સાહિત્યમાં ઇતિહાસકથાના ક્ષેત્રે માનભર્યું સ્થાન છે. માનભર્યું એટલા માટે કે ઇતિહાસને વફાદાર રહીને તેઓ કથાનકને ન તો શુષ્ક વૃત્તાન્ત બનવા દે છે કે ન તો સર્જકતાની પાંખે ઊડી, કલ્પનામાં વિહરવા જતાં, હકીકતોની ઉપેક્ષા કરે છે.

વટને ખાતર મરી ફીટતા રજપૂતો : વીરતા, મર્દાનગી અને ખેલદિલી સમા એમના ક્ષાત્રગુણો : ઘણે અંશે એલચીની જેમ સાંસ્કૃતિક પરંપરા સાચવતા ભાટચારણો : શૂરાને થાબડતા ને કાયરને સખોડતા એમના દૂહા અને કસુંબલ-રંગી બિરદાવલિઓ : ટૂંકમાં રજપૂતયુગનું આખું ચિત્ર ખડું કરવામાં લેખકનો કથાસંગ્રહ 'નરબંકા' મહદંશે સફળતા પામ્યો છે.

માલિકના હિત ખાતર બલિદાન આપતો સેવક, જનતાના કલ્યાણ અર્થે મોજશોખ ત્યજતો શાસક, શરણાર્થીઓનું પરિત્રાણ કરવામાં મનની બાજી લગાવતા સામંતો, સ્વામીનું સહેજ ઘસાતું સંભળાતાં ખાંડા ખેલતા ગ્રામવાસીઓ : આપણી સમક્ષ જાણે કે તવારીખની તેજમૂર્તિઓ ચિત્રગૅલેરીની જેમ વારાફરતી પસાર થાય છે.

દુશ્મનની છાવણીમાં પ્રવેશ કરી તોપોને નકામી કરવી, તેમના વિજયધ્વજને ધૂળ ચાટતો કરી દેવો, એ દ્વારા સ્વપક્ષને જીત અપાવવી ને એમ કરતાં પ્રાણની આહુતિ અર્પવી – એ કામ તોગાજી સોઢો જ કરી શકે. એવું જ વીર વામાજી અને વીર રતનજી વિષે પણ, જેઓ પ્રજાનું ધન લૂંટાતાં પોતે જાતે પ્રજાની વહારે ચડી ગૌબ્રાહ્મણપ્રતિપાળનું બિરુદ સાર્થક કરે છે. એક બાજુ માલિકની ખફગી વહોરી લઈ વડીલ સમા ચારણની પડખે ઊભા રહેવું અને બીજી બાજુ શત્રુપક્ષ તરફથી પ્રલોભન આવવા છતાં સ્વામીને જ વફાદાર રહેવું : એમાં આપણને કુળદીપક નથુભાઈનું મંગલ દર્શન થાય છે. માત્ર વીર નથુભાઈ જ નહિ, એ સમયે શૂરા સામંતની યે મધુરી યાદ આવ્યા વગર રહેતી નથી. પ્રજાની લાજઆબરૂ ઉપર હાથ નાંખનાર અધમ આક્રમણખોરોની ખો ભુલાવી દેતા વીર વનાભાઈ રંગ રાખી જાય છે, તો એમને સાથ દેનાર પીંજારો અને કૂતરો, એ બન્ને, પણ ઓછાં માન ખાટી જતા નથી. ભલેને એકાદ વાક્ય જ, પણ અન્નદાતાનું અપમાન થતાં માથા જેવો રબારી પણ પાણી બતાવી આપે છે અને એનો જ દીકરો ભરદરબારમાં પીઠાત જેવાને ડાંગના ઘાએ ભોંયભેગો કરી નાખે છે ત્યારે, 'શૂરવીરતા એ કોઈ કોમનો ઇજારો નથી,

એ સત્યની આપમેળે પ્રતીતિ થાય છે. આખું પુસ્તક વાંચી રહ્યા બાદ છાપ મૂકી જાય છે તે સમયનો રજપૂત સમાજ, એના આચાર – વિચાર – વ્યવહાર, એની અંગત માન્યતાઓ અને રૂઢિઓ. એમાં ક્યાંક અધીરાઈ, લાગણીવેડા કે દૂરંદેશીનો અભાવ પણ લાગે, તેમ છતાં તત્કાલીન મૂલ્યોનું નિરાળાપણું, શૌર્ય – કીર્તિ – ધર્મ વગેરેની આગવી વ્યાખ્યાઓ અને જીવન સમગ્રને જોવાની પોતાની, ક્યાંક ભૂલભરેલી પણ, દૃષ્ટિ સમજીએ તો એમાં કશું અસ્વાભાવિક નહિ લાગે.

ઓજસ્વી અને ખમીરવંતી શૈલી, સંવાદમાંથી ઇતિહાસ ભણી વાચકને દોરવાની કથનકલા, વ્યક્તિત્વને અનુરૂપ વર્ણનો અને ભાવપોષક નીવડે તેવા દૂહાઓ, ચાલુ કથાપ્રવાહમાં ભળી જાય એ રીતે તે જમાનાની વાતો વહેતી કરવાની ઢબ : આ સર્વે શ્રી અડાલજાની સર્જકશક્તિનાં આકર્ષણો છે અને મહદંશે 'નરબંકા'માં ઝળહળી ઊઠ્યાં છે એવું કહી શકાશે. વીરધર્મની વાતો કહી જતી સળંગ વાર્તાઓ જ અહીં નિરૂપાઈ હોત તો એ રોમાંચક જીવનપ્રસંગો અને એ પરાક્રમી રણવીરોને વાચકે કલ્પનાચક્ષુ સમક્ષ સર્જવાના રહેત, પરંતુ શ્રી રવિશંકર પંડિતનાં ભાવવાહી ચિત્રોએ એવી ખોટ પડવા દીધી નથી. [ જોકે ઠાકોર વિજયસિંહ (પૃ. ૧૮૭)નું ચિત્ર, કંઈક અંશે મોગલ શાહજાદાના જેવું લાગે છે તે નિવારી શકાયું હોત. ] ખાંડાના ખેલ ખેલવાની વીરતા, વટને ખાતર ખપી જવાની તમન્ના, વગેરે કિશોરમાનસમાં પરાક્રમ અને પુરુષાર્થનો જીવનરસ રેડશે.

## હૈયાનાં દાન

ઇતિહાસ, દંતકથા, સંસ્કૃત સાહિત્ય કે પ્રેમ તેમ જ કલ્પનામાંથી વસ્તુ લઈને શ્રી રતિલાલ સાં. નાયકે ઈ. ૧૯૫૩માં રચેલી આ પ્રેમકથાઓનો સંગ્રહ આ વર્ષે નવી આવૃત્તિ પામ્યો છે. એમાંની વીસ પૈકીની પહેલી બાર વાર્તાઓ પ્રથમ આવૃત્તિમાં હતી, જ્યારે આકિલખાન–ઝેબુન્નિસા, હલામણ જેઠવો અને સતી સોન, સોન કંસારી, સુંદરસેન–હારલતા, કિલયોપેટ્રા, નળ–દમયંતી, ભામતી અને સીતાનું હરણ–એ આઠ વાર્તાઓ અહીં નવી ઉમેરાઈ છે. આ સર્વ કથાઓમાં હૈયાના પ્રેમપ્રકાશનું મહિમાગાન ગવાયું છે. કેટલાક અમર પ્રેમકિસ્સાઓ અહીં સારી રીતે નિરૂપાયા છે, એટલે સામાન્ય વાચકોને આ સાત્ત્વિક પ્રેમકથાઓ વાંચવી ગમશે.

## સંસ્કૃત સાહિત્યની કથાઓ [ ભાગ ૧ થી ૮ ]

અંગ્રેજી–સંસ્કૃત જેવી ભાષાઓની સત્ત્વશાળી કૃતિઓના આપણે ત્યાં જેમ અનુવાદો થયા છે તેમ સામાન્ય વાચકો અને ઊછરતી પેઢીના વિદ્યાર્થીઓને એવી

શિષ્ટ કૃતિઓનો રસાસ્વાદ કરાવવા એમને સારગ્રાહી વાર્તાઓરૂપે પણ રજૂ કરવામાં આવી છે. પ્રા. રતિલાલ નાયકે અહીં સંસ્કૃત સાહિત્યના બાર લેખકોની મહત્ત્વની કૃતિઓ આ આઠ પુસ્તિકાઓમાં વાર્તારૂપે રજૂ કરી છે. એમાં ભાસ, અશ્વઘોષ, કાલિદાસ, શૂદ્રક, દંડી, બાણ, હર્ષવર્ધન, ભારવિ, માઘ, ભવભૂતિ, વિશાખદત્ત અને ભટ્ટ નારાયણની સુખ્યાત સાહિત્યકૃતિઓ છે. 'મેઘદૂત' જેવું ખંડકાવ્ય, રઘુવંશ–કુમારસંભવ–કિરાત–શિશુપાલવધ જેવાં મહાકાવ્યો, સ્વપ્ન૦, પ્રતિમા, માલવિકા, વિક્રમ, શાકુન્તલ, મૃચ્છકટિક, નાગાનંદ, માલતીમાધવ, ઉત્તરરામચરિત, મુદ્રારાક્ષસ, વેણીસંહાર જેવાં નાટકો, દશકુમાર, હર્ષચરિત, કાદંબરી જેવી ગદ્યકથાઓ–એમ ત્રેવીસ કૃતિઓનો વાર્તારૂપ રસાસ્વાદ અહીં કરાવવામાં આવ્યો છે. તે તે લેખકોની કૃતિઓના આરંભે લેખકનો અને કૃતિઓની વિશેષતાઓનો પણ અતિ સંક્ષેપમાં પરિચય કરાવવામાં આવ્યો હોત તો વધુ સારું થાત. મોટે ભાગે. પરિચય-નોંધમાં એ માહિતી મળી જાય છે, તેમ છતાં ક્યાંક એ રહી પણ ગઈ છે. ભાગ–૨ના પરિચયમાં 'મેઘદૂત'ને ગીતરચના કહી છે તે ઊર્મિકાવ્યના અર્થમાં જ હશે.

પ્રયોજક શ્રી નાયકની નિરૂપણરીતિ એકંદરે આકર્ષક છે અને વાચકોને મૂળ કૃતિનો રસાસ્વાદ કરાવવામાં સફળ નીવડે છે. અત્યંત ચીવટ, ખંત અને પરિશ્રમપૂર્વક એમણે આ કાર્ય કર્યું છે. શાકુંતલ-ઉત્તરરામ૦ જેવી કૃતિઓ વખતે તો એમણે કેટલાક પ્રસિદ્ધ શ્લોકોના સમશ્લોકી અનુવાદો પણ આપ્યા છે, અને એથી. મૂળ કૃતિના પ્રત્યક્ષ સંપર્કમાં પણ વાચકોને મૂક્યા છે. થોડીક વધુ કૃતિઓમાંથી પણ એમ બની શક્યું હોત. મૂળના ભાવને પ્રયોજકે સારી રીતે ઝીલ્યો છે અને મૂળની પંક્તિઓને કથાનકમાં મહદંશે સારી રીતે વણી લીધી છે. ત્રીજા ભાગમાં. 'રઘુવંશ'નો આસ્વાદ કરાવતાં કાલિદાસનો 'દીપશિખા' જેવો શબ્દ (પૃ. ૪૦) જતો કરવા જેવો નહોતો. અજવિલાપમાં 'ગૃહિણી...'વાળા પ્રસિદ્ધ શ્લોકનો ભાવાર્થ પણ આપવા જેવો હતો. પાંચમા ભાગમાં 'કાદંબરી'ના આસ્વાદમાં એની વર્ણનસમૃદ્ધિનો ખ્યાલ મળે એ માટે અચ્છોદ સરોવર જેવાં વર્ણનોના એક-બે નમૂના અપાયા હોત તો સારું થાત. 'માલુમ થાય છે કે'—(૧/૧૮), 'ડરતો બન્યો છું' (૧/૭૧), 'જોતા બનાવે તેવા' (૨/૫) પ્રયોગો અસુભગ લાગે છે. 'પરવર્યો', 'પરવરી' (૧/૨૦) પણ ઉપરાઉપરી બે વાર આવતાં ચમક ગુમાવી બેસે છે. ૨/૧૧નો આરંભ ક્લિષ્ટ છે. આ તો સહેજ ખટકે એવાં સ્થાનો નિર્દેશ્યાં છે. સંસ્કૃત સાહિત્યનો પરિચય મેળવવાની ઇચ્છા રાખનારાઓ અને વિદ્યાર્થીઓને આપણા આ શિષ્ટ સાહિત્યના વારસાનો આસ્વાદાત્મક પરિચય. અત્યંત ઉપયોગી નીવડશે.

## ઝૂલા

સરકસની દુનિયામાં ચમકી ઊઠવાની મહત્ત્વાકાંક્ષાવાળાં શ્રીરંગ અને તોરલ 'રાજકમલ' ' સરકસમાં પ્રવેશ કરે છે. શેઠ દેવીદાસ તેમને સ્વીકારે છે, ઝૂલાના દોર તેમને આવકારે છે, જોકરોનું ટોળું તેમને હસાવે છે. પણ ઝરીન – નટવરની જોડી ઈર્ષ્યાની મારી તેમના માર્ગમાં કાવતરાંની જાળ બિછાવે છે. પણ શેઠની જીવથી યે વહાલી મૂર્તિ ચોરી જતો નટવર શ્રીરંગના હાથે પકડાય છે અને તોરલ ઝરીનને ઝૂલાના દોરેથી બચાવી લે છે ત્યારે બન્નેને પોતપોતાની ભૂલ સમજાય છે અને અંતે સૌ સારાં વાનાં થઈ જાય છે. કિશોરજગતમાં આ સરકસકથા ઠીક ઠીક આવકાર પામશે એવી આશા રાખી શકાય.

## ભવાઈના વેશની :વાર્તાઓ

શ્રી સયાજી સાહિત્યમાળાના :૩૩૮મા પુષ્પ તરીકે શ્રી ભરતરામ ભા. મહેતા-કૃત આ પુસ્તક પ્રગટ થયું છે. ઈ. ૧૯૫૩માં અંબાજીમાં ભવાઈના ૨૨ વેશો જોઈને એમણે આ વાર્તાઓ લખી છે અને પ્રાચીન સાહિત્યમાંથી એમાં પૂર્તિ પણ કરી છે. આ પુસ્તકમાં ગણેશ, જૂઠણ, મણિયાર, કંસારો, વાણિયો, કજોડું, મિયાંબીબી, પૂરબિયો વગેરેના વેશો જોયા પછી લેખકે લખેલી આ વાર્તાઓ છે. એટલે, ભવાઈના વેશો જોતાં જે અનુભવ થાય છે એ આ વાર્તાઓ વાંચતાં થતો નથી. મૂળનો આછોપાતળો નાટ્યઅંશ અહીં જળવાયો નથી, અને કથનને પ્રાધાન્ય મળ્યું છે. અલબત્ત, કર્તાએ શક્ય ત્યાં ને તેટલાં મૂળનાં અવતરણોથી ભવાઈનો સીધો પરિચય આપવા પ્રયત્ન કર્યો છે. તેમ છતાં આ કથાનકો વાંચીને 'ભવાઈ'નો સાચો અને પ્રત્યક્ષ સંબંધ બંધાતો નથી. ક્યાંક એમણે (૨૧મી વાર્તામાં પૂરબિયાની વાણી) મૂળની ભાષા પણ પલટી નાખી છે અને 'હું તમને સફળ સફર ઇચ્છું છું' (પૃ. ૮૯) જેવા પ્રયોગોનો પણ અહીં ઉપયોગ કર્યો છે ! પ્રત્યેક વાર્તાને આરંભે આવતું લેખકનું કથન પણ આ પ્રકારનાં નિરૂપણોમાં બહુ બંધબેસતું થતું લાગતું નથી. એને માટે જુદી વ્યવસ્થા વિચારી શકાઈ હોત.

આ પ્રકારની વાર્તાઓ, ભવાઈથી અજ્ઞાન વ્યક્તિઓને, ભવાઈની ઝાંખી કરાવવામાં કેટલેક અંશે ઉપયોગી થઈ શકે ખરી; પરંતુ આના કરતાં, આરંભમાં શ્રી રસિકલાલ પરીખે, ભવાઈના સ્વરૂપનો પરિચય કરાવતાં નોંધ્યું છે તેમ, 'મૂળ વેશો શોધવા અને મિશ્રણો તારવી લેવાં એ સંશોધનનું કપરું પણ કરવા જેવું કામ છે.' – એ કામ કરીને 'ભવાઈસંગ્રહ'ની સંશોધિત આવૃત્તિ

આપી હોત તો એ મોટું કાર્ય થાત. પ્રસ્તાવનાના આરંભના ભાગ પર કાપ મૂકીને લેખકે ભવાઈના વેશોની વિગતે સમીક્ષા કરી હોત તો પણ એ બહુ ઉપયોગી થાત.

## સુંદર કથાઓ

શ્રી માતાજીએ મૂળ ફ્રેંચમાં લખેલ કેટલીક વાર્તાઓનો શ્રી સુન્દરમે કરેલ અનુવાદ તે આ 'સુંદર કથાઓ'. શ્રીમાતાજીએ જ કહ્યું છે કે આ વાર્તાઓ એટલા માટે લખાઈ છે કે એ દ્વારા બાળકોને પોતાનું સ્વરૂપ ઓળખવામાં મદદ થાય અને તેઓ સત્ય અને સૌન્દર્યના માર્ગે જતાં શીખે. અને સાથે જ આ વાર્તાઓ બાળકોને જ નહી, સૌ કોઈને સત્ય, સૌંદર્યના શિવકર માર્ગે લઈ જવામાં સહાયરૂપ નીવડશે. જીવનમાં વિવેક અને સદ્‌ગુણની ખિલવણી માટે સૌ કોઈ પ્રયત્નશીલ હોય જ. આ સંગ્રહમાં જુદા જુદા દેશપ્રદેશની વાર્તાઓ હેતુપૂર્વક ગૂંથી લેવામાં આવી છે. એમાં ગમ્મત અને જ્ઞાન સાથે ચિંતનનો સંભાર ઠીક ઠીક વેરાયેલો છે. પ્રત્યેક વાર્તાને અંતે પ્રશ્નાવલિ મૂકીને બાળકોને કેળવણીની પાઠમાળા પૂરી પાડવાનો આશય પણ અનુવાદકે સેવ્યો જણાય છે. ચિત્રોથી, સુંદર રેખાંકનોથી, બાહ્ય અને સૂક્ષ્મ રીતે, પુસ્તકની સુંદરતા સિદ્ધ થઈ જ છે.

## ચરણ રુકે ત્યાં

વીલા કેથરકૃત 'ઓબ્સ્કચોર ડેસ્ટિનિઝ'માં સંગ્રહાયેલી ત્રણ નવલિકાઓનો શ્રી હરીન્દ્ર દવેએ કરેલો આ ગુજરાતી અનુવાદ છે. દાયકાઓ પૂર્વે રચાયેલી આ વાર્તાઓ અત્યંત સાદી સીધી રેખાઓમાંથી મનોહર ચિત્રો સર્જે છે. ઘટનાનું નિગરણ ન કરતી છતાં ઘટનાનું મહત્ત્વ આપણા ચિત્ત પર ન ઠસાવતી આ ત્રણે વાર્તાઓ સહજ પણે આપણા હૃદયને જીતી લે છે. જૂની કથનરીતિનો આશ્રય લેતી પણ બળવાન વાર્તાઓ બનીને આપણને આકર્ષતી આ કૃતિઓ ગુજરાતીમાં લઈ આવવા માટે અનુવાદકને અભિનંદન. પહેલી વાર્તા 'તૃપ્તિ' ખેડૂત રોસિકીની આસપાસ વણાયેલી છે. શહેરમાં રહેલી અમેરિકન પુત્રવધૂ પોલી તરફ મમત્વ દાખવી એની સંભાળ લેતો, પોતાનાં બાળકો શહેરી જીવનના અભદ્ર સંસ્કારોથી દૂર રહી સંતોષી અને શ્રમભર્યું જીવન જીવે એવી ભાવના સેવતો રોસિકી જીવનભર શ્રમજીવી રહ્યો છે. હૃદયરોગને કારણે ડૉક્ટરે શ્રમકાર્યની મનાઈ કરી હોવા છતાં કુટુંબ માટે શ્રમકાર્ય કરીને જ એ પોતાના પ્રાણ ત્યાગે છે. રોસિકીનું પાત્ર સમગ્ર વાર્તામાં એવું વ્યાપી ગયું છે કે એના સંપૂર્ણ અને

સુંદર જીવનમાંથી માનવતાનો પમરાટ સતત વાચકને પ્રસન્નકર બની રહે છે. બીજી વાર્તા 'ચરણ રુકે ત્યાં'નાં વત્સલ વૃદ્ધ દાદીમા શ્રીમતી હૅરિસનું પાત્ર પણ એ રીતે જ વાચકને સ્પર્શી જાય છે. પાડોશી શ્રીમતી રોઝેન તરફ મમત્વ દાખવતાં, આખો દિવસ પ્રસન્નચિત્તે ગૃહકાર્યમાં ગરકાવ રહેતાં, નિરાશ થયેલી પૌત્રી વીકીને શિષ્યવૃત્તિમાં ખૂટતા ત્રણસો ડૉલર માટે પાડોશીને વિનવતાં અને પૌત્રીના મનોરથ કોઈ ન જાણે એમ પૂર્ણ કરતાં અને અંતે ગૃહસેવાના શ્રમથી બેભાન બની જીવનમાંથી અને કથામાંથી વિલય પામતાં શ્રીમતી હૅરિસને પણ વાચકો ભૂલી નહિ શકે. ત્રીજી વાર્તા 'અજંપો' બે જિગરજાન દોસ્તોની કથા છેઃ સમાજના સમૃદ્ધ અને વગદાર-બૅંકર ડીલન અને ઘોડાના વેપારી ટ્રૂમેનની મૈત્રીની કથાને અહીં ત્રીજી જ વ્યક્તિ કહી સંભળાવે છે એ આ વાર્તાની વિશિષ્ટતા છે. બોલકણા ડીલન અને થોડાબોલા ટ્રૂમેનની શિકાગોની એક સફર એમની મૈત્રીનો અંત લાવે છે, અને એના મૂળમાં છે ડીલનનો રાજકારણ-રસ, સિદ્ધાંતોનો સંઘર્ષ. ડીલન અચાનક ન્યૂમોનિયાથી ભરજુવાન વયે મૃત્યુ પામે છે. એ આઘાતથી ટ્રૂમેન ગામ ને ધંધો ત્યજીને સાન ફ્રાંસિસ્કો ચાલ્યો છે અને બાકીનું જીવન શૂન્યમનસ્ક બનીને ત્યાં જ વીતાવે છે. વાર્તાનો કથક અંતે કહે છેઃ 'જે સહેલાઈથી જોડાઈ શક્યું હોત એ તૂટયાનું દુઃખ અનુભવાય છે...' અને જીવનના ગહન સત્યને લેખક અત્યંત સરળ રીતે વાર્તામાંથી ઉપસાવી આપે છે. ત્રણે વાર્તાઓમાં લેખકે વાતાવરણની એવી જમાવટ કરી છે કે જીવનનાં માર્મિક સત્યો સહજતાથી વાચકને પ્રતીત થઈ જાય. અનુવાદમાં ક્યાંક શિથિલતા પ્રવેશી ગઈ છે. અનુસ્વારના ઉપયોગ પરત્વે પણ થોડીક અતંત્રતા પ્રવર્તે છે. 'સગવડતાભર્યું' જેવા ખોટા પ્રયોગ પણ ત્રણચાર વાર અડફેટમાં આવી જાય છે.

## નિષ્ઠા

સુખ્યાત મરાઠી નવલિકાકાર શ્રી અરવિંદ ગોખલેની ટૂંકી વાર્તાઓ *શ્રી ગોપાળરાવ વિદ્વાંસે આ સંગ્રહ દ્વારા સુલભ કરી આપી છે. સંગ્રહમાં કુલ* બાર વાર્તાઓ છે અને શ્રી ગોખલેની વાર્તાકાર તરીકેની સિદ્ધિઓનાં, આમાંની ઘણીખરી વાર્તાઓ, દર્શન કરાવે છે. લેખક પાસે વિશિષ્ટ નિરૂપણ રીતિ– કથન રીતિ છે, પાત્રમાનસનાં દલેદલનું કોમળતાથી આલેખન કરવાની સરસ ફાવટ છે અને સહજ પ્રાસાદિક વાણી છે. સંગ્રહની 'અંજલિ', 'વેર', 'મિથિલા' જેવી વાર્તાઓમાં લેખકની સિદ્ધિ સ્પષ્ટપણે વરતાઈ આવે છે. પોતાની પુત્રી સુચેતાને સ્થાને સુધીર શ્યામા સાથે લગ્નગ્રંથિથી જોડાતાં એમની પ્રત્યે વૈરાગ્નિથી બળતા અને એ પ્રસન્ન દંપતીના જીવનમાં અનેક સંકટો ઊભા કરતા 'વેર'ના

અંકુશરાવ દેસાઈ, 'મિથિલા'ની નીડર મધુર મિથિલા, પતિના મૃત્યુશોકને ભારી રાખીને લગ્નનું મુહૂર્ત સાચવી લેતી વિઘ્નહર્તી અન્નપૂર્ણા જેવાં અનેક પાત્રોનું સુરેખ નિરૂપણ વાચકના ચિત્તમાં અંકાઈ જાય છે. ઘણીખરી વાર્તાઓમાં પ્રણયની નિષ્ફળતા – પ્રણયભંગ અને પ્રીતિના મધુર સ્પર્શનું આલેખન કુશળતાથી થયું છે. 'વિધિલેખ', 'કેક્ટસ', 'નિષ્ઠા', 'અગન પથારી' જેવી કેટલીક વાર્તાઓમાં આ પ્રણયભંગની સ્થિતિઓનું ચિત્રણ છે. પરંતુ છેલ્લી બે વાર્તાઓમાં કલાત્મકતાએ લેખકને પૂરતી યારી આપી નથી. 'કેક્ટસ'માં લેખકે પ્રતીકનો ઠીક રીતે ઉપયોગ કર્યો છે. 'મિથિલા' અને 'અંજલિ' પણ વિષય દૃષ્ટિએ આ જ વર્ગમાં આવે. પરંતુ લેખક આ વાર્તાઓમાં જે સિદ્ધ કરી શક્યા છે એ અન્ય વાર્તાઓમાં સિદ્ધ કરી શક્યા નથી. હા, અન્યત્ર મુગ્ધ પ્રણયભંગનાં સંવેદનો છે ખરાં, પણ આ વાર્તાઓમાંની સૂક્ષ્મ ભાવસંપત્તિ અને કુશળ નિરૂપણ અન્યત્ર વિરલ છે. લેખકની નોંધપાત્ર ખૂબી માનવચિત્તનાં સંચલનો અને સંઘર્ષો, એમનાં સંવેદનો અને વૃત્તિઓનાં તાટસ્થ્યપૂર્વકનાં ઋજુ નિરૂપણમાં રહેલી છે. માનવજીવનના આ મહત્ત્વના મનોવ્યાપારનું જે ઊંડાણથી અને કુશળતાથી એમણે નિરૂપણ કર્યું છે એ પ્રશસ્ય છે. એ જ વિષયને દુહરાવવા જતાં ક્વચિત્ એમણે થાપ પણ ખાધી છે. અનુવાદ પણ મઝાનો થયો છે. ક્વચિત્ મરાઠી પ્રયોગો ખટકે છે ખરા. છાપભૂલો પણ ઠીકઠીક રહી ગઈ છે.

### બડી દીદી

અહીં બે નવલિકાઓ રજૂ કરવામાં આવી છે: 'બડી દીદી' અને 'પથનિર્દેશ'.

જમીનદારનો એકનો એક પુત્ર સુરેન્દ્ર રિસાઈને કલકત્તા નાસી જાય છે, જ્યાં એની ચાકરી માધવી જીવની પેઠે કરે છે. માધવીને બહારગામ જવાનું થતાં સુરેન્દ્ર બહાર ચાલ્યો જાય છે, અકસ્માતનો ભોગ બને છે અને ફરી માતાપિતાના ખોળામાં જઈ ચડે છે. પણ હવે તેને ચેન પડતું નથી, કશુંક ખોવાયાનો ભાવ તેને થાય છે પણ માધવીનો પત્તો મળતો નથી. જમીનદારીના કાગળોમાં તેને અચાનક માધવીના દસ્તાવેજો જડે છે, જેમાં એની જમીન લીલામ થયાના સમાચાર હોય છે, તરત એ માધવીની શોધમાં ઊપડે છે અને અંતે મેળાપ થાય છે.

સુલોચનાના પતિનું મૃત્યુ થતાં તે પુત્રી હેમલતાને લઈને ભાણેજ ગુણેન્દ્રને ઘેર આવે છે. ગુણેન્દ્રથી હેમ આકર્ષાય છે પણ એને નાછૂટકે નવદ્વીપના એક ધનવાનને ઘેર પરણવું પડે છે. એક બાજુ ગુણેન બિમાર પડે છે, બીજી બાજુ

હેમ વિધવા બને છે. આ સંજોગોમાં એ ઘેર પાછી ફરે છે પણ સનાતનની હેમ અને બ્રાહ્મોસમાજી ગુણેન વચ્ચે મતભેદ જાગે છે એટલે હેમ કાશી જવા તૈયાર થાય છે. પણ મોડે મોડે પણ એ શ્રદ્ધા અને અંધશ્રદ્ધા વચ્ચેનો ભેદ પારખે છે અને ગુણેન દ્વારા પથનિર્દેશ પામી વિરહમાં મિલનનો સંદેશ સાંભળે છે.

વાર્તાનું વસ્તુ રૂપાંતરિત કરવામાં અનુવાદક સફળ થયા છે તેટલા બડી દીદીની ત્યાગભાવનાને મૂર્ત કરવામાં થયા લાગતા નથી.

## આત્મકથા, જીવનચરિત્ર, ડાયરી આદિ

### સ્મૃતિસાગરને તીરે (પ્રથમ ખંડ)

આ પુસ્તક આમ તો સંસ્મરણો રૂપે લખાયું છે, પરંતુ સ્મૃતિના સાગર-કિનારે ફરતાં ફરતાં આલેખાયેલાં આ ચિત્રો આત્મકથાનો ઘાટ નીપજાવી બેઠાં છે. નિવૃત્તિ સમયે જૂનાં સ્મરણોને ઢંઢોળતાં લેખિકાએ કેટલાંક સુંદર ચિત્રો રોચક રીતે અહીં રજૂ કર્યાં છે. દાદા, માતાપિતા, શૈશવકાળ, લગ્ન, શાળા, વિવિધ પ્રદેશોનાં વ્રતો અને રમતો તેમ જ શ્વસુરપક્ષ વગેરેનાં અહીં ઊપસી આવતાં વ્યક્તિ-ચિત્રો, પ્રસંગચિત્રો અને આલેખનો વાર્તાની જેમ આપણી કુતૂહલવૃત્તિને જાગૃત કરે છે. લેખિકાએ અહીં તાટસ્થ્યપૂર્વક આ સ્મરણો રજૂ કર્યાં હોવાથી એમાં ક્યાંય અહમ્ કે આત્મપ્રશંસા પ્રવેશ્યાં નથી. આ કૃતિનું એક અત્યંત આકર્ષક અંગ તે લેખિકાએ અહીં આલેખેલું તે સમયનું પાટીદાર કોમનું ચિત્ર છે. એના લગ્ન સમયના રીતરિવાજો અને લાક્ષણિકતાઓથી એ સમયનો પાટીદાર સમાજ અહીં જીવતોજાગતો બન્યો છે તીવ્ર સ્મરણશક્તિને કારણે નાનપણના ઝીણામાં ઝીણા પ્રસંગોને પણ સુરેખ રીતે તેઓ વર્ણવી શક્યાં છે. એક બીજી વસ્તુ આ પુસ્તકમાં ધ્યાન ખેંચે એ રીતે રજૂ થઈ છે. એ છે, અતીન્દ્રિય તત્ત્વોનું, ચમત્કારોનું નિરૂપણ. સતીના આશીર્વાદ, ભેંસાસુર રાક્ષસની વાત, સાધુમહારાજના શાપની કથા, કથામાં વારંવાર આવતા સાપ-નાગના એ પ્રકારના નિર્દેશો, એમનાં માતુશ્રીના મૃત્યુની કથા, પોતાની ભૂતકથા, નર્મદાજીનું સ્વરૂપ વગેરે એનાં દૃષ્ટાંતો છે. આમાંનાં કેટલાંક એમણે સાંભળેલાં છે, તો કેટલાંક અનુભવેલાં પણ છે. લેખિકાએ એક સ્થળે નોંધ્યું છે: ' આવી વાતોને નહીં માનનારા આ યુગમાં આ સત્ય બનાવ મેં એટલા માટે ટાંક્યો છે કે આત્મા અને પરમાત્માનું ઐક્ય અદ્‌ભુત છે એ સમજાય. ' (પૃ. ૮૧) આને વિશે વિશેષ લખવાની જરૂર નથી. પૃ. ૧૦૮ ઉપરની એમની નોંધ અસ્પષ્ટ લાગે છે. આવા પ્રસંગો મુંબઈ-નિવાસ દરમિયાન ક્યાંય આવતા નથી એ પણ વિધિની કેવી વિલક્ષણતા છે!

દોઢ ચોપડીનું શિક્ષણ પામેલાં અને ખંત અને પરિશ્રમથી આપબળે તેજસ્વી સામાજિક કાર્યકર તરીકે ખ્યાતિ પામેલાં ગંગાબહેનની આ કથા રસિક અને પ્રેરક બની છે. યુગચિત્ર અને તાટસ્થ્ય ઉપરાંત આ પુસ્તકની એક ત્રીજી વિશેષતા તે લેખિકાની સરળ-મધુર અને પ્રૌઢિવાળી નિરૂપણરીતિ છે.

## વિદ્યાનગરના વિશ્વકર્મા

વિદ્યાનગરના સર્જક શ્રી ભાઈકાકાનું આ જીવનચરિત્ર જાણીતા સાહિત્યકાર શ્રી ઈશ્વર પેટલીકરે લખ્યું છે. આરંભમાં લેખકે નોંધ્યું છે : 'આ જીવનચરિત્ર હોવા છતાં આત્મકથા છે તેમ કહેવું ન્યાયોચિત ગણાશે.' શ્રી ભાઈકાકા સાથે છૂટક છૂટક એમના જીવનપ્રસંગોની વાતો સાંભળતાં અને ભાઈકાકાની સ્મરણશક્તિ અને સળંગ રજૂઆતને કારણે પોતાના ખાસ કશા કર્તૃત્વ વિના તેઓએ આ જીવનચરિત્ર લખ્યું છે. ભાઈકાકાના સર્જન વિદ્યાનગર સાથેની આત્મીયતા, જીવનવિષયક ભાઈકાકાની ભાવના અને એને અનુરૂપ આચરણ, એમની સૈનિક અને જાતિગત ખેડૂત પ્રકૃતિ, દૃઢ મનોબળ અને અમાપ શક્તિ વગેરે અનેક ગુણોથી પ્રેરાઈ ને એ ચરિત્ર પ્રેરણારૂપ બનશે એવી આશાથી આ કૃતિ લખાઈ છે. લેખકની એ આશા, આ ચરિત્ર વાંચ્યા પછી, સાચી લાગે છે. આપબળે આગળ વધેલા, આંતરસૂઝવાળા, તેજસ્વી, નીડર કર્મવીરનું વ્યક્તિત્વ આ આ પુસ્તકનાં પાનાંમાંથી સહજ રીતે ઊપસી આવે છે. એમની બાબરા ભૂત જેવી કાર્યશક્તિ, એમના ફરજના મોરચા પરની અણનમતા, પત્નીના મૃત્યુ-સમાચારનું દુઃખ ભૂલવા બીજાનાં દુઃખનું સ્મરણ કરી એમાં રત થનારની સેવામયતા, કુનેહ ઉપરાંત જીવનકર્તવ્યની ભાવના અને દૂરગામી ઝીણી નજર, નિર્મમ દૃષ્ટિવાળું ખુલ્લી કિતાબ જેવું જીવન — આ સર્વ દ્વારા ચરિત્રનાયકની સુભગ છબી આપણા ચિત્ત પર અંકાય છે.

કુટુંબીજનો અને બાળપણથી આરંભી વિદ્યાનગરના નામકરણ સુધી સંકળાયેલો ભાઈકાકાનો જીવન-ઇતિહાસ અહીં મળે છે. એ પછી ભાઈકાકાના ૬૩મે, ૭૦મે અને ૭૬મે વર્ષે લેખકે લખેલા લેખો અહીં આપવામાં આવ્યા છે. પરંતુ એ લેખોમાં ક્યાંક પરિચયાત્મક યાદી જેવું છે, તો ક્યાંક પુનરુક્તિઓ પણ છે, અને સમગ્રદર્શી સંક્ષિપ્ત મૂલ્યાંકનો છે. એને બદલે આ ચરિત્રને લેખકે અદ્યતન બનાવ્યું હોત તો વધુ સારું થાત એમ લાગ્યા કરે છે. તો, ચરિત્રનો અંતિમ ભાગ ઊભડક લાગે છે તે પણ ન લાગત.

ચરિત્રમાં ગંગાભાભી, આફ્રિકા જનાર પહેલા પાટીદાર મણિભાઈ, રાવજીકાકા, અંગ્રેજ અમલદાર (પ્ર૦ ૧૫) અને કેટલેક અંશે સરદાર પટેલનાં શબ્દચિત્રો

આકર્ષક રીતે આલેખાયાં છે, પુસ્તકમાં સ્વામિનારાયણ ધર્મના આગમનનો ઇતિહાસ, પૂનાનું રાજકીય વાતાવરણ, મહારાષ્ટ્રની ગઈ પેઢીનું રાજકીય જીવન, તત્કાલીન જ્ઞાતિ-સમાજનું ચિત્ર, સિંધ પ્રાંત અને સિંધી જાતિ તથા અમદાવાદનાં જુદાં જુદાં ચિત્રો વગેરે મૂળ તંતુ સાથે ગંઠાઈ રહે એ રીતે અપાયાં છે. સિંધના સક્કરબરાજની ભાઈકાકાની કામગીરી આપણી પ્રશંસાનો અર્ઘ્ય પામી રહે એવી છે; વિવિધ પ્રકારની એમની આવડત અને કુનેહનો ત્યાં અને અમદાવાદ મ્યુનિસિપાલિટીના એમના સેવાકાર્યના ચિત્રણમાં આપણને અનુભવ થાય છે. લેખકે તળપદા શબ્દો, દૃષ્ટાંતો, રૂઢિપ્રયોગો અને કહેવતો પાસેથી અહીં સારું કામ કઢાવ્યું છે. એમની વિનોદ અને કટાક્ષશક્તિનાં પણ અહીં અનેક વાર દર્શન થાય છે. ક્યાંક વાક્યરચના કઢળી છે અને ક્યાંક અનુસ્વારની ભૂલો ખટકે છે. રમણલાલ એન્જિનિયરની અટકકથા વધારે પડતી ખેંચેલી લાગે છે, તો સુભદ્રાબહેનની કથાને સમેટી લેવાનો તર્ક પણ આ લેખક જેવા માટે સુસંગત લાગતો નથી. આ પુસ્તકમાં વિવિધ પ્રકારની પુનરુક્તિઓનું પ્રમાણ ઘણું છે. વાક્યપ્રયોગો કે ઉક્તિઓમાં તો ઠીક, પણ ભાઈકાકાની સેવાઓ અમદાવાદ મ્યુ૦માં લેવાની સરદારની સૂચના, ભાઈકાકાના પગાર-ગ્રેડ અને નિવૃત્તિની વાત, વાનપ્રસ્થજીવન અંગેની એમની ભાવના પાછળ મહાભારતાદિની પ્રેરણા વગેરે કેટલીક વાતો વારંવાર આવતી હોવાથી થોડોક કંટાળો આવે છે. જોકે એમાં પાછલા ત્રણ લેખોની જવાબદારી વિશેષ છે. વચ્ચે વચ્ચે તારણો કાઢતાં જઈને લેખક એમની સમાજસુધારકની કલમનો પણ પરિચય કરાવે છે. પ્રભુ વિશેની આપણી કલ્પના (પૃ. ૮૮) એનું સારું દૃષ્ટાંત છે. કોંકણી જંગલી પ્રજાના ટ્રાયલ લગ્નના રિવાજની વાત(પૃ. ૮૯-૯૦)માં પેટલીકરની બોલચાલની લઢણનો અને અભિવ્યક્તિનો આબાદ પડઘો પડ્યો છે. ચરિત્રનાયકની કેટલીક મર્યાદાઓના નિર્દેશ અહીં છે (પૃ. ૭૪). પણ એ પાસું અહીં બહુ સ્પર્શાયું નથી. વિવિધ સામાજિક-રાજકીય ચિત્રો નિરૂપતું અને ચરિત્રનાયકના ગુણદર્શી વ્યક્તિત્વને વિશેષ ઉઠાવ આપતું આ ચરિત્ર એકંદરે આપણા સમાજને પ્રેરણારૂપ બનશે.

### આલ્બર્ટ સ્વાઇત્ઝર

આફ્રિકામાં રુગ્ણાલય સ્થાપી જિંદગીભર સેવાભર્યું જીવન જીવનાર તત્ત્વજ્ઞાની, સંગીતજ્ઞ અને ડૉક્ટર આલ્બર્ટ સ્વાઇત્ઝર આ યુગના એક મહાત્મા હતા. તત્ત્વજ્ઞાન, ધર્મ, સંગીત જેવા વિષયોમાં ઉચ્ચ પદવી અને સિદ્ધિ પ્રાપ્ત કર્યા પછી આ સેવાવ્રતધારીએ દાક્તરીવિદ્યાનો અભ્યાસ આરંભ્યો અને એમાં

નિપુણતા મેળવી પશ્ચિમની સંસ્કૃતિનાં ખોવાયેલાં મૂલ્યોને વાણી–વર્તન દ્વારા પુનર્જીવિત કરવાનું ભગીરથ કામ કર્યું. આવા મહાપુરુષનું આ રૂપરેખાત્મક પણ સુંદર જીવનચરિત્ર શ્રી મોહનભાઈ શં. પટેલે આપણને આપ્યું છે. નાનાં–નાનાં પ્રકરણોમાં, ચીલાચાલુ પદ્ધતિથી સહેજ ફંટાઈને, લેખકે આલ્બર્ટના સાચા વ્યક્તિત્વને અહીં આલેખ્યું છે. દુ:ખદર્દથી પિડાતી માનવજાતની સેવા માટે દાક્તર થઈ માનવતાનો અમીકુંભ જગત સમક્ષ ધરનાર આલ્બર્ટનો અને જે ભયંકર ભૂમિમાં એને કાર્ય કરવાનું હતું તેનો પરિચય ભૂમિકારૂપે આપીને લેખકે પછી આલ્બર્ટના જીવનની નાની–મોટી–ખપજોગી વિગતો આપીને આપણને ચરિત્રનાયકની આંતરશ્રીનો પરિચય કરાવ્યો છે. એના ઓવરકોટ અને ટોપીવાળા પ્રસંગોમાં પણ આલ્બર્ટની વેદના સરસ રીતે આલેખાઈ છે. જીવ માત્ર પ્રત્યેની અનુકંપા, દયાભાવ, પીડિતોની સેવા, વિદ્યાપ્રીતિ વગેરે આલ્બર્ટના જીવનનાં પાસાં અહીં સુપેરે ઊપસી આવે છે. માનવજાતિની સેવા માટે 'ગેટે પારિતોષિક' અને નોબલ પારિતોષિક તથા અન્ય ઉપાધિઓ અને ઇલકાબો પામનાર આ શાંતિદૂતે પીડિતોની સેવામાં કરેલાં ભગવાનનાં વિશ્વરૂપદર્શનને અહીં કેન્દ્રમાં રાખ્યું છે: અને એમાં ઉત્સાહ ને ધીરજથી ફાળો આપનાર શ્રીમતી સ્વાઇત્ઝરની તેજસ્વી રેખાઓ પણ આંકી છે. ચરિત્રમાં લેખકનાં ટૂંકાં પ્રકૃતિચિત્રો – નિરીક્ષણો આહ્‌લાદક છે, અને અહીં એ સમુચિત રીતે ચરિત્રની પૃષ્ઠભૂ બને છે. ત્સેત્સે માખી (પૃ. ૭૦–૭૧) જેવાનાં ટૂંકાં શબ્દચિત્રો પણ મનમાં વસી જાય એવાં છે. પૃ. ૭૯, પૃ. ૮૦ અને પૃ. ૧૦૫ ઉપર જોવા મળે છે એવા ચિંતનખંડોનો બચાવ કરી શકાય એમ છે, પણ એ સુસંવાદી બનતા નથી. અહીં 'અધિત્યકા', 'સમાદત', 'દ્વિરાગમન' જેવા શબ્દોનો ઉપયોગ ભદ્રંભદ્રીય લાગે છે. માનવજાતના આ મહાન સેવકનું આ ચરિત્ર આપણને પ્રેરણાદાયી નીવડશે.

## તળપદી પ્રતિભાનું નૂર

શ્રી રસિકલાલ મા. વકીલે અહીં એમના દાદા – થોડોક સમય 'ગુજરાત શાળાપત્ર' અને 'બુદ્ધિપ્રકાશ'ના તંત્રી – સ્વ. શ્રી હરિલાલ દામોદરદાસ વકીલનું સંક્ષિપ્ત જીવનચરિત્ર આપીને એમના સાહિત્યનો પણ પરિચય કરાવ્યો છે. ફાર્બસની કલ્યાણકારી પ્રેરણા કઈ રીતે હરિલાલના ઘડતરમાં ઉપયોગી થઈ, તત્કાલીન સમાજની રૂઢિજડતા અને પશ્ચિમપ્રવાહના આગમન સમયે ચરિત્રનાયકની પ્રતિભા કેવી રીતે વિકસી, સંસારસુધારો, સાહિત્ય–સેવા, ભાવનગરનું ન્યાયાધીશપદ, સ્વદેશહિતની ભાવના – આ સર્વના ટૂંકા નિર્દેશો દ્વારા સંપાદકે ચરિત્ર-

નાયકની અને એ સમયની ઝાંખી કરાવી છે. શ્રી મગનભાઈ દેસાઈનો 'તળપદી પ્રતિભાનું નૂર', હરિલાલની સાહિત્યિક ચોકસાઈ–બારીક કાળજી અને ચારિત્ર્યના ગુણો દર્શાવે છે, અને પ્રા. ધીરજલાલ પરીખનું 'પુરોવચન' દેશોન્નતિની ભાવના-વાળા નવજાગ્રત પુરુષનો ખ્યાલ આપે છે, અને એમના વિવિધરંગી સમૃદ્ધ જીવનની રૂપરેખા આપે છે. પુસ્તકના પહેલા ખંડમાં ઈ. ૧૮૮૯ના 'ગુર્જર અગ્રેસર મંડળની ચિત્રાવલી'માંથી ચરિત્રનાયકનું સંક્ષિપ્ત જીવનચરિત્ર આપ્યું છે, ખંડ બીજામાં સર્વશ્રી અનંતરાય રાવળ, કે. કા. શાસ્ત્રી, રામપ્રસાદ શુક્લ અને ઇન્દ્રવદન દવેએ હરિલાલભાઈની સંસ્કારભક્તિ, જોડણી વિશેની એમની ચીવટ અને સભાનતા, સ્વદેશહિતનો ઉશ્કેરાટ અને સમાજનિષ્ઠ શિક્ષકની રચનાઓ–વિશે ખ્યાલ આપ્યો છે. આ સર્વ પરિચયાત્મક લેખો દ્વારા ચરિત્રનાયકનું, એ યુગના સંદર્ભમાં, ચિત્ર ઊપસી આવે છે, અને 'માંગલિક ગીતાવલિ'ના પ્રસ્તાવનાના લેખક તથા 'બુદ્ધિપ્રકાશ'માં 'સ્લેટ અને સ્લેટપેન', 'માટીના ખડીઆ' જેવા વિષયો પર નિબંધો અને પદ્યકૃતિઓ લખનાર આ લેખકની અને એની પાછળની એમની ભાવનાની આપણને ઝાંખી કરાવે છે. અહીં આપેલું એમનું સાહિત્ય અત્યારનાં ધોરણે સત્ત્વશીલ નહિ લાગે; પરંતુ ઐતિહાસિક ધોરણે વિચારતાં એ સમયની ગુજરાતી ભાષાની લઢણો અને એ યુગના પુરુષોનાં ચૈતસિક સ્પંદનોનું એમાં દર્શન થાય છે. આ રીતે, આ પુસ્તકના પહેલા ખંડમાં શ્રી હરિલાલના જીવન વિશે અને બીજા ખંડમાં એમના સાહિત્ય વિશે લેખો છે અને બીજા ખંડના 'બ' વિભાગમાં એમના લેખો, પદ્યકૃતિઓ અને એમની વિચારકલિકાઓ આપેલ છે. પરિશિષ્ટમાં જીવનની ને કુટુંબની સાલવારી વગેરે વિશે માહિતી છે. જુદા-જુદા લેખોમાં પુનરુક્તિઓ થાય એ સમજી શકાય એવું છે. પરંતુ ચરિત્રવ્યક્તિનું આદર્શ ચરિત્ર આમાંથી મળતું નથી. પુસ્તકની સમગ્ર યોજના જ કંઈક ધૂંધળી લાગે છે. તેમ છતાં સંપાદકનાં શ્રમ, ધીરજ અને નમ્રતા આપણને ગમી જાય એવાં છે.

## શ્રી મોરારજીભાઈ દેસાઈ (સંક્ષેપ)

શ્રી અંબેલાલ ના. જોશીએ આપણને ગાંધીજીથી આરંભી અનેક રાજકીય વ્યક્તિઓનાં સુદીર્ઘ જીવનચરિત્રો આપ્યાં છે. આટલા મોટા કદમાં નહિ, પણ સંખ્યામાં તો એમના જેવા બીજા લેખક છે શ્રી ધનવંત ઓઝા. શ્રી દેસાઈએ ચાર વર્ષ પૂર્વે શ્રી મોરારજીભાઈનું વિસ્તૃત જીવનચરિત્ર બે દળદાર ગ્રંથોમાં આપ્યું હતું. આ કૃતિ શ્રી અનંતરાય રાવળે તૈયાર કરેલો એનો સંક્ષેપ છે. 'આમુખ'માં શ્રી રાવળે સાચું જ કહ્યું છે, કે 'વાસ્તવિક વ્યક્તિચિત્રણ શ્રી જોશીએ લક્ષ્યું કે

સાધ્યું નથી.' એટલે, આમાં લેખકનાં ઉત્સાહ અને ઉદ્યોગનાં જ આપણને વિશેષ દર્શન થાય છે. આ ચરિત્રમાં લેખકે આરંભે દેશની રાજકીય–સાંસ્કારિક પરિસ્થિતિનો અને અનાવિલ જ્ઞાતિનો આછો ખ્યાલ આપતાં બે પ્રકરણ આપ્યાં છે, અને એ પછી પૂર્વજો વગેરેની માહિતી આપી, ચરિત્રનાયકનાં વિદ્યાર્થીકાળ, વ્યવસાય, રાજકીય કારકિર્દી વગેરેનું ચિત્રણ આપ્યું છે. ગુજરાત પ્રાંતિક સમિતિના મંત્રીપદેથી ભારતના નાણાપ્રધાન સુધીનો અને 'કામરાજયોજના'થી ચરિત્રનાયક સંસ્થાકીય પાંખમાં જોડાયા ત્યાં સુધીનો ઇતિહાસ અહીં આપવામાં આવ્યો છે. 'વક્તા અને વિચારક' નામના પ્રકરણમાં એમના વાણીપ્રવાહનો અને ગ્રામોદ્ધારથી શિક્ષણ સુધીના વિષયો પરના એમના વિચારોની કંડિકાઓ અને ૧૮મા પ્રકરણમાં મોરારજીભાઈના જીવનના કેટલાક વિશિષ્ટ પ્રસંગો આપવામાં આવેલ છે. વચ્ચે ચરિત્રનાયકની અન્ય નેતાઓ સાથે તુલના પણ કરી લીધી છે.

લેખકનું વલણ મુખ્યત્વે ગુણદર્શી રહ્યું છે, અને સમકાલીન ઇતિહાસ સાથે એમને પનારું પડ્યું હોઈ એ વિશેની માહિતી ક્રમબદ્ધ આપવી પડી છે. એમાં પેલા ગુણદર્શી વલણે ચરિત્રનાયકના મૂલ્યાંકનની લપછપમાં એમને પડવા દીધા નથી અને સમકાલીન ઘટનાઓમાં પેલો ગુણાનુરાગ ઢાલ તરીકે રજૂ થતો લાગે છે. ચરિત્રનાયકની સિદ્ધાંતપ્રિયતા અને એ વિશેનો હઠાગ્રહ, દેશપ્રીતિ અને સ્પષ્ટવક્તૃત્વ જેવા કેટલાક ગુણોને ઉઠાવ આપવાનો સારો પ્રયત્ન કર્યો છે. પુસ્તકમાં સામગ્રી ખીચોખીચ ભરેલી છે, પણ તટસ્થ મૂલ્યાંકનનો લેખકનો અભિગમ જ નથી. એટલે 'શબ્દોનો છાક' અહીં વિશેષ વરતાય છે. ઉપરાંત, ગૃહપ્રધાન કે મહેસૂલપ્રધાન તરીકે ચરિત્રનાયકે રજૂ કરેલા ખરડા અને આપેલાં ભાષણો અહીં આપવામાં આવ્યાં છે—પણ એમાંથી ચરિત્રનાયકનું વ્યક્તિત્વ ઉપસાવવાનું કાર્ય થઈ શક્યું નથી. એ મસાલો વાચકોને આ પ્રકારની કૃતિઓમાં આ રીતે અપેક્ષિત હોતો નથી. કેટલીક રાજનીતિવિષયક બાબતોમાં પણ ચરિત્રનાયકનું વ્યક્તિત્વ શ્રદ્ધેય રીતે ઊપસતું નથી. છેલ્લા પ્રકરણમાં આપવામાં આવેલા પ્રસંગોની પણ વિવેકપૂર્વક વીણણી કરવાની જરૂર હતી. મૂળ ગ્રંથનો આ સંક્ષેપ આપણા આ રાજકીય મોવડીના વ્યક્તિત્વનો અને એમના કાર્યનો ગુણદર્શી પરિચય કરાવે છે.

## સ્વામી સહજાનંદ

શ્રી ગોરધનદાસ જે. સોરઠિયાએ આ પુસ્તકમાં શ્રી સહજાનંદ સ્વામીના જીવન અને દર્શનનો આપણને પરિચય કરાવ્યો છે. આ સંબંધી લેખો અને વિગતો પરથી એમણે તૈયાર કરેલું આ સંકલન એમનાં શ્રમ અને શ્રદ્ધાનું દ્યોતક છે.

પુસ્તકમાં ચૌદ પ્રકરણોમાંથી છેલ્લાં બેમાં સ્વામી સહજાનંદની ભક્તિ, જ્ઞાન, વૈરાગ્ય, માયા, આત્મા, પરમાત્મા વગેરે પરની વિચારણા દ્વારા એમના તત્ત્વજ્ઞાનનું અને 'શિક્ષાપત્રી'નું સારદોહન છે. પુસ્તકનો આરંભ તત્કાલીન રાજકીય-ધાર્મિક ક્ષેત્રની પરિસ્થિતિ નિરૂપે છે, અને રાજકીય અસ્થિરતા-અંધાધૂંધી અને સામાજિક-ધાર્મિક મૂલ્યોના હ્રાસનો ખ્યાલ આપે છે. એ પછી સ્વામી સહજાનંદના બાળચરિત્રનું અને અલૌકિક ઘટનાઓનું નિરૂપણ છે. એમની પ્રભુદર્શનની ઝંખના, ગુજરાતમાં એમનું આગમન, સ્વામી રામાનંદના ઉત્તરાધિકારી તરીકે એમની વરણી, પ્રજા-ઉન્નતિ–સમાજ-કલ્યાણનાં કાર્યો, વિરોધીઓ તરફથી આવેલી મુશ્કેલીઓ, સંપ્રદાય માટે નિયમપાલન, સમાજસુધારણાના માર્ગો, વચનામૃત અને શિક્ષાપત્રી દ્વારા એમની બોધવાણી અને ચમત્કારિક ઘટનાઓ વગેરે દ્વારા લેખક સહજાનંદ સ્વામીના લોકોત્તર ચરિત્રને ઉપસાવવા પ્રયત્ન કરે છે. એમાં એમની દૃષ્ટિ સંપ્રદાયના અને સ્વામીજીના જ નિષ્ઠાવાન ભક્તની છે, એટલે એમાં ગુણદર્શન જ હોય એ સમજી શકાય એવું છે. પરંતુ વચ્ચે વચ્ચે રાજા રામમોહનરાય કે વિવેકાનંદના નિર્દેશો અને તુલના દ્વારા સ્વામીની ઉત્કૃષ્ટતા દાખવવાના પણ ભક્તસહજ પ્રયત્ન અહીં થયા છે. સમાજસુધારક અને ધર્મપુરુષનું નહિ, પરંતુ અવતારી પુરુષ સહજાનંદનું અહીં ગુણસંકીર્તન છે, એટલે ચરિત્રકારના તાટસ્થ્યની અપેક્ષા રાખવી વધુ પડતી છે. પુસ્તકમાં મુદ્રણદોષો ઘણા છે; કદાચ, એ બધા લેખકના જોડણીદોષો જ લાગે છે. અનુસ્વારના ઉપયોગ પરત્વે પણ અહીં અતંત્રતા પ્રવર્તે છે. પુનરુક્તિઓનું પ્રમાણ પણ ઠીકઠીક છે. તેમ છતાં લેખક પાસે સરળ નિરૂપણ-પદ્ધતિ છે, અને ટૂંકાં ટૂંકાં શબ્દચિત્રો એ સારાં ઉપસાવી શકે છે. સામાન્ય જિજ્ઞાસુઓને અને વિશેષ તો સંપ્રદાયના ભક્તોને આ ચરિત્ર સ્વામીજીના પ્રભાવ અને કાર્યનો પરિચય કરાવશે.

## બાવીસ ટૂંકાં ચરિત્રો

**૧. આનંદઘન ૨. વલ્લભ મેવાડો ૩. કરસનદાસ મૂળજી ૪. દુર્ગારામ મહેતાજી ૫. ફાર્બસ સાહેબ ૬. નારાયણ હેમચંદ્ર ૭. નરસિંહરાવ દીવેટિયા ૮. કેશવ હર્ષદ ધ્રુવ ૯. બળવંતરાય ઠાકોર ૧૦. રમણલાલ દેસાઈ ૧૧. જયસુખરાય જોષીપુરા ૧૨. કનૈયાલાલ મુનશી ૧૩. શેક્સપિયર ૧૪. બંકિમચંદ્ર ૧૫. ઝાંસીની રાણી ૧૬. શિવાજી-મહારાજ ૧૭. શ્રીમદ્ રાજચંદ્ર ૧૮. સરદાર ભગતસિંહ ૧૯. ઝંડ ભટ્ટજી ૨૦. લાખાજીરાજ ૨૧. નારાયણ મોરેશ્વર ખરે ૨૨. શ્યામજી કૃષ્ણ વર્મા.**

શ્રી ધનવંત ઓઝાએ વિપુલ જથ્થામાં લખવા માંડેલી જીવનચરિત્રમાળાની ઉપર નોંધેલી બાવીસ પુસ્તિકાઓ સમીક્ષાર્થે મળી છે. અત્યાર સુધીમાં લેખકે આ પ્રકારની ૧૫૦ જેટલી પુસ્તિકાઓ પ્રગટ કરી છે. આ જીવનચરિત્રમાળામાં ગુજરાતના, ભારતના અને વિદેશોના સાહિત્યકારો, કલાકારો, સમાજસુધારકો, ક્રાંતિવીરો, વૈદ્યો અને વૈજ્ઞાનિકો, રાજવીઓ અને ધર્મપુરુષો, ઉદ્યોગપતિઓ અને સંતો – એમ જાતજાતની પ્રસિદ્ધ-અપ્રસિદ્ધ વ્યક્તિઓનાં ચરિત્રો આપવામાં આવ્યાં છે. આવું થોકબંધ લેખન કરી શકનાર આ લેખકના પરિશ્રમ માટે આદરની લાગણી જન્મે છે. આપણાં બાળકો–કિશોરો અને અન્ય જિજ્ઞાસુઓને આ ચરિત્રમાળા ઉપયોગી થઈ પડે એવી છે. જોકે માત્ર બાળકો અને કિશોરોના ઉપયોગ માટે આ પુસ્તિકાઓનું આયોજન હોય તો એમાંની અઘરી ભાષાને કારણે એ પ્રયોજન પૂરેપૂરું સિદ્ધ થઈ શકે એમ નથી. તેમ છતાં આ પ્રકારની ચરિત્રમાળા વ્યાપક રીતે ઉપયોગી હોવાથી આ પ્રયાસ આવકારપાત્ર છે.

લેખક આ પ્રયાસમાં જે પ્રમાણમાં આગળ વધ્યા છે એ જોતાં એમાં ખરેખર ચરિત્રને યોગ્ય વ્યક્તિઓ છે કે કેમ એ શંકાસ્પદ બને છે. આ માળામાં પણ એવી કેટલીક વ્યક્તિઓ ચરિત્રને યોગ્ય નથી એમ નમ્રપણે કહેવું પડે છે. એમાં લેખકના ગમા–અણગમા કામ કરતા હોય એ શક્ય છે; પરંતુ ચરિત્ર-વ્યક્તિની યોગ્યતા એ પ્રથમ માપદંડ હોવો જરૂરી છે. વ્યક્તિમાત્રમાં કશુંક તો વિશિષ્ટ હોવાનું જ, અને એથી પ્રત્યેક વ્યક્તિનું ચરિત્ર આલેખાય એમ તો આપણે નહિ કહીએ. લેખકને આ માળા હજાર કે બે હજાર પુસ્તિકાઓ સુધી લંબાવવી હોય એમ બને – પણ એથી અતિ સામાન્ય વ્યક્તિનાં ચરિત્રો લખવા એ બેસી જશે તો ઔચિત્ય અને વિવેકની મર્યાદા ચૂકશે. અહીં આ રેખા સહેજ ઓળંગાઈ જતી લાગી છે.

લેખક ચરિત્રનો આરંભ જુદી જુદી રીતે કરે છે : સામાન્ય રીતે, કોઈકના અભિપ્રાય–અવતરણથી, ચરિત્રવ્યક્તિની પ્રવચન–કંડિકાથી, ચરિત્ર–વ્યક્તિના કે એને વિશે લખાયેલા કાવ્યથી, પ્રસંગ કે પરિસ્થિતિના આલેખનથી, અને પછી કેટલીક વાર એની તે તે વિષયની સેવાઓનો નિર્દેશ કરી એની જીવનરેખાઓની ઝાંખી કરાવવા પ્રયત્ન કરે છે. આ સર્વમાં એક વસ્તુ આપણને ખટકે એ રીતે જુદી તરી આવે છે : લેખક પોતે વ્યક્તિનું મૂલ્યાંકન અલ્પ સ્થળે કરે છે અને અન્યોના અભિપ્રાયો અને અવતરણોથી આ માળાને શણગારે છે. પરિણામે અન્યોના અભિપ્રાયોની અડફેટમાં જ આપણે વિશેષ આવીએ છીએ. સાહિત્ય-સેવાઓનાં ચરિત્રો માટે એમણે સર્વશ્રી વિજયરાય વૈદ્ય, આનંદશંકર, કૃષ્ણલાલ ઝવેરી,

મહીપતરામ, નરસિંહરાવ, કિશનસિંહ ચાવડા, વિશ્વનાથ ભટ્ટ, ઉમાશંકર જોશી, સુંદરમ્, હીરાબહેન પાઠક, મનુભાઈ જોધાણી જેવી અનેક વ્યક્તિઓના અભિપ્રાયો વિપુલ પ્રમાણમાં ટાંક્યા છે. ઉપરાંત ગાંધીજી અને નહેરુનાં પુસ્તકોમાંથી; અન્યોનાં સંસ્મરણોમાંથી, ચરિત્ર-વ્યક્તિના પ્રવચનમાંથી અહીં ઘણું બધું ઉતારવામાં આવ્યું છે. અન્યોના અભિપ્રાયોને કે સ્વ કે અન્યનાં અવતરણોને આમાં સ્થાન ન હોય એમ કહેવાનો આશય નથી, પરંતુ અવતરણોના ખડકલા અહીં એટલા બધા છે કે એમાં પણ લેખક વિવેક ચૂકી ગયા છે એવું સતત લાગ્યા કરે છે.

ત્રીજી વાત : આમાં આવતી પુનરુક્તિઓ પણ વાચકને કંટાળો આપે એવી છે. એક-બે સામાન્ય નિર્દેશો : 'વલ્લભ મેવાડો'માં પૃ. ૧૦ અને પૃ. ૨૨ ઉપર આવતો શક્તિપીઠોનો, 'બળવંતરાય'માં પૃ. ૭ અને પૃ. ૮ ઉપર રાજકોટના સાહિત્ય પરિષદના અધિવેશન અંગેનો, પૃ. ૩. અને પૃ. ૧૦ ઉપરનો ઠાકોરની વિશેષતાઓનો, પૃ. ૧૦ અને પૃ. ૧૩ ઉપર ઠાકોરની કવિતાભાવનાનો, પૃ. ૪ અને પૃ. ૧૬ ઉપર મહાત્માજી અને ઠાકોરના જન્મવર્ષનો ઉલ્લેખ વગેરે વગેરે. ચોથી વાત : જ્યાં પૂરેપૂરી માહિતી ન હોય કે જ્યાં દંતકથાઓ જ મળતી હોય ત્યાં લેખક વલ્લભમાં કર્યું છે તેમ એનાં કાવ્યો આપીને પાનાં ભરે કે આનંદઘનમાં દંતકથાઓ આપે એ સમજી શકાય; પરંતુ જેમને વિશે એમણે માહિતી એકત્રિત કરવાનું મર્મકાર્ય કર્યું છે એનું શાસ્ત્રીય ઢબે નિરૂપણ કરવાને બદલે આડાઅવળા ફેંટાઈને ચિત્રને વિરવિખેર શા માટે કરતા હશે? બીજાઓમાંથી ઉતારા આપી ચરિત્રવ્યક્તિનું સ્વકીય મૂલ્યાંકન આપવાનું કેમ ટાળતા હશે? દુર્ગારામમાં નરસિંહરાવ, કેશવલાલમાં આનંદશંકર, સુંદરમ્ આદિ, લાખાજીરાજમાં સંસ્મરણો અને માનપત્રો વગેરે. આ બધું તો ઠીક—આગળ કહેવાયું પણ ખરું. પરંતુ એમાં ચરિત્રવ્યક્તિને બદલે નરસિંહરાવ વિશે લખતાં 'પૃથુરાજ રાસો'ને અર્વાચીન ગુજરાતનું તેજસ્વી મહાકાવ્ય કહી બેસે; ઝંડુ ભટ્ટ વિશે લખતાં બાવાભાઈનો પરિચય આપે અને સાહિત્યક્ષેત્રે ગોવર્ધનરામની સિદ્ધિ સાથે વિજ્ઞાનક્ષેત્રે ઝંડુ ભટ્ટની સિદ્ધિનો તુલના-નિર્દેશ કરે; ઝાંસીની રાણીમાં ટેલર અને લેન્ગનાં રેખાચિત્રો આપવા બેસે; જેતપુરામાં નરસિંહ અને મોન્તેન વિશેનાં એમનાં લખાણો ઉતારે; ફાર્બસમાં રાસમાળાની એમની લાંબી પ્રસ્તાવના ઉતારે; નરસિંહરાવમાં ઊર્મિલા-દામોદર-પ્રકરણનો અને મુનશીમાં કુટુંબીજનોનો વિગતવાર પરિચય આપે તેમ જ શ્યામજીની મહત્તા મેક્સિમ ગોર્કીનો પત્ર ટાંકીને નક્કી કરે : આ બધું બંધબેસતું થતું નથી. નરસિંહરાવનાં કે મુનશી જેવા અનેકનાં સાહિત્યિક પાસાંનો અહીં અછડતો જ નિર્દેશ થયો છે, એથી એમની સાહિત્યિક પ્રતિભાનાં ઊભડક

ચિત્રો જ મળે છે. શેક્સપિયર વિશે પણ આ પુસ્તિકા વાંચીને ભાગ્યે જ પૂરતો પરિચય મળે. એનાં ત્રણેક નાટકોનો સાર આપ્યો છે, પણ શેક્સપિયરનાં અન્ય નાટકોનો અહીં કશો પરિચય થતો નથી.

બીજી એક છાપ એવી પડે છે કે ચરિત્રવ્યક્તિઓનાં જે કંઈ મૂલ્ય-અંકન છે તે લેખકની રાજકીય વિચારસરણીનો પુટ પામી બેઠાં છે, મુનશીના ચરિત્રનો અંતભાગ જોઈ જનારને આની પ્રતીતિ થશે. શ્યામજીને મહાન કહેવા, બંકિમને પ્રણાલિકાવાદી કહી દેવા, ગાંધીજીને પણ સહેજ ધક્કો મારી મૂળ સ્થાનેથી ખસેડવાનો પ્રયત્ન કરવો: આવું કેટલુંક અહીં જોવા મળે છે. બીજું, આ પુસ્તિકાઓમાં ઘણાખરા ચરિત્રનાયક 'માનવતાવાદી' છે એવા નિર્દેશો જોવા મળે છે—શિવાજી, શ્રીમદ્ રાજચંદ્ર વગેરેમાં પણ એ અભિપ્રાય-કથનથી વિશેષ કશું આપણને લેખક પાસેથી મળતું નથી.

નારાયણની 'હું પોતે' પ્રકાશિત કરવા જેવાં કેટલાંક સુંદર સૂચનો લેખકે કર્યાં છે; નારાયણ ખરેનો કંઠ રેકોર્ડમાં જળવાયો નહિ એનો ખેદ પણ વ્યક્ત કર્યો છે; રમણલાલ જોશીના સાહિત્ય-શબ્દ વિશેના વિચારોથી આપણને અહીં પરિચિત કરાવાયા છે. કેટલીક માહિતી અત્યંત શ્રમ લઈ એમણે ખૂણેખાંચરેથી એકત્રિત કરી છે. વિવિધ વિષયોની લેખકની જાણકારી આપણને આનંદિત કરે છે. પરંતુ મુશ્કેલી એ છે કે એ બધી માહિતીનો બરાબર પિંડ બંધાતો નથી. વિવિધ પદ્ધતિઓનો આશ્રય લીધા છતાં લેખક ચરિત્રનાયકનું વ્યવસ્થિત-પ્રમાણભૂત-શાસ્ત્રીય ચિત્ર ઉપસાવી શકતા નથી, કારણ, વેરવિખેર માહિતી અહીં સમરસ બનીને અવતરતી નથી. પુનરુક્તિઓ એમાં રુકાવટ કરે છે; અપક્વ શૈલી એમાં વ્યવધાનરૂપ બને છે. તેમ છતાંય, આટલી મોટી સંખ્યામાં ટૂંકાં ચરિત્રો આપનાર લેખકને અભિનંદવાનું મન તો થાય છે જ.

## વિરાટ દર્શન

આ પુસ્તકમાં શ્રી મનુબહેન ગાંધીએ નાના નાના બનાવો અને પ્રસંગોનાં ચિત્રણો દ્વારા રાષ્ટ્રપિતા ગાંધીજીની વિરાટ વિભૂતિનાં દર્શન કરાવ્યાં છે. એ સાથે ગાંધીજી થકી તેમના પ્રસંગોમાં આવેલી બીજી કેટલીક વ્યક્તિઓની વાતો તેમ જ પ્રસંગચિત્રોનું આલેખન કર્યું છે. હિંદભરનાં બા બની ચૂકેલાં કસ્તૂરબા, વાત્સલ્યમૂર્તિ મહાદેવભાઈ, વિનમ્ર કિશોરલાલભાઈ, લોખંડી પુરુષ વલ્લભભાઈ, લાડકડા વારસ જવાહરલાલ, દેવદાસ ગાંધીનો નાનકડો પુત્ર ગોપુ, સરહદના ગાંધી અબ્દુલ ગફારખાં, હિંદનાં બુલબુલ સરોજિની નાયડુ, માઉન્ટ બેટન દંપતી – આ સર્વનો મહાત્માજીના સાંનિધ્યમાં કેવો પ્રેમાળ અને

હૂંફાળો પરિચય થયો તેનો માર્મિક પ્રસંગોનાં ચિત્રણો આપીને લેખિકાએ તે તે વ્યક્તિની અને સાથે મહાત્માજીની અનુપમ આત્મશ્રીનાં દર્શન કરાવ્યાં છે. ગોપુ શીર્ષક નીચે ગોપુ કરતાં વિશેષ પુત્ર દેવદાસ અને સંત પિતા ગાંધીજીનો જ આપણને વિશેષ પરિચય થાય છે. ગાંધીજી સાથે ચોવીસે કલાક રહી તેમની સેવા કરનાર આ બડભાગી બહેને ગાંધીજીનું જે વિરાટ દર્શન કર્યું એની ઝાંખી એમણે સુરેખ રીતે અહીં કરાવી છે. આદર્શ પિતા અને આદર્શ ડૉક્ટર, પીઢ માતા અને શાણી સખી, જિજ્ઞાસુ વિદ્યાર્થી અને આદર્શ શિક્ષક, આદર્શ ગૃહિણી અને આદર્શ ઋષિમુનિ, ચતુર વાણિયા અને રાષ્ટ્રપિતા, અતિથિપ્રેમી અને બાલરૂપ, રામજીના નચાવ્યા નાચનાર ક્ષમા અને ઉદારતાની મૂર્તિસમા મહાત્માજીને જુદાં જુદાં સ્વરૂપોમાં લેખિકાએ નિહાળીને પવિત્રતા અનુભવી છે; એમાંથી મહત્ત્વના પ્રસંગોનું સરસ અને સચોટ નિરૂપણ કરીને એ વિરલ વિભૂતિની ઉદાત્તતાનું આપણને પણ દર્શન કરાવ્યું છે. પ્રસંગચિત્રણોમાં પોતે નોંધેલા સંવાદો, વ્યક્તિઓના ઉદ્ગારો, ગાંધીજીના પત્રો અને પત્રવ્યવહાર, વ્યાખ્યાનોની નોંધો – આ સર્વનો અત્યંત ઉચિત રીતે અહીં વિનિયોગ થતાં પુસ્તકને દસ્તાવેજી મહત્ત્વ પ્રાપ્ત થાય છે. ખાનસાહેબ જેવાનાં વ્યક્તિચિત્રો અત્યંત ઓછા શબ્દોથી પણ સુરેખ રીતે ઊપસી આવે છે. કેટલીક વાર ભાવનાનિરૂપણ કાવ્યાત્મકતાનો પણ અનુભવ કરાવે છે. લેખિકાની નિરૂપણરીતિ અત્યંત સહજ – સ્વાભાવિક છે. આંબાવાડિયાં, ચમેલીની વેલ અને મઘમઘતાં ફૂલો એમાં સુગંધ પ્રસારે છે. પરંતુ મઘમઘતા બગીચાનું રૂપક એમાં વારંવાર આવે છે એટલે પુનરુક્તિ ખટકે છે, એવું જ 'વિરાટ' શબ્દના ઉપયોગ વિશે પણ બન્યું છે.

## ગાંધીજીના જીવનના લાક્ષણિક પ્રસંગો

આ પુસ્તકમાં શ્રી અંબેલાલ ના. જોશીએ ગાંધીજીના જીવનના જન્મકાળથી મૃત્યુ સુધીના – સો પ્રસંગો આપ્યા છે, અને એ પ્રસંગો દ્વારા ગાંધીજીવનનાં વિવિધ પાસાંનું દર્શન કરાવવાનો એમનો પ્રયત્ન છે. એમાં ગાંધીજીની સત્યનિષ્ઠા, સાદાઈ, આત્મનિરીક્ષણ, પવિત્રતા, ઉદારતા, માનવતા, સમાધાનપ્રિયતા જેવા અનેક ગુણોને એમણે ઉપસાવ્યા છે. ઘણાખરા પ્રસંગો જાણીતા છે. ગાંધીજીની આત્મકથા તથા બીજાંએ આલેખેલાં સંસ્મરણોને આધારે આ પ્રકારનું નિરૂપણ શક્ય બની શકે છે. લેખકે પ્રસ્તાવનામાં કહ્યું છે કે 'ગાંધીજીની વિરલ માનવતાને કેન્દ્રમાં રાખીને એમના જીવનના લાક્ષણિક પ્રસંગોની વરણી કરવામાં આવી છે.' પરંતુ આ બધા પ્રસંગોને કયા અર્થમાં લાક્ષણિક કહેવા એ પ્રશ્ન છે. ઘણા પ્રસંગોમાં એવી કોઈ લાક્ષણિકતાનું દર્શન થતું નથી,

અને ક્યાંક ઘેરા રંગોનો પણ આશ્રય લેવામાં આવ્યો છે. તેમ છતાં, આ નાના-મોટા સો પ્રસંગો, ગાંધીજીવનની સુભગ ઝાંખી કરાવવામાં ઉપકારક નીવડે છે: લેખકની નિરૂપણરીતિ સરળ અને સુબોધ છે.

## શ્રીમદ્ રાજચંદ્ર અને ગાંધીજી

આ પુસ્તકમાં શ્રી મુકુલભાઈ કલાર્થીએ શ્રીમદ્ રાજચંદ્રની જીવનઝરમર, એમને વિશે ગાંધીજીનાં સ્મરણો, ગાંધીજીની આત્મકથામાંથી શ્રીમદ્ વિશેના ખંડો અને શ્રીમદ્ વિશેનાં ગાંધીજીનાં વ્યાખ્યાન તેમ જ શ્રીમદ્‌ના ગાંધીજી ઉપરના પત્રો – આટલી માહિતી ત્રણ ખંડોમાં સંકલિત કરી છે. ગાંધીજી ઉપર ટૉલ્સ્ટૉય, રસ્કિન અને રાયચંદભાઈની ઊંડી છાપ પડી હતી એ સર્વવિદિત છે. શ્રી રાયચંદભાઈનો એમને ગાઢ પરિચય પણ હતો. એમની તીવ્ર સ્મરણશક્તિ, શાસ્ત્રજ્ઞાન, સંસ્કાર, આત્મદર્શન કરવાની તેમની ઉત્કટ ધગશ – વગેરેથી ગાંધીજી તેમના પ્રત્યે આકર્ષાયા હતા.

પહેલા ખંડમાં શ્રીમદ્‌ના ટૂંકા પણ સમૃદ્ધ જીવનની રૂપરેખા આપીને, એમનાં લખાણોની યાદી અને એની વિશેષતા દર્શાવાઈ છે. ગાંધીજીની આધ્યાત્મિક ભીડમાં શ્રીમદે એમને કેવી સહાય કરી હતી તેનો પરિચય પણ અહીં છે.

બીજા ખંડમાં ગાંધીજીનાં રાયચંદભાઈ વિશેનાં કેટલાંક સ્મરણો (જે 'જૈન સાહિત્યસંશોધક'માં પ્રગટ થયાં હતાં) અહીં આપ્યાં છે. એમાં ગાંધીજીનો જીવનચરિત્રલેખનનો આદર્શ પણ પ્રગટ થઈ જાય છે (પૃ. ૪૧) અને એટલે જ એમણે અહીં 'સ્મરણો' શબ્દનો પ્રયોગ કર્યો છે: આ સ્મરણો દ્વારા શ્રીમદ્‌ની વિરલ વિભૂતિ સાકાર થતી અનુભવી શકાય છે. એમના વિવિધ ગુણોને–એમની જીવનદૃષ્ટિને એમણે અહીં ઉપસાવેલ છે. એમાંથી ગાંધીજીની પોતાની દૃષ્ટિ અને નિરૂપણશક્તિ પણ સ્વયમેવ પ્રતીત થઈ જાય છે. ગાંધીજીની આત્મકથાના અહીં ટાંકેલા ખંડોમાંથી અને એમના પ્રવચનમાંથી ગાંધીજીનો શ્રીમદ્ તરફનો ઊંડો ભાવ પામી શકાય છે. 'દયાધર્મ'વાળું પ્રવચન તો વારંવાર વાંચવું ગમે એવું છે.

ગાંધીજીના પત્રોના ઉત્તરરૂપે લખાયેલા શ્રીમદ્‌ના પત્રોમાં આત્મા, ઈશ્વર, મોક્ષ, વેદ-ગીતાનું કર્તૃત્વ, ખ્રિસ્તી ધર્મ, ઈશુ ખ્રિસ્તના ચમત્કારો, પૂર્વજન્મ અને પુનર્જન્મ, અવતારો જેવા અનેક વિષયોની તટસ્થ, મૂલગામી અને સૂક્ષ્મ વિચારણા જોવા મળે છે. એમાં પ્રજ્ઞા, અનુભવજ્ઞાન અને સમત્વનું દર્શન થાય છે. બે પરિશિષ્ટોમાં પંડિત સુખલાલજીએ શ્રીમદ્‌ના 'અપૂર્વ-અવસર' કાવ્ય વિશે અને

ઉપરના પત્રો વિશે નિબંધ તૈયાર કરેલો એમાંથી અહીં તારણ આપ્યું તે ઉચિત જ થયું છે. પંડિત સુખલાલજીની ટૂંકી પ્રસ્તાવનાવાળું આ સંકલન, જિજ્ઞાસુઓ અને મુમુક્ષુઓને અત્યંત ઉપકારક થઈ પડે એવું છે.

## સરદારશ્રીની પ્રતિભા–ભાગ ૨

'કિશોરો અને પ્રૌઢો માટે નરવું સાહિત્ય પ્રગટ' કરવાની શુભેચ્છાથી આ પ્રકારની પુસ્તિકાઓનું પ્રકાશન વિદ્યાપીઠે હાથ ધર્યું છે. સરદારશ્રીના વ્યક્તિત્વનાં વિવિધ પાસાંને, પ્રસંગોની સહાયથી અહીં શ્રી મુકુલભાઈ કલાર્થીએ, ઉપસાવી આપ્યાં છે. સરદારશ્રીના જીવનની નાનીમોટી ઘટનાઓ દ્વારા એમનાં નીડરતા અને મહત્ત્વાકાંક્ષા, ચાતુર્ય અને વિનોદ, કુનેહ અને હાજરજવાબીપણું, સ્પષ્ટવક્તૃત્વ અને દેશપ્રીતિ, વગેરે અનેક પાસાંનો અહીં પરિચય થાય છે.

## જવાહરની જીવનઝાંખી

મહાન પુરુષોનાં જીવનચરિત્રો બાળકોને પૂરાં પાડવાની બાલસાહિત્યના લેખકની ફરજથી પ્રેરાઈને, અહીં બસો પાનાંમાં જવાહરલાલ નહેરુના જીવનની ઝાંખી કરાવવામાં આવી છે. એના લેખક શ્રી ધીરજલાલ ગજ્જરે અહીં નેહરુનું બાળપણ, શિક્ષણ, એમને થયેલો ગાંધીજીનો સંસર્ગ, અસહકારની લડતો, મહાસભાનું મંત્રીપદ, જેલયાત્રાઓ, કુટુંબીજનોની માંદગીના પ્રસંગો, સ્વાતંત્ર્યપ્રાપ્તિ, પ્રથમ વડાપ્રધાનપદ, વિદેશયાત્રાઓ–ઉદ્ઘાટનો–પ્રવચનો અને એમના મૃત્યુ સુધીના પ્રસંગોની ઝાંખી કરાવી છે. આ કથામાં લેખકે નેહરુના કુટુંબજીવન અને રાજકીય જીવનનું અને તત્કાલીન રાજકીય પ્રવાહોનું બાળકોને ખ્યાલમાં રાખીને–ચિત્ર ઉપસાવ્યું છે. નેહરુને થયેલા વિવિધ અનુભવોનું પણ એમાં આલેખન કર્યું છે. કેટલીક વાર લેખક 'પૂર્ણસ્વરાજની પ્રતિજ્ઞા' કે 'સ્મૃતિનો ઠરાવ' રજૂ કરીને એ સમયની રાજકીય પરિસ્થિતિનો તાદૃશ ચિતાર આપવા, તો ક્વચિત્ નેહરુના જ શબ્દો ટાંકીને કથાની એકવિધતામાં જોમ લાવવા પણ પ્રયત્ન કર્યો છે. અહીં જવાહરલાલનું મૂલ્યાંકન નથી, લેખકનો એ આશય પણ નથી, પરંતુ એમના જીવનની ઝાંખી–માત્ર ઝાંખી–કરાવવાનો અને એ દ્વારા ગુજરાતનાં બાળકો જ્ઞાન અને પ્રેરણા મેળવે એ ઉદ્દેશ છે. નેહરુ–જીવનની ઝાંખી તેઓ ઠીક રીતે કરાવી શક્યા છે. પરંતુ પુસ્તકનું નિરૂપણ મોટે ભાગે કથનાત્મક ઝોક વિશેષ ધરાવતું હોઈ એમાં એકવિધતા આવી ગઈ છે. વડાપ્રધાન થયા પછીનાં એમનાં કાર્યો અહીં ઉદ્ઘાટનો–પ્રવચનો અને પ્રવાસોની છાપ જ વિશેષ ઉપસાવે એવો સંભવ છે. બાળકો માટેના આ પુસ્તકનાં પ્રકરણોને શીર્ષકો આપવામાં આવ્યાં હોત તો સારું થાત.

## પં. જવાહરલાલ નેહરુ

શ્રી વલ્લભદાસ અક્કડ અને શ્રી લતા અક્કડે ૭૧ પૃષ્ઠની આ પુસ્તિકામાં ભારત–જ્યોત પં. જવાહરલાલ નેહરુના જીવનની આછી ઝાંખી આપી છે. પંડિતજીની પ્રથમ માસિક શ્રાદ્ધતિથિએ પ્રગટ કરેલી આ પુસ્તિકામાં દાદીમાએ કરેલી નેહરુચાચાની વાર્તા એની હલકને કારણે બાળકોને ગમી જાય એવી છે. 'ઋણ-સ્મરણ', 'જીવનરેખા'–કુટુંબીજનોના પરિચય ટૂંકા અને સામાન્ય છે. એમાં નેહરુ–જીવનના ચાર જીવનપ્રસંગો આપવામાં આવ્યા છે અને નેહરુના માનીતા પુષ્પ ગુલાબ અને શાંતિ–પ્રતીક પારેવડાંનાં બે 'કલ્પના–ચિત્ર' છે. અંતભાગમાં પંડિતજીની જીવનકથામાંથી એમના બાળપણના પરિચ્છેદો, સ્વ. વડાપ્રધાન શાસ્ત્રીજીનો ટૂંકો પરિચય, શ્રી બાલમુકુંદ દવે વગેરે કવિઓનાં ત્રણ નેહરુવિષયક બાલકાવ્યો અને પંડિતજીની જીવન–તવારીખ આપેલી છે. પુસ્તિકાની પાછળ કોઈ ચોક્કસ દૃષ્ટિ દેખાતી નથી, તેમ છતાં બાળકોને આ વિવિધરંગી લખાણ ગમશે અને પ્રેરણારૂપ નીવડશે.

## સ્વામી વિવેકાનંદની વાતો

સ્વામી વિવેકાનંદની જન્મશતાબ્દી ટાણે આ પ્રકાશનમાં, આરંભમાં ચૌદેક પાનાંમાં સ્વામીજીની જીવન–ઝરમર આપવામાં આવી છે, અને એ પછી એમના જીવનના કેટલાક પ્રસંગો–સ્વામીજીનાં લખાણો, પ્રવચનો, પત્રો, સંવાદો, જીવન-ચરિત્ર ઇત્યાદિમાંથી વીણીને–આપવામાં આવ્યા છે. સંપાદક નિરંજનાબહેન કલાર્થીએ અહીં આપેલા સો ઉપરાંત નાના–મોટા પ્રસંગોમાં ભક્તિ, વિવેક, અભ્યાસશીલતા, સેવાભાવ, સ્પષ્ટવક્તૃત્વ, મનોવ્યથા, માતૃભૂમિ તરફનો પ્રેમ, અડગતા, વિશાળ કરુણામય હૃદય વગેરે સ્વામીજીના અનેક આત્મગુણોને સ્ફુટ કર્યા છે. એ દ્વારા યુગપુરુષ અને યુગસર્જક સ્વામીજીના વ્યક્તિત્વનાં વિવિધ પાસાંને અહીં ઉપસાવવાનો પ્રયત્ન થયો છે. આ પ્રસંગોનું વાચન સ્વામીજી તરફના આપણા આદરને દ્વિગુણિત કરે એવું છે. ખાસ કરીને કિશોરોને આ પ્રસંગો પ્રેરણારૂપ બની રહેશે. જોકે અહીં મૂકેલા સર્વ પ્રસંગો એકસરખી ઊંચી સપાટીના નથી. તેમ છતાં સ્વામીજીને સમજવામાં એ એક યા બીજી રીતે ઉપકારક બને છે. પ્રસંગોને અંતે ભારતવાસીઓને સ્વામીજીએ આપેલો આદેશ અને પછી એમની પ્રેરક વાણીના કેટલાક સુંદર ઉદ્‌ગારો પણ આપવામાં આવ્યા છે–એ સારું જ થયું છે.

## શ્રી સાંઈ–સાધના પોથી

સં. શ્રી રમેશચંદ્ર જોષી, શ્રી રામશંકર પંડ્યા અને શ્રી [illegible] જોષીએ

સંપાદિત કરેલી આ પુસ્તિકામાં શ્રી સાંઈબાબાનું ટૂંકું ચરિત્ર, એમનાં વચનામૃતો એમના પૂજનવિધિ અંગે માર્ગદર્શન, એમના જીવન માટે પઠન કરવાના શ્લોકો એમની અષ્ટોત્તરશત નામાવલિ તથા ધૂન, ભજનો, ધ્યાનજપ, અમૃતવાણી આરતી આદિ ભક્તિવિષયક સામગ્રી આપી છે, અને અંતે સાંઈભક્તોના સત્ય અનુભવો ટાંક્યા છે. એમના ભક્તોને આ પુસ્તિકા ઉપયોગી થશે.

## દિલ્હીમાં ગાંધીજી—ભાગ પહેલો

શ્રી મનુબહેન ગાંધીએ તેમના ગાંધીજીના સેવાકાળ દરમ્યાન રાખેલી ડાયરીમાંથી તા. ૯–૯–૧૯૪૭થી ૩૦–૧૧–૧૯૪૭ના સમયગાળાને આવરી લેતો આ પ્રથમ ભાગ પ્રસિદ્ધ કર્યો છે. નોઆખલી અને કલકત્તાના કોમીહુતાશને શાંત કરીને ગાંધીજી એ જ કાર્ય માટે દિલ્હી આવ્યા હતા. દિલ્હીમાં એમણે જે જોયું અનુભવ્યું એની હૃદયવ્યથા આ ડાયરીનાં પાનાંમાં અંકિત થઈ છે. લગભગ ત્રણ માસની આ રોજનીશીનાં આશરે ૪૦૦ પૃષ્ઠોમાં એ સમયની હૃદયવિદારક પરિસ્થિતિનું નિરૂપણ થયું છે. એમાં ગાંધીજીના વ્યક્તિત્વનાં વિવિધ પાસાંનું પ્રતિબિંબ ઝિલાયું છે. દિવસભરના પરિશ્રમને અંતે અત્યંત ચીવટપૂર્વક લખેલી આ નોંધમાં ગાંધીજીના રોજ-બ-રોજના જીવનની ઝીણીમોટી વિગતો આલેખાઈ છે. એમાં હકીકતોની ચોકસાઈ છે, સચ્ચાઈ છે અને ભક્તિભાવે દર્શાવાયેલ પ્રતિભાવો પણ છે. પરંતુ આ ડાયરી ખંતથી, નિખાલસતાથી અને પ્રમાણભૂતતાથી લખાઈ છે એની પ્રતીતિ પણ આ ડાયરીનાં પૃષ્ઠો આપણને આપી રહે છે.

દિલ્હીમાં ફાટી નીકળેલી કોમી અશાંતિને કારણે એ અશાંતિ દૂર કરી કોમી એખલાસ સ્થાપવા પોતાનું સર્વસ્વ સમર્પી દેવા તત્પર મહાત્માજીની ભવ્યકરુણ મૂર્તિ આ પાનાંમાંથી ઊપસી આવે છે. આ ડાયરીનાં ઘણાં બધાં પૃષ્ઠો ગાંધીજીની એ અસહ્ય હૃદયવ્યથાથી સભર છે. એ ભયાનક વિપત્તિમાંથી પોતે પસાર થઈ રહ્યાનો એકરાર કરે છે અને ૧૨૫ વર્ષ જીવવાની ઇચ્છા પાછી ખેંચી લે છે. સ્વરાજ્ય આવ્યું હોવા છતાં પ્રજાની વેદના જોઈ એમનો આત્મા કકળી ઊઠે છે. એક તરફ રાંકડી પ્રજા અને બીજી તરફ પ્રેમાળ સાથીઓ(સરકાર)ની વચ્ચે એમને પોતાની સ્થિતિ અસહ્ય લાગે છે. સરકારમાં બેઠેલા મિત્રો પાસે પોતાની વગ નથી – મૂળ પ્રભાવ અને કાબૂ નથી અને પોતે 'મહેલ' જેવા આલિશાન મકાનમાં બેઠા હોઈ પોતાની બેહાલ સ્થિતિનો ચિતાર આપે છે ! 'હું લાચાર છું. દિલ્હીમાં હું કાંઈ જ નથી કરી શકતો', 'હિંદમાં મારું ચાલતું

હતું, આજે નથી ચાલતું ', જેવા ઉદ્‌ગારો કાઢતાં ગાંધીજી સ્નેહીજનોને પ્રાર્થના કરવા કહે છે: ' હે ઈશ્વર ! કાં તો આ બુઢ્ઢાને આ દાવાનળમાંથી લઈ લે, અને કાં તો હિંદુસ્તાનને સદ્‌બુદ્ધિ આપ.' ચારે તરફ ઊઠેલી તોફાનની આંધીએ ગાંધીજીને કેવા વ્યાકુળ કર્યા હતા એની ઝાંખી આ ડાયરીનાં પૃષ્ઠોમાં થાય છે.

રોજબરોજની ઘટનાઓ અને પ્રસંગોની આ નોંધોમાં, ગાંધીજીની પ્રાર્થના-સભામાંનાં પ્રવચનો છે, દુઃખીજનો માટે કરેલો વાયુ વાર્તાલાપ છે, વિવિધ વ્યક્તિઓની અને વિવિધ મંડળોની મુલાકાતના વાર્તાલાપો છે, પત્ર કે પત્ર-વ્યવહારના અહેવાલો છે. એમાં પ્રાર્થના, સત્ય, અહિંસા, સત્યાગ્રહ, રેંટિયો જેવા વિષયો પરના ગાંધીજીના માર્મિક વિચારો છે, ભાષા, કેળવણી, સાહિત્ય, વિદ્યાર્થી ને રાજકારણ, માપબંધી – અંકુશો, સંગ્રહખોરી, કુદરતી ઉપચારો જેવા અનેક વિષયો પરની એમની છૂટીછવાઈ વિચારણા છે, દ્રૌપદી કે શિબિરાજા જેવાં દૃષ્ટાંતો આપીને, પ્રસંગો કહીને કે ટુચકાઓ દ્વારા પોતાના કથનને ધારદાર રીતે રજૂ કર્યાનાં નિરૂપણો પણ છે. છાપાંવાળાની ઉશ્કેરણીજનક ભાષા અને એમના યોગ્ય ધર્મનું પાલન ન થતું હોવાથી ગાંધીજીએ એમને વિશે વારંવાર અહીં ટકોર કરી છે. અંકુશો ઉઠાવી લેવાનું કહેતા, પરદેશ પાસે ભીખ માગવા કરતાં મરી જવાની સલાહ આપતા, સામ્યવાદીઓની હડતાલ અને ઉશ્કેરાટની પ્રવૃત્તિઓની ઝાટકણી કાઢતા, શિક્ષણમાં ધાર્મિક નહિ પણ નીતિનું જ્ઞાન આપવાની હિમાયત કરતા, હિંદી ગવર્નરનું કાલ્પનિક ચિત્ર દોરતા, પ્રધાનોને સ્વેચ્છાએ સાદાઈ સ્વીકારવા સલાહ આપતા અને ' હું સમજી જ નથી શકતો કે કરોડો પ્રજા ઘરબાર વગરની થઈ છે, અન્નવસ્ત્ર નથી, તેમાં દેશની આબરૂ જાય છે, કે પ્રધાનો અને ગવર્નર જનરલ આલેશાન મકાનને બદલે સાદાઈથી રહે તેમાં દેશની આબરૂ જોખમાય છે ? ' – જેવા ઉદ્‌ગારોમાં પોતાની હૈયાવરાળ કાઢતા, પ્રજાને કડવી–સાચી સલાહ આપતા, રામનામનો મહિમા ગાતા, લાંબા ધોતિયાને કાપી એમાંથી હાથરૂમાલ બનાવવાનું કહેતા, મૌલાનાની સિગારેટની રાખ માટે રકાબી લાવતા, જૂનાગઢ–કાશ્મીર જેવા અટપટા રાજકીય પ્રશ્નોની આલોચના કરતા, વિવિધ ભજનોના મર્મને પ્રગટ કરી આપતા, હિંદુ–મુસ્લિમ ઐક્યમાં દેશની આઝાદી નિહાળી ' જેવા તમે માનવી છો તેવો જ હું છું ' એમ કહી પોતાનો પરિચય આપતા ગાંધીજીનાં કેટકેટલાં પાસાં આ ડાયરીમાંથી ઊપસી આવે છે ! આ સર્વમાં એમનું વેદનાભર્યું હૃદય કેન્દ્રસ્થાને છે. આ દેશના – આર્ય સંસ્કૃતિના સાચા પ્રતિનિધિના હૃદયમાં આઝાદી પછી કેવો ઉલ્કાપાત મચ્યો હતો, કોમી અશાંતિએ એમના હૃદયમાં કેવો કંપ પ્રગટાવ્યો

હતો, પોતાની કલ્પનાનું સ્વરાજ કેવું ઝૂંટવાઈ ગયું હતું, – મરણની આગાહી જાણે કે થઈ ગઈ હતી – એ સર્વનું દસ્તાવેજી મૂલ્ય ધરાવતી આ ડાયરી હૂબહૂ પ્રતિબિંબ પાડે છે. ગાંધીજી ઉપરાંત સરદાર, જવાહરલાલ, મૌલાના, શેખસાહેબ જેવાં અનેક પાત્રોની રેખાઓ પણ અહીં ઊપસે છે. લેખિકા તરફનો અપાર વાત્સલ્યભાવ (ક્વચિત્ કડવા શબ્દો પણ!) અહીં નીતરે છે. લેખિકાએ પણ સરળ–ભાવવાહી ગદ્યમાં એ મહાત્મના ઋષિની વાણીને અને એમના મહત્ત્વના જીવન–ખંડને અહીં ઝીલ્યાં છે. આ ડાયરી ગુજરાતીભાષી પ્રજાની જ નહિ, ગાંધીજીને સમજવા ઇચ્છનાર – સત્યને પામવા ઇચ્છનાર સર્વની મહામૂલી મૂડી બની રહેશે.

## સમાજદર્પણ

આપણા અગ્રગણ્ય સમાજસેવક ડૉ. સુમન્ત મહેતાએ એમની અનુભવસમૃદ્ધ જીવનકથાનો કેટલોક ભાગ લખ્યો હતો અને ડાયરીઓ પણ લખી હતી. પરંતુ એમાંની ઘણીખરી સામગ્રીનો એમણે નાશ કર્યો હતો. પરંતુ એમણે લખેલા અસંખ્ય લેખો–નોંધોમાંથી પસંદ કરીને સંપાદક શ્રી રત્ના પટવારીએ આ પુસ્તકના ચાર ખંડોમાં ૫૧ જેટલા લેખો અહીં સંઘરી લીધા છે. ડૉક્ટર સાહેબની ભાતીગળ અનુભવસૃષ્ટિનું–છેલ્લી ત્રણચાર પેઢીઓનું–આ લેખો–સંસ્મરણોમાં પ્રતિબિંબ ઝિલાયું છે. પ્રથમ ખંડમાં મુખ્યત્વે વ્યક્તિચિત્રો છે. એમાં વીરેન્દ્ર ચત્તોપાધ્યાય: 'ચત્તો', સુનલિની, અઘોરનાથ, મામ કામા, શ્યામજી કૃષ્ણવર્મા, મહારાજા સયાજીરાવ અને મહારાણી ચિમનાબાઈ, સ્પેનની સાચી સાધ્વીઓ, રામેશ્વરી નેહરુ, ઇંદિરા ભાગવત, બે સુલોચના બહેનો, કુ. માદ્દી દેસાઈ, પત્રકાર સ્ટેડ, પં. સુખલાલજી, ડૉ. પંડ્યા, પ્રો. કે. ટી. શાહ, બ. ક. ઠા., રાયજી–યુરોપથી ગુજરાત સુધીની કેટકેટલી મહાનુભાવ વ્યક્તિઓનાં ચિત્રો અહીં આલેખાયાં છે! આ વ્યક્તિચિત્રોમાંથી તત્કાલીન યુગના ચિત્રને પણ અનાયાસે ઉઠાવ મળ્યો છે. વ્યક્તિનાં ગુણાંકન સાથે એની મર્યાદાનું સૂચન પણ લેખક સહજતાથી કરી દે છે. જેમનાં ચિત્રો આલેખાયાં છે એમની વિશિષ્ટ લાક્ષણિકતાઓ–એમની ઊપસી આવતી વિશિષ્ટતાઓને પણ લેખકે કુશળતાપૂર્વક લક્ષમાં લીધી છે અને અહીં એ દર્શાવી છે પણ ખરી. લેખકની તટસ્થ સમતોલ દૃષ્ટિનાં અને વિવેકી રસપૂર્ણ રજૂઆતનાં આ ચિત્રો સુંદર ઉદાહરણો છે. 'ભારત દેશમાં આવાં કુટુંબો અસ્તિત્વમાં છે; તેથી જ આપણા દેશની ઇજ્જત દેશમાં તેમ જ પરદેશમાં ઉચ્ચ સ્થાન ભોગવે છે' (પૃ. ૧૩), 'ગુજરાતમાં આવાં કુશળ કુટુંબો છે ખરાં?' (પૃ. ૧૭) જેવા ઉદ્ગારોમાં, શ્રી રામેશ્વરી નેહરુનો નવભારતદેશની ઉત્તમ સન્નારી તરીકેનો કે ઇંદિરા ભાગવતના

ઉચ્ચ આદર્શો ને સદ્વર્તનનો ખ્યાલ આપતાં કે સુલોચનાબહેનનો કે કુ. માદીનો પરિચય આપતાં લેખકની દૃષ્ટિનો તાર વારંવાર પ્રસન્ન સેવાભાવી કુટુંબજીવન અને આર્યસંસ્કાર તરફ ઢળતો જોવા મળે છે, અને એમાં દેશભક્તિની પીઠિકા તો ઝળકતી દેખાય છે. નામી વ્યક્તિઓ જ નહિ, 'અજ્ઞાત સૈનિકો,' મૂક સેવકોના ઉદાત્ત અંશો પણ અહીં સુપેરે સંગ્રહાયા છે.

બીજા ખંડમાં લેખકના શૈશવનાં અને દંપતીજીવનનાં, બારડોલીની છેલ્લી મુલાકાતનાં સંસ્મરણો છે, જર્મનીની એક ગાંડાની ઇસ્પિતાલમાં સયાજીરાવના પુત્ર જયસિંહરાવની સારવાર અંગે ગાળેલા આઠ માસની જાણવા જેવી કથની છે, 'હું અંગાર પર ચાલ્યો!' જેવામાં ડૉક્ટરસાહેબનું આ ગૂઢ વિષયનું તટસ્થતાપૂર્વક મળેલું બૌદ્ધિક અભિગમવાળું પણ અણઉકલ્યું રહેલું નિરૂપણ છે અને માનસપ્રદેશની વિલક્ષણતા ને વિશેષતાનું રસિક સત્યશોધક આલેખન પણ છે. અહીં પ્રેરણાત્મક અનુભવો છે, તો વાઘનાં જંગલોના વિચિત્ર અનુભવો પણ છે. આ સર્વ લખાણોમાં લેખકની અસંકુચિત, ઉદાર બૌદ્ધિક વિચારસરણીનો તથા એમના વૈજ્ઞાનિક અભિગમનો અચ્છો પરિચય થાય છે. 'જો ફરી જીવવાનું હોય તો'માં પોતાની ખામીઓનું દર્શન તો આ ડૉક્ટરસાહેબ જ કરાવી શકે! 'આઝાદીનો રંગ' જેવો પ્રસંગ, સાચે જ, કલાત્મકતાથી નિરૂપાયો છે.

ત્રીજા ખંડમાં ખુલ્લી આંખે અને ખુલ્લા કાને કરેલું ગામ–દેશ–યુગદર્શન છે, કેટલાક મૂંઝવતા પ્રશ્નોની ચર્ચા છે, આધુનિક સમાજમાં સાધુઓના સ્થાન અંગે વિચારણા છે, જાહેર સ્વચ્છતા અને શિસ્તપાલનની તાલીમ વિશે ઉદ્ગારો છે, નવી પેઢીની જાણ માટે ગઈ કાલની અજબની લાગતી દુનિયાના કિસ્સા છે; શ્રદ્ધાનો મહિમા છે અને આપણા પલટાતા પહેરવેશની સમીક્ષા છે. છેલ્લા ચોથા ખંડમાં અસ્પૃશ્યતાનો પ્રશ્ન સ્પર્શાયો છે, પારસી ભાઈઓનો ઇતિહાસ આપ્યો છે, આફ્રિકા વિશેના અજ્ઞાન પ્રત્યે ધ્યાન દોર્યું છે, અલબેલી મુંબઈ નગરીની તથા દિલ્હીની ઇતિહાસ–રેખાઓ છે, વડોદરામાં જોયેલા અગડના ખેલો અને સાઠમારીનું રસિક બયાન છે, પ્રકૃતિની વિકૃતિના કેટલાક કિસ્સાઓનું નિરૂપણ છે.

આમ, આ ૫૧ લેખોમાં વિવિધ અનુભવોનું આલેખન થયું છે. લેખકની નજર નાનીમોટી અનેક વ્યક્તિઓનાં અંતરને પામવામાં કેવી તીક્ષ્ણ છે, અનેક પ્રસંગોને નર્યાં તાટસ્થ્યથી અને વૈજ્ઞાનિક અભિગમથી કેવા તપાસી–ચકાસી શકે છે, ખુલ્લા મનથી જગતના અનેક પ્રવાહોને કેવી ઝીણવટથી અવલોકી શકે છે અને એ સર્વમાં સત્યને પામવાની કેવી ઉત્કટ ઝંખના છે તેનું દર્શન આ 'દર્પણ'માં આપણને થાય છે. બૌદ્ધિક પૃથક્કરણ છતાં હૃદયદ્રવણની મધુર રેખાઓ પણ અહીં

જોવા મળે છે. લેખક પાસે હળવી વિનોદશક્તિ પણ છે અને એમાં કવચિત્ કટાક્ષ ભળે છે પણ ખરો. કેટલાંક રેખાંકનો નખશિખ સુંદરતા પણ ધારણ કરે છે. ડૉક્ટરસાહેબમાંના ચિકિત્સક–ડૉક્ટર પણ અહીં સહજ–સ્વાભાવિકપણે પ્રગટ થાય છે. લેખકનું ગદ્ય સર્વત્ર ગરિમાયુક્ત નથી. ક્યાંક વાક્યરચનાઓ–કથળે છે, અનુસ્વાર–જોડણીના દોષો પણ નજરે પડે છે. ગાંધીજીના પુસ્તકને 'વિનાશને માર્ગે' તરીકે પણ ઓળખાવાયું છે! (પૃ. ૨૩) શબ્દો પણ સર્વત્ર યોગ્ય જ હોય એવું બન્યું નથી. (ઉ. ત., જુઓ, પૃ. ૪૧–'પૂર્વતૈયારી વિના બોલવાની એમને અજબ-છૂટ છે'માંનો 'છૂટ' શબ્દ). ક્યાંક પુનરાવર્તનો (જોકે વેદનામાંથી જન્મેલાં એટલે જ કદાચ પુનરુક્તિ પામેલાં – જુઓ પૃ. ૧૨૦, ૧૫૮ – જગતના નગુણાપણાનો નિર્દેશ) પણ છે – પણ આ બધું આ મનોરમ ચિત્રણોમાં ક્યાંય વિઘ્નરૂપ બનતું નથી. પાત્રો અને પ્રસંગોને નિરૂપવાની એમને અજબ ફાવટ છે, તટસ્થતા અને વૈજ્ઞાનિકતા જાળવીને જીવનના અનુભવને નિઃશેષરૂપે રજૂ કરવાની કળા છે, જીવન પ્રત્યેની ચોક્કસ આગવી જીવનદૃષ્ટિ છે અને એ સર્વમાં ધબકારા લેતું માનવહૃદય છે. 'સમાજદર્પણ'માં વૈવિધ્યભર્યો માનવસમાજની–એની વિચિત્રતાઓ અને વિશેષતાઓની, એની પ્રકૃતિ અને એની વિકૃતિની, એની વિચક્ષણતા અને એની વિલક્ષણતાની, એની વાસ્તવિકતા અને એની ભાવનાની, એના મનની અને એના દેહની–તસવીર રૂડી રીતે ઝિલાઈ છે.

### મહાત્મા ગાંધી–(પૂર્ણાહુતિ–પુસ્તક પહેલું)

ગાંધીજીના જીવનના અંતિમ, રોમાંચક અને સૌથી યશસ્વી ભાગનું નિરૂપણ કરતા 'મહાત્મા ગાંધી – ધી લાસ્ટ ફેઝ' નામના શ્રી પ્યારેલાલના સુપ્રસિદ્ધ ગ્રંથનો શ્રી મણિભાઈ ભ. દેસાઈએ કરેલો આ ગુજરાતી અનુવાદ છે. મૂળ અંગ્રેજી ગ્રંથ બે દળદાર પુસ્તકોમાં છે, પણ એનો ગુજરાતી અનુવાદ ચાર પુસ્તકોમાં બહાર પાડવાનું પ્રકાશકે વિચાર્યું છે, એમાંનું આ પહેલું પુસ્તક છે. મહાત્માજીની જીવનયાત્રાના અંતિમ ભાગનું, તેઓ આગાખાન મહેલમાંથી છૂટયા ત્યારથી નોઆખલી જવા તેમણે દિલ્હી છોડયું ત્યાં સુધીનું 'પૂર્ણાહુતિ'માં આલેખન છે, એટલે આ ગ્રંથો મહાત્માજીની 'આત્મકથા'ના પૂરક બને છે. અહીં એમના જીવનનાં છેલ્લાં વર્ષોની કથા છે, જેમાં એમની આધ્યાત્મિક શક્તિઓનું આપણને ઉત્તમરૂપે દર્શન થાય છે. આ કાર્ય માટે લેખકે કેવો ભગીરથ પુરુષાર્થ કર્યો હશે એની પ્રતીતિ આ પુસ્તકમાં સંગ્રહાયેલી દસ્તાવેજી માહિતીઓ આપણને કરાવી રહે છે. ખાસ તો દેશના ભાગલાની પૂર્વે મહાત્માજીની તેમના સાથીદારો અને

'બ્રિટિશ સરકારના પ્રતિનિધિઓ સાથેની વાટાઘાટો, એની નોંધોની મુશ્કેલીઓ, છૂટીછવાઈ અસંબદ્ધ માહિતી, એનાં અર્થઘટનો કે એ માહિતીની કડીઓની ગોઠવણી – આ અને આવું બધું કાર્ય એકસૂત્રતાથી યોજવું એ કેટલું દુષ્કર છે એ તો લેખક પોતે જ જાણે ! તેમ છતાં, આમાંના પ્રસંગોમાં લેખકે પોતાનાં વિધાનો અને નિર્ણયો યોગ્ય પ્રમાણોથી સમર્થિત કરેલાં છે. આ ગ્રંથલેખન પાછળ ગાંધીજીની નોંધો, 'યંગ ઇન્ડિયા' અને 'હરિજન'નાં એમનાં લખાણો, વર્તમાનપત્રોમાંનાં એમનાં નિવેદનો – મુલાકાતોના હેવાલો – કાગળની ચબરખીઓ પરની ગાંધીજીની મૌનવારી નોંધો – પત્રવહેવાર વગેરે ઉપરાંત, લેખકની પોતાની તેમ જ અન્ય સભ્યોની નોંધવહીઓ અને ડાયરીઓ ઉપરાંત ગાંધીજીની રોજનીશીનો પણ આધાર લેવામાં આવ્યો છે.

આ ગ્રંથ 'પરતંત્રતાના સંધ્યાકાળે' અને 'વંટોળ' – એમ બે વિભાગમાં વહેંચાયેલો છે. આઝાદીના પરોઢની કથનીથી આરંભાઈ એ કોમી તોફાનોને પરિણામે જન્મેલી વેદનાને તાદશ રીતે વાચા આપી વિરમે છે. પ્રાણસમો 'હિંદ છોડો'નો ઠરાવ, એ સમયે ઊભો થયેલો ગેરસમજનો વંટોળ, કોંગ્રેસ, મુસ્લિમ લીગ અને બ્રિટિશ સત્તાનો કોમી ત્રિકોણ, રાષ્ટ્રવાદ, કોમવાદ અને સામ્રાજ્યવાદનાં બળો, શ્રી ઝીણા સાથેની વાટાઘાટો, શ્રી ભૂલાભાઈના પ્રયાસો, ક્રમેક્રમે દેખાવા માંડેલાં અપશુકનિયાળ લક્ષણો અને સામા પક્ષના અશુભ મર્મ, બ્રિટિશ સરકારના પ્રતિનિધિમંડળના સભ્યો, દેશના ભાગલાની કથાની અનેક જટિલ ગૂંચો અને મતભેદો, કોમી તોફાનનો જુવાળ, વચગાળાની સરકાર – અને એ વિશેના રાજકીય નેતાઓના વિચારો, નોઆખલીની નારકી પાશવલીલા અને નિરાશ્રિતો વગેરેનું વિગતભર્યું નિરૂપણ અહીં થયું છે. વચ્ચે વચ્ચે લેખકે ગાંધીજીની રેંટિયો, ખાદી, નઈ તાલીમ અને વિવિધ વ્રતો વિશેની વિચારસરણી તથા એમની અહિંસાની ફિલસૂફી ને કાર્યપદ્ધતિની વિવિધ પ્રસંગો (પછી એ બહેનોએ બળાત્કાર પ્રસંગે કેમ વર્તવું એ પ્રશ્ન હોય કે પોલીસનું રક્ષણ લેવાનો પ્રશ્ન હોય) દ્વારા ઝીણવટભરી રજૂઆત કરી છે.

સમગ્ર ગ્રંથમાં મહાત્માજીની કરુણભવ્ય મૂર્તિનાં મંગલકારી દર્શન થાય છે. એમના વ્યક્તિત્વનાં વિવિધ પાસાં અહીં પ્રસ્ફુટ થયાં છે, અને એમના જીવન-દર્શનની શ્રદ્ધેય રજૂઆત થઈ છે. અહીં મહાત્માજીનાં હૃદયસ્પર્શી પ્રવચનોની નોંધ છે, તો રાજકીય ગૂંચોવાળા પણ હૃદયની નરી નિખાલસતા દર્શાવતા પત્રો પણ છે. એમની નિસર્ગોપચારની ફિલસૂફી પણ છે અને શાન્તિનિકેતનમાં સંગીતને મળતા વધુ પડતા સ્થાન વિશે એમની સ્પષ્ટ ટકોર પણ છે. નહેરુ, ઝીણા,

સુહરાવર્દી, લૉર્ડ વેવેલ, સર સ્ટેફર્ડ ક્રિપ્સ વગેરે મુત્સદ્દીઓનાં પણ અહીં કેવાં કેવાં રૂપો પ્રગટ થયાં છે! પ્યારેલાલજી, વલ્લભભાઈ કે બિરલા, દાક્તર અનસારી કે રાજાજી, મૌલાના કે રાજેન્દ્રપ્રસાદ જેવી અનેક વ્યક્તિઓની લાક્ષણિકતાઓનો પણ કેવો સિફતથી પરિચય કરાવી દે છે! આ ગ્રંથમાં પંચગનીની ખીણો અને નોઆખલીની પ્રકૃતિનાં મનોહર વર્ણનો છે, તો ખુનામરકી અને લૂંટફાટનાં પણ રોમાંચ ખડાં કરી દે એવાં શબ્દચિત્રો છે. અહીં ભારતના ભાગલાના ઇતિહાસની ભૂમિકામાં ગાંધીજીની ચતુર અને વિનોદી, મુત્સદ્દી અને પ્રેમસભર, માનવતાથી ભરીભરી અને માનવોત્તર એવી વિરલ વિભૂતિનું આપણને અવિસ્મરણીય દર્શન થાય છે. અનુવાદ એકંદરે સાહજિક અને પ્રવાહી છે. તેમ છતાં અનુવાદની ભાષા, વાક્યરચના, ક્યાંક ક્યાંક ખટકે છે.

## વિરાટ વૈજ્ઞાનિકો–ભાગ ૨, ૩

પ્રસિદ્ધ અમેરિકન પુસ્તક 'જાયન્ટસ ઑફ સાયન્સ' (લેખક ફિલિપ કેન) એ પુસ્તકનો ગુજરાતી અનુવાદ શ્રી બંસીલાલ ગાંધીએ ત્રણ ભાગમાં પ્રસિદ્ધ કર્યો છે; એમાંના બે ભાગ અવલોકનાર્થે મળ્યા છે. આ બંને ભાગમાં અનુક્રમે ૧૮ અને ૧૪ વિજ્ઞાનશાસ્ત્રીઓના જીવનનો અને એમના જીવનકાર્યનો પરિચય કરાવવામાં આવ્યો છે. એમાં મુખ્યત્વે એક જીવનકાર્ય પર જ આપવામાં આવ્યો છે. એમાં મેરી ક્યૂરી, ડાર્વિન, આઇન્સ્ટાઇન, લુઈ પાશ્ચર જેવા અનેક ખ્યાતનામ વિજ્ઞાનશાસ્ત્રીઓ—જેમણે અનેક શોધો દ્વારા માનવજાતને ઋણી બનાવી છે—ની ઓળખ આપી એક આવકારદાયક કાર્ય કર્યું છે. અલબત્ત, એમાં રાઈટ ભાઈઓ કે મારકો જેવા કેટલાક અતિ ખ્યાતનામ 'વૈજ્ઞાનિકો'ને સ્થાન કેમ નહિ આપવામાં આવ્યું હોય અને બીજા અલ્પ જાણીતાને અહીં શા માટે સ્થાન મળ્યું હશે એ પ્રશ્ન તો મનમાં થાય જ છે. લેખકની નિરૂપણરીતિ ગમી જાય એવી છે. ઉદ્‌ગાર દ્વારા, અવતરણથી, પ્રસંગકથનથી કે એવી જુદી જુદી રીતિઓ અપનાવીને લેખક પરિચયનો આરંભ કરે છે અને પછી વાર્તાની જેમ આપણા ચિત્ત પર લેખનની પકડ જામતી જાય છે. જુદી જુદી શોધો કેવી રીતે, કયા સંયોગોમાં થઈ એની કથની વાંચવી ગમે એવી છે. આપણા કિશોરો અને સામાન્ય જિજ્ઞાસા ધરાવનાર પણ આ પુસ્તકો વાંચે એ ઇષ્ટ છે. લેખકે વિજ્ઞાનવીરોનો કરાવેલો સચિત્ર પરિચય અત્યંત આકર્ષક છે. ગુજરાતી અનુવાદ એકંદરે સરળ અને સુવાચ્ય છે.

## ચીનના હાકેમો

શ્રી હરિનભાઈ શાહે આ પુસ્તિકામાં 'સામ્યવાદી ચીનના આજના ધણીરણી

જેવા મોવડીઓને પિછાનવાનો નાનકડો, ઝપટભર્યો' પ્રયાસ કર્યો છે. એમાં સામ્યવાદી ચીનના સર્જક માઓત્સે-તુંગ, રાષ્ટ્રપતિ લ્યુ શાઉ-ચી, વડાપ્રધાન ચાઉ એન-લાઈ, વિદેશપ્રધાન માર્શલ ચેન-યી અને માજી સરસેનાપતિ અને ઉપરાષ્ટ્રપતિ માર્શલ ચુ તેહનો પરિચય આપી ઉપસંહારમાં એ સામ્યવાદી નેતાઓ વિશે ટૂંકું નિરીક્ષણ રજૂ કર્યું છે. માઓનો પરિચય, ૪૮ પાનાંની આ પુસ્તિકામાં અરધા ઉપરાંત જગા રોકે છે. બાકીનાના પરિચય અત્યંત સંક્ષેપમાં છે. આ દ્વારા ચીની સામ્યવાદનું સ્વરૂપ પ્રગટ કરવામાં લેખકને ઠીક સફળતા મળી છે. તેઓ આ વિષયના સારા અભ્યાસી છે અને ચીનના હાકેમોના પ્રત્યક્ષ પરિચયમાં આવેલા છે. એટલે 'ચીન તો દારૂખાનું છે. એશિયાના ખોખા અને ખોરડાં જેવડા દેશો વચ્ચે પડેલા એ દારૂખાનાની ફિકર સૌથી વધારે હિંદને રાખ્યા વગર છૂટકો નથી.'—એમ કહેનારનો આ વિષયનો ઝીણવટભર્યો અભ્યાસ, આ નિમિત્તે, અહીં તારણરૂપે રજૂ થયો છે. એમનો વિચાર-મિજાજ એકંદરે અહીં સારી અભિવ્યક્તિ પામ્યો છે. કેટલાંક ટૂંકાં સૂત્રાત્મક વાક્યો ગમી જાય એવાં છે, અને એમના વિચારને સારી રીતે પ્રગટ કરે છે. ક્યાંક વિચારભારને કારણે વાક્યો લથડે છે. આ વિષયના એમના જેવા અભ્યાસી પાસેથી તો આપણે સળંગસૂત્ર ગ્રંથની જ અપેક્ષા રાખીએ.

## મને નીરખવા ગમે

ભારતીય અને વિદેશીય વિભૂતિઓના રોચક જીવનપ્રસંગોનું સંકલન અહીં સાંપડે છે. એમાં ગોખલે, ફિરોઝશા મહેતા, પંડિત નેહરુ, સર તેજબહાદુર સપ્રુ, મહાત્મા હંસરાજ જેવા વિશે વિગતે આલેખાયું છે, તો ટાગોર, કરીઅપ્પા, શૉ, સાવરકર, હેન્રી ફોર્ડ જેવાઓના ટૂંકા પ્રસંગો ચિત્રિત થયા છે. પ્રેરક ઘટનાઓમાં જેને ગણી શકાય તેવામાં રમણ મહર્ષિનું ઋજુ હૃદય કેવું હતું, એન્ડ્રુઝે દેશાભિમાનનો પરચો અંગ્રેજને કેવોક બતાવ્યો, રામાનુજમે ગણિતવિદ્યા શીખવામાં કેવાં સંકટો વેઠ્યાં ઇત્યાદિનો સમાવેશ કરી શકાય. હાસ્યરસિક ટુચકાઓ લેખે શ્રી પ્રકાશની ભોજન ચાખનારાઓની નિમણૂકની માંગણી, આયંગરે 'ભસતા કૂતરાઓ કરડે નહિ'—એની કૂતરાને ખબર હશે કે કેમ તે વિષેની પૃચ્છા, માર્ક ટ્વેનના ચર્ચિલ-શૉ-શગતો કવિ-શ્રીમંત મિત્ર સાથેના છબરડા, શાહબુદ્દીને હૉસ્ટેલમાં ભોજન ઉપર પાડેલ દરોડો, વગેરેને ગણી શકાય.

છૂટાછવાયાં વ્યક્તિચિત્રો, જીવનપ્રસંગો, રમૂજી ટુચકાઓ અને લાક્ષણિક સ્વભાવરેખાઓ અહીં એકબીજા સાથે ભેળસેળ થઈ ગયાં છે, કેમ કે જુદાં જુદાં માસિકોમાં આવી ગયેલ જીવનપ્રસંગોને એકત્ર કરવાનો જ લેખકનો પ્રયાસ છે.

એ સર્વનું સમુચિત સંપાદન કરી જીવનઘડતરની દૃષ્ટિએ તેની વ્યવસ્થિત રજૂઆત કરવા તરફ એમની દૃષ્ટિ જ નથી એટલે સમગ્ર ચરિત્રાવલિરૂપે મૂલવવા જેવું કશું રહેતું નથી.

## ડુંગરમાળની દેવી

આયલેસા ફેરરસીકૃત પુસ્તક 'Women, who reached tomorrow'-નો સુવાચ્ય અનુવાદ શ્રી નટવરલાલ માળવીએ 'ડુંગરમાળની દેવી' રૂપે સુલભ કરી આપ્યો છે. નિર્ધન અવસ્થામાં જન્મી આપબળે આગળ વધી કીર્તિની ટોચે પહોંચનાર કેટલીક મહિલાઓનાં ચરિત્રો અહીં અપાયાં છે.

પ્રખર વિજ્ઞાનશાસ્ત્રી ફ્લોરેન્સ સાબિન, સર્વોચ્ચ બેન્કની સચિવ આઈવી પ્રીસ્ટ, અભિનેત્રીઓની વેશસજાવટ કરનાર એડિથ હેડ, શિક્ષણશાળાઓની સંસ્થાપિકા મારથા બેરી, બાલસાહિત્યની પુરસ્કર્ત્રી ગ્રંથપાલિકા એન મૂર, રૂપેરી પડદાની અભિનેત્રી ઓડરી હેપબર્ન, પિયાનોવાદક સંગીતપ્રેમી વેન્ડા લેન્ડાસ્કા, ટેનિસની શ્રેષ્ઠ ખેલાડી એલથિયા ગિબ્સન : એમ જીવનનાં વિવિધ ક્ષેત્રોમાં નામના મેળવનાર સ્ત્રીઓનાં રેખાચિત્રો અને એમના પ્રદાનનું ઉચિત મૂલ્યાંકન કરવાનો સફળ પ્રયાસ આ પુસ્તકમાં થયો છે અને તેથી જ આ પુસ્તકને ગુજરાતી ભાષામાં અવતારવા બદલ શ્રી માળવીને અભિનંદન ઘટે છે.

એક ભાષામાંથી બીજી ભાષામાં કૃતિને રજૂ કરવામાં અનુવાદની ઘણી સમસ્યાઓ નડવાની : કેવળ ભાષાકીય પર્યાયો પૂરતી જ નહિ, તે તે દેશની સાંસ્કૃતિક તસવીર ખડી કરવા સંબંધીની પણ ખરી જ. તેમ છતાં મૂળ કૃતિનો મર્મ સમજાયો હોય તો ઝાઝી મુશ્કેલીઓ રહેતી નથી. શ્રી માળવીએ અનુવાદ કરતાં કરતાં વ્યક્તિ અને તેની આસપાસના સમાજને જીવંત કરવાનો ઠીક પ્રયાસ કર્યો છે, અંગ્રેજીના પર્યાયો શોધવામાં એ ક્યારેક ફાવ્યા નથી. ('રવિશાળા', 'ક્ષપાબોધ', 'પરખિયણ', વ૦). તો તળપદા લહેકાઓ વડે પાત્રને જીવતું પણ કરી મૂક્યું છે ('ડુંગરા ડોલાવી નાખીએ', 'તીર નહિ તો તુક્કો,' 'આ પાર કે પેલે પાર' વ૦). પણ જ્યાં જ્યાં ભાષાંતર સભાનતાથી શ્રમપૂર્વક કરવા ગયા છે ત્યાં એમને અવશ્ય શાપ મળી છે, દા. ત., વ્હાઈટ હાઉસ માટે 'શ્વેત ભવન', ચર્ચ માટે 'દેવાલય – શાળા', મૉડેલ માટે 'પ્રતીક', અને એમ તો 'ચોમાસિયા', 'રબરિયું', 'ત્રણકૂદિયું', 'દૂરદર્શન' જેવા તરજુમિયા પ્રયોગો ચાડી ખાય એવા છે જ. વ્યક્તિ–ચિત્રોનાં શીર્ષકોમાં ભદ્રંભદ્રીય ભભક ક્યાંક ડોકાય છે, 'તારિકાઓની વેશવિધાયિની', 'બાલજગતની વાચનધાત્રી', 'હાર્પસિકોર્ડની મહાપૂજારિણી', તે પણ નિવારી શકાત.

ગુજરાતની જનતાને વિદેશી મહિલાઓનાં જીવન અને વ્યક્તિત્વથી પરિચિત કરવાનો શ્રી માળવીનો હેતુ સફળ થશે એમાં શંકા નથી. આમેય જીવનચરિત્રોનાં સુવાચ્ય ભાષાંતરોની આપણે ત્યાં ખોટ છે જ, એમાં આ રેખાચિત્રો ઠીક ઠીક ઉમેરો કરી શકશે.

## ગાંધીજીની તેજરેખા

શ્રી શ્રીપાદ જોશીના 'ગાંધીજી : એક ઝલક' એ હિંદી પુસ્તકનો શ્રી બાલુભાઈ પારેખે કરેલો આ અનુવાદ છે. અહીં મુખ્યત્વે પ્રસંગ-નિરૂપણ છે, અને એ પ્રસંગો ગાંધીજીના વ્યક્તિત્વના એક યા બીજા પાસાનું દર્શન કરાવે છે. લેખકે ગાંધીજીની તેજરેખાના કેટલાયે ઝબકારા નિહાળ્યા છે. એમાંથી સ્મૃતિપટ પર અંકાઈ ગયેલા અને ડાયરીમાં નોંધાઈ ગયેલા કેટલાક અહીં શબ્દબદ્ધ થયા છે. ગાંધીજીના સંપર્કમાં પોતે કેવી રીતે આવ્યા અને એમની વાત પોતાને ગળે કેવી રીતે ઊતરી એનું અહીં અપાયેલું વિગતભર્યું ચિત્ર એ યુગના યુવાનોની માનસિક ભૂમિકાનો પણ અચ્છો ખ્યાલ આપે છે. ઉપરાંત, આ પુસ્તકમાં શ્રી શ્રીપાદ જોશીએ ગાંધીજી પર લખેલા પત્રોમાંના પ્રશ્નોના જે ઉત્તરો આપ્યા છે તે ગાંધીજીની જીવનદૃષ્ટિને સમજવામાં ઘણા ઉપકારક થાય છે. બેંતાલીસના આંદોલનની તાત્ત્વિક ચર્ચાનું એ પત્રોવાળું પ્રકરણ આ પુસ્તકનો મહત્ત્વનો અંશ છે. પ્રસંગોથી રસિક બનતું આ પુસ્તક ઐતિહાસિક દસ્તાવેજ તરીકે ઉપયોગી નીવડે એવું છે. લેખકની નિરૂપણરીતિ સરળ અને સાહજિક છે. અનુવાદ પણ સુંદર છે.

## વીર નર્મદ

આપણે ત્યાં યોગ્ય રીતે જ ઉત્તમ કોટિની ચરિત્રકૃતિ તરીકે પ્રતિષ્ઠા પામનાર શ્રી વિશ્વનાથ ભટ્ટની આ કૃતિ આ વર્ષે સાતમી આવૃત્તિ પામે છે એ જાણીને આનંદ થાય છે. એમાં આ વખતે ચરિત્રકારે નર્મદના જીવનપ્રસંગોની વર્ષાનુક્રમણી ખાસ નવી તૈયાર કરીને પુસ્તકના આગલા ભાગમાં આપી છે. નર્મદનું એક નવું ચિત્ર પણ અહીં તૈયાર કરાવીને મૂક્યું છે. 'સાતમી આવૃત્તિ' સાથે ચરિત્રકારે વિસ્તૃત નિવેદન પણ જોડ્યું છે.

## ચારિત્રકથાઓ

લોકસંસ્કાર માટેનાં પુસ્તકોની શ્રેણીમાં પ્રગટ થયેલી ધૂમકેતુની આ 'ચારિત્રકથાઓ'નું આ વર્ષે ચોથું પુનર્મુદ્રણ થયું છે. એમાં શિવાજી અને સમ્રાટના જીવનના મહત્ત્વના પ્રસંગો દ્વારા એમની ચરિત્ર-રેખાઓ ઉપસાવી છે, જ્યારે

પ્રતાપ, અજાતશત્રુ જેવાં બીજાં પ્રકરણોમાં માત્ર છૂટાછવાયા ટૂંકા પ્રસંગ કે પ્રસંગો જ આપવામાં આવ્યા છે.

## પત્ર–પ્રવાસ

**બાપુના પત્ર–૯ (શ્રી નારાણદાસ ગાંધીને) ભાગ પહેલો**

તા. ૭–૯–૧૯૦૯ થી તા. ૨૫–૧૨–૧૯૩૨ સુધીની લગભગ ત્રેવીસ વરસની સમયાવધિને આવરી લેતા અને ગાંધીજીના નિકટના સંબંધી શ્રી નારણદાસ ગાંધીને સંબોધીને લખાયેલા ૨૫૬ પત્રોનો આ પહેલો ભાગ પ્રસિદ્ધ થયો છે. ગાંધીજીનું કાર્ય અને તેમની દૃષ્ટિ સમજવા માટે આ પત્રસંગ્રહ અત્યંત ઉપયોગી છે. આ અગાઉ જુદા જુદા કાર્યકરોને લખેલા પત્રોના આઠ સંગ્રહો પ્રગટ થઈ ચૂક્યા છે. આ સંગ્રહ એ સર્વથી મોટો અને વિશેષ મહત્ત્વનો છે. આ પત્રોમાં એક વ્યક્તિને ઘડતાં ઘડતાં પોતાના જીવનકાર્ય સમી આશ્રમ જેવી મહાન સંસ્થાનું પણ ગાંધીજીએ કેવી રીતે ઘડતર કર્યું હતું તેનો આલેખ મળે છે. એમાં ગાંધીજીના શતદલપદ્મ જેવા વ્યક્તિત્વનાં વિવિધ પાસાંનું દર્શન થાય છે.

ખૂબીની વાત તો એ છે કે આ પત્રોમાં રાજકારણના મુદ્દાઓ સ્પર્શાયા નથી. એમાં રોજ-બ-રોજની ઘટનાઓ, નવનવા પ્રયોગો, એમની સતત ચાલતી સાધનાપ્રક્રિયા, એમનો અવનવો ઉત્સાહ એ બધાંનું વિગતે દર્શન થાય છે. આ પત્રોમાં આહારની ઝીણીમોટી વિગતો છે, આશ્રમના સાથીઓના યોગક્ષેમની અને એમના જીવનની નાનીમોટી વિગતોમાં ગાંધીજીએ લીધેલો રસ છે, આત્મીયતાથી સભર વાત્સલ્યનાં વહેતાં વહેણ છે, જાહેર નાણાંના ઉપયોગ વિશેની ઝીણવટભરી કાળજી છે, શિક્ષણ–ચિત્રાદિ વિશેના પણ ખ્યાલો છે, બહેનો અને બાળકોની ઊંડી પ્રેમભરી માવજત છે, ભરવાડ અને છારાના પ્રશ્નો અંગે આશ્રમવાસીઓને કરેલી આશ્રમધર્મની સ્પષ્ટ રજૂઆત છે, પોતાના સિદ્ધાંતો વિશેની સંનિષ્ઠા છે, સમાજરચનાનું તત્ત્વજ્ઞાન છે – ટૂંકમાં, ગાંધીજીના આત્મદ્રવ્યની આ મધુરગંભીર અભિવ્યક્તિ છે.

કોઈ પણ વસ્તુમાં કશી કચાશ રહી જાય એ ગાંધીજીને રુચતું નથી. કાંતવાની ઝડપ કે ડાબે હાથે લખાતા અક્ષરોની સ્વચ્છતા અંગેની એમની ચીવટ, કોઈ સ્વજનનું ઘટતું વજન કે નકામી વસ્તુઓની ચર્ચામાં થયેલો સમયવ્યય, વ્યક્તિઓની પરખ, કાચા દૂધનું દહીં બનાવવાનો પ્રયોગ, અન્યના પત્રો માટેની ચિંતા, ગંભીર લખાણોને અંતે 'તાજા કલમ'માં સુરતના કાનુ ગજીવાળાને

રોજનીશી મોકલી આપવાની ચોકસાઈભરી સૂચના – એમ અહીં નોંધવા બેસીએ તો પાર ન આવે એવી, વાચકને કશીય ગૂંચવણ ઊભી ન કરે એવી ધારદાર સ્પષ્ટતા સાથેની અનેક વસ્તુઓ વિશેની–વ્યવહાર અને ભાવનાથી, આત્મબળની અડગતા અને પ્રેમની વર્ષા ભરી ભરી સૂચનાઓ અહીં છે.

આ પત્રસંગ્રહમાં, આશ્રમના કાર્યકરોની સૂચનાથી પ્રવચન–પ્રાર્થના સમયે વાંચવા સારુ ગાંધીજીએ 'મંગળપ્રભાત'વાળા લેખો અને 'ગીતાબોધ' લખી મોકલેલાં તે આ પત્રોના ભાગરૂપે અહીં સંગ્રહાયા છે. એમાં આશ્રમમાં પળાતાં વ્રતો, યજ્ઞોની વિચારણા પછી આધ્યાત્મિક દીવાદાંડીરૂપ 'ગીતા'ના બોધની અને 'આકાશદર્શન'ની અહીં સરળગંભીર રજૂઆત છે – આ સર્વ પત્રસંગ્રહની આગવી વિશિષ્ટતા છે. એ ગંભીર વ્રત કે ગીતાના ચિંતન પછી તરત 'તા. ક.'માં ગાંધીજી ક્વચિત્ ચંપલ કે જાહેર નીતિ વિશે બેપાંચ વાક્યોમાં નોંધ પણ મૂકી દે છે! એવી નોંધો પણ ગાંધીજીના વ્યક્તિત્વનો પરિચય કરાવી જાય છે. ધર્મનાં મૂળતત્ત્વો કે ધર્મની સાદીસીધી પણ મૂળગામી સમજ ('મૂળતત્ત્વો જાણવાં એટલે તે પ્રમાણે વર્તન કરવું') એ સ્પષ્ટતાથી દર્શાવે છે. નારણદાસને (પત્ર–૪) અભયનો ખ્યાલ આપવા માટે ગાંધીજીએ જે થોડાંક વાક્યો લખ્યાં છે તેમાં એમની સાચી સૂક્ષ્મ મૂલગામી દૃષ્ટિ અતિ સરળ ભાષામાં કેવી અભિવ્યક્તિ પામી છે તેનો ઉત્તમ નમૂનો છે :

"આ પ્રસંગે તમારે પ્રહ્લાદજી, સુધન્વા વગેરેનાં ચરિત્ર યાદ કરવાની જરૂર છે. આ બધી દંતકથા છે એમ ન માનજો. તેવાં કાર્યો કરનારા હિંદી પુત્રો થઈ ગયા છે તેથી જ આપણે તે આખ્યાનો મોઢે કરીએ છીએ. આજ પણ પ્રહ્લાદ અને સુધન્વા, હરિશ્ચન્દ્ર અને શ્રવણ હિંદુસ્તાનમાં નથી એમ નથી માનવાનું. આપણે લાયક થઈશું ત્યારે તેનો મેળાપ પણ કરશું. તે કંઈ મુંબઈના માળામાં જોવામાં નથી આવવાના. પથરાની જમીનમાં ઘઉંના પાકની આશા ન રખાય..."

'કવિતા'ની સમજ આપતાં શ્રી આનંદશંકરે લખેલાં વાક્યો આની સાથે યાદ કરવા જેવાં છે. માનવમાત્રના સદ્અંશ પર શ્રદ્ધા મૂકનારા ગાંધીજીના આ પત્રોમાં ટૂંકાણમાં પોતાની વાતને સ્પષ્ટ રીતે કહી દેવાની આગવી વિશિષ્ટતા છે. એટલે આ પત્રોનું લખાણ અત્યંત સુઘાટસરનું અને સત્ત્વવંતું છે. એક શબ્દથી ચાલે ત્યાં બે શબ્દો લખવા એમને પસંદ નથી. સમય બચાવવા ટૂંકાક્ષરી શબ્દોનો પણ એ આશ્રય લે છે અને 'બાપુના આશીર્વાદ'માંથી શ્રમ બચાવવા માત્ર 'બાપુ'

લખી ચલાવે છે — અલબત્ત, સ્પષ્ટતા કરીને. એમના પત્રોમાં ક્યાંક નર્મ ('પ્રેમપત્રોનો થોકડો') આવી જાય છે. એમનાં પ્રશ્ન–વાક્યોનો ખાસ અભ્યાસ કરવા જેવો છે. 'એમ શું કામ ન કરીએ?', 'જયંતી પ્રકાશના કંઈ ખબર છે કે?', 'અભય'પદને કેટલે અંશે પામ્યા છો?', 'વજન ૪૦ રતલ ઘટવાનું સુશીલા લખતી હતી તે તો અણસમજ જ હતી ના?'–વગેરે. એમાં ક્યાંક મૃદુલતા, વાત્સલ્ય, મીઠો ઠપકો એમ અનેક ભાવો પ્રગટે છે. અંતમાં 'ના'વાળા પ્રશ્નાર્થો ખૂબ ગમી જાય એવા હોય છે.

આ પત્રો ગાંધીજીના વ્યક્તિત્વનું તો દર્શન કરાવે જ છે, પરંતુ સાથે આશ્રમની ઘરૂતરકથાનું પણ બયાન આપે છે. એમની અદ્વિતીય સાધનાની જ્યોતિ આ પત્રોમાં પ્રકાશી રહે છે. પત્રોમાં વ્યક્તિ–પરિચય માટે નીચે નોંધ આપેલી છે. શ્રી ઢેબરભાઈની વિસ્તૃત અને અભ્યાસપૂર્ણ પ્રસ્તાવના આ પત્રસંગ્રહની સર્વ વિશિષ્ટતાઓને આરંભે તારવી આપે છે અને પત્રોને એમના યોગ્ય પરિપ્રેક્ષ્યમાં જોવાં વાચકોને સાચી દૃષ્ટિ આપે છે.

## વિદ્યાર્થિનીને પત્રો

શ્રી પુરુષોત્તમ ગાંધીની પુત્રી નિરુપમાને શ્રી કાકાસાહેબ કાલેલકરે તા. ૧૯–૨–૫૯ થી તા. ૨૫–૧૨–૬૧ ના સમયગાળામાં લખેલા ૬૦ પત્રોનો આ સંચય છે. એક પત્રમાં કાકાસાહેબે નોંધ્યું છે : 'દાદા અને દીકરી (પૌત્રી) વચ્ચેની એ વાઙ્મયી મુલાકાત છે.' (પૃ. ૧૨૨) આ વાઙ્મયી મુલાકાત, 'લખીએ ત્યારે વાતો કરતાં હોઈએ એટલો આનંદ મળવો જોઈએ' (પૃ. ૧૨૦) એ પત્ર-લેખકના શબ્દોનો અક્ષરશઃ અનુભવ કરાવે છે. બહેન નિરુપમાને આ પત્રો લખાયા એ અગાઉ તેઓ બહુ ઓછું મળેલા છે. પરંતુ લગભગ ત્રણ વર્ષના આ પત્ર-ગાળામાં એની સાથેનો આત્મીયતાનો તંતુ કેવો બંધાયો–ગંઠાયો છે તેની પ્રતીતિ આ સંચયનો પ્રત્યેક પત્ર કરાવે છે, અને સાથે એ બહેન હાઈસ્કૂલમાંથી કૉલેજમાં જાય છે ત્યારે પલટાયેલી પરિસ્થિતિમાં, છેલ્લા પત્રમાં એ નિર્લેપતા પણ કેવી બતાવી શકે છે!

આ પત્રોમાં કાકાસાહેબનું હૃદયદ્રવ્ય સુકુમારતાથી રેલાયું છે. નિબંધલેખનમાં માર્ગદર્શન કરાવવા માટે આરંભાયેલા આ પત્રો સમગ્ર જીવનને આવરતા ઉત્તમ શિક્ષકના આત્માની અભિલાષાને પ્રગટ કરી દે છે. બીજા પત્રમાં ચિત્ર કાપવાની કુશળતા માટે નિરુપમાને વીસમાંથી સોળ ગુણ આપતા શિક્ષક કાકાસાહેબ, એ બિંદુએથી એને ૬૦ મા પત્રમાં કેવી નવી જ ભૂમિકા પર લઈ

જાય છે! એ બે પત્રોની વચ્ચે નિરૂપમાના આરોગ્યની સતત ચિંતા કરતા, એ માટે સલાહસૂચન માર્ગદર્શન આપતા, સાહિત્યની સરળ પણ 'ચોટડુક' વ્યાખ્યા આપી એની સમજ આપતા, નિબંધલેખનની સહજપણે સૂઝ આપી લલિત-નિબંધની વિશેષતા દર્શાવતા, સાહિત્યમાં અલંકારનું ઔચિત્ય નિર્દેશતા, ગુજરાતી શબ્દોનું ગૌરવ 'પરાણેકાટ' જેવા શબ્દોની વ્યુત્પત્તિ કે 'ઑફિશિયલ લેટર'નો પર્યાય, 'કન્સીડર'નો મર્મ કે 'પાસપોર્ટ', 'વિસા'ની સમજૂતી–નો સહજતાથી ખ્યાલ આપી દઈ પત્રના વાચકને (હવે વાચકોને) વિવિધ વિષયોનો કુશળરસિક પરિચય કરાવતા, ભાસ–ભવભૂતિ અને કાલિદાસ તેમ રવીન્દ્રનાથના સર્જનનો માર્મિક ખ્યાલ આપતા, બાળકસહજ કુતૂહલને–જિજ્ઞાસાને ખ્યાલમાં રાખી મૃત્યુ પછીના જીવન અંગેના પ્રશ્નનો ઉત્તર આપતાં એની સમક્ષ ઉપનિષદની વાર્તા ધરી એને જીવનની વિશાળતા તરફ દોરી જતા, અને છતાં 'ઈદનો ચાંદ' કે 'ધ્યેય' જેવા ખોટા શબ્દપ્રયોગો, ખોટી જોડણીઓ, અનુચિત ઉપમાઓ, વિચાર–દોષ વિશે સહેજ પણ ખચકાયા વિના કેવી સ્વાભાવિકતાથી એ લાલબત્તી ધરે છે! માત્ર ગુણદર્શન નહિ, શિક્ષણમાં દોષદર્શનને પણ વિવેકપૂર્વકનું મહત્ત્વનું સ્થાન છે એનું કાકા-સાહેબે ઘણે સ્થળે નિદર્શન કરાવ્યું છે. નિરુપમાની અંગ્રેજી ભાષા વિશેની અતિ-ભક્તિથી કવચિત્ તેઓ અકળાઈ ઊઠે છે અને રોષભર્યા સ્વરે સાચી વિવેકભરી રજૂઆત પણ કરે છે. આ સર્વ પત્રોમાં વિદ્યાર્થી અને શિક્ષક વચ્ચે સંવાદિતાનો સેતુ રચાયો છે. નાની બાળા સાથે એની જ ભૂમિકાએ ઊભા રહીને તેઓ વાત કરે છે. વિનોદની, નર્મની સર્વ પત્રોમાં વહેતી અખંડ સેર વાતાવરણને હળવું ફૂલ બનાવે છે. એનાં એટલાં બધાં ઉદાહરણો આ પુસ્તકમાં વેરાયેલાં છે કે એક–બે અહીં નોંધવાથી સંતોષ થાય એમ નથી. વિસ્રબ્ધ વાર્તાલાપ સમો આ પત્રસંચય પત્રો મેળવનારનું વિકસતી કોમળ કળી જેવું વ્યક્તિત્વ તો ઉપસાવે છે જ, પરંતુ જીવનમાળી કાકાસાહેબની રસજ્ઞતા, બહુશ્રુતતા અને કોમળ માવ-જતભરી દૃષ્ટિ જેવાં અનેકવિધ સમૃદ્ધ પાસાંનો પરિચય કરાવે છે. પત્રોમાંની ઝીણી અંગત વિગતો કાકાસાહેબે 'પત્રસૃષ્ટિ'ના નાનકડા સુંદર નિબંધમાં કહ્યું છે તેમ, પત્રોનો સ્વાભાવિક આનંદ આપણને આપે છે. સ્વાદાનંદ, શ્રવણાનંદ, દર્શનાનંદ, વિદ્યાનંદ અને જીવનાનંદ–એમ વિવિધ આનંદો, પ્રસન્નતાથી ભર્યાભર્યા વાતાવરણમાં વાચકોને જીવનના સાચા આનંદ તરફ દોરી જાય છે. શ્રી 'દર્શક'નો મર્માળો પ્રવેશક પુસ્તકની મૂલ્યવત્તામાં ઉમેરણ કરે છે. કિશોર–કિશોરીઓ અને શિક્ષકોએ આ પત્રો અવશ્ય વાંચવા જોઈએ.

### હિમાલયની પત્રયાત્રા

પ્રકૃતિ અને પ્રભુ તરફના પ્રેમરૂપથી મુગ્ધ થતાં જે આનંદ શ્રી કિશનસિંહ

ચાવડાને. મળ્યો છે તે આત્મશિક્ષણનું માધ્યમ બનેલા આ પત્રો રૂપે એમણે પ્રગટ કર્યો છે. હિમાલયના રૂપરાશિનાં દર્શને લેખકમાં પ્રગટેલાં સંવેદનો આ પંદર પત્રોમાં અભિવ્યક્તિ પામ્યાં છે. આ પત્રોમાં આકાશની રૂપમાયા છે, પ્રકૃતિની નાભિમાંથી થતા પ્રણવના ઋતગાનયુક્ત પ્રભાતનું દર્શન છે, પુષ્પોની સૃષ્ટિમાં અનુભવાતો પ્રાણસંચાર છે, આત્મનિરીક્ષણ અને અંતરમાં દીવો પેટાવી આપવાની કૃપા કરતું કરુણાનિધાન અગ્નિનું સખ્ય છે, પૃથ્વીનું અનાવિલ ઐશ્વર્ય છે; શ્રદ્ધા છે, અંતરનિષ્ઠા છે. વિવિધ અનુભૂતિઓ કાવ્યકક્ષાએ પહોંચતાં અલંકારમંડિત ગદ્યમાં અહીં અભિવ્યક્તિ પામી છે. હિમાલયની બાહ્ય પ્રકૃતિનાં, એની વિવિધ રુદ્ર-રમણીય લીલાઓનાં અહીં માધુરીભર્યાં ચિત્રો છે, તો અંતરની પ્રકૃતિનાં–એની ગહનતા અને સંઘર્ષનાં પણ અહીં મનોરમ ચિત્રણો છે. બાહ્ય પ્રકૃતિની વિગતપ્રચુર પાર્શ્વભૂમાં અહીં આંતરપ્રકૃતિની છબી ઊપસી આવે છે.

લેખકનું ગદ્ય, 'અમાસના તારા'નું આપણને સહેજે સ્મરણ કરાવે છે. પ્રકૃતિનું સૌન્દર્ય એમના કાનને સહજમાં સંગીતના સૂર તરફ દોરી જાય છે, એમની આંખને વિવિધ રંગોની લીલાનાં દર્શન કરાવે છે, અને એમના ગદ્યને ઉપમા રૂપકથી મઢી દે છે. રૂપકોમાં ભાવની અભિવ્યક્તિ સાધવાનું શ્રી ચાવડાને વિશેષ અનુકૂળ આવતું લાગે છે. કેટલીક વાર અલંકારમંડનની વિશેષ માત્રા વાચકને અકળાવે છે, એમનાં શબ્દચિત્રોને ધૂંધળાં બનાવે છે અને ભભકભર્યા વાતાવરણને ઉપસાવે છે. એમાં, એમની વર્ણન કરતાં કથનમાં રાચતી નિરૂપણ-શક્તિનો પણ મોટો હિસ્સો છે. એમનું ઘૂંટાયેલું ગદ્ય વાંચવું ગમે છે, પરંતુ નિરૂપણની એકવિધતા અને વિગતભર્યાં વર્ણનોને અભાવે ઝાંખાં પડી જતાં શબ્દચિત્રો લેખક સાથે પૂર્ણ આંતરસેતુ રચી આપતાં નથી. 'અગ્નિનું સખ્ય'માં છે તેવી સંવેદનાની ભીનાશ આપણને ભાવાર્દ્ર કરે છે. 'અંતઃકરણનો સેતુ'માં છે તેવી અંતરનિષ્ઠાની અભિવ્યક્તિ પ્રસન્નતા રેલાવે છે. લેખકે પ્રત્યેક પત્રને આરંભે મૂકેલી કાવ્યપંક્તિઓ સૂચક છે, તો પત્રોમાં ગૂંથેલાં કાવ્યોમાં રસલક્ષી–અર્થઘટન કરતાં નિરૂપણો પણ આસ્વાદ્ય બન્યાં છે. હિમાલયની સૌન્દર્યયાત્રા સાથે આંતરયાત્રાનો એકંદરે સંવાદ રચી આપતા આ પત્રોનું વાચન પ્રસન્નતા અર્પે છે.

### પત્ર–સંચય

શ્રી અંબાલાલ પુરાણીના પત્રોના આ સંગ્રહ છે. વિવિધ વ્યક્તિઓને સંબોધીને લખાયેલા આ પત્રોમાં વિષયોનું વૈવિધ્ય પણ ધ્યાન ખેંચી રહે છે. એમાં યુવાનોને સલાહ-સૂચનો છે અને જિજ્ઞાસુઓના પ્રશ્નોના ઉત્તરો પણ છે. એમાં કામ-પ્રેમ-લગ્નથી આરંભી સાધના અને યોગ સુધીના અનેકવિધ વિષયો

પરત્વેનું લેખકનું દૃષ્ટિબિન્દુ રજૂ થયું છે. પોતાના વક્તવ્યને સ્પષ્ટ કરવા માટે પત્રલેખક દૃષ્ટાંતો–દૃષ્ટાંતકથાઓનો પણ આશ્રય લે છે અને વ્યવહારુ માર્ગોનું પણ જેમને સંબોધીને એ પત્રો લખાયા છે તેમને સૂચન કરતા જાય છે. જે વ્યક્તિઓના પત્રોના ઉત્તરો એમણે આ પત્રો દ્વારા આપ્યા છે તે વ્યક્તિઓની મનોમૂર્તિ પણ આ પત્રોમાંના કેટલાકમાંથી ઊપસી આવતી આપણે જોઈ શકીએ છીએ. પત્રલેખનની શ્રી પુરાણીની આકર્ષક ઢબનું જ એ પરિણામ છે. ક્વચિત્ નાનકડાં સૂત્રાત્મક વાક્યો દ્વારા તેઓ ધારી અભિવ્યક્તિ સિદ્ધ કરી શકે છે. મુંબઈ વિશેની પત્રલેખકની છાપ પત્ર નં. ૮માં અસરકારક રીતે કહેવાઈ શકી છે. તો સંસ્થાઓને સંદેશા પાઠવતા પત્રોમાં પ્રભાવશાળી વક્તાની વાગ્મિતાનાં પણ દર્શન થાય છે. પત્ર નં. ૨૯ એનો નમૂનો છે.

પોતાના કથનને એ સીધું ધારદાર રીતે રજૂ કરી શકે છે અને એમાં તર્કનો પણ અસરકારક આશ્રય લીધેલો હોય છે. એમના સ્પષ્ટ વક્તૃત્વનું સુભગ દર્શન કરવું હોય તેમણે એમનો પત્ર નં. ૩૧ અચૂક વાંચવો. આ પત્રોમાં એમની વિનોદની આછી આછી લહરીઓ, ક્વચિત્ કટાક્ષમાં ભળીને પણ, વાચકોને સરસ રંગત આપે છે. પત્ર નં. ૧૪–૧૫નો આરંભ, પત્ર નં. ૩૪ (૪)માં બહેરીબહેનને 'નકામું સાંભળવાની પંચાત ઓછી!' જેવા ઉદ્ગારો, કે શ્રી સુન્દરમ્‌ને સંબોધીને લખેલા પત્રોમાં પત્ર નં. ૩૦નો અંત એનાં સારાં દૃષ્ટાંતો છે. ક્યાંક રમતિયાળ લહેકા પણ ગમી જાય છે.

આ પત્રોમાં વ્યાયામ-પ્રવૃત્તિ, રાજકીય જીવન અને સાહિત્ય જેવા વિષયો પણ વિગતે નિરૂપાયા છે. બ. ક. ઠા.ની પત્રલેખકના એક લેખ પરની નોંધના એમણે 'કવિલોક'ના તંત્રીને આપેલ ઉત્તરમાં કે શ્રી ઉમાશંકરના 'શાકુન્તલ'ના અનુવાદ વિશેની પોતાની છાપ રજૂ કરતા અનુવાદકને લખાયેલ પત્રમાં અને અન્યત્ર પણ એમની સાહિત્યવિષયક વિચારણાનાં નિદર્શનો મળે છે. અલબત્ત, એમની ઊંડી અધ્યયનશીલતા અને સૂઝ તો એ પ્રત્યક્ષ કરે જ છે, પરંતુ 'શાકુંતલ'ની સમીક્ષામાં છે એથી વસ્તુલક્ષિતા સર્વત્ર જોવા મળતી નથી. એવું જ કંઈક મશરૂવાળાના લેખોના એમના અહીં જોવા મળતા પ્રત્યાઘાતો કે ગાંધીજીના પદશિષ્યો પ્રત્યેના એમના પુણ્યપ્રકોપભર્યા ઉદ્ગારો વિશે કહી શકાય. પૃષ્ઠ ૮૫ ઉપરનો વચલો પરિચ્છેદ એનો વિલક્ષણ નમૂનો છે. ગાંધીજી અને રાધાકૃષ્ણન્ વિશે પણ પત્રલેખકે બેધડક વિધાનો કર્યાં છે: "ગાંધીજીની વિચારસરણી હવે સામાન્ય બુદ્ધિની મર્યાદા વટાવી જતી મને તો દેખાય છે" (પૃ. ૨૭૪) અને સુન્દરમ્ પરનો પત્ર નં ૩૫! સર રાધાકૃષ્ણન્ વિશે: ' ઊંડા અભ્યાસની

કે અનુભૂતિની બાબતમાં તેઓ ખાસ યોગ્યતાવાળા મને જણાયા નથી." (પૃ. ૨૬૧). પત્રલેખનની દૃષ્ટિ શ્રી અરવિંદ પ્રત્યે જ મંડાઈ છે. એ ધ્રુવતત્ત્વને કારણે એમની આખાબોલી પ્રકૃતિ આવાં વચનો એમની પાસે કઢાવે છે. કેટલાક પત્રો લાંબા લેખ જેવા પણ બની ગયા છે એની પાછળ સ્વમતનું પ્રસ્થાપન અને અન્ય મતનું ઉચ્છેદન – એ જૂની ખંડનમંડનશૈલી પણ જવાબદાર છે. પત્ર નં. ૨૭ કે શ્રી સુંદરમ્ ઉપરનો પત્ર નં ૨૫ વાંચવાથી આની પ્રતીતિ થશે. કેટલીક વાર પોતાના મંતવ્યને દઢાવવા શ્રી પુરાણી નિરર્થક લંબાણ કરતા પણ જોવા મળે છે. રેવ. પૌલ ગીબ્સનના ટૂંકા પત્રોની સામે શ્રી પુરાણીના લાંબા-લચક ઉત્તરો જુઓ !

દૂર પૂર્વ અને અમેરિકાના તથા આફ્રિકાના પ્રવાસપત્રોનું પણ અહીં એક ગુચ્છ છે. એમાં આફ્રિકાનાં પ્રકૃતિ અને માનવનું એમણે કરાવેલું દર્શન આહ્‌લાદક છે. એમાં ક્યાંક આંતરદર્શન (પૃ. ૧૦૧–અંત) છે, તો ક્યાંક સંવેદન પણ છે (પૃ. ૧૧૭). સંગ્રહનો વિશિષ્ટ આકર્ષક ગુચ્છ શ્રી સુંદરમને ઉદ્દેશીને લખાયેલા પત્રોનો છે. એમાંના ૩૭ પત્રો (નં. ૧૮ સિવાય) શ્રી સુંદરમને થયેલા દક્ષિણ દિશા પ્રત્યેના આકર્ષણની, શ્રી અરવિંદદર્શન પ્રત્યેની એમની યાત્રાની ઝાંખી કરાવે છે. એ પત્રોમાં તત્કાલીન નેતાગીરી, રાજકારણ અને એના પ્રશ્નો તથા પત્રલેખકના પ્રત્યાઘાતો (અને સૂચનો પણ), આગળ ઉલ્લેખ કર્યો છે તે ગાંધીજી, તેમનું અનુયાયી મંડળ અને શ્રી મશરૂવાળા વિશેની પત્રલેખકની સ્પષ્ટ છાપ અને શ્રી અરવિંદની ભક્તિ અને સવિશેષ તો શ્રી સુંદરમ્ પોંડિચેરીનિવાસી બન્યા એ પૂર્વેની એમની ગતિવિધિ અને પત્રલેખકનો એમના એ નિર્ણયમાં કેવો અને કેટલો હિસ્સો – એ સર્વનું દર્શન આ પત્રોમાં થાય છે.

આ પત્રોમાં શ્રી અરવિંદના દર્શનથી પૂર્ણપણે રંગાયેલા એક તેજસ્વી વિચારકોનો આપણને પરિચય થાય છે. જોડણીની ભૂલો પ્રમાણમાં ઘણી કહેવાય. શ્રી મૂળજીભાઈ તલાટીએ પત્રોના સંકલનમાં ઠીક જહેમત લીધી છે. પત્ર નં. ૩૩ (૫)નો આરંભનો પરિચ્છેદ કાઢી શકાયો હોત. ૩૩ (૪)ની એ પુનરુક્તિ છે.

### પત્રાવલિ

શ્રી અરવિંદે પોતાના કેટલાક શિષ્યોને ઈ. ૧૯૩૨–૩૫માં બંગાળીમાં લખેલા પત્રો બે ભાગમાં પ્રસિદ્ધ થયેલા છે. એ પત્રોનો શ્રી સુંદરમે અનુવાદ કર્યો છે અને સંપાદકે એ પત્રોને વિષયવાર ગોઠવીને અહીં સંકલિત કર્યા છે. આ પત્રોમાં આપણી પત્રલેખનરીતિનો કોઈ બાહ્ય આકાર દેખાતો નથી. પત્રોમાંના પરિચ્છેદો,

પત્રલેખનની બાહ્ય રીતિને પડતી મૂકીને, અહીં પ્રગટ કરવામાં આવ્યા હોય એમ લાગે છે. ઉપરાંત પત્રોમાં જોવા મળતો કોઈ વ્યક્તિલક્ષી અંશ પણ અહીં દેખાતો નથી. કદાચ, એ પત્રોનું લક્ષ પણ નથી. મૂળની 'પત્રાવલી'ના બંને ભાગના અહીં સંકલિત થયેલા પત્રોમાં યોગનો પાયો – ('શાંતિ એ જ યોગની પ્રતિષ્ઠા છે'), એમાં આવતી મુશ્કેલીઓ – વિઘ્નો અને એને જીતવા માટે શાંત ભાવે માનું અવલંબન; સ્વરૂપના ભાગો, અવચેતના–શરીરચેતના–પ્રાણમય પુરુષના અને સામાન્ય મનના ત્રણ સ્તર – અધિમાનસ અને અતિમાનસ, ચૈત્ય પુરુષ, પ્રકાશમય માર્ગ; સાધનમાં અનુભૂતિઓ; વિવિધ રંગ, પ્રકાશ, પુષ્પોનાં પ્રતીકો; મા પર પૂર્ણ વિશ્વાસ અને શ્રદ્ધા અને માનો પ્રેમ વગેરેનું નિરૂપણ પત્રોમાંના આ પરિચ્છેદોમાં થયું છે. આ પત્રોમાં શ્રી અરવિંદના તત્ત્વદર્શનનો મધુર પરિચય થાય છે અને લઘુ પરિચ્છેદો દ્વારા એ આકર્ષક રીતિથી સુસંકલિત રીતે રજૂ થયું હોઈ વાચકને રસપ્રદ લાગે છે. અનુવાદ પણ અત્યંત સરળ અને ભાવવાહી છે.

## પથિકની સંસ્કારયાત્રાઓ

વિવિધ પ્રસંગોએ શ્રી અંબાલાલ પુરાણીએ ખેડેલા પ્રવાસોની આ નોંધ છે. ગુજરાત–કર્ણાટક–ઉત્તર પ્રદેશ–પંજાબ, આફ્રિકા વગેરેના એમના પ્રવાસો દ્વારા શ્રી અરવિંદ–માતાજીના પ્રકાશને પ્રસારવા માટેના એમના જીવનકાર્યની પણ આમાં ઝાંખી થાય છે. 'ઉત્તર પ્રદેશ અને પંજાબમાં' લેખ તો એમના રોજ-બ-રોજના કાર્યક્રમની નરી નોંધ જ છે. એમના સતત શ્રમ-કાર્ય સિવાય એમાંથી વાચકને કશું મળતું નથી. એને અહીં સ્થાન ન આપ્યું હોત તો સારું થાત. એ પ્રકારની જાણકારી અન્ય લેખોમાંથી પણ મળી રહે છે. આ પ્રવાસોમાં એમણે જે ભાષણો–પ્રવચનો–વાર્તાલાપો આપ્યાં તેમાં અરવિંદદર્શનનાં જુદાં જુદાં પાસાંનો પરિચય આપવાનો યત્ન થયો છે. પણ એમાં શ્રી અરવિંદ વિશેની લોક-જાગૃતિ અંગેની સભાનતા સ્પષ્ટપણે જોવા મળે છે. શ્રી અરવિંદ વિશે જાણવાની લોકઉત્કંઠા કેવી છે, એ માટે કેવા પ્રયત્ન થવા જોઈએ અને આ લેખકની આ સંસ્કારયાત્રાનું પ્રયોજન – આમાંથી સ્પષ્ટપણે તરી આવે છે. અલબત્ત, એમાં શ્રી અરવિંદની ફિલસૂફીની રજૂઆત સાથે કર્ણાટક–પૂર્વ આફ્રિકાનો પણ તેઓ આપણને પરિચય કરાવે છે, આપણી કેટલીક નબળી કડીઓ (જેમ કે આફ્રિકામાં યુરોપની પ્રજાઓ પેઠે પોતાનો પ્રભાવ, સ્વાર્થ કે સંસ્કારસ્થાપન ન કરવાની વૃત્તિ, યોજનાનો અભાવ વગેરે) અને એ માટેના ઉપાયો પણ દર્શાવ્યા છે. એ અંગે પરદેશમાં વસતા ભારતીઓએ વિશેષ વિચાર કરવો જોઈએ.

એમણે આપેલાં પ્રવચનોની નોંધોમાં અંતરના પરિવર્તન પર, જીવનને દિવ્યતા તરફ લઈ જવાના લક્ષ્ય પર અને સમગ્ર માનવજાતિ માટેના અરવિંદદર્શન પર ભાર મુકાયો છે. કેટલાક પ્રવાસોની સ્થૂળ માહિતીઓ ન આપી હોત તો ચાલત. ક્વચિત્ 'વેંતિયા પ્રાધ્યાપકો' અને પ્રવાસમાંથી લખેલા પત્રોમાં કેટલીક વ્યક્તિઓ પરની એમની ટીકાઓ, એમના વિશિષ્ટ આગ્રહો, એમની પ્રસન્નતા અને એમનો રોષ –એ સર્વ જોવા મળે છે. એ પત્રોમાં પ્રગટ થતું શ્રી પુરાણીનું વ્યક્તિત્વ જોવા જેવું છે. ઉત્સાહી – ગતિશીલ – શ્રી અરવિંદરંગી વ્યક્તિત્વની છાપ આ યાત્રાઓમાં ઊપસી આવે છે. લખાયેલું બધું જ છાપી નાખવાના આગ્રહને બદલે એનું વ્યવસ્થિત વિવેકપૂર્ણ સંપાદન થતું હોય તો આવાં પુસ્તકો વિશેષ ઉપયોગી થઈ શકે.

## બરફ રસ્તે બદરીનાથ

આશરે બે દાયકા પહેલાં હિમાલય પ્રદેશના બરફઘાટ ઓળંગીને બદરીનાથ પહોંચેલી સાધનવિહોણી સાધુટોળીની યાત્રાનો આ અહેવાલ છે. છ સંન્યાસીઓ અને એક ભોમિયો – એમ સાત વ્યક્તિઓની ૩૯ રૂપિયાના બજેટમાં અલ્પતમ સાધનસામગ્રી સાથેની આ પ્રવાસકથા સ્વામી આનંદે સ્વામી પ્રબોધાનંદ પાસેથી માંડ માંડ કઢાવી – કથા એ સાતની છે, કથક સ્વામી આનંદ છે. સ્વામી પ્રબોધાનંદની મંડળીએ, બરફરસ્તે છ દિવસમાં કરેલી પચાસ માઈલની યાત્રાનું આ નિરૂપણ રોમાંચ ખડાં કરે એવું છે. નાનકડાં બાર પ્રકરણોમાં 'હાથમાં લાકડી, કેડે કમંડળ અને બેઉ બાજુ નાનાં મોટાં પોટલાં'વાળા ફણસઝાડ જેવા લાગતા એ ઉઘાડ-પગા સંન્યાસીઓની આ કપરી યાત્રાકથા, નાનકડા સુરેખ પરિચ્છેદોમાં વહેં-ચાઈને આસ્વાદ્ય બની છે. સ્વામી આનંદના હવે તો સુપરિચિત લાક્ષણિક ગદ્યની વિશિષ્ટ આબોહવામાં કહેવાયેલી આ કથામાં રબારી જીતસિંઘ અને ભોમિયો દલીપસિંઘનાં રેખાચિત્રો ઊડીને આંખે વળગે છે. સ્વામી પ્રબોધાનંદનું આરંભનું મનોમંથન (પૃ. ૨૫) અને અંતની વેદના (પૃ. ૯૦) અને અભિલાષા હૃદય અને બુદ્ધિને સ્પર્શી જાય એવાં છે. સમગ્ર નિરૂપણમાં વ્યક્તિઓના ઉદ્‌ગારોમાં અને યાત્રાના કથાનકમાં ભારતીયતાનો શ્વેત રંગ સાત્ત્વિકતાથી પ્રકાશે છે. સ્વામી આનંદના પ્રયત્નથી જ આ અલભ્ય પ્રેરક જાત્રાવૃત્તાંત એમની જ લેખિની દ્વારા મળ્યો એ આપણો પુણ્યલાભ છે. આ પ્રવાસકથા સહુએ વાંચવા જેવી છે. પ્રકરણોને આરંભે પરિચ્છેદોના મુદ્દાઓની યાદી આપવાને બદલે તે પરિ-ચ્છેદોને જ એનાં પેટા-શીર્ષકો આપ્યાં હોત તો વાચકને વિશેષ સરળતા રહેત.

### શ્રી કૈલાસદર્શન

'પરિભ્રમણ' તરફથી ગંગોત્રી–ગિરિમાળાનાં શિખરો પર આરોહણ કરવા ગુજરાતનાં યુવક-યુવતીઓની એક ટુકડી ગઈ હતી તેની સાથે 'જન્મભૂમિ' તરફથી આ પુસ્તકના લેખક શ્રી નરભેરામ સદાવ્રતી પણ સંવાદદાતા તરીકે ગયા હતા. ત્યાંથી પ્રવાસ-દૈનંદિની રૂપે જે વિગતપૂર્ણ વર્ણનો 'જન્મભૂમિ'માં પ્રગટ કરવા માટે મોકલતા તે અહીં ગ્રંથસ્થ થયાં છે. હિમાલયની આ આરોહક ટુકડી સાથે જનાર આ પ્રથમ પત્રકારે હિમાલયની અલૌકિક સૃષ્ટિનું કરેલું દર્શન અહીં નિરૂપાયું છે. એ નિરૂપણમાં પત્રકારની પાસેથી અપેક્ષિત જડ માહિતી નથી; એમાં લેખકનું સૌન્દર્યદર્શી હૃદય ધબકે છે, ભારતીય સંસ્કૃતિના પ્રેમીની પ્રેમોર્મિઓ ઊછળે છે અને આ શૌર્ય–સાહસના સાક્ષીની તટસ્થતા પણ દૃષ્ટિગોચર થાય છે. બસો પાનાંના આ ૪૯ પત્રોમાં લેખકનો સાહિત્ય અને સંસ્કૃતિપ્રેમ તો છતો થાય જ છે, પણ હિમાલય જેવા નગાધિરાજનાં વિવિધ અનુપમ દૃશ્યો નિહાળતાં એમનું હૃદય પણ કવિનું હૃદય બનીને ભાવાવેશનો અનુભવ કરે છે. એમનાં વર્ણનોમાં – નિરૂપણોમાં ક્યાંક લાગણીની ભીનાશ છે, ક્યાંક કાવ્યોચિત પદાવલી છે, ક્યાંક નર્મ-મર્મની સુવાસ છે, ક્યાંક સમાજ-સંસ્કૃતિની ઝલક પણ છે. પંખીના ગાને, હિમપ્રપાત કે હિમનદીઓનાં દર્શને આ પત્રકાર ખીલે છે. કેટલાક પત્રોના અંતમાં વ્યંજનાભરી ચોટ પણ તેઓ સિદ્ધ કરી શક્યા છે. શ્રી કૈલાસ અને માના પર્વતની શિવ–નંદીની ઉત્પ્રેક્ષામાં, દેવગણોમાં દેવેન્દ્ર શોભે એવી ઉપમામાં, માત્રી સાથે ગુર્જરીની પ્રાસમેળવણીમાં – એમ ઘણે સ્થળે એમની કલમ પ્રસન્નતાથી રેલાય છે. હર્મન બુલની કથા વણી લેવામાં, શેરપાની કામગીરીને અંજલિ આપવામાં અને પર્વતારોહણના કાર્યક્રમની નબળી કડીઓ નિરૂપવામાં પણ એમણે વિવેકભર્યું ઔચિત્ય દાખવ્યું છે. પુસ્તકમાં મૂકેલાં ચિત્રોથી ગ્રંથની ઉપયોગિતા વધી છે.

## હાસ્ય

### ગોરખ અને મચ્છિન્દ્ર

'ગુજરાત સમાચાર' દૈનિકમાં દર શનિવારે પ્રગટ થતા 'પાનસોપારી'ના હળવા – મર્માળા લેખોમાંથી ઘણા આ અગાઉ ગ્રંથસ્થ થઈ ચૂક્યા છે. એ લેખોએ જબરી લોકપ્રિયતા પ્રાપ્ત કરી હતી. એ જ કૉલમમાં શ્રી ચિનુભાઈ પટવાએ જ્યારે વર્તમાન રાજકારણ અને શિક્ષણ-પ્રશ્નો વિશે સંવાદાત્મક કટાક્ષિકાઓ લખી 'ગોરખ–મચ્છિન્દ્ર'ની જોડલીને રમતી મૂકી ત્યારે ગુજરાતમાં એ અત્યંત આવકાર પામી, અને પ્રજાને એમાં શિક્ષણને રાજકારણના રંગે રંગતા રાજ-

કારણીઓની તથા દ્વિભાષી મુંબઈ રાજ્યના રાજકારણની વિલક્ષણતાની સુરેખ આકૃતિ ઊપસી આવતી દેખાઈ. એ શ્રેણીમાં લખાયેલી એ વિનોદરસયુક્ત સંવાદાત્મક કટાક્ષિકાઓનો આ સંગ્રહ છે. જાહેરજીવનનું એમાં દૂબહૂ પ્રતિબિંબ ઝિલાયું છે અને એનાં જીવતાંજાગતાં રાજકારણનાં પાત્રો, શક્ય ત્યાં સુધી, તટસ્થતાથી એમણે આમાં વર્ણ્યાં છે.

આ પુસ્તકનું હાસ્ય એકંદરે કટુતા વિનાનું, નિર્દંશ છે. ક્વચિત્ હૈયાની સાચી વેદનાને કારણે એ હળવા હાસ્યમાં ગંભીરતા પ્રગટી ઊઠે છે ત્યારે એમાં વક્રતાભરી વેદના પણ જોવા મળે છે. કોંગ્રેસ પક્ષમાં ભળેલા લાભખાટુ કોંગ્રેસીઓનાં આડંબર, એમનાં વાણી–વર્તનની અસંગતિ, તેમની સત્તાની આકાંક્ષા વગેરેની લેખકે જબરી ગમ્મત ઉડાવી છે. જ્યારે આ લેખો ‘ગુજરાત સમાચાર'માં પ્રગટ થતા હતા ત્યારે પ્રજાએ એ લેખોને ઉમળકાપૂર્વક સત્કાર્યા હતા. એ સમયના ગુજરાતના રાજકારણમાં દ્વિભાષી મુંબઈ રાજ્ય, મહાગુજરાતનું આંદોલન, છપ્પનનો ગોળીબાર, મોરારજીભાઈના ઉપવાસ, સમાંતર સભાઓ, ગુજરાતના રાજકારણના નેતાઓની નીતિ-રીતિ, અંગ્રેજીના શિક્ષણ અંગેનાં રાજકારણીઓનાં અને શિક્ષણકારોનાં મંતવ્યો વગેરે અનેક પ્રશ્નો વાતાવરણમાં ઉગ્ર રીતે ઘૂમરીઓ લેતા હતા. એ પ્રશ્નોને લેખકે વિનોદરસમાં ઝબકોળીને, કટાક્ષનો ઘેરો પુટ આપીને, પ્રજાના પ્રતિભાવો પ્રતિનિધિત્વ પામતા હોય એ રીતે આ કટાક્ષિકાઓમાં નિરૂપ્યા છે. એટલે કોંગ્રેસ સામે નહિ, પણ સત્તાકાંક્ષી, ટૂંકી દૃષ્ટિના, સ્વાર્થી, સ્વમતાગ્રહી કોંગ્રેસીઓ સામે – એમનાં અસત્યાચરણ અને દંભ, એમની સત્તાલાલસા અને દીર્ઘદૃષ્ટિના અભાવ સામે – શ્રી પટવાની ‘ગન' મંડાઈ છે, અને આ પુસ્તકમાં એ સર્વનો એમણે જબરો ઉપહાસ કર્યો છે. આ સંવાદોમાં એક વાર્તા પણ પ્રવેશ પામી છે. દ્વિભાષી મુંબઈ રાજ્યના ભાગલાની અથેતિ એમાં કુનેહપૂર્વક લેખકે નિરૂપી છે, પરંતુ આ સંવાદાત્મક રીતિમાં એ વાર્તારૂપ બહુ બંધબેસતું થતું નથી.

ગુજરાતની કેટલીક વ્યક્તિઓ – ઠાકોરભાઈ (ઠાકોર આઠમા), મગનભાઈ દેસાઈ અને ઠાકોરભાઈ ઠાકોર (ઠાકોર પાંચમા)નો આ પુસ્તકમાં અનેક વાર નિર્દેશ થયેલો છે. વ્યક્તિની પ્રકૃતિની વિલક્ષણતાને કેંદ્રમાં રાખીને એમણે એમના ઉદ્ગારોને કટાક્ષ-વિષય બનાવ્યા છે. ‘સત્યાગ્રહ' સામયિકનું સંપાદન કરતા મગનભાઈનો (‘રબ્બરગજિયા') કે આઠમા ધોરણથી અંગ્રેજી શિક્ષણનો પક્ષ લેતા ઠાકોરભાઈ દેસાઈનો એમણે એમનાં મંતવ્યોને કારણે ઠીકઠીક ઉપહાસ કર્યો છે. જોકે એમાં સર્વત્ર તાટસ્થ્ય જળવાયું છે એમ કહી શકાશે નહિ. તેમ છતાં, પુસ્તકનાં ફ્લૅપ

પર લેખકે પોતાના પ્રશંસકોનાં લખાણો સાથે 'સત્યાગ્રહ'માંના શ્રી મગનભાઈના લખાણને પણ છાપ્યું છે એ નોંધવું જોઈએ. 'જળકમળ છાંડી જાને બાળા' એ નરસિંહ મહેતાના કાવ્યનું ગુજરાતના તત્કાલીન રાજકારણવિષયક લેખકનું અર્થઘટન પણ રમૂજ પ્રેરે એવું છે.

લેખક પાસે વર્તમાન રાજકારણની ઝીણવટભરી માહિતી છે, એના આટાપાટાને સમજી શકે એવી તીક્ષ્ણ બુદ્ધિશક્તિ છે અને એ સર્વને સચોટ રીતે નિરૂપી શકે એવી નર્મ-મર્મભરી નીડર રસાળ શૈલી છે; એ સાથે વર્તમાનનું પ્રત્યક્ષ નિકટ દર્શન અને તત્કાલીનતાના આવેશ અને કોપ પણ છે. આ સર્વના મિશ્રણમાંથી આ વ્યંગભરી અને મહદંશે નિર્દંશ કટાક્ષિકાઓ નીપજી છે અને તત્કાલીન ગુજરાતના પ્રજાજીવનની છાયા એમાં અંકિત થઈ છે. જોકે થોડાં વર્ષો પછી આ લેખોમાંના પ્રસંગ-રંગ અત્યારે જેટલા આસ્વાદ્ય બન્યા છે એટલા ન પણ બને. આ પ્રકારનાં નિરૂપણોની મર્યાદાથી આ પુસ્તક પણ બચી શકે એમ નથી. તેમ છતાં, ગોરખ–મચ્છિન્દ્રની શ્રી પટવાની આ પાત્ર–જોડી આપણે ત્યાં લાંબા સમય સુધી જીવતી રહેશે. શ્રી યશવંતભાઈ શુક્લે આ પુસ્તકની પ્રસ્તાવનામાં કૃતિના દલેદલની માર્મિક આલોચના કરી છે એ પણ નોંધવું જોઈએ.

## આનંદ ગુલાલ

શ્રીમતી રંભાબહેન ગાંધીએ આ પુસ્તકનાં આરંભનાં ૧૮૪ પૃષ્ઠોમાં 'રમૂજી ટુચકાઓ' અને પાછળનાં સો પૃષ્ઠોમાં વિચારપ્રેરક 'રત્નકણિકાઓ' સંગૃહિત કરી છે. 'નિવેદન'માં લેખિકાએ હાસ્ય વિશે પોતાનું મંતવ્ય રજૂ કરી એકઠા કરેલા અનેક ટુચકાઓને અહીં મઠારીને પ્રગટ કર્યા છે એમ નોંધ્યું છે. એકાદ વાક્યના ટુચકાથી આરંભી દસબાર વાક્યોના રમૂજી ટુચકાઓ અહીં છે, અને મોટા ભાગના ટુચકાઓ સંવાદાત્મક છે. ક્યાંક નર્મ તો ક્યાંક મર્મ, ક્યાંક કટાક્ષ તો ક્યાંક વક્રોક્તિ, એમ વિવિધ હાસ્યઅંશો અહીં પ્રગટ થતા અનુભવાય છે. પરંતુ આ બધા જ ટુચકાઓ એકસરખા ધોરણના નથી. પરંતુ, લેખિકાનો આ સંપાદનનો ઉદ્દેશ તો આ દ્વારા વાચકો હાસ્યના ફુવારા ઉડાડે એ જ છે. એ દૃષ્ટિએ, વાચકોને આ ટુચકાઓ ગમશે અને હાસ્યની લહેરખીઓથી જીવનની એકવિધતા દૂર કરી શકશે. 'રત્નકણિકાઓ'માં પણ પ્રસિદ્ધ–અપ્રસિદ્ધ વિચારપ્રેરક ઉક્તિઓને લેખિકાએ શ્રમપૂર્વક એકત્રિત કરી અહીં રજૂ કરી છે. આમ, હાસ્યપ્રેરક અને વિચારપ્રેરક સામગ્રી એક જ ગ્રંથમાં સુલભ કરી આપી એમણે આનંદનો ગુલાલ ઉડાડ્યો છે. વાચકો એને માણીને

આનંદિત બને એ લેખિકાનો હેતુ બર આવ્યા વિના નહિ રહે.

## રંગ અને ફોરમ

આ પુસ્તકમાં શ્રી કનૈયાલાલ રાવળની ૨૧ નિબંધિકાઓ સંગ્રહાઈ છે. લેખકે એ નિબંધિકાઓને નર્મ અને મર્મની નિબંધિકાઓ તરીકે ઓળખાવી છે. લેખકે નિવેદનમાં કહ્યું છે કે "આ નર્મ-મર્મસભર હળવી કલમે લખાયેલા લેખો છે. કોઈ કોઈ ગંભીર થઈ જતા હશે... જગત બહુલરંગી છે. એના જોનારા ય વિવિધ પ્રકારના છે." આ બહુલરંગી જગતમાંથી એમણે લાંચની રૂપા-ચાવી, નાક, સ્નાનકલા અને વાક્છટા, લેખનકળા અને વાચાળતા જેવા વિવિધ વિષયો પર આ લખાણો લખ્યાં છે. એમાં ટુચકાઓ આપીને, સંવાદો રજૂ કરીને, ક્વચિત્ સાહિત્યમાંથી સંદર્ભ આપીને તો ક્વચિત્ પોતાના વાચનની સ્મૃતિમાંથી નિર્દેશો આપીને એ લખાણોને વાચનક્ષમ બનાવ્યાં છે. પરંતુ લેખકને નર્મ-મર્મની કળા પૂરતા પ્રમાણમાં ઉપલબ્ધ થઈ હોય એમ લાગતું નથી. ક્વચિત્ સ્થૂલ હાસ્યના પ્રસંગો કે સ્મિત ફરકી જાય એવાં નિરૂપણો છે. પરંતુ લેખકની દૃષ્ટિ બોધપ્રધાન વિશેષ લાગે છે. સંસારનાં ઝીણવટાં નિરીક્ષણો અહીં નજરે પડે છે, પણ એમાંથી નર્મ-મર્મ નીપજવાને બદલે અલ્પ કટાક્ષ કે ઉપદેશમાં કલમ સરકી જતી જણાય છે. વિવિધ પ્રસંગોની ગૂંથણીમાં કે વિષયને ચગાવવાની આવડતમાં લેખકને ઠીક ફાવટ આવી છે, પણ શુદ્ધ નર્મ-મર્મના આલેખનમાં કલમ ઊણી ઊતરે છે. તેમ છતાં ક્યાંક સૂત્રોથી, ક્યાંક સાહિત્યિક સંદર્ભોથી અને ક્યાંક વાચાળતાથી એમની લેખનકળા વાચકને બહુ કંટાળો આપે એવી નથી.

## તરંગરંગ

શ્રી હયદરઅલી જીવાણીના આ પુસ્તકમાં કેટલાક લેખો હળવી શૈલીના-અગંભીર નિબંધો છે, તો કેટલાક ગંભીર વિચારપ્રધાન નિબંધો છે. પાકિસ્તાન-નિવાસી આ લેખકે આમાંના ઘણા લેખો 'તરંગ' તખલ્લુસથી 'ડૉન ગુજરાતી'માં પ્રસિદ્ધ કર્યા હતા. 'અમે ઉર્દૂમાં લખવાનું નક્કી કર્યું', 'બુદ્ધિની કસરત', 'અસલીથી નકલી વધે!', 'નોતરેલાં લખાણ' જેવા કેટલાક હળવી શૈલીમાં લખાયેલા લેખો એમાંના કટાક્ષ અને હાસ્યને કારણે આસ્વાદ્ય બન્યા છે. લેખકનાં અવલોકન-અનુભવમાંથી સર્જાયેલા એ લેખોમાં સર્વત્ર માર્મિકતા વરતાતી નથી, તેમ છતાં લેખક અગંભીર રીતે પણ ઘણું ઘણું કહી શકે છે એની પ્રતીતિ થાય છે. એમના રાજકારણ, રાજકર્તા અને સમાજ વિશેના ગંભીર-

ચિંતનલેખો એક નિર્ભીક ચિંતનપ્રેમી લેખકની છાપને સ્પષ્ટપણે ઉપસાવે છે. સંગ્રહના પહેલા લેખનું શીર્ષક 'લાગણીને ઠેસ' સૂચક છે. લેખકે આ લેખોમાં કેટલીક રૂઢ માન્યતાઓને સાચેસાચ 'ઠેસ' મારવાનું કાર્ય સારી રીતે કર્યું છે. 'સામાન્ય માનવીના શબ્દોમાં...' લેખક કહે છે: 'હું પાકિસ્તાની છું, આ દેશનો સામાન્ય માનવી. મને મારી શક્તિઓ માટે જેટલો બિરદાવવામાં આવ્યો છે, એથી વિશેષ તો મારી નિર્બળતાઓ, અજ્ઞાનતા અને અબુધપણા માટે ઉતારી પાડવામાં આવ્યો છે...દેશ મારો છતાં મને પૂછ્યા વિના એની સરકારો પલટાતી રહી. મારી ઇચ્છા કે જરૂરિયાત જાણ્યા વિના નીતિઓ પલટાતી રહી. જેની સાથે મને કશો સંબંધ ન હતો એવાં ઘર્ષણો મારા નામે, હિસાબે અને જોખમે થતાં રહ્યાં...આઝાદ રાષ્ટ્રના આઝાદ નાગરિક તરીકે જીવવા સિવાય હું બીજું કશું માગતો નથી. મને એ જીવનમાર્ગે તમે દોરી ન શકો તો કંઈ નહિ, પરંતુ એમાં અંતરાયરૂપ બનશો નહિ'–આ લેખમાં પાકિસ્તાનના (ને અન્ય દેશના પણ) નાગરિકની હૃદયવ્યથા સચોટતાથી નિરૂપાઈ છે. 'તમને અમે ભૂલ્યા નથી હો, કાઈદે આઝમ!' કે 'સિદ્ધાંતો, આદર્શો અને મૂલ્યો' જેવા લેખોમાં લેખકે સાચકલાઈથી અને નિર્ભીકતાથી પાકિસ્તાનના રાજકારણ અને પ્રજાજીવનની સ્થિતિનો ચોટદાર ચિતાર રજૂ કર્યો છે. તેમાંનાં ઘણાં ચિત્રો ભારતની સ્થિતિનું પણ પ્રતિબિંબ ધારણ કરે છે.

'નોતરેલાં લખાણો' અને 'અનુવાદ' જેવા લેખોમાંનાં હાસ્ય–કટાક્ષ ગમી જાય એવાં છે. 'ગુજરાતી ગઝલ' અને 'મૂર્તિભંજક સંજાણા' એ બે લેખો ગુજરાતી સાહિત્ય વિશેના છે. જોકે ગુજરાતી ગઝલ વિશેના લેખકના વિચારો સર્વસ્વીકૃત બને એવા નથી, અને એમાં રજૂ કરેલી કેટલાક કવિઓની ગઝલ–પંક્તિઓનાં અર્થઘટનો પણ સ્વીકાર્ય બને એવાં નથી. સંજાણાવાળો લેખ પણ લેખક પૂર્વગ્રહપીડિત હોવાની છાપને જ વિશેષ ઉપસાવે છે. એટલું ખરું કે સંજાણા પ્રત્યેનો એમનો આદરભાવ સાચો છે અને એમણે સંજાણાને આપેલો અર્ધ્ય પણ ઉચિત છે. આ બંને લેખો 'કદાચ કોઈને આઘાત પહોંચાડે ખરા' એમ પ્રસ્તાવનામાં લેખકે નોંધ્યું છે. પરંતુ એમની 'છાપ' બરોબર લાગતી નથી, અને સત્યની તુલા એથી જોખમાય છે. મુક્ત શૈલીએ લખાયેલા આ લેખો વાચકોને હળવો વિનોદ, કટાક્ષ, અને સુપથ્ય ચિંતન પૂરાં પાડે એવા છે.

## સરદારશ્રીનો વિનોદ

આ પુસ્તકના પ્રથમખંડમાં શ્રી મુકુલભાઈ કલાર્થીએ સરદારશ્રીના વિનોદના ૬૫ પ્રસંગો અને બીજા ખંડમાં કલ્યાણજી વિ. મહેતાએ બારડોલીની લડત

પ્રસંગનાં સરદારશ્રીનાં વ્યાખ્યાનોમાંથી ૬૫ પ્રસંગો અહીં સંગ્રહીને મૂક્યા છે. સરદારશ્રીની વિનોદવૃત્તિ, એમની કટાક્ષશક્તિ–એમના મર્માળા વ્યંગ્ય–આ બધાંથી આપણે પરિચિત છીએ ; ખાસ કરીને, મહાદેવભાઈની ડાયરી દ્વારા. આ બંને સંપાદકોએ એમની એ શક્તિના કેટલાક નાનામોટા લાક્ષણિક પ્રસંગો અહીં આપ્યા છે. જોકે કેટલાક પ્રસંગો (ખાસ કરીને બીજા ખંડના) સરદારશ્રીના વિનોદ કરતાં એમની ધારદાર ઉક્તિઓના નમૂના તરીકે ધ્યાન ખેંચે છે. આ સર્વ પ્રસંગો દ્વારા એ લોખંડી પુરુષમાં કેવી નિર્દોષ વિનોદવૃત્તિ હતી એનો સુભગ પરિચય થાય છે. આમાંના ઘણા પ્રસંગો તો ઘણા જાણીતા છે, અન્યત્ર પ્રગટ પણ થયેલા છે. 'સરદારશ્રીની પ્રતિભા'માં શ્રી મુકુલભાઈએ જ આમાંના કેટલાક તો આપેલા છે. સરદારશ્રીની ઠેકડી કરવાની શક્તિ, પ્રસંગે તત્કાળ વિનોદની સેર પ્રગટાવવાની રીત, ગંભીર પ્રસંગમાં પણ ક્વચિત્ સૂક્ષ્મ વિનોદની સેર ફૂટી નીકળતાં વાતાવરણમાં હળવાશ લાવવાની શક્તિ, ગાંધીજી કે મહાદેવભાઈ જેવાની લાક્ષણિકતાઓને પણ ખરા સમયે સ્પર્શીને એમાંથી ખડખડાટ નિર્દોષ હાસ્ય પ્રગટ કરી શકવાની સહજસૂઝ, અને ખાસ તો આ સર્વમાં પ્રસંગમાંથી સહજ રીતે સ્ફુરીને સરદારશ્રીની બુદ્ધિચમકનો પરિચય આપતી એમની નરવી વિનોદવૃત્તિ : આ પુસ્તકના પ્રસંગોમાં આપણને જોવા મળે છે. આ સંકલન સરદારશ્રીના આ પાસાનો વાચકોને પરિચય કરાવી એનો અભ્યાસ કરવા પ્રેરે એવી આશા રાખી શકાય.

## બાલ–કિશોર–પ્રૌઢ સાહિત્ય

**અલકચલાણું**

શ્રી સુરેશ દલાલનાં બાળકાવ્યોનો આ સંગ્રહ હાથમાં આવતાં જ એની સોહામણી સજાવટથી ગમી જાય એવો છે. અંદરનાં ચિત્રોની સજાવટ અને સુંદર છપાઈને કારણે એ બાળકોને પ્રિય થઈ પડે એવો બન્યો છે. શ્રી દલાલ કવિતાપ્રેમી અને નવકવિ તરીકે જાણીતા છે. અહીં એમનો બાળ-કવિ તરીકેનો એકંદર સારો પરિચય થાય છે. ફૂલોના મહેલ, ચાંદનીનાં સરવર, રૂપેરી સમદર, સોનાનાં ઈંડાં ને રૂપાની મરઘીની સાથે છુકગાડી અને માથેરાનને તેઓ વિસર્યા નથી અને બાવલા સાથે બાપુ, માડી અને 'હું'નાં ગીત પણ ગાયાં છે. સમગ્ર રીતે સંગ્રહ એના વિષયના વૈવિધ્યથી અને બાળકોને ગમી જાય એવી કેટલીક પંક્તિઓથી આકર્ષક બન્યો છે. જોકે કાવ્યના વિષયોમાં ગ્રામજીવનનો સ્પર્શ થયો નથી. આ ગીતોમાં કાવ્ય તરીકે સંતર્પે એવાં ગીતોની સંખ્યા જૂજ છે. 'રાત–પ્રભાત' જેવાં મનોરમ ગીતો આ સંગ્રહમાં વિશેષ હોત તો કેવું સારું !

'હું જાઉં છું–આવજો !', 'હું' જેવાંમાં અભિવ્યક્તિ પામેલા ભાવ બાળગીતો માટે આવકાર્ય ખરા? 'ઘટાદાર આ ઝાડ : ઝાડપર ફૂલ;–સુગંધી મોતી' જેવી પંક્તિઓ નવતર કવિતાની અસર નિર્દેશતી લાગે છે. 'હું' માંની અભિવ્યક્તિને પણ એની અસર ગણીશું? અનુસ્વારો અંગે અહીં ઘણી અરાજકતા પ્રવર્તે છે. 'સોનાનાં ઈંડાં...' કાવ્યમાં દોઢેક ડઝનથી વધુ અનુસ્વારની ભૂલો છે. 'રમણાં', 'છુક ગાડી–' જેવાં બીજાં અનેક કાવ્યો એથી વંચિત નથી. 'આવલું'માં વિરામચિહ્નો અંગે પણ ચોકસાઈ રાખી નથી. એની ત્રણ કડીઓમાં પ્રાસ સારા મળ્યા, પણ પછી કવિ અટવાયા એટલે માંડણીનો દોર બદલ્યો! ક્યાંક અલંકારને કારણે પ્રત્યક્ષીકરણ થતું રહી ગયું છે અને ક્યાંક ભાવસૃષ્ટિમાં અનુચિતતા પ્રવેશી ગઈ છે. તેમ છતાં, આકર્ષક છપાઈવાળો અને એકંદરે બાળકોને રમણાંની સૃષ્ટિની નમણાશનો અનુભવ કરાવતો આ સંગ્રહ આવકારપાત્ર છે.

## કિલકિલાટ, બાળ–કલ્લોલ

શ્રી જમુભાઈ દાણી અને સોમાભાઈ પટેલનો 'કિલકિલાટ' સંગ્રહ અને શ્રી જમુભાઈ દાણીનો 'બાળ–કલ્લોલ'–બંને બાળકો માટેનાં જોડકણાંના સંગ્રહ છે. પહેલામાં ૪૮ નાનાં જોડકણાં છે, અને બીજામાં ૫૬. વિવિધ રમકડાં, પ્રાણીઓ, ફળો–શાકભાજી, વગેરે પહેલા સંગ્રહના વિષયો છે, તો પપ્પાજીની પેન, મધમાખી, હોડલી, સૂરજદાદા, બંદૂક, મચ્છર, કરોળિયા જેવા બીજા સંગ્રહના વિષયો છે. ચાર ચાર કે કવચિત્ પાંચ–છ પંક્તિઓમાં (છાપી છે એ રીતે) ઉપર નિર્દેશેલા વિષયોનાં બાલસહજ ચિત્રો લેખકોએ ઉપસાવ્યાં છે, અને પંક્તિઓને પ્રાસથી મઢીને બાળભોગ્ય બનાવી છે. 'રામ' સાથે 'આમ' (કિ. પૃ. ૩) કે 'પાણી' સાથે 'રાણી' (બા. પૃ. ૩૯)ના પ્રાસ આમ તો સહજતાથી મેળવાયા છે, પણ એના અર્થ પરત્વે ખાસ ધ્યાન અપાયું નથી. 'વાવા બા.' (બા. પૃ. ૩)માં બાને 'લટકાં મટકાં કરતી ચાલી' એવું બાળકને મુખે રજૂ કરવામાં પણ ઝાઝું ઔચિત્ય દેખાતું નથી. પ્રત્યેક જોડકણાને રંગીન ચિત્રથી જીવતું બનાવાયું છે એટલે બાળકોને આ પુસ્તિકાઓ ગમી જાય એવી છે. શ્રી ગિજુભાઈએ 'કિલકિલાટ' વિશે લખ્યું છે: 'ચિત્રો જોડકણાંથી વધારે જીવતાં બન્યાં છે.'–આ ઉદ્‌ગારને નજર સમક્ષ રાખી ચિત્રો કરતાં પણ જોડકણાંને વધુ જીવતાં બનાવવા પ્રયત્ન થવો જોઈએ.

## ગમતાં ગીતો

આ સંગ્રહમાં શ્રી જમુભાઈ દાણીએ બાળકો માટે ૫૬ ગીતો આપ્યાં છે. પ્રવેશકના લેખક શ્રી રામપ્રસાદ બક્ષીએ આરંભમાં બાલગીત વિશે ટૂંકી પણ

મર્મલક્ષી વિચારણા રજૂ કરી છે. 'બાળકની કલ્પનાને અને ઊર્મિને જે બાલ-સહજ પણ શુદ્ધ વાણીમાં વ્યક્ત કરે, એ ખરાં બાલગીત – એમાં સરલમધુર ગેયતા હોય, બાળકના ચિત્તને અને ચરણને થનગનાવે એવી તાલલીલા હોય...' અહીં સંગ્રહાયેલાં ટૂંકાં ગીતોમાં બાળકોનાં પેન-પાટી કે ઢીંગલી જેવાં રમકડાં, પતંગિયાં, મોર, ઉંદર, હરણાદિ બાળકોનાં મિત્રો, ગુલમહોર, નાળિયેર આદિ ફૂલ-ફળ, સૂરજ, તારા વગેરે પ્રકૃતિપદાર્થો અને અન્ય પ્રસંગોના વિષયો છે: જડચેતન પ્રકૃતિતત્ત્વો એમાં બાળકોના મનોભાવો લઈને આવે છે, અને બાળકોની અભિલાષાઓ એમાં વ્યક્ત થઈ છે. કેટલાંક ગીતો આરસી, બાદળ આદિની ઉક્તિઓરૂપે છે, તો ઘણાંખરાં બાળકની ઉક્તિરૂપે છે. બાલજીવનનો મધુર ઉલ્લાસ એમાંથી સ્રવે છે. ઢીંગલી–' ઉંવાં ઉંવાં એ કરતી ત્યારે મુજને આવે વહાલ' (પૃ. ૧) કે 'લાગ્યું એથી માઠું એને આંસુ માંડયાં દડવા' (૮) કે સમળીને 'ઊભી રહે હું આવું છું ત્યાં પતંગની આ પાંખે' (૧૫) કે 'બાપુ! એવા હંસ થવાનો, કયારે મારો વારો?' (૧૭) કે હરણી 'હું જો પાછળ દોડું તો તો, જામે કેવી જોડી!' (૨૧) કે સૂરજ 'એનાં બાપ અને બા કયાં છે? કયાં જઈને એ રૂએ?' (૫૧) કે 'વાદળને શું બા વઢી છે! કે રડતાં ખોબે આંસું?' (૫૩) જેવી મનોહર બાલ-લીલાઓ આપણને આકર્ષી રહે છે, અને એના કવિની એ શક્તિને બિરદાવવાનું મન થાય છે. ઢીંગલી 'રિસાણી' (૮) એવી જોડણી, 'રસ લઉં હું ચાટી' (૩૨)માં 'ચાટી 'નો ઉપયોગ, 'એવામાં છટકી ગ્યા હાથો' (૩૬)માં 'હાથો' બહુવચન, 'મોઢે ઓખા દાંત' (૪૫) એ પંક્તિ, પૃ. ૯ અને પૃ. ૫૪ની અંતિમ બે પંક્તિઓ–એવું કેટલુંક ખટકે છે. 'દાંત એક પડિયો તૂટીને' (૪૦), 'વાંસતણી એ પોલી ભૂંગળી' (૪૪) જેવામાં લય પણ લંગડાય છે. તેમ છતાં, ભાવવાહી, બાળકને જોતાંવેંત ગમી જાય એવાં અનેકરંગી ચિત્રોવાળાં આ ગીતો બાળકોને અવશ્ય ગમતાં થાય એવાં છે. બાળકના મનોભાવોની અને એમને અભિવ્યક્ત કરવાની આ લેખક પાસે સારી ફાવટ છે, એની પ્રતીતિ આમાંનાં ઘણાંખરાં ગીતોમાં થાય છે.

### બાલ કુસુમોદ્યાન

પૂના-નિવાસી શ્રી વ્રજ મો. ઓઝાનો આ બાલ-સંગ્રહ ત્રણ 'કુંજ'માં વહેંચાયેલો છે. એમાં સંગ્રહાયેલાં કેટલાંક જોડકણાં સરળ અને સહજ રીતે બાળકોને ભૂગોળ-ખેતી જેવા વિષયોની માહિતી આપે છે. દિશા, ખૂણા, ઘઉં, જુવાર, કપાસ, પાવાગઢ અને અમદાવાદના પ્રવાસ વગેરે એનાં ઉદાહરણ છે. ક્યાંક આરોગ્ય કે વિજ્ઞાનની, ક્યાંક જૂના જમાનાના મહિમાની,

ક્યાંક સર્જનહારના જયગાનની, ક્યાંક જીવનમૂલ્યની અને એમ વિવિધ રીતે લેખકે બાલકોપયોગી વાતો રજૂ કરી છે. પરંતુ 'ગગન ઘર' કે 'કુસુમબહેન ઊંઘી ગયાં'તાં!' જેવી કૃતિઓ આ લેખક પાસેથી વિશેષ મળે એવી અપેક્ષા જન્મે છે. લેખકની એવી કૃતિઓ એમની આંતરશક્તિનો સારો અણસારો આપે છે. બાકી તો રજૂ થયેલી અન્ય કૃતિઓ પણ બાળકોને ગમશે અને તેઓ ગાશે. પરંતુ એથી આપણું બાલસાહિત્ય સમૃદ્ધ થવાની આશા ઓછી પડે છે.

### ખટદર્શન

શ્રી નજ઼ ઓઝાની આ કૃતિ, કદાચ આ વર્ષ પૂર્વે પ્રગટ થઈ હોય એમ લાગે છે. 'બાલ કુસુમોદ્યાન'માંની કેટલીક કૃતિઓ 'ખટદર્શન'માંથી લીધી છે. અહીં 'ઋતુગીતો' કંઈક ધ્યાન ખેંચે એવાં છે. 'દિવા-રજની' એ નાનકડી નૃત્યનાટિકા ઉપરાંત નાનીમોટી બીજી કૃતિઓ અહીં સંગ્રહાઈ છે. કથન-નિરૂપણ ક્યાંક ક્યાંક આકર્ષક લાગે છે. શિષ્ટ કૃતિઓનું પરિશીલન લેખકને સુંદર કૃતિઓ સર્જવાનું બળ પૂરું પાડશે. લેખકનો ઉત્સાહ આશા આપનારો છે, અને પોતાને 'કવિ'ને બદલે 'પદ્યકાર' કહેનાર તરફ આપણને આદર થાય છે.

### જાદુઈ લખોટી, ચાતુરીનો હાર, વીરતાની ટોચ, મોતનું સાહસ, રતનચોર, અઘોરવન, નીલરતન, અંધારી ગુફા

શ્રી જીવરામ જોષી બાલકથાઓના લેખક તરીકે જાણીતા છે. આ અગાઉ એમની 'છેલ છબો'ની 'સાહસકથાઓ અને 'મિયાં ફુસકી'ની હાસ્યકથાઓ પ્રગટ થઈ ચૂકી છે. ઉપરની વાર્તાઓ 'આનંદ વાર્તાવલિ' શ્રેણીનાં આઠ પુસ્તકોમાં લેખકે પ્રગટ કરી છે. 'વાચકોને રસ ન પડે એવું ન લખવું એ મારી પ્રતિજ્ઞા છે.'— આ પ્રતિજ્ઞા પ્રમાણે આ શ્રેણીમાં લેખકે વાર્તાઓ આપવાનો પ્રયત્ન કર્યો છે. વાર્તાઓની અદ્‌ભુત સૃષ્ટિ બાળકોની—કિશોરોની જિજ્ઞાસાવૃત્તિને ઉત્તેજી એમને ગુફાઓ, ખીણો, પર્વતો, સર્પ અને મણિધર નાગ, વિશાળકાય ગરુડ, વાગોળ અને ગીધ, ઊડતી શિલાઓ અને રત્ન-મોતીના ખડક, જાદુઈ લખોટી અને એવા એવા પ્રદેશમાં લઈ જાય છે, પણ સાહસ અને પરાક્રમોની આ કથાઓ કિશોરોને ભયાનકતાનો અનુભવ કરાવે એવી છે. 'જાદુઈ લખોટી'નો બગો જાદુઈ લખોટી પાસેથી વિવિધ સિદ્ધિઓ મેળવે છે; 'ચાતુરીનો હાર'માં વિક્રમની ચતુરા રાણી, વેતાળ પંડિત અને પંડિત ગણનાયક દ્વારા ચતુરાઈની વાતો, વિવિધ દૃષ્ટાંતો દ્વારા લેખકે કહી છે, અને એ માટે મુખ્ય વાર્તામાં અનેક નાની-મોટી વાર્તાઓ લેખક ગૂંથી લે છે; એ સર્વ દ્વારા અહીં જેમ વિદ્યા-કલાનાં તેમ

અન્યત્ર જીવનોપયોગી બીજી અનેક બાબતોનાં કથા–દૃષ્ટાંતો વણી લેવાયાં છે. એવા પ્રસંગોથી, એમાં આવતાં ઊડણસાપ અને સોનામહોરો, પરોપકારી ફકીરબાવા કે રાજા વીર વિક્રમ, જોગણીમા અને ગાંગલી, ડાકુ–બહારવટિયા અને સોદાગરો, પવનવેગી અશ્વ, ઉજ્જનના ઠગ અને ગુપ્તચરો આપણને શામળની વાર્તાઓ કે એ પૂર્વેની જગપ્રસિદ્ધ અદ્દભુતરંગી કથાઓનું સ્મરણ કરાવે છે. લેખકે વચ્ચે વચ્ચે ઉપદેશાત્મક વાક્યો મૂકીને, જીવનમાં નીતિધર્મનું શિક્ષણ મળે એવી રીતે રજૂઆત કરીને, ક્વચિત્ વિજ્ઞાન–ભૂગોળવિષયક માહિતી આપીને, કલ્પના-સૃષ્ટિને વાસ્તવસૃષ્ટિનો સમજદારીભર્યો રંગ આપી કિશોરો માટે કથાઓ લખી છે. એટલે એના વાચકોને વાર્તારસ સાથે નીતિ–ઉપદેશનું શિક્ષણ પણ મળી રહે એવી જોગવાઈ છે. પણ એમણે આપેલાં નીતિ–ઉપદેશ વાર્તાઓની કલાને ઘણી વાર રૂંધે છે અને સર્વત્ર એ સાત્વિક કોટિના નથી. પ્રસંગોની સંકલના સર્વત્ર કુશળતાથી થઈ નથી. 'મોતનું સાહસ'માં આરંભે આવતી સોદાગરની ઘોડા-વિષયક શરતનો તંતુ અંતે મેળવાયો નથી. ઘણી વાર જાણે કલ્પનાસૃષ્ટિમાં ઘણે બધે દૂર પહોંચી ગયા પછી આગળ જઈ શકવાની અશક્તિ, વાર્તાઓના અતિ ઝડપથી આવતા અંતમાં દેખાઈ આવે છે. ઘણી વાર્તાઓ અંતની બાબતમાં બોદી લાગે છે. લેખકની કલમ અતિ ઝડપથી 'ખાધું–પીધું ને રાજ કર્યું'–તરફ વળી જાય છે. કેટલાંક પાત્રો, ખાસ તો વિક્રમ જેવું પાત્ર, અહીં 'નીલરતન'માં તદ્દન વ્યક્તિત્વ વિનાનું લાગે છે. કથાના સંકલન તરફ વિશેષ સાવધાનીની જરૂર છે. આડકથાઓનું પ્રમાણ અતિશય વધી ન જાય એનું પણ લેખકે ધ્યાન રાખવું જોઈએ. આનંદ આપવાનું લેખકનું લક્ષ્ય આવકારદાયક છે, પણ બહુધા ભયજનક વાતાવરણને ઉપસાવતી આ વાર્તાઓમાંથી કિશોરો આનંદ કેટલો મેળવી શકશે? ઉપરાંત, બધી વાર્તાઓમાં એકવિધતાનો પણ અનુભવ થાય છે. લેખકે આ સર્વમાંથી ઊગરવું હિતકર છે.

## આનંદી લહેર

આ નાનકડા સંગ્રહમાં શ્રી સુનંદાબહેને ૭ બાલનાટકો આપ્યાં છે. આ નાટિકાઓનો હેતુ બાળકોને ઈશ્વરના હૂંફાળા હાથનો અનુભવ કરાવી એમને પ્રકાશના પ્રદેશમાં લઈ જવાનો છે. આ નાટિકાઓમાં બાલમાનસની આશા–અભિલાષાઓ અને એમની શુભાકાંક્ષી પ્રવૃત્તિઓ પ્રત્યેની ગતિ નિરૂપવામાં આવી છે. નાટિકાઓનું કેન્દ્રબિંદુ પ્રભુપ્રેમ છે. બાળકો માટેની આ કૃતિઓમાં આનંદ અને પ્રસન્નતાને કેન્દ્રમાં મૂકવાને બદલે લેખિકાએ પ્રભુને એ સ્થાન આપ્યું છે. હા, એમાં પ્રસન્ન અને નિર્દોષમધુર વાતાવરણ છે ખરું; શ્રી અરવિંદ સોસા-

યટીના આ પ્રકાશનમાં પ્રભુપ્રેમની આનંદલહેરો વિશેષ પ્રગટે એ સમજી શકાય એવું છે. છયે નાટિકાઓ 'નાટક' તરીકે સંતર્પે એવી નથી. એમાં આછાપાતળા પ્રસંગો છે, પણ એમાં નર્યો સંવાદ જ મહત્ત્વનો ભાગ ભજવતો દેખાય છે. જૂના વખતમાં શાળાઓમાં સંવાદો ભજવાતા. આ નાટિકાઓને એ રીતે સંવાદો કહીએ તો એમને વિશેષ ન્યાય થાય. તેમ છતાં છેલ્લી બે કૃતિઓ 'અમે પાંચ' અને 'પ્રકાશના પ્રદેશમાં'–લેખિકાની શક્તિનો સારો અણસાર આપે છે, અને એમની એ શક્તિના ફળરૂપ બાલનાટકો આપણને ભવિષ્યમાં મળશે એવી આગાહી આપે છે.

## આ ધૂળ, આ માટી

શ્રી જયભિખ્ખુની આ નાટિકાનું ધ્યેય છે માતૃભૂમિનું ગૌરવ, એની એકતા અને લોકનેતામાં અપેક્ષિત વિષપાનની તૈયારીનું સૂચન. આ માટે એમણે આઠમી શતાબ્દીના મેવાડમાંથી ભીલ અને રજપૂત જાતિના ભયંકર વિદ્વેષનો પ્રસંગ લીધો છે. એમની વેરપરંપરામાં ભીલો રજપૂત રાજા નાગાદિત્ય ગોહિલનું કપટથી ખૂન કરે છે. ભીલો એ વધામણીના સમાચારે આનંદે છે, જ્યારે ભીલ સ્ત્રીઓ પુરુષોને એ માટે ફિટકાર આપે છે. બીજી બાજુ રજપૂતો આ વાત જાણતાં વેર લેવા તલસી રહે છે, પરંતુ નાગાદિત્યનો પુત્ર શૈલ પિતાનું સાચું તર્પણ વેરમાં નહિ, પણ બે જાતિઓની એકતામાં નિહાળે છે અને એ માટે ભીલો પાસે જઈ, પગદંડો જમાવવા આવેલા પરદેશીના કાવતરાનો ખ્યાલ આપી, મા–ભોમની એકતા માટે મથે છે અને છેવટે એમાં વિજયી થાય છે. વચમાં પરદેશી હાકેમની બે જાતિઓને સામસામી લડાવી, મલાઈ પોતે ખાઈ જવાની હલકટ વૃત્તિનું ચિત્રણ છે, તો બીજી બાજુ સોનલકુંવરી અને શૈલના અતૂટ પવિત્ર પ્રેમસંબંધનો તંતુ એમાં વણાયો છે. છ ખંડમાં વહેંચાયેલી આ નાટિકા એમાંનાં ગીતોથી અને લયયુક્ત લહેકાવાળા ગદ્યથી સોહામણી બની છે. સોનલ અને શૈલનાં પાત્રો લેખકે કુશળતાથી ઉપસાવ્યાં છે અને આ સર્વ દ્વારા દેશની સ્વાધીનતા-વાળી માભોમની અખંડ મૂર્તિ ઉપસાવવાનો પ્રયત્ન સફળ થયો છે. માભોમ એ ધૂળ કે માટી નથી પણ એની એકતાની મૂર્તિ જીવને સાટે પણ સાચવવી જોઈએ; એકસંપીની ચીકાશથી જ માભોમની મૂર્તિ અખંડિત રહે છે એ સૂર, લેખકે, પોતાની લાક્ષણિક અલંકારમંડિત ગદ્યલઢણોવાળી શૈલીમાં અહીં વ્યક્ત કર્યો છે.

## ધન્ય જીવન !

ઉચ્ચ જીવન તરફ લઈ જનારાં મહાન નરનારીઓનાં ચરિત્રો દ્વારા વાચકોને

જીવનની ધન્યતા પ્રાપ્ત કરાવવાનો લેખકનો વ્યાપક ઉદ્દેશ છે. અહીં, નાનાં બાળકો માટે શ્રી રતિલાલ અધ્વર્યુએ બુદ્ધજીવનને લગતું ‘સંગીતરૂપક’ આપ્યું છે, અને આરંભમાં ‘ગોખણિયાં નાટકો’ની સામે બાળકો માટે ‘સંગીતરૂપક’ની ઉપયોગિતાનો નિર્દેશ કર્યો છે. લેખકનો પરિચય એમના સાત્ત્વિક સુદીર્ઘ શિક્ષક-જીવનની છાપ ઉપસાવે છે. બાળકોને આવાં સંગીતરૂપકો દ્વારા જીવનમૂલ્યોની તાલીમ મળે એ એમનો હેતુ છે. અહીં આઠ પ્રવેશોમાં, બુદ્ધજીવનના મહત્ત્વના પ્રસંગો વર્ણવી બુદ્ધના ઉદાત્ત જીવનની ઝાંખી કરાવવામાં આવી છે. રૂપમેળ અને માત્રામેળ છંદોની સાથે જરૂર પૂરતું ગદ્ય પ્રયોજી એમણે આ નાટિકા લખી છે. છંદોની એમને ઠીક ફાવટ વરતાય છે, પણ બધા સફાઈદાર નથી. પ્રસંગોનું સંકલન બાળકોને ગમી જાય એવું છે. વચ્ચે વચ્ચે આવતાં ગીતો પણ બાળકો આનંદપૂર્વક ગાઈ શકે એવાં છે. છઠ્ઠા પ્રવેશમાં સમુદ્ર, સૂરજ, વિવિધ પંખીઓ, પશુઓ વગેરે પોતાના જીવનનો ઉમદા હેતુ ટૂંકા પદ્યમાં કહી જાય છે અને સાતમા પ્રવેશમાં બૌદ્ધ ભિખ્ખુઓ આમ જનતામાં ભળી ધર્મ અર્થે ‘ધન્ય-જીવન’ની સમજ આપે છે ત્યાં પણ શેઠ–નાવિક આદિ અઢી ડઝન જેટલાં પાત્રો ત્રીસેક જેટલાં પદ્યોમાં પોતાનો જીવનહેતુ દર્શાવે છે. લેખકનો હેતુ ‘ધન્ય-જીવન’ તરફ કેન્દ્રિત થયેલો હોવાથી, અને બાળકોને દૃષ્ટાંતો દ્વારા આ બધું કહેવું હોવાથી આ પ્રકારનું લંબાણ લેખકને કરવું પડ્યું છે.

## બુનિયાદી તાલીમનું હાર્દ

આ પણ શ્રી રતિલાલ અધ્વર્યુનું આઠ દશ્યોવાળું શૈક્ષણિક નાટક છે. એમાં નયી તાલીમ શાળાનું દશ્ય, સર્વધર્મની પ્રાર્થના, બાળકોને મળતું ફૂલોનું, પંખીઓનું અને ભૂગોળનું પ્રત્યક્ષ જ્ઞાન, રેંટિયો અને ગાંધીજીએ આપેલી જીવનની કેળવણી, ગાંધીજીના જીવનના કેટલાક પ્રસંગો, દેશની ચાલુ પરિસ્થિતિ મુજબ સોનાના સંતાપ, શ્રમનું મહત્ત્વ, ઉપરાંત બાળકોની કાવ્યલેખનની કલાપ્રવૃત્તિ, અને ખાદીઉદ્યોગની માહિતી વગેરે આપવામાં આવેલ છે. પૂર્વાર્ધમાં બુનિયાદી શિક્ષણપ્રવૃત્તિનો ચિતાર છે, તો ઉત્તરાર્ધમાં વાલીઓ બાળકોની એ પ્રવૃત્તિઓ અવલોકે છે એનું નિરૂપણ છે. ગદ્ય–પદ્ય બંનેના ઉપયોગ દ્વારા લેખકે બુનિયાદી શિક્ષણનું પ્રત્યક્ષ થઈ શકે એવું ચિત્ર અહીં ઉપસાવ્યું છે. શૈક્ષણિક દૃષ્ટિએ આવા પ્રયત્નો ઉપયોગી બની શકે.

## અસ્પૃશ્યતા ક્યારે નાબૂદ થાય ?!

આ પણ એ જ લેખકની હેતુલક્ષી કૃતિ છે. ત્રણ અંકમાં લેખકે અસ્પૃશ્યતા

નિવારણના મુદ્દાને વિકસાવ્યો છે. પૃથ્વી પર માનવોની ઉત્પત્તિ, સર્વની સમાનતા, સમાજવ્યવસ્થા માટે થયેલી વર્ણરચના અને અંતે શૂદ્રોની અધોગતિનું ચિત્રણ પહેલા અંકનો વિષય છે; બીજા અંકમાં હરિજનોને પડતી મુશ્કેલીઓ, ગાંધીજી આદિ લોકનેતાઓની સભામાં હરિજનોની સ્થિતિ સુધારવાના પ્રયત્નો અને હરિજનોની સભાનું નિરૂપણ છે. છેલ્લા અંકમાં સર્વધર્મ પરિષદને આશ્રયે વિવિધ આચાર્યોનાં આ વિશેનાં મંતવ્યો, એમનામાં આવેલી જાગૃતિ અને અસ્પૃશ્યતા નાબૂદ કરવાનો એમણે કરેલો નિર્ણય અને અંતે હરિજનોની સભામાં થયેલા ઠરાવો ત્રીજા અંકમાં આવે છે. આ સર્વ દ્વારા લેખક હરિજનોને થયેલા અન્યાયો તેમજ એમની સ્થિતિ સુધારવા આપણે ત્યાં થયેલા પ્રયત્નો દર્શાવી અંતે સામાજિક સમાનતા સ્થપાવાનો ઉમદા ભાવ રજૂ કરે છે. ધર્માચાર્યોનો તો નામ સાથે નિર્દેશ કરી પોતાની ભાવના એમનામાં મૂર્ત કરી છે ! સંસ્કારી અને સ્વચ્છ વાતાવરણ સર્જવાનાં લેખકનાં ઉત્સાહ અને ધગશ એમની કૃતિઓમાં ડોકાય છે.

## ધરતીની કહાણી, ચાંદામામા, પૃથ્વીના પાડોશીઓ-૧, પૃથ્વીના પાડોશીઓ-૨, આદિ જીવસૃષ્ટિ, સૌથી પહેલા દાદાજી, વિકાસની વણઝાર, સાગરરાજ, સંસ્કૃતિના સોપાને, પ્રગતિનાં ચક્રો-૧, પ્રગતિનાં ચક્રો-૨, ભવિષ્યના ભણકારા

શ્રી ગિરીશ ગણાત્રાએ લખેલી જ્ઞાનવિજ્ઞાન ગ્રંથાવલિમાં ઉપરની બાર પુસ્તિકાઓ પ્રગટ થઈ છે. બાલસાહિત્યમાં હવે આપણે ત્યાં વિજ્ઞાનકથાઓ ઠીક પ્રમાણમાં લખાઈ રહી છે. ભાઈશ્રી ગણાત્રાની આ ગ્રંથાવલિ એમાં ઉપયોગી ઉમેરણ કરે છે. વૈજ્ઞાનિક સત્યને કેન્દ્રમાં રાખી એમણે આ પુસ્તિકાઓમાં, બાળજિજ્ઞાસાને ઉત્તેજી વિશ્વનાં વિવિધ રહસ્યો એમને સરળ અને સંવાદાત્મક ભાષા-શૈલીમાં સમજાવી, વાર્તાની પીઠિકામાં એ બધું રજૂ કરી આ ક્ષેત્રે આવકારદાયક કામગીરી બજાવી છે. પૃથ્વી સૂર્યમાંથી કેવી રીતે છૂટી પડી, ચંદ્ર ઉપરની સૃષ્ટિની વિગતો, બુધ-શુક્ર-મંગળ-ગુરુ-શનિ-યુરેનસ-નેપચ્યુન-પ્લુટો જેવા ગ્રહોની રસિક વિગતો, આદિ જીવસૃષ્ટિ અને એ સમયનાં વિવિધ પ્રાણીઓ, આદિ માનવની ઉત્પત્તિ અને વિકાસ, સમુદ્રની ઉત્પત્તિ અને એમાંની જીવસૃષ્ટિ, માનવે સંસ્કૃતિ તરફ કરેલી ગતિ અને એ સમયના અવશેષો પરથી માનવીએ સાધેલો વિકાસ અને વિવિધ સંસ્કૃતિઓની ઝાંખી, સાયકલ-મોટર-રેલવે-વિમાન-સબમરીન-ઘડિયાળ-વીજળી-તાર-ટેલિફોન-રેડિયો-ગ્રામોફોન-ટેલિવિઝન આદિની માનવીએ કરેલી શોધ, અને અંતે વિજ્ઞાનની ભાવિ સિદ્ધિઓનું ચિત્ર અને ભાવિ હિમપ્રપાત-ધરતીકંપ આદિના ખ્યાલ દ્વારા પૃથ્વી પરના ભાવિ માનવજીવનનાં ચિત્રો અહીં

ઉપસાવવામાં આવ્યાં છે. આ માટે લેખક આરંભે વાર્તાત્મક અને રસિક ભૂમિકા ઊભી કરે છે. ક્વચિત્ અંતે સ્વપ્નાદિની રમણીય સૃષ્ટિ પણ ખડી કરે છે. સંવાદાત્મક શૈલીને કારણે નીરસતા ઓછી લાગે છે. એમાં વૈજ્ઞાનિક શોધો અને સિદ્ધાંતોનો પણ એ વિનિયોગ કરે છે અને જુલે વર્ન જેવાની કલ્પનાઓનો પણ નિર્દેશ કરે છે. આ સર્વથી આ પુસ્તિકાઓનું વાચન બાળકોને રસમય રીતે વિજ્ઞાનની માહિતી પૂરી પાડે છે. ભાષા પણ સરળ અને ભાવવાહી છે. ક્યાંક ક્યાંક અનુસ્વારના ઉપયોગ પરત્વેની બેકાળજી ખટકે છે.

## હીરાની ખાણ

શ્રી જયભિખ્ખુના આ સંગ્રહમાં કિશોરો અને પ્રૌઢોને સદાચાર અને નીતિધર્મના બોધપાઠ મળી રહે એવાં ચૌદ કથાનકો અહીં આપવામાં આવ્યાં છે. સ્વાર્થ અને ભીરુતાની સામે સાહસ, ત્યાગ અને પરમાર્થનું દર્શન કરાવનાર સંસારના નાનામોટા હીરાઓનાં તેજવર્તુલ અહીં રજૂ થયાં છે. એમાં દ્રવ્યપ્રેમી નર્તિકાને પવિત્ર સ્ત્રી બનાવનાર પોપટ તોતારામ છે, તો વીર સતી સગઈ સંધારી છે; દયાધર્મની મૂર્તિ દયાનંદ સરસ્વતી, વિદ્યાપુરુષ આચાર્ય હેમચંદ્ર અને અબ્રાહમ લિંકન છે, તો ભગુજી જેવા નીડર સાહસિક વીર, આખાબોલા ને સાચાબોલા પ્રજાજન અને ઉસ્તાદ કલાકાર પણ છે. એમાં એમનાં પરાક્રમોની અને ત્યાગની, શીલની અને પવિત્રની મહેંક છે, જાણીતી અને અણજાણીતી, દેશની કે પરદેશની, સમાજ–ધર્મ કે રાજ્યજીવનની વ્યક્તિઓનાં જીવનમૂલ્યો અહીં એના વાચકોને ભાવ અને ભાષાની મીઠાશ આપે એ રીતે કથાનકોમાં રજૂ થયાં છે. પણ એમાં એક પ્રકારની એકવિધતા – વિષય અને અભિવ્યક્તિની – નજરે આવે છે.

## ટાઢનું ઝાડ

અહીં પણ કિશોરોના જીવનમાં ઉપયોગી બને, એમને નીતિનું શિક્ષણ મળે અને મનોરંજન થાય એવાં સાહસ, વીરતા, બલિદાન, સચ્ચાઈ, ટેક, અડગતા વગેરેનાં સત્તર કથાનકો આપવામાં આવ્યાં છે. બાજીરાવની ઉદારતા, રામશાસ્ત્રીની ટેક વગેરે અહીં પ્રસંગોના આલેખન દ્વારા ઉપસાવવામાં આવેલ છે. ક્યાંક હિંદુ-મુસ્લિમ એકતા પર, ક્યાંક સત્ય બોલવાના ફાયદા પર તો ક્યાંક વિવેકબુદ્ધિ પર ઝોક છે. કેટલીક વાર જાણીતાં કથાનકો સહેજ ફેરફાર સાથે નીતિધર્મ પ્રબોધે છે. 'નકશીદાર પેટી' જેવું કથાનક કયા હેતુથી અહીં લેવાયું હશે? 'ટાઢનું ઝાડ'નું કથાનક આકર્ષણ જમાવે તેવું છે. આ પ્રકારનાં કથાનકો કિશોરોને ઉપયોગી વાચન પૂરું પાડે છે. પણ એ સઘળાનું સ્તર એકસરખી ઊંચી સપાટીનું રહે એ ઇષ્ટ છે.

## વીર જગદેવ

'વીરરસની વાતોના રસિયા કિશોરો માટે' લખાયેલી શ્રી તારાચંદ અડાલજાની આ લાંબી ઐતિહાસિક કથા છે. સાહસ અને શૌર્યની કથાઓ કિશોરોના ઘડતરકાળમાં પ્રેરણાદાયી થઈ પડે. આ ઐતિહાસિક કથામાં ધારાનગરીના રાજા ઉદયાદિત્યના સોલંકી રાણીથી થયેલા પુત્ર જગદેવનાં પરાક્રમો વર્ણવાયાં છે. એની સાવકી મા વાઘેલી પોતાના પુત્ર રીણધવળની સમૃદ્ધિ માટે કેવા પ્રયત્નો કરે છે, રાજા ઉદયાદિત્ય વાઘેલી રાણી પાસે કેવો નિઃસહાય છે, જગદીપનું ભાગ્ય કેવું પ્રબળ છે અને પોતાનું ભાગ્ય અજમાવવા તે પાટણમાં જઈ કેવાં પરાક્રમો કરે છે એ સર્વનું અહીં વિગતપૂર્ણ કથાનક લેખક આપ્યું છે. જગદીપનાં વીરતા, હિંમત, ટેક, વફાદારી, સાહસ, ત્યાગ, બલિદાન, ક્ષમા, ઉદારતા વગેરે અનેક ઉમદા ગુણોનું, લેખકે, કથાપ્રસંગોનાં ચિત્રણો દ્વારા અહીં આલેખન કર્યું છે. એમાં ચમત્કારો આવે છે, કિશોરોની વાર્તાજિજ્ઞાસાને સંતોષે એવા પ્રસંગોની ગૂંથણી છે અને એ દ્વારા ઉદાત્ત ગુણોની કેળવણી મળે એવી જોગવાઈ છે. કથાના આરંભ પૂર્વે, આવી કથાઓમાં, કિશોરોની જાણ માટે સાચી ઐતિહાસિક ઘટના પણ ટૂંકમાં આપવી જોઈએ. પ્રકરણ ૨૬માં બીરજને એના પિતા જગદીપ વીરમતીની તપાસ કરવાનો હુકમ કરે અને સાથે 'કંઈ આડુંઅવળું' થયું હોય તો પછી યથાવિધિ અગ્નિસંસ્કાર' કરવાની ગોઠવણ કરવાનું પણ એ વખતે કહે એ વિચિત્ર લાગે છે! પૃ. ૧૧૬ પર ચાવડીને 'થોડું ખાવું પડ્યું' એમ લખ્યું છે અને પૃ. ૧૪૯ પર 'ગર્જ કાલનો મને કડાકો છે' એવું તદ્દન વિરોધી નિરૂપણ છે. કદાચ અનવધાન દોષથી આમ બન્યું હશે. પણ આવી કથાઓમાં પણ વિશેષ સાવધાનીની જરૂર ખરી. સરળ રીતે લખાયેલી આ સચિત્ર કથા કિશોરોને જરૂર ગમશે.

## જીવનઘડતરની વાતો [ભાગ ૩-૪]

આ પુસ્તિકાઓમાં શ્રી ધૂમકેતુએ પ્રૌઢો અને કિશોરો માટે જીવનઘડતરની કેટલીક વાતો આપી છે. એમાં ન્યૂટન, ગાંધીજી ને જર્મનીના પ્રેસિડેન્ટના જીવનના પ્રેરક પ્રસંગો છે, દૃષ્ટાંતો દ્વારા જીવનની સુવાસની વાત છે, તો સોક્રેટીસ અને મહાભારતની વાતોને આધારે નીતિબોધક પ્રસંગોનું નિરૂપણ છે. વિવિધ કિસ્સાઓના આલેખન દ્વારા લેખકે જીવનને ઘડે એવાં નીતિબોધનાં પ્રેરક દૃષ્ટાંતો અહીં આપ્યાં છે. મોટા અક્ષરોમાં છપાયેલી આ પુસ્તિકાઓ સચિત્ર છે.

## સાજા રહીશું

શ્રી પ્રભુલાલ ધોળકીઆની આ પુસ્તિકામાં ૩૨ 'કથિતો' સંગ્રહાયાં છે.

લેખકે પોતે જ એમને બાળકો માટેનાં ગીતો કે એવી કોઈ રીતે ઓળખાવવાને બદલે 'કથિતો' કહીને ઔચિત્ય જાળવ્યું છે. એમાં દાંત, આંખ જેવાં અંગોની સાચવણી અને ભોજન, ઊંઘ, કસરત જેવા વિવિધ વિષયો વિશે સરળ પદ્યાત્મક શ્લોકમાં બાળકોને ઉપદેશ આપીને એમના તન અને મનના આરોગ્ય વિશે કથન કર્યું છે. 'સ્વચ્છ દાંત તો તો જ રહે' જેવી કેટલીક લીટીઓ તો સહેલાઈથી મઠારી શકાઈ હોત. પરંતુ પંક્તિઓને ઘસીઘસીને ચકચકિત કરવાનું વલણ અહીં ઘણું ઓછું દેખાય છે. આ 'કથિતો' દ્વારા બાળકો, આરોગ્યના સામાન્ય નિયમોને અમલમાં મૂકવા પ્રેરાય તો સારું. આવી પુસ્તિકામાં ચિત્રો હોય તો તે ઉપકારક થવાનો સંભવ છે.

અનુવાદ

## મહાસાગરની મુસાફરી ભા. ૧-૨

વિજ્ઞાનકથાઓના લેખક તરીકે જુલે વર્ન(૧૮૨૮-૧૯૦૫)નું નામ જગપ્રસિદ્ધ છે. એની કથાઓમાંની કલ્પનાઓનો વૈજ્ઞાનિકોએ પોતાના સંશોધન માટે લાભ લીધો છે. સબમરીન, અવકાશી રૉકેટ, ચંદ્રલોકની યાત્રા વગેરે વિશેની એની કલ્પનાઓ સુખ્યાત છે. 'ટ્વેન્ટી થાઉઝન્ડ લીગ અન્ડર ધ સી' એ જુલે વર્નના પુસ્તકનો આ સંક્ષિપ્ત અને સરળ અનુવાદ છે. આ વાર્તા આ અગાઉ 'બાલસંદેશ'માં 'સાગર-સમ્રાટ'ના નામથી હપ્તે હપ્તે પ્રગટ થઈ હતી. અનુવાદકે પોતાના નિવેદનમાં સાચું જ કહ્યું છે કે 'ગુજરાતનું બાલસાહિત્ય માત્ર રાજા-રાણીઓની જ વાતોમાં રચ્યુંપચ્યું રહે એ બરાબર નથી.' એટલે જ એમણે કિશોરો-કુમારો માટે આ પ્રકારની વૈજ્ઞાનિક સાહસકથાઓ આપવાનો આ દ્વારા આરંભ કર્યો છે.

અહીં રજૂ થયેલી કથા અત્યંત સાહસભરી અને રોમાંચક છે. દરિયામાં દેખાયેલી 'ચમત્કારિક વસ્તુ'ની શોધમાં અમેરિકાની સરકાર 'અબ્રાહમ લિન્કન' નામના જહાજને રવાના કરે છે. એમાં ફ્રાન્સનો પ્રસિદ્ધ વૈજ્ઞાનિક પ્રોફેસર, શિકારી નેડલૅન્ડ, પ્રોફેસરનો વફાદાર નોકર કોન્સિલ પણ જોડાય છે. આગબોટ, દરિયામાં ફરતી પેલી ચમત્કારિક વસ્તુ મોટું પ્રાણી જ હશે એમ ધારી એની શોધમાં આગળ વધે છે. એ દેખાતાં એની પાછળ પડે છે પણ એ પ્રાણી એ મહાકાય સબમરીન હોઈ વહાણના ભુક્કા બોલાવી દે છે અને પેલા ત્રણે દરિયામાં ઊછળી પડે છે, અને જેને તેઓ રાક્ષસી માછલી ગણતા હતા તે પોલાદના મજબૂત પતરાની બનેલી સબમરીનમાં કેદ સપડાય છે.

સબમરીનનો કપ્તાન નેમો અને એના સાથીદારો સાથે આ ત્રણે મહાસાગરની જે અદ્ભુત મુસાફરી કરે છે એનું અત્યંત તાદૃશ ચિત્ર આ પુસ્તકોમાં રજૂ થયું છે, કેપ્ટન નેમો—સાગરનો સમ્રાટ—ના અગમ્ય, રહસ્યમય અને ભવ્ય જીવનને અહીં સારો ઉઠાવ મળ્યો છે. સાગરની હજારો માઈલ લાંબી મુસાફરીમાં થયેલા અનેક રોમાંચક અનુભવો, દરિયાનાં—જંગલનાં—શિકારનાં અદ્ભુત વર્ણનો, 'નોટિલસ' સબમરીનની કલ્પના પણ કામ ન કરે એવી રચનાનાં ઊપસી આવતાં શબ્દચિત્રો, શાર્ક માછલીઓની અને ઑક્ટોપસની ભયંકરતા, જીવસટોસટનાં યુદ્ધવર્ણનો, દરિયાઈ મોતી અને એનાં વૈજ્ઞાનિક નિરૂપણો, જ્વાળામુખી પર્વતો અને બરફના પહાડોની કથા, દક્ષિણ ધ્રુવ પર પહોંચવાના પ્રયત્નો વગેરે અનેક ઘટનાઓ અહીં એવી રસભરી અને સરળ રીતે વર્ણવાઈ છે કે પુસ્તક હાથમાં લીધા પછી પૂરું કર્યા વિના ચેન પડે નહિ. 'ગુલામ પ્રજાના પ્રતિનિધિ' જેવા કેપ્ટન નેમો જીવનમાં પોતાનું સર્વસ્વ ગુમાવીને જમીન સાથેનો સર્વ વ્યવહાર તોડી નાખી, સાગરમાં પોતાની આગવી અકલ્પ્ય સૃષ્ટિ ઊભી કરે છે. એના દેખીતા નઠોર અને કઠોર વ્યક્તિત્વની પાછળ છુપાયેલા એના મૃદુ હૃદયનું દર્શન પણ અહીં વેધક રીતે કરાવાયું છે; તો સબમરીનમાં કેદ થયેલાંના સાગર-પ્રવાસના આનંદ કરતાં એ ગુલામીભર્યા જીવનનો તિરસ્કાર અને ભાગી છૂટવાની વૃત્તિ પણ અસરકારક રીતે આલેખાયાં છે. અનુવાદ સરળ છે અને સંક્ષેપ્તકરણ પણ કથાતંતુને બરાબર મેળવીમેળવીને થયું છે. ક્યાંક 'મૃગલીની જેમ હરણફાળ' જેવા પ્રયોગો ડોકિયાં કરી જાય છે. આવી કથા ગુજરાતના વાચકોને વિશેષ મળે તો કેવું સારું!

## (૧) કોણ હસે છે, કોણ રડે છે? (૨) રણિયો–મરણિયો, (૩) જીગરજાની, (૪) શિસ્ત એટલે શિસ્ત

પ્રસિદ્ધ અમેરિકન લેખક જેક લંડનની સર્વોત્તમ વાર્તાઓ અહીં ઉપરનાં પુસ્તકોમાં અનુવાદક શ્રી નટવરલાલ માળવીએ આપી છે. જોખમભરી જિંદગી ખેડનાર અને અનેક સાહસો કરનાર આ અમેરિકન લેખકની વાર્તાઓમાં એના વિવિધ અનુભવો વાર્તાઓરૂપે નિરૂપાયા છે. પરાક્રમપૂર્ણ આ વાર્તાઓ જોમભરી વાણીને કારણે પણ વિશેષ બળવાન બની છે. આવી 'ધમધમતી' વાર્તાઓની 'આફતેમર્દા કુમારમાળા'ની આ વાર્તાઓ ગુજરાતનાં પરાક્રમભૂખ્યાં કુમાર–કુમારીઓને અનુવાદકે અર્પણ કરી છે. આપણા સાહિત્યમાં આ પ્રકારની વાર્તાઓ અનુવાદક લઈ આવ્યા એ માટે તેઓ અભિનંદનના અધિકારી છે.

આ વાર્તાસૃષ્ટિનાં પાત્રો વિવિધરંગી છે: કબૂતરના ઇંડા જેવડા મોતીને,

કુદરતની સામે કારમી ટક્કર ઝીલી પાછું લઈ આવતી સાઠ વરસની નાવરી ડોશી; અજબ જહેમત ઉઠાવી સોનાનો ખજાનો મેળવતો અને એ વખતે જ દુશ્મન આવી ચડતાં એને ઠેકાણે કરતો 'હેમાંગિની'નો શોધક રામ; પોતાની શામળી નારી ઉંગાની શોધમાં જીવન વ્યતીત કરતો હબસી કુંવર નાઆસ; જુવાનીમાં પરાજિતના રુદનને ન સમજી શકનાર પણ એ અવસ્થાએ પહોંચી મલ્લયુદ્ધમાં પરાજિત થતાં અસહ્ય ગરીબાઈને કારણે રડી પડતો મુષ્ટિયુદ્ધવીર કિંગ અને સરમુખત્યારીના સકંજામાંથી દેશને બચાવવા ઝૂઝનાર નવયુવાન રિવેરા; દુશ્મનોના હાથમાં સપડાતાં રિબાઈ રિબાઈને મરવાને બદલે એક જ ઝપાટે મૃત્યુને વરવાની યુક્તિ શોધી દુશ્મનોને 'બબુચક' બનાવનાર સુબિનકોવ; પ્રેમને ખાતર સમર્પણ કરનાર સંનિષ્ઠ પ્રેમથી ભરી ભરી જીઅ; સાહસિક 'સફરશૂરો'; મોત સામે ઝઝૂમતો 'તાપણું'નો પ્રવાસી અને પેલો કૂતરો; પોતાના ભોગે અન્યને બચાવનાર ઓ–તો–ઓ અને એનો ગોરો મિત્ર; હરિણી જેવી ચબરાક હબસી બાળા; સિટકા ચારલી; નાનકડો કીશ; મેલિમૂટ કિડ; એલા અને મારથા; જોય સુંદરી અને માર્ગારેટ હેનન, અને સનાતન રવૈયાનો ભોગ બનનાર ઘરડો કોસકૂશ. હબસીઓ અને ગોરાઓ, સ્ત્રીઓ અને પુરુષો, એમનાં જીવનપરાક્રમો અને સાહસો, એમનાં પ્રેમરંગ અને વીરશ્રી, એમનાં ત્યાગ અને બલિદાન, એમનાં લાલસા અને બુભુક્ષા, એમનાં ઊંચા જીવનમૂલ્યો અને જીવનદર્શન : આ સર્વથી સોહામણી અને બળવાન બનેલી આ વાર્તાઓ આદિથી અંત સુધી વાચકને પકડી રાખે છે. એની દરિયાની સૃષ્ટિ, દરિયાવીરનાં તોફાનો અને પવનદેવના હુમલાઓ, સ્કૂનરો–વહાણો અને સ્ટીમરો, બરફ અને ટાપુઓ, મૂલ્યવાન મોતી અને ઝવેરાતોની વાતો, માનવીનાં કુદરત અને માનવ સાથેનાં હિંમતભર્યાં પરાક્રમો—આ સર્વ મનોહર કલાત્મકતાથી લેખકે વાર્તાઓ રૂપે આલેખ્યું છે. એમાં ઘણે સ્થળે કલાત્મક વિરોધોનું ચિત્રણ અસરકારક રીતે થયું છે. લેખકનું નિરૂપણ તાઝગીભર્યું અને પ્રસન્ન છે. વાણીનો પ્રવાહ વેગબંધ વહે છે અને પાત્રોની રેખાઓ કમલદલની જેમ ઊઘડતી આવે છે : મહદંશે વક્તવ્યની વ્યંજના વાર્તાઓમાં મધમધે છે અને વાચકને તૃપ્ત કરે છે. અનુવાદકની ભાષા પણ જોમવાળી છે. ગુજરાતી કહેવતો અને તળપદા શબ્દો પાસેથી એમણે ધાર્યું કામ લીધું છે. અડીમદડીમ, જીનાજીની, ધાબડીંગો, મોખ જેવા અનેક શબ્દો એમણે અહીં ઉપયોગમાં લીધા છે. 'ભામાભગાડણ આખ્યાન' જેવા કેટલાક સમાસ વિનોદનાં ચટકાં પણ પૂરાં પાડે છે. અહીં પ્રકૃતિનાં–વસંતાદિ ઋતુઓ અને સમુદ્રના લોઢનાં ટૂંકાં પણ હૃદયસ્પર્શી વર્ણનો

છે તો કુસ્તી–દંગલનાં રૂંવાં ખડાં કરી દે એવાં શબ્દચિત્રો પણ છે. 'સનાતન રવૈયો'માં છે તેવાં જીવનનાં–સ્ત્રીજીવનનાં ટૂંકાં અંકનો પણ છે, સાદા સ્વચ્છ જીવનનું સરળ તત્ત્વજ્ઞાન છે, અને કાળી અને ગોરી સંસ્કૃતિના નિર્દેશો દ્વારા એનાં આંતરતત્ત્વોનો સ્પર્શ પણ છે. ભાષામાં ક્યાંક ક્યાંક કૃત્રિમતાનો ભાસ થાય છે. ક્વચિત્ અનુસ્વારોના ઉપયોગ પરત્વે પૂરતું ધ્યાન નથી રખાયું. 'બરફ' શબ્દ આપણે ત્યાં પુંલ્લિંગ અને નપુંસકલિંગમાં વપરાય છે, પણ સામાન્ય વલણ પુંલ્લિંગ તરફ વિશેષ છે. 'બરફ ચગદાતું', 'બરફ પડવું શરૂ થયું' કે 'નાટક શરૂ કર્યો'–કાનને સુભગ નથી લાગતા. આ શ્રેણીને આવકાર આપતાં આનંદ થાય છે.

## મૂરખરાજ

ટૉલ્સ્ટૉયની સુખ્યાત વાર્તા 'ધિ સ્ટોરી ઑફ ઇવાન ધિ ફૂલ'ની આ ગુજરાતી અનુકૃતિ ગાંધીજીએ તૈયાર કરી છે. દક્ષિણ આફ્રિકામાં તેમણે આ વાર્તાનો ગુજરાતી અનુવાદ પુસ્તિકારૂપે પ્રગટ કર્યો હતો અને થોડાં વર્ષો પર સૂરતના ગાંડીવ કાર્યાલયે તે પુસ્તિકા ભારતમાં પ્રકાશિત કરી હતી. એમાં ગાંધીજીની ભાષામાં ક્યાંક ક્યાંક ફેરફાર કરવામાં આવ્યા હતા. પરંતુ નવજીવન ટ્રસ્ટે આ પુસ્તિકામાં મૂળ ભાષા જાળવી છે.

મૂર્ખો અને તેના બે ભાઈઓ વચ્ચે કલહ ઉત્પન્ન કરવા સેતાન અને તેના ત્રણ ગુલામો કેવા કેવા પ્રકારની યુક્તિઓ કરે છે અને એમાં પરિશ્રમી અને પુરુષાર્થી મૂર્ખો કેવો વિજયી નીવડે છે એની કથા અહીં છે. પ્રસંગોની સંકલના મઝાની છે અને એમાં ક્રિયાવેગ હોવાથી કિશોરો એકી બેઠકે વાંચી જાય એવી રસભરી બની છે. સૈન્ય, દ્રવ્ય વગેરેની સામે પરિશ્રમ અને પુરુષાર્થનો મહિમા આ વાર્તામાં રજૂ થયો છે, અને એમાંથી સાદાઈ અને નીતિધર્મના પાઠ આપમેળે કિશોરોને મળી રહે છે. ગાંધીજીની સાદી, સરળ અને લાક્ષણિક શૈલીમાં લખાયેલી આ વાર્તા એમાંનાં જીવનમૂલ્યોથી પણ કિશોરોને ઉપયોગી નીવડશે, અને ગાંધી-વિચારધારાથી પણ પરિચિત કરશે.

# વિવેચન

## આકલન

'કાવ્ય જીવનનું નવું દર્શન કરે, ફિલસૂફી નવું દર્શન કરે તે સાથે વિવેચન પણ એની પછવાડે પછવાડે ચાલે છે. વિવેચન એ રીતે ફિલસૂફી છે, તત્ત્વચિંતન છે.' (પૃ. ૨૦) 'કાવ્ય પણ તત્ત્વજ્ઞાનની પેઠે જ આખા વિશ્વને પોતાના આકલનમાં લે છે, અને વિવેચન એ તો તત્ત્વચિંતનનો વ્યાપાર છે જ.' (પૃ. ૨૩)

શ્રી રામનારાયણ પાઠકના વિવેચન-લેખોના છેલ્લા સંગ્રહ 'આકલન'ના પ્રથમ લેખ 'મમ્મટની રસમીમાંસા'માંથી ઉપરનાં વાક્યો ઉદ્‌ધૃત કર્યાં છે. કવિ, વિવેચક, ફિલસૂફ પાઠકસાહેબનાં વિવેચનો ફિલસૂફીના વ્યાપક સ્વરૂપનું દર્શન કરાવે છેઃ પછી એ આ સંગ્રહમાંની 'સાહિત્યનું મૂલ્યાંકન' જેવી અર્ધા પાનાની નોંધ હોય કે આ સંગ્રહનો અને લેખકનો ઉત્તમ ગણી શકાય એવો 'મમ્મટની રસમીમાંસા' જેવો લેખ હોય! સંગ્રહનું શીર્ષક 'આકલન' એ (શબ્દપ્રયોગ પણ સંગ્રહના લેખોમાં અનેક વાર થયો છે) પણ લેખકની સાહિત્યપદાર્થને આકલવા -ગ્રહવા એટલે એની યથાર્થ સમજ પ્રાપ્ત કરી એનું મૂલ્યાંકન કરવાના પ્રયત્નનો જ નિર્દેશ કરે છે. વિવિધ દૃષ્ટિબિંદુઓના પરસ્પર સંબંધની યોજના અને અખંડ પદાર્થ તરીકે એને અવલોકવાનો અભિગમ અહીં સર્વ લેખોમાં વરતાય છે; લેખકની વિવેચનપ્રવૃત્તિના સારસત્ત્વને શીર્ષક પણ સ્ફુટ કરી આપે છે.

લગભગ બસો પાનાંના આ સંગ્રહના નાનામોટા ત્રીસ લેખોમાં સૈદ્ધાંતિક, કૃતિનિષ્ઠ, ઐતિહાસિક સંદર્ભ જેવા વિવિધ વિવેચનવિષયો ચર્ચાયા છે. લેખકના પ્રિય વિષય છંદોરચનાના અહીં પાંચ-છ લેખો છે, જેમાંના ત્રણ અંગ્રેજીમાં લખાયેલા છે. દોહાના બંધારણનો અન્ય છંદો સાથેનો સંબંધ, જૂના અપભ્રંશ છંદ વસ્તુ-રડ્ડાના બંધારણનો અને માત્રાછંદોમાં 'જ' ગણના સ્થાન વિશેની એમાં ઝીણવટભરી ચર્ચા થઈ છે. પ્રાસની એમની સૂક્ષ્મ સમજનો 'કાવ્યમાં પ્રાસ'માં અનુભવ થાય છે અને ગુજરાતીમાં વીરવૃત્ત, અપદ્યાગદ્ય, પૃથ્વી, વનવેલી વગેરે છંદોની પ્રવાહી છંદ તરીકેની શક્યતાઓ તપાસી, વીરકાવ્ય માટે (નાટક માટે નહિ) પૃથ્વી અને અનુષ્ટુપ, વર્ણનકાવ્યો માટે મિશ્રોપજાતિ તથા નાટક માટે વનવેલીના પ્રયોગો તરફ વિશેષ ધ્યાન કેન્દ્રિત કરવા સૂચવ્યું છે. ભવાઈ વિશેના બંને લેખો લેખકની આ સ્વરૂપની ઝીણી સમજનો અચ્છો પરિચય આપે છે. ભવાઈની અભિનય-નૃત્ય, એની ગદ્યવાણીનો લહેકો, એના છંદો-ઢાળોના ઉપયોગ જેવી વિવિધ લાક્ષણિકતાઓ તરફ સદૃષ્ટાંત ધ્યાન દોરી એમણે આપણી નૃત્યનાટિકાઓમાં કુંડળિયા-રેખતાના ઢાળનો ઉપયોગ કરવા જણાવ્યું છે. ઉપરાંત, શેક્સપિયર અને ઇબ્સન-શૉના બે નાટ્યપ્રવાહો નિર્દેશી ભવાઈનો પરિચય અને અભ્યાસ કેળવવા સૂચવ્યું છે.

ગુજરાતી કવિતા પર સંસ્કૃતનો અને ગુજરાતી સાહિત્ય પર રામાયણનો પ્રભાવ તથા 'સ્વાતંત્ર્યપ્રાપ્તિની સાહિત્ય પર અસર' એ લેખો વિશેષ તો રૂપરેખાત્મક છે. પહેલા લેખમાં ગુજરાતી કવિતા પર છંદ, કાવ્યપ્રકારો અને શબ્દભંડોળની અસરનો ખ્યાલ ઊડતી નજરે આપ્યો છે. બીજામાં કર્મણ, ભાલણ, ઉદ્ધવ, પ્રેમાનંદ,

ગિરધર અને કૃષ્ણાબાઈનાં રામાયણવિષયક કાવ્યોનો ટૂંકો સોદાહરણ અને રસલક્ષી પરિચય કરાવ્યો છે. પરંતુ નાકર–શ્રીધર–વિષ્ણુદાસ–વજિયો–જૈન કવિઓ અને બીજા કેટલાકનાં આ વિશેનાં કાવ્યો અહીં સ્પર્શાયાં પણ નથી. એટલે આ લેખ સમગ્રદર્શી બનવાને બદલે આછાપાતળા અવલોકન જેવો લાગે છે. સ્વાતંત્ર્યપ્રાપ્તિવાળો ત્રીજો લેખ સંશોધન, વિદ્યાપીઠો–એકેડેમી વગેરેની સ્થાપનાનો નિર્દેશ કરે છે, પણ રેડિયો–વાર્તાલાપની પ્રશ્નોત્તરીની મર્યાદા અહીં ખટકે છે. 'મારું સર્જન' અને 'મારું પ્રિય પુસ્તક' એ લેખોમાંના પહેલામાં એમના સુપ્રસિદ્ધ કાવ્ય 'એક સંધ્યા'નો કલામર્મ આ કવિ–વિવેચક દ્વારા સુપેરે પ્રગટ થયો છે; બીજો લેખ પોતાને જુદાં જુદાં પુસ્તકો શા માટે ગમતાં વગેરે દ્વારા એમની સાહિત્ય-અભિરુચિનો આલેખ આપે છે.

'રાઈનો પર્વત' એ આ સંગ્રહનો એક ઉત્તમ કોટિનો વિવેચનલેખ છે. રમણભાઈની પ્રભુશ્રદ્ધા, સંસારસુધારાની અસર અને પ્રાર્થનાસમાજી ફિલસૂફી–એ સર્વ આ નાટકમાં સમન્વિત થઈને નાટકના પ્રયોજનને કેવી રીતે પોષે છે એનું અને માણસને પરમ શાંતિની ઝાંખીનો આસ્વાદ કરાવનાર નાટકના શાંતરસનું અને વીરરસનું એમણે કરેલું અર્થઘટન આસ્વાદ્ય બની રહે છે. 'પાટણની પ્રભુતા' અને 'ગુજરાતનો નાથ' એ ત્રણ પાનાંનો અધૂરો ટૂંકો પણ મુનશીની સર્જકશક્તિ પર વેધક નજર ઠેરવતો લેખ છે, અને એમાં દેવપ્રસાદ–હંસાના ભાવાવેગનું ચિત્ર સબળ રીતે દર્શાવ્યું છે.

'કાવ્યમાં ભવ્યતા', 'સત્યં શિવં સુંદરમ્', 'બીલીપત્ર', 'કલા વિશે કેટલાક વિચારો', 'વાર્તામાં વિકલ્પો' જેવા લેખોમાં લેખકની તત્ત્વગ્રાહી દૃષ્ટિનો પરિચય થાય છે. 'કાવ્યમાં ભવ્યતા' એ લેખમાં સ્થળ અને કાળની અનંતતાથી નિષ્પન્ન થતી ભવ્યતાની અને પછી ભાવની ભવ્યતાની સ–રસ સમજણ આપી છે. દૃષ્ટાંતો દ્વારા વિષયને ઝળાહળાં કરી વાચકને સદ્યસુગમ બનાવાયો છે. 'સત્યં શિવં સુંદરમ્' મહદંશે તાત્ત્વિક લેખ છે અને લેખકની જીવનદૃષ્ટિ એમાં નિરૂપાઈ છે. અન્ય લેખોમાં વાર્તામાં સંભવ–અસંભવ, અકસ્માત, કલાનો સ્વાભાવિકતા સાથેનો સંબંધ, વાર્તાના જુદા જુદા અંત વગેરે વિશેની વિચારણા છે. 'ગાંધીજી અને વ્યાપક ધર્મભાવના' એ લેખમાં ધર્મ વિશેની ગાંધીજીની વ્યાપક ભાવનાનું–'એમના ધર્મનું સ્વરૂપ સર્વોદય છે' એ ભાવને કેન્દ્રમાં મૂકી–વિવરણ કરેલું છે. 'મારું બચાવનામું' 'સ્વૈરવિહારી' શૈલીએ લખેલો છે અને એમાં એમની વેધક તર્કશક્તિથી પ્રભાવિત થઈ જવાય છે.

'મમ્મટની રસમીમાંસા' એ લેખ આપણા કાવ્યશાસ્ત્રને અમૂલ્ય અર્પણરૂપ છે. એમાં એમણે મમ્મટની રસચર્ચા વિચારતાં ભટ્ટ લોલ્લટ, શંકુક, નાયક અને

'અભિનવગુપ્ત જેવા પુરોગામીઓના મતનું પરીક્ષણ કરી, મમ્મટની રસમીમાંસા કરતાં, પોતાના કાવ્યસિદ્ધાંતોને રજૂ કર્યા છે. ભારતીય કાવ્યશાસ્ત્રથી પ્રેરાયેલી એમની વિવેચનાએ અહીં કેટલાક મહત્ત્વના સિદ્ધાંતોનું સંદોહન જ નહિ પરંતુ અર્થઘટન પણ કર્યું છે. ભરતની રસનિષ્પત્તિની જાણીતી વ્યાખ્યા, ભટ્ટ લોલ્લટના મંતવ્ય સામેનો વાંધો, શંકુકનો ખુલાસો, ઇબ્સનના નાટકના દૃષ્ટાંત દ્વારા શંકુકના અનુમાનવ્યાપારનું અર્થઘટન, બોસાંકેના Art is self-illusion એ મત સાથેનું એનું જોડાણ, ભટ્ટ નાયકના ભાવકત્વ-વ્યાપાર અને સાધારણીકરણ સાથે બોસાંકેના Art is contemplative અને Art is universalનું અનુસંધાન, અને અભિનવગુપ્તનાં મંતવ્યો પછી રામાદિના વિભાવાદિ અને સ્થાયી સાધારણીભૂત થઈ ભાવકને ગોચરીભૂત થાય છે એ મુદ્દાનું તેઓ પરીક્ષણ આદરે છે. ભાવક બધાં જ પાત્રોના વિભાવાદિ અને સ્થાયી એ બધાના એક મિશ્રીભૂત વ્યાપારનો અનુભવી બને છે એમ જણાવી એ મિશ્રણનો જે આસ્વાદ એ જ આખા નાટકનો આસ્વાદ એમ પ્રસ્થાપિત કરે છે. આ માટે 'શાકુન્તલ' નાટકના પાંચમા અંકમાંથી એમણે આપેલું દૃષ્ટાંત લેખકની સૂઝનું અને મૌલિકતાનું ઉત્તમ નિદર્શન છે. નાટકનાં પાત્રો સામાજિકના આલંબનવિભાવો કેવી રીતે બને છે એ એમણે સોદાહરણ સમજાવ્યું છે, પણ રસની પરિભાષામાં વ્યવસ્થા કરી શકવાની મુશ્કેલી પણ નિર્દેશી છે. 'સામાજિક કાવ્યસૃષ્ટિનાં બધાં પાત્રોમાં ઓતપ્રોત થયા ઉપરાંત તેનાથી દશાંગુલ ઊર્ધ્વ જઈ એક જુદો જ ભાવ અનુભવે છે અને એ ભાવ તે આખી કૃતિનો રસ' એ મુદ્દાને, પુષ્પમાંથી ફોરતી સુવાસ પેઠે, અહીં ફોરતો કર્યો છે. એ પછી સ્થાયી ભાવો અને વ્યભિચારી-ભાવોનો માર્મિક ભેદ, સ્થાયી ભાવને રસનું નામ ન આપવાનું કારણ, 'શાકુંતલ'માં ભયથી નાસતા મૃગવર્ણનમાં ભયાનક નહિ પણ ભાવકપક્ષે જીવનનું આશ્ચર્યવત્ દર્શન, શાકુંતલનું ટાગોરકથિત તપશુદ્ધ પ્રેમનું જીવનદર્શન, મહાન સાહિત્યકૃતિઓનું શાન્ત રસવાળું અંતિમ રહસ્ય, એ મુદ્દાઓનો ખ્યાલ આપી, Art is expression of life એ સૂત્ર સાથે 'આત્મૈવ સ્થાયી'ના સંબંધ-નિર્દેશ દ્વારા આ વિવેચના તત્ત્વજ્ઞાન સાથે ભળી જઈ એક અદ્ભુત અસર ઊભી કરે છે. લેખકની વિષયની પકડ, રજૂઆત, સંકલના, પૂર્વ-પશ્ચિમનાં મંતવ્યોનાં અનુસંધાનો મેળવતી વિશાળ અને ઝીણી સૂઝ, અને અર્થઘટનોમાં પદેપદે દેખાતી મૌલિકતાથી આ સિદ્ધાંતનિરૂપણ આપણે ત્યાં અતિ મૂલ્યવાન બની રહેશે. લેખકની સ્વચ્છ, પ્રવાહી, ગૌરવાન્વિત ગદ્યશૈલી, સમતોલ અભ્યાસનિષ્ઠ ચિંતનનીતરતાં તારણો, તાજગીભર્યાં મૌલિક અર્થઘટનો, વૈચારિક જાગૃતિ અને મંગલ જીવનદૃષ્ટિવાળા આ વિવેચનલેખોથી આ સંગ્રહ દીપ્તિમંત બન્યો છે. આરંભે ચોસઠ પાનાંની

પ્રસ્તાવનામાં શ્રી હીરાબહેન પાઠકે શ્રમ અને ધીરજપૂર્વક સર્વ લેખોનો અભ્યાસપૂર્ણ આલેખ આપ્યો છે, એટલું જ નહિ, પાઠકસાહેબની પૂર્વકાલીન વિચારણા સાથે એનું અનુસંધાન દર્શાવી આપ્યું છે. પ્રસ્તાવના આ સંગ્રહની મૂલ્યવત્તામાં ઉમેરો કરે છે.

## ગુજરાતી કાવ્યપ્રકારો

મુંબઈ યુનિવર્સિટીને ઉપક્રમે શ્રી ડોલરરાય માંકડે આપેલાં ઠક્કર વસનજી માધવજી વ્યાખ્યાનો આ ગ્રંથમાં પ્રસિદ્ધ થયાં છે. ગુજરાતી કાવ્યપ્રકારોનાં વર્ગીકરણ અને તાત્વિક સ્વરૂપ વિશે અહીં વ્યવસ્થિત વિચાર થયો છે અને લેખકના અભ્યાસના ફળરૂપ આ પાંચ વ્યાખ્યાનો આપણે ત્યાં આ વિષયમાં મૂલ્યવાન ઉમેરારૂપ બન્યાં છે. પ્રથમ વ્યાખ્યાનમાં સંસ્કૃતમાં મળતી કાવ્યનાં વર્ગીકરણની વિગતો દ્વારા એની પાછળના સિદ્ધાંતો, પશ્ચિમના સાહિત્યમાં મળતું વર્ગીકરણ અને ગુજરાતીમાં થયેલી ચર્ચા તપાસીને પોતાને અભિમત પુનર્વ્યવસ્થાનો વિચાર કર્યો છે. એમાં ભારતીય અને પાશ્ચાત્ય કાવ્યપ્રકારોના વર્ગીકરણ પાછળના સિદ્ધાંતો તપાસતાં એમને ભારતીય સિદ્ધાંતોને મુકાબલે યુરોપના સિદ્ધાંતો પ્રાથમિક કક્ષાના લાગ્યા છે. યુરોપના પરલક્ષી અને આત્મલક્ષી પ્રકારોને આપણા આજના વિવેચનમાં સ્વીકારી લેવા જણાવ્યું છે, અને કથનાત્મક–વર્ણનાત્મકને શૈલીભેદો કહી ઉપદેશાત્મક પ્રકારને સ્વીકારવાની જરૂર નથી એમ જણાવ્યું છે. ભારતીય સિદ્ધાંતોમાં ભાષાસ્વરૂપ, ભાષાપ્રકાર અને વસ્તુ-મૂળને ખાસ મહત્ત્વ આપવા જેવું નથી એમ કહી કાવ્ય-આકાર અને ઉદ્દીપનના સિદ્ધાંતોમાંથી બીજાની વિગતે તપાસ કરતાં 'લિરિક' વિશે ઠાકોરનો મત અવલોકી, કાવ્યના વિચારપ્રધાન, ઊર્મિપ્રધાન અને અલંકારપ્રધાન પ્રકારોની અહીં ઝીણી આલોચના થઈ છે. એ પછી શ્રી રામનારાયણ પાઠકે સૂચવેલી મહાકાવ્યથી લિરિક સુધીની પદ્ધતિથી જુદા પડી કથાકાવ્ય (એના બે પ્રભેદ–મહાકાવ્ય ને ખંડકાવ્ય) અને લઘુકાવ્ય એવા પ્રભેદો સૂચવ્યા છે. મહાકાવ્ય માટે બધા પુરુષાર્થો અને રસો તથા લઘુકાવ્ય માટે તેમાંથી એક–એક એવા રુદ્રટના મંતવ્યનો આધાર ટાંકી એમણે મહાકાવ્ય અને ખંડકાવ્યનો ભેદ દર્શાવ્યો છે. કથાવસ્તુની દૃષ્ટિએ જેમા માનવસમાજ, વંશ કે માનવવ્યક્તિજીવનના સમગ્ર સ્વરૂપનું નિરૂપણ હોય તેને મહાકાવ્ય, વ્યક્તિજીવનના એક કે વધુ વૃત્તાન્તોનું તથા ચાર પુરુષાર્થમાંથી એકબેનું નિરૂપણ હોય તે ખંડકાવ્ય, અને માનવજીવનની હરકોઈ પરિસ્થિતિ કે ટૂંકો પ્રસંગ જેમાં હોય તે લઘુકાવ્ય એવી નથી વ્યવસ્થા સૂચવી છે, અને કેટલાક અપવાદો પણ સ્વીકાર્યા છે.

બીજા વ્યાખ્યાનમાં પ્રથમ મહાકાવ્યના ભારતીય સિદ્ધાન્તો અને પછી યુરોપીય સિદ્ધાંતો દર્શાવી (પ્રત્યેકને અંતે શિક્ષક-ઢબે તારવણી કરી આપી), ગુજરાતીમાં એને અંગે થયેલ વિવેચનનો આછો ખ્યાલ આપી, વસ્તુ, વર્ણન, શૈલી, વસ્તુગૂંથણી, છન્દો, રસ વગેરેને અનુલક્ષી એમની તુલના કરી છે અને મહાકાવ્યનાં લક્ષણોનો સરસ અને સમુચિત પરિચય કરાવ્યો છે. ભારતીય સિદ્ધાન્તોની થઈ છે એવી માર્મિક આલોચના અહીં યુરોપીય સિદ્ધાન્તોની થઈ નથી, અને કંઈક ઉતાવળે કામ લેવાયું હોય એવી છાપ પડે છે; એ નિરૂપણમાંના 'ગુજરાતી-વિવેચન' વિશે પણ કંઈક એવું જ કહી શકાય. અહીં લેખકનો રામાયણ-મહાભારતની તુલનામાં (પૃ. ૭૬) જોવા મળે છે એવો રસાત્મક અભિગમ આસ્વાદ્ય બની રહે છે. એવાં સ્થાનો આ પુસ્તકમાં વિશેષ નથી એ દુર્ભાગ્યની વાત છે. ચારે પુરુષાર્થોનો એમણે કરેલો સંક્ષિપ્ત અર્થવિસ્તાર (૮૪-૮૬) પણ આ વ્યાખ્યાનનો એક રમ્ય અંશ છે. વ્યાખ્યાનની બંને નોંધો વિચારપ્રેરક છે. ત્રીજા વ્યાખ્યાનમાં રુદ્રટની 'મેઘદૂત'ને લઘુકાવ્ય ગણવાની દૃષ્ટિ અને અભિનવગુપ્તની ખંડકથા અને સકલકથાની ભેદદૃષ્ટિ નોંધી એકાદ પુરુષાર્થ અને ખંડ-જીવનના નિરૂપણવાળા કાવ્યને એમણે ખંડકાવ્ય ગણ્યું છે. આમ કરતાં આખ્યાન નામના વચલા કાવ્યપ્રકારને સ્વીકારવાની એમને જરૂર લાગી નથી, કારણ કે એમની દૃષ્ટિએ મહાકાવ્ય અને ખંડકાવ્ય એ બે મુખ્ય પ્રકારોમાં કથાકાવ્ય-આખ્યાન અંતર્ગત છે અને એ શૈલીભેદની જ નીપજ છે. આ માટે એમણે શૈલીઓનો ઐતિહાસિક ઢબે અભ્યાસ આપ્યો છે અને પ્રબન્ધ, રાસા આદિને અવલોક્યાં છે. એમની વ્યવસ્થા મુજબ 'નળાખ્યાન' જેવાં કેટલાંક આખ્યાનશૈલીનાં મહાકાવ્ય ગણાય, તો 'ઉપાહરણ' જેવાં આખ્યાનશૈલીનાં ખંડકાવ્ય ગણાય, અને શામળની વાર્તાઓ કથાશૈલીનાં ખંડકાવ્યો. 'વસંતવિજય' જેવાં આપણે ત્યાં ખંડકાવ્ય તરીકે ઓળખાતાં (ઉમાશંકરભાઈએ એમને 'કથનોર્મિકાવ્યો કહ્યાં છે) કાવ્યો શ્રી માંકડની વ્યવસ્થા મુજબ લઘુકાવ્યના વર્ગમાં આવે. જોકે લઘુકાવ્યને એમણે પ્રસંગ અને પરિસ્થિતિનિર્ધારિત એમ બે વર્ગમાં વહેંચી પ્રસંગ અને પરિસ્થિતિવિષયક સમજ ચોથા વ્યાખ્યાનમાં આપી છે. ચોથા વ્યાખ્યાનમાં લિરિકની ઐતિહાસિક ક્રમે મીમાંસા કરી છે. જોકે પાશ્ચાત્ય સાહિત્યમાં લિરિકના વિકાસ માટે એમણે ઠાકોરના અવતરણને જ પૂરતું ગણ્યું છે! લિરિક વિશેના ઠાકોર-નરસિંહરાવ- ડ્રિંકવૉટર, ક્લેમેન્ટ વુડ વગેરેના મતની ચર્ચા કરીને એને સ્વતંત્ર કાવ્યપ્રકાર તરીકે ન સ્વીકારવાનું એમનું વલણ સ્પષ્ટ કર્યું છે. મહાકાવ્ય અને ખંડકાવ્ય સિવાયનાં બાકીનાં બધાં કાવ્યોને તેઓ લઘુકાવ્યના પ્રકારનાં ગણે છે અને એનાં લક્ષણો બાંધે છે. વિચાર, ઊર્મિ અને કલ્પનાપ્રધાન એ ઉદ્દીપનદૃષ્ટિએ, આત્મલક્ષી-પરલક્ષી એ આલંબનદૃષ્ટિએ,

ભજન-પરભાતીઓ આદિ વિષયદષ્ટિએ અને મુક્તક-સૉનેટ આદિ કાવ્યરૂપ દૃષ્ટિએ એવા પ્રભેદો કર્યા છે અને પછી એમનાં તાત્ત્વિક સ્વરૂપોને તપાસ્યાં છે. આ માટે પૂર્વસૂરિઓની ચર્ચાથી ભૂમિકા બાંધી એમણે સોદાહરણ તે તે સ્વરૂપને વિલોક્યું છે: સૉનેટને આકાર-વૈચિત્ર્ય કહી કલ્પના-ઊર્મિ અને વિચાર-પ્રધાન સૉનેટોનાં દૃષ્ટાંતો આપ્યાં છે. અન્યોક્તિ કાવ્ય, અપહ્નુતિ કાવ્ય, (પાંચમા વ્યાખ્યાનમાં) પદ, ભજન, પ્યાલો, આગમ, કીરતન, પરભાતીઓ, ગરબી-ગરબા, રાસ-રાસડા અને પ્રકૃતિકાવ્યની એમણે કરેલી આલોચના ઝીણવટભરી અને દૃષ્ટિવંત છે. ખાસ તો, પ્રકૃતિકાવ્યના એમણે દર્શાવેલા ૭ પ્રભેદો એ એમનું મૌલિક અર્પણ ગણાશે.

શ્રી માંકડે સૂચવેલી આ પુનર્વ્યવસ્થા તર્કશુદ્ધ અને વિશદ છે, અને સ્વસ્થતાથી વિચાર કરતાં પોતાને જે સમુચિત લાગ્યું એનું નિર્ભીકપણે અહીં નિરૂપણ કર્યું છે. લેખકની શાસ્ત્રીય, પ્રમાણભૂત અને મૌલિક સ્વચ્છ વિવેચક-દૃષ્ટિનો પ્રકાશ પુસ્તકમાં ઠેર ઠેર પ્રસરેલો છે. ક્યાંક 'વિદગ્ધમતિ વિદ્વાનથી માંડીને કોશ હાંકતા કોશિયા સુધીના તમામ થરોને સંતોષી શકે એવાં કાવ્યો' (પૃ. ૩૮) જેવા ઉદ્‌ગારોમાં રજૂ થયેલી દૃષ્ટિ સ્વીકાર્ય ન બને. પુસ્તકમાં આપેલાં કાવ્યોનાં અવતરણો માટે એમણે પોતાની દૃષ્ટિ અત્યંત સીમિત રાખી છે એવી છાપ પણ પડે છે. પુસ્તકમાં છાપભૂલો ઘણી છે અને ક્યાંક પુનરુક્તિ પણ થઈ છે. જોડણીની (ઉંડી, સામાજીક, ઉર્ધ્વીકરણ, પુરપાર્થ, રૂદ્રટ, ઉલટું, ઉભી, અધુરી, લઘુકાવ્ય, શરુ, જુની, વગેરે) અને અનુસ્વારના ઉપયોગની ભૂલો આવા પુસ્તકમાં તો અવશ્ય ખટકે. 'મહત્ત્વ બહુ જ ઘણું છે' (પૃ. ૭૬)', દરેક સારાં કાવ્યમાં' કે 'દરેક સારાં કાવ્યોમાં' જેવા પ્રયોગો પણ મઠારી લેવાયા હોત તો સારું થાત. એમણે કેટલાંક મહાકાવ્યોને ખંડકાવ્ય તરીકે ને ખંડકાવ્યોને લઘુકાવ્યો તરીકે પોતાની પુનર્વ્યવસ્થા મુજબ ગોઠવી દીધાં છે અને આખ્યાન તથા લિરિક જેવા કાવ્યપ્રકારોનો સમૂળગો છેદ ઉડાડી દીધો છે એ કદાચ કેટલાકને ખટકશે. પરંતુ એ વ્યવસ્થા પાછળ જે નિરામય દૃષ્ટિ છે, પ્રાચીન મંતવ્યોનાં જે નવીન અર્થઘટનો, અર્થવિસ્તારો અને અનુસંધાનોનું અહીં સંકલન થયું છે, વૈચારિક ભૂમિકાની જે ઉન્નતતા અને વ્યાપકતા જોવા મળે છે, એ સર્વથી આપણા આ મૌલિક વિચારકની આ કૃતિ સર્વને અવશ્ય પરિતોષ અર્પશે જ.

**સુવર્ણમેઘ**

શ્રી સુંદરજી બેટાઈના વિવેચન-લેખોનો આ પ્રથમ સંચય છે. લેખકે સંગ્રહને ચાર ખંડોમાં વહેંચ્યો છે. પહેલા ખંડમાં સૉનેટનું સાહિત્યસ્વરૂપ,

ઠાકોર, ગાંધીજી, મેઘાણી જેવા સાહિત્યકારો, ન્હાનાલાલ, મુનશી, મનસુખલાલ જેવાની કૃતિઓ તથા બેંતાલીસનું ગ્રંથસ્થ વાઙ્મય–વિવેચનવિષય અનેલ છે. બીજામાં અર્વાચીન–સમકાલીન કવિતાના પ્રવાહો, કાવ્યમાંની અતંત્રતાનાં નિરીક્ષણો, કવિતામાં ભક્તિ–અધ્યાત્મનું નિરૂપણ અને બેએક કાવ્યના રસાસ્વાદ છે; ત્રીજો ખંડ ચોરો, ગોવર્ધનરામ, નરસિંહરાવ, રામનારાયણનાં મુખ્યત્વે સ્મરણો રજૂ કરે છે અને છેલ્લા ખંડમાં અધ્યાપક બેટાઈનાં મહત્ત્વનાં તારણો રજૂ થયાં છે. આમ, કર્તા, કૃતિ, કાવ્યપ્રકાર અને પ્રવાહદર્શન એ ચાર સાહિત્ય–વિવેચનના અંશો આ વિવેચનલેખોમાં નિરૂપાયા છે. જ્યારે બાકીના બે ખંડો સંસ્મરણાત્મક અને અધ્યાપકીય દૃષ્ટિકોણને રજૂ કરતા–એમાં અલ્પાંશે પુરોગામી ખંડોનું અનુસંધાન છતાં–ગદ્યલેખો છે. શ્રી બેટાઈની સાત્ત્વિક નમ્રતાએ, એટલે જ, આ ગ્રંથને પોતાના 'ગદ્યલખાણોના સંચયરૂપ' ઓળખાવ્યો હશે. હા, એમાં રમણીય ગદ્યના પણ સારા નમૂનાઓ મળે છે. આ સંગ્રહના લેખોનું ગદ્ય સૌષ્ઠવભર્યું, હાવકું અને હરેલ છે. એમાં કવિ બેટાઈનું દર્શન કરાવતા કેટલાક સુભગ ઉન્મેષોનું પણ પ્રગટીકરણ થયું છે. પૃ. ૧૫૪ પરનો 'ભારતવર્ષની વિપુલ વિસ્તાર ને વૈભવશાળી ગિરિમાલાઓ...'થી આરંભાતો તેમ જ પૃ. ૨૫૨ પરનો ચાંદોવિષયક બીજો પરિચ્છેદ જાણે કે ઊર્મિખંડોનો અનુભવ કરાવે છે. લેખકના પ્રિય શબ્દો 'કૌતુક' અને 'લીલા' લાગે છે. અહીં કૌતુકભરી નજરે થયેલું સાહિત્યલીલાનું દર્શન છે, અને એના નિરૂપણમાં સમતોલપણું અને વિવેક છે. લેખકનો અભિગમ, સામાન્ય રીતે, ઐતિહાસિક અને તુલનાત્મક પદ્ધતિનો રહ્યો છે. ઠાકોર વિશે, ગાંધીજી વિશે કે બ્રોકર વિશે વાત કરતાં તેઓ ઐતિહાસિક સંદર્ભને પ્રથમ નિરૂપે છે અને એમાં નવું કશું પ્રદાન ન હોવા છતાં એમની કથનરીતિ એની મનોહરતાને કારણે આકર્ષે છે. ઠાકોર, ગાંધીજી, મેઘાણી, ન્હાનાલાલ વગેરે વિશેના લેખોમાં વિવેચક બેટાઈનું સુભગ દર્શન થાય છે. મેઘાણીવાળા લેખની અંતિમ પંક્તિઓ, પૃ. ૮૮ પર ઠાકોરના અનુવાદ વિશેનું વિધાન, 'સંઘમિત્રા'ની મર્યાદાઓના નિર્દેશો, અને 'અભિસાર'નું અવલોકન એકંદરે એમણે તટસ્થતાપૂર્વક કર્યું છે. બ્રોકરની વાર્તાઓ વિશેના (એ કદાચ ઉપોદ્ઘાત છે તેથી હશે) અવલોકનમાં તુલાનો કાંટો ઊંચોનીચો થઈ ગયેલો પણ લાગે. 'જરના ગ્રંથસ્થ વાઙ્મયની 'અડધે રસ્તે' અને 'દક્ષિણાયન' જેવી કૃતિઓની સમીક્ષા સાચે જ સુંદર છે. બીજા ખંડના લેખોમાં પ્રવાહદર્શન વિશેષ છે, અને લેખકને અર્વાચીન કવિતા કે સમકાલીન કવિતા વિશે ભાગ્યે જ કંઈ નવું કહેવાનું હોય એમ લાગે. પરંતુ પૂર્વસૂરિઓનાં તારણોને એમણે લાઘવથી રૂડી ગદ્યશૈલીમાં રજૂ કર્યાં છે. એમાં રૂપકશૈલી એમને ઠીક સહાયરૂપ

થઈ છે. નવતર પેઢીની કવિતાનાં કેટલાંક લક્ષણો તારવતાં એમણે 'માધુરી' અને 'ચાતુરી' પર વિશેષ ધ્યાન કેન્દ્રિત કર્યું છે. આ અંગે પુનરુક્તિઓ પણ થઈ છે. જુદે જુદે સમયે લખાયેલાં આ લખાણો એકીસાથે અહીં વાંચતાં (અર્વાચીન કે સમકાલીન કવિતા વિશે, હૃદયનેત્ર અને બુદ્ધિનેત્રના નિર્દેશોમાં, કવિતામાં ભક્તિ કે અધ્યાત્મ વગેરે લેખોમાં) આવી પુનરુક્તિઓ આપણને ખટક્યા વિના રહેતી નથી. આ ખંડના પાછલા લેખો નર્યા પંખીદર્શન જેવા છે અને લેખકનો કોઈ શક્તિવિશેષ પ્રગટ કરતા નથી. 'એક રસાસ્વાદ'માં ઉમાશંકર અને બાલમુકુન્દનાં બે કાવ્યોનો ટૂંકો પણ મર્મલક્ષી પરિચય મળે છે એ સંતર્પક ગણી શકાય. 'પનોતો પ્રભાતતારક' 'અમૃતસ્ય પુત્રઃ' થોરોની ટૂંકી પણ લાક્ષણિક સમીક્ષા છે અને 'કલ્યાણબુદ્ધિ કવિ' પણ એના આરંભથી સારી આશા જન્માવે છે. ઠાકોર અને ગોવર્ધનરામના લેખોનાં આકર્ષક શીર્ષકો અને પ્રત્યેકમાં વણેલો નાનકડો પણ રમણીય મુદ્દો આપણને સ્પર્શી જાય છે; પરંતુ એ આરંભબિંદુ જ અંતિમબિંદુ બની જાય છે એટલે થોડીક નિરાશા થાય છે. નરસિંહરાવ અને રામનારાયણનાં ગુણદર્શી પણ વાસ્તવિક અને મર્મલક્ષી સંસ્મરણો સ–રસ રીતે આલેખાયાં છે. 'અધ્યાકીય દૃષ્ટિકોણ'માં 'અનુષ્ટુપ'ની ચર્ચાનો ઉપાડ આકર્ષક રીતે થયો છે.

સમગ્ર રીતે આ સંગ્રહ શ્રી બેટાઈની નિર્મળ સૌંદર્યદૃષ્ટિનો, નીરક્ષીર વિવેકી અભ્યાસદૃષ્ટિનો અને સુસજ્જ અધ્યાપકદૃષ્ટિનો અચ્છો પરિચય કરાવે છે. સંસ્કૃત અવતરણોથી સોહતા પણ કેટલીક વાર તો પશ્ચિમના વિવેચકોનાં ફેશન ખાતર અવતરણો ટાંકવાની આધુનિક રીતિથી મુક્ત, પોતાની આંતરસૂઝથી પ્રમાણિત, રઢિયાળા ગદ્યમાં લખાયેલા આ લેખો, એમાં મહદંશે પંખીદર્શન અને અલ્પાંશે મૂલગામી વિવેચન હોવા છતાં, ક્યાંક ક્યાંક પુનરુક્તિઓ અને નિજી પકડાઈ જતી લાક્ષણિક લઢણો છતાં, વાંચવા ગમે એવા છે. એમાંના કેટલાકનું તો અભ્યાસીઓ લાંબા સમય સુધી સ્મરણ કરશે.

## સાવિત્રીગુંજન (ગ્રંથ પહેલો)

શ્રી અરવિંદના મહાકાવ્ય 'સાવિત્રી'નાં પર્વ ૧, ૩, ૪ અને ૫નું એના અભ્યાસી શ્રી અંબાલાલ પુરાણીએ તૈયાર કરેલું આ ગુંજન છે. આ વિષય પર અંગ્રેજીમાં એમણે 'સ્ટડી એન્ડ એપ્રોચ' એ પુસ્તક લખ્યું છે. ગુજરાતમાં એ સુખ્યાત કૃતિની સમજૂતી આપવાનો આ ધીરગંભીર અને પ્રશસ્ય પ્રયત્ન છે. 'સાવિત્રી'ની કથા મહાભારતના આરણ્યક પર્વમાં ૨૪૮મા અધ્યાયથી આરંભાય છે. મૂળની એ કથા આ મહાકાવ્યમાં લેવામાં આવી છે, પરંતુ શ્રી અરવિંદે

એ કથાનું એક જીવંત પ્રતીકમાં રૂપાંતર કર્યું છે. એમાં જગતની ઉત્પત્તિ વિશે, સાવિત્રીના પિતા અશ્વપતિના પાત્ર વિશે અનુભવની નવી જ ભૂમિકા રજૂ થઈ છે. પરિણામે એ એક રાજાને બદલે અહીં દિવ્ય સત્ત્વ તરીકે જોવા મળે છે. એની ભિન્ન ભિન્ન વિશ્વોની–સ્થૂલથી આરંભી વિશ્વચેતના સુધીની–યાત્રાઓ, આદ્યાશક્તિ સમક્ષ એણે રજૂ કરેલી સમગ્ર માનવજાતિની દર્દભરી આરજૂ, સહાય માટેની યાચના અને અવતાર માટેની પ્રાર્થના અહીં વર્ણવાઈ છે. તો સાવિત્રી પણ રાજપુત્રીને બદલે મહાશક્તિના આવિર્ભાવરૂપે અહીં દર્શન દે છે. એના શૈશવકાળ, શિક્ષણ અને વિકાસનું, એના પિતાને થતા સાવિત્રીની દિવ્યતાના અનુભવનું અને પિતાના સૂચન મુજબ જીવનના સાથીની શોધમાં યાત્રાએ નીકળતાં સત્યવાનની પસંદગી કરી એ પાછી ફરે છે એ સર્વનું મનોરમ ચિત્રણ અહીં આપેલાં પર્વોમાં થયું છે. મૂળ મહાભારતની એ લઘુકથા શ્રી અરવિંદે બાર પર્વો–પચ્ચીસ હજાર પંક્તિઓ–માં પ્રતીકાત્મક સ્વરૂપે રજૂ કરી છે. એમાંથી શ્રી પુરાણીએ ચાર પર્વોની કથા અહીં આપી છે. એમાં ત્રીજા પર્વના ચોથા સિવાયના સર્ગો સારરૂપે અને બાકીનાં પર્વોનું વિગતસભર નિરૂપણ છે. બીજું પર્વ અહીં શા માટે નહિ આપવામાં આવ્યું હોય? લેખક મૂળ કૃતિનાં દર્શન –ચિંતનને સહજ રીતે અહીં રજૂ કરી શક્યા છે. લેખકના ધીરગંભીર ગદ્યમાં મૂળના ભાવ એકંદરે અસરકારક રીતે ઝિલાયા છે.

આરંભનાં વીસેક પાનામાં શ્રી પુરાણીએ પોતાના 'પ્રવેશક'માં શ્રી અરવિંદની પ્રતીક–યોજના, મૂળ કથામાં પોતાના સર્જનને અનુરૂપ કરેલા ફેરફારો, સાવિત્રીનું પાત્રનિરૂપણ, અશ્વપતિનો યોગ અને આ મહાકાવ્યનો મર્મ સંક્ષેપમાં પણ સારી રીતે સમજાવ્યાં છે. એમાં સાવિત્રી સિવાયનાં પાત્રો વિશે લખવાનું કેમ ટાળ્યું હશે? લેખકનાં કેટલાંક વાક્યો અતિશય લાંબાં છે અને અર્થગ્રહણમાં નડતરરૂપ બને છે. ક્યાંક શબ્દપ્રયોગોમાં ચોકસાઈનો અભાવ છે, અને જોડણીદોષો અને અનુસ્વારદોષો પણ રહી જવા પામ્યા છે. ગુજરાતીમાં 'સાવિત્રી' જેવી કૃતિને સન્નિષ્ઠપણે સમજાવવા માટે આપણે એમના કૃતજ્ઞી રહીશું.

### સાહિત્યનો સ્વાધ્યાય (પૂર્વાર્ધ)

૧૯૬૩માં પ્રગટ થયેલો આ ગ્રંથ આ વિષયમાં આ પ્રકારનો પ્રથમ ગ્રંથ છે. વિવેચનસિદ્ધાન્તોની સદૃષ્ટાંત ચર્ચા કરતો સળંગ ગ્રંથ આપણે ત્યાં ઉપલબ્ધ નથી એ મોટી કમનસીબી છે. એ ઊણપ દૂર કરવા આપણા લબ્ધપ્રતિષ્ઠ વિવેચક શ્રી વિશ્વનાથ મ. ભટ્ટે, હડસનના 'ઇન્ટ્રોડક્શન ટુ

ધી સ્ટડી ઑફ લિટરેચર'ને આધારે, સાહિત્યવિવેચનના સિદ્ધાન્તોનું નિરૂપણ કરતો આ ગ્રંથ રચ્યો છે. એના પ્રકાશન અંગેની ઘટનાનો દુઃખદ ઇતિહાસ લેખકે 'નિવેદન' અને 'અનુલેખ'માં આપ્યો છે. આપણા પ્રકાશકો માટે એ એક કડવું પ્રકરણ ગણાશે. ગુજ૦ વ૦ સોસાયટી(વિદ્યાસભા)એ લેખકને સોંપેલું આ કાર્ય એમણે નિષ્ઠાપૂર્વક પૂરું કર્યું અને અન્ય પ્રકાશકે એ આટલાં વર્ષો પછી પણ મુદ્રિત કર્યું એ બે બિન્દુઓની વચ્ચે અનેક પ્રવાહો વહી ગયા છે!

આ ગ્રંથ મુખ્ય ત્રણ અધ્યાયોમાં વહેંચાયેલો છે: વ્યક્તિલક્ષી સ્વાધ્યાય, ઇતિહાસલક્ષી સ્વાધ્યાય અને પદ્યકવિતા. હડસને જગતના પ્રૌઢ અને પ્રતિષ્ઠિત વિવેચકોના સિદ્ધાંતો નિરૂપ્યા છે; આ લેખકે સાહિત્યના સામાન્ય વાચકને કેન્દ્રમાં રાખીને સાહિત્યના સિદ્ધાંતો તથા કાવ્ય–નાટકાદિ સાહિત્યપ્રકારો સ્વાધ્યાય-પદ્ધતિએ શીખવવાનો આશય રાખ્યો છે. સિદ્ધાંતવિભાગ નિરૂપતી વખતે પારકા વિચારોને અનુરૂપ અવતરણો અને ગુજરાતી સાહિત્યનાં ઉદાહરણો આપીને સાહિત્યના વાચકોને એમણે ઉપયોગી માર્ગદર્શન આપ્યું છે. એટલે આ ગ્રન્થ એ કેવળ અનુવાદ નથી કે હડસનની કૃતિનો સંક્ષેપ પણ નથી. લેખકે આને 'દ્વિરંગી ધૂપ-છાંવશૈલીનો' ગ્રન્થ કહ્યો છે એ સમુચિત જ છે.

પહેલા અધ્યાયમાં સાહિત્યનું સ્વરૂપ અને એનાં ઘટકતત્ત્વોની વિશદ રજૂઆત છે, સાહિત્ય અને શીલના સંબંધની ચર્ચા છે, સાહિત્યના સ્વાધ્યાયની વિવિધ પદ્ધતિઓનો પરિચય છે તથા શીલ–શૈલીના મુદ્દાની ચર્ચા છે. અહીં, ખાસ કરીને, શીલ–શૈલીની એમણે કરેલી ચર્ચા સર્વમાન્ય ન પણ બને, અને એ વિશે મતભેદ રહેવાના. બીજા અધ્યાયમાં સાહિત્ય અને યુગલક્ષણો, સામાજિક દૃષ્ટિએ સાહિત્યનું મહત્ત્વ, અંગ્રેજી–સંસ્કૃતની આપણા સાહિત્ય પર અસર, શૈલી પર યુગબળોની અસર, અર્વાચીનોનું સાહિત્યઋણ વગેરે મુદ્દાઓનું ઝીણવટભર્યું અવલોકન છે. લેખકે ગુજરાતી સાહિત્યની પીઠિકામાં આ સર્વ મુદ્દાઓ વ્યવસ્થિત રીતે અવલોક્યા છે; પરંતુ 'સાહિત્યઋણ' જેવા મુદ્દાની ચર્ચા અકારણ વધારે પડતી લંબાઈ ગઈ લાગે છે. ત્રીજો અધ્યાય આ ગ્રંથનો લાંબામાં લાંબો અધ્યાય છે. એમાં કવિતાની સમજ આપવા સંસ્કૃત, અંગ્રેજી અને ગુજરાતીમાં અપાયેલી કાવ્યની વ્યાખ્યાઓ રજૂ કરી, ચર્ચી એનાં ઘટકતત્ત્વો નિરૂપ્યાં છે. 'કવિતા એટલે જીવનનું ઊર્મિયુક્ત અને કલ્પનાત્મક નિરૂપણ કે વિવરણ' એ સાદી સમજ સાથે એમણે કવિતાનો સ્વાધ્યાય આરંભ્યો છે. એ પછી કાવ્ય છન્દ (જેની ચર્ચા પણ ઘણી લાંબી છે), કવિ[illegible] ...ાન, કાવ્યાત્મ[illegible] કવિતામાં વાસ્તવિકતા, અસંભવ દોષ, અસત્ય[illegible] ...તન અને

કવિતાની પ્રાથમિક વ્યાખ્યા પછી કવિતાની અંતિમ કસોટી તરીકે જીવનના અર્થદર્શનની સદૃષ્ટાંત–સવિગત રજૂઆત કરી છે. એ પછી આત્મલક્ષી કવિતામાં ઊર્મિકાવ્ય અને એના પેટાપ્રકારો, પરલક્ષી કવિતાનાં કથાગીત, મહાકાવ્ય, આખ્યાન વગેરે પ્રકારો, પૂર્વસૂરિઓની ચર્ચાને આધારે એમણે સમજાવ્યા છે. અહીં એમનું કશું મૌલિક પ્રતિપાદન નથી કે એમને આ વિશે નવું કશું કહેવાનું નથી. ઊલટું, પ્રેમાનંદનાં આખ્યાનો, શામળની વાર્તાઓ, ન્હાનાલાલનું 'વસન્તોત્સવ' જેવી કૃતિઓને એમણે આખ્યાનોના વર્ગમાં મૂકીને ગૂંચવાડો ઊભો કર્યો છે. એની પછી પિંગળ–છંદોરચનાની સરળ સમજ આપી છે અને કવિતા–સ્વાધ્યાયની વિવિધ યોજનાઓનો પરિચય આપ્યો છે. અંતે આપેલા પરિશિષ્ટમાં કવિતામાં પ્રકૃતિનિરૂપણના વિવિધ પ્રકારોનો પચાસેક પાનાંમાં દૃષ્ટાંતો આપીને અત્યંત વિગતે પરિચય કરાવ્યો છે.

આ રીતે, આ ગ્રંથ, મહાવિદ્યાલયના વિદ્યાર્થીઓને, સાહિત્યરસિકોને સારા સંદર્ભગ્રંથની ગરજ સારે છે. એની રચના પાછળ લેખકે ઘણો ઉદ્યમ કર્યો છે અને સંસ્કૃત–અંગ્રેજી સાહિત્યના લેખકના વિશાળ પરિશીલનનો એ પરિચય આપે છે. ક્યાંક, આગળ નિર્દેશ્યું છે એ રીતે, અમુક મુદ્દાઓમાં વિસ્તાર વધી જતાં પ્રમાણભાન રહ્યું નથી; ક્યાંક,–જેમ કે, કલા ખાતર કલાની ચર્ચામાં–લેખક તારસ્વરે બોલતા સંભળાય છે. સાહિત્યપ્રકારોની ચર્ચા પણ સંતોષપ્રદ નથી. તેમ છતાં, લેખકે પોતાનાં મંતવ્યો નીડરતાથી રજૂ કર્યાં છે. સંસ્કૃત અને અંગ્રેજીમાંથી અવતરણો ટાંકી અને ગુજરાતીમાંથી સંખ્યાબંધ દૃષ્ટાંતો આપી મુદ્દાને સ્પષ્ટ રીતે રજૂ કર્યા છે. નર્મદયુગ અને પંડિતયુગ લેખકની નજર સમક્ષ વિશેષ રહ્યા છે, અને એ સમજી શકાય એવું છે. સમગ્ર સાહિત્યને વ્યાપક સંદર્ભમાં વિલોકીને એમણે ખંતપૂર્વક આ ગ્રંથ રચ્યો છે. એના અભ્યાસીઓને એ અત્યંત ઉપયોગી નીવડશે, અને આ પ્રકારનો અન્ય વ્યવસ્થિત ગ્રંથ રચાય ત્યાં સુધી તો એ અવશ્ય એક સંદર્ભગ્રંથ તરીકે સહુનો આવકાર પામશે.

## શેક્સ્પિયર

આ પુસ્તિકામાં શ્રી ઉમાશંકર જોશીએ, જગતના ઉત્તમોત્તમ નાટ્યકવિ શેક્સ્પિયરનો, એની જન્મ-શતાબ્દી ટાણે, માર્મિક પરિચય કરાવ્યો છે. બ્રિટિશ પ્રજાની મહાનતાનો નિર્દેશ કરી, વચમાં આ યુગાત્મા – વિશ્વકવિનાં નાટકો બેકન વગેરેને નામે ચડાવવાના થયેલ પ્રયત્નનો ઉલ્લેખ અને જુદી ઇબારતથી એને નાપાયાદાર ઠેરવી, લેખક, એનાં જન્મ, અભ્યાસ અને જીવનની અન્ય હકીકતોનો ક્રમિક પરિચય કરાવે છે. સિદ્ધિને ઉંબરે પહોંચેલા શેક્સ્પિયરની સર્વસ્પર્શી

પ્રતિભાની ભૂમિકા સંક્ષેપમાં પણ સઘનતાથી આલેખાઈ છે. શેક્સ્પિયરના કવિહૃદયની અનર્ગળ પ્રીતિ-ભક્તિને અભિવ્યક્ત કરતી એની સૉનેટમાળાનો અને એ યુગની રંગભૂમિનો પરિચય આપી લેખક એનાં મનભર–મનહર સ્ત્રીપાત્રો, રંગભૂમિના પ્રશ્નોનો એનો સ્વાનુભવ, એની અમોઘ નાટ્યકલાને સરસ રીતે ઉઠાવ આપે છે. એનાં ઐતિહાસિક નાટકો દ્વારા અંગ્રેજ પ્રજાને એણે પાયેલો રાષ્ટ્રપ્રેમ, રાજકારણના પ્રશ્નોની એની ઝીણી ઊંડી સમજણ, સુખાન્ત નાટકોમાં જોવા મળતો જીવનનો સમુલ્લાસ, અને સર્વોત્તમ સિદ્ધિ સમાં કરુણાન્ત નાટકો અને એમાંયે શાયલૉક જેવા પાત્રનું નિરૂપણ લેખક અત્યંત કુશળતાથી દર્શાવતા જાય છે. ટ્રેજેડીના સ્વરૂપની એક જ પાનામાં કરાવાયેલી ઝાંખી અત્યંત માર્મિક છે, અને એ પછી ઑથેલો, રાજા લિયર, મૅકબેથ, હેમ્લેટ અને ઝંઝાવાત જેવી એની શ્રેષ્ઠ નાટ્યકૃતિઓનો પણ એવો જ રસલક્ષી અને મર્મલક્ષી પરિચય અત્યંત સંક્ષેપમાં આપવામાં આવ્યો છે.

આ પરિચય-પુસ્તિકામાં કવિ-વિવેચક ઉમાશંકરનું આપણને મનોરમ દર્શન થાય છે. ત્રીસ પાનાંમાં એમણે શેક્સ્પિયરના જીવનની મુખ્ય મુખ્ય હકીકતો અને એની સર્જનકલાની ઉત્તમોત્તમ સિદ્ધિઓ અને લાક્ષણિકતાઓનો એવો મર્મગામી પરિચય કરાવ્યો છે કે શેક્સ્પિયર આપણા મનમાં રમતો થઈ જાય. શેક્સ્પિયરની કેટલીક પંક્તિઓ કેવી પ્રસાદભરી રીતે એમણે ગુજરાતીમાં અવતારી છે! બધી પરિચય-પુસ્તકાઓ આ કોટિની મળતી હોય તો?

### કાવ્ય વિશે કંઈક

પ્રા. સોમાભાઈ પટેલે આ પુસ્તિકામાં કાવ્યની સરળ સમજ આપવા સંનિષ્ઠ પ્રયત્ન કર્યો છે. કાવ્યને સમજવા ઉત્કૃષ્ટ કોટિનાં કાવ્યોના રસાસ્વાદ પર એમણે ઉચિત રીતે ભાર મૂક્યો છે. કાવ્યને વ્યાખ્યામાં જકડી શકાય એવું નથી–એ અવ્યાખ્યેય છે, એટલે એને ચોતરફથી સમજવાને પ્રયત્ન કરવો જોઈ એ. શ્રી પટેલે અહીં કાવ્યનાં લયતત્ત્વ, છંદ, અલંકાર, વિષય, વિચાર, લાગણી, કલ્પના સત્ય, ધ્વનિ, શબ્દમૂલ્ય જેવાં અંગોને ઉદાહરણો સાથે સમજાવ્યાં છે. એ માટે મુખ્યત્વે એમણે પૂર્વ અને પશ્ચિમના કાવ્યશાસ્ત્રીઓની વિચારણાનો આધાર લીધો છે. ગુજરાતી કવિતાસાહિત્યમાંથી કેટલાંક ઉત્તમ કાવ્યોનાં ઉદાહરણો દ્વારા આ સર્વ અંગોનો પરિચય આપવાનો એમનો પ્રયત્ન છે. મમ્મટ, રમણભાઈ, આનંદશંકર, વર્સ્ફોલ્ડ, એબરક્રોમ્બી, શેલી, વર્ડ્ઝવર્થ જેવા વિદ્વાનોનાં આ વિશેનાં મંતવ્યોને એમણે ઉપયોગમાં લીધાં છે. સુંદરમની કાવ્યસાધનાના અનુભવને ટાંકીને એમણે કાવ્યની રહસ્યમયતાનો ખ્યાલ સારી રીતે આપ્યો છે અને ઉપર નોંધેલાં લક્ષણોના

સરવાળાથી કાવ્ય બનતું નથી, તેમ જ કાવ્યમાં રસનું સ્થાન સર્વોચ્ચ છે એમ બતાવ્યું છે. આ રીતે આ પરિચય એ આ વિશેના વિદ્વાનોની વિચારણાનું સંકલન બને છે. અભિવ્યક્તિ અને પ્રત્યાયનના મુદ્દાને પણ સ્પર્શવા જેવો હતો. કેટલાંક વિધાનો ચોકસાઈપૂર્વક થયાં નથી. પહેલે જ પાને 'તમારી દલીલ સચોટ છે' એમ કહી તરત જ 'સાવ નકારી શકાય તેવી તો નથી જ'–એ વાક્ય આવે છે! 'કવિતામાં પણ ગદ્યાળુતા સંભવી શકે છે' (પૃ. ૭)–તો પછી એ કવિતા શાની? પદ્ય–ગદ્યની વાત કરતાં ગદ્યલય વિસરાઈ ગયો લાગે છે. કાવ્ય–અલંકારની ચર્ચામાં ઉદાહરણ લઈને વાત કરી હોત તો વધુ સ્પષ્ટતા કરી શક્યા હોત. 'લાગણીપ્રધાન કાવ્યને આપણે ઊર્મિકાવ્ય કહી શકીએ'–એ વિધાન પણ બરાબર નથી. ઊર્મિકાવ્ય વિચારપ્રધાન–કલ્પનાપ્રધાન...હોઈ શકે છે. કાવ્યાસ્વાદના અધિકારની વાત પૃ. ૪ અને પૃ. ૨૮ એમ બે વાર આવે છે! પૂર્વગ્રહો અને એ પછીના મુદ્દાઓ આરંભે જ વણી લીધા હોત તો સારું થાત. થોડીક પુનરુક્તિઓ અને થોડીક છાપભૂલો (ઉદાહરણો અને લખાણમાં) સહેલાઈથી ટાળી શકાઈ હોત.

આ પરિચય–પુસ્તિકામાં લેખક ઠીક ઠીક વિચારસંભાર ભરીને સામાન્ય વાચકોને કાવ્યનું સાચું દિગ્દર્શન કરાવવામાં એકંદરે સફળ થયા છે.

## કવિતા ૧૦ (વિશેષાંક)

અમદાવાદની બુધવાર–કવિતાસભા નિયોજિત પ્રથમ કવિતા-સત્રના ઉપલક્ષ્યમાં પ્રગટ થયેલો આ ખાસ અંક બહિરંગે અને અંતરંગે વિશિષ્ટ છે. ૧૯૩૨ના અરસામાં શરૂ થયેલી 'બુધ–કાવ્યસભા' ત્રીસ વરસ સુધી સતત ચાલી એનો યશ શ્રી બચુભાઈ રાવતને છે. ત્રણ દાયકા પછી ઈ. ૧૯૬૨માં એણે ગુજરાતના કવિ–પરિવારને અમદાવાદ નિમંત્ર્યો–પ્રથમ કવિતા-યોજ્યું–એ ઘટના આપણા સાહિત્ય–ઇતિહાસમાં નોંધપાત્ર ગણાશે. ત્રણ દિવસ સુધી મળેલા એ સત્રમાં 'ગુજરાતી કવિતામાં ઉપમા'. 'આધુનિક ભારતીય કવિતા', 'આધુનિક વિશ્વ કવિતા', 'આધુનિક ગુજરાતી કવિતાનાં વલણો' એ વિષયો પર જે નિબંધો વંચાયા અને ચર્ચાઓ થઈ એમાંથી જેમણે લખીને મોકલ્યું તે આ વિશેષાંકમાં પ્રગટ થયું છે. કવિતા–સત્રનું ઉદ્ઘાટન કરતાં કરેલા મંગલ પ્રવચન પરથી લખેલો શ્રી ઉમાશંકર જોશીનો 'બીજી ત્રીશી'વાળો લઘુ લેખ એક પેઢી જેટલા સમયમાં ગુજરાતી રચનામાં જોવા મળતા ત્રણ વળાંકોની માર્મિક સમીક્ષા કરી, દેખાઈ રહેલા ચોથા નવા વળાંકનો પણ નિર્દેશ કરે છે. શ્રી સુન્દરમે જુદા જુદા સર્જકના હાથમાં છંદ કેવું જુદું જુદું રૂપ લે છે તેની અને શ્રી

રામપ્રસાદ બક્ષીએ ગુજરાતી કવિતાએ છંદ-પદ્યરચનાપ્રકારના વિષયમાં જે દીર્ઘ યાત્રા કરી છે તેની આલોચના કરી છે.

'ગુજરાતી કવિતામાં ઉપમા' એ શીર્ષક નીચે નરસિંહ-મીરાં, ભાલણ, અખો, પ્રેમાનંદ, કાન્ત, કલાપી, મેઘાણી અને દલપત-નર્મદ-એટલા કવિઓની કવિતામાંની ઉપમા વિશે વિવિધ વિદ્વાનોએ નવ લેખો લખ્યા છે. એમાંના ઘણાખરા લેખો અભ્યાસનિષ્ઠ છે. એ લેખો એક સાથે વાંચતાં જાણે ઘણાખરા કવિઓએ ઉપમાને મુકાબલે રૂપક-ઉત્પ્રેક્ષા પ્રત્યે વિશેષ મમત્વ દાખવ્યું હોય એવી છાપ પડે છે. આ ચર્ચામાં ઉપમાની ચર્ચા કરતાં એમાં દૃષ્ટાંત અને પ્રતિવસ્તૂપમા જેવા અલંકારોની પણ ભેળસેળ થઈ ગઈ છે, તેમ છતાં આ લેખમાળા આ વિષયના અભ્યાસનો એક સારો આલેખ બની રહે છે. કવિતાસત્ર વખતે ન મળ્યા હોય તોપણ પાછળથી બાકીના મહત્ત્વના કવિઓ વિશે અધિકારીઓ પાસે લખાવીને આ માળા પૂરી કરી શકાઈ હોત તો ઘણો લાભ થાત. શ્રી રામપ્રસાદ શુક્લનો 'ઉપમા'વાળો સુંદર લેખ આ માળાને આરંભે છાપવા જેવો હતો.

'કાવ્યમાં ઇમેઇજ' (શ્રી રામપ્રસાદ શુક્લ) અને 'ગુજરાતી કવિતામાં પ્રતિરૂપો' (શ્રી જયંત પાઠક)-એ બંને લેખો આ વિશેષાંકમાં ઉપયોગી ઉમેરણો છે. પહેલા લેખમાં 'ઇમેજની સંહતિ વડે મહાન કવિતાનું નિર્માણ' કેવી રીતે થાય છે એ સ-રસ રીતે આલેખાયું છે. આધુનિક નવીનતમ ગુજરાતી કવિતાનાં વલણો શ્રી રામપ્રસાદ બક્ષીએ અભ્યાસપૂર્વક તારવી આપ્યાં છે. શ્રી વિજયરાય વૈદ્યનું એ વિષય પરનું સમાપન એટલું તર્પતું નથી. 'આજકી હિન્દી કવિતા'માં શ્રી રામદરશ મિશ્રે હિન્દીની 'નયી કવિતા'નો આલોચનાત્મક પરિચય કરાવ્યો છે, તો સમકાલીન મરાઠી કવિતાનાં મહત્ત્વનાં ચાર વલણોને શ્રી માધવ અચવલે અસંત વિશદતાથી ઉપસાવી આપ્યા છે. અંગ્રેજીમાં લખાયેલો આ લઘુ લેખ આ પ્રકારના લેખો લખનારા માટે આદર્શરૂપ બની રહે એવો છે. શ્રી નિરંજન ભગતનો સ્પૅનિશ કવિ યોર્ઝ ઝીલેં પરનો અને શ્રી હસમુખ પાઠકનો એલિયટના 'ફોર ક્વાર્ટેટ્સ : પ્રથમ પરિચય' એ લેખો આ સત્રના યોજકોની વ્યાપક દૃષ્ટિનો અને લેખકોની ઝીણી નજરનો અચ્છો પરિચય આપે છે. આ સર્વ લેખો દ્વારા ગુજરાતી ગદ્યની વિવિધ લઢણો-ભાષાભંગિઓનો અને એની વિવિધ અભિવ્યક્તિની છટાઓનો મનોહારી પરિચય થાય છે. લેખોની છપામણીમાં ક્યાંક દેખાતો ક્રમભંગ લેખો મોડા-વહેલા આવ્યા હશે એ કારણે જ હશે. 'કાવ્ય અને વિવેચન' વિશેની અંગ્રેજીમાં લખાયેલી શ્રી વિષ્ણુપ્રસાદ ત્રિવેદીની અઢી ડઝન પંક્તિઓથી આ અભ્યાસ-અંકનું સમુચિત ઉદ્ઘાટન થયું છે, અને

શ્રી યશવંતભાઈ શુકલના એવા જ સમારોપથી એનો ઉપસંહાર થયો છે. યોજકોને અભિનંદન.

## શ્રી વિદ્યાબહેન સ્મારક વ્યાખ્યાનો

શ્રી વિદ્યાબહેન નીલકંઠ વ્યાખ્યાનમાળાનાં ચાર વિદ્વાનોનાં ગ્રંથસ્થ થયેલાં પાંચ વ્યાખ્યાનોમાં ભાષા–સાહિત્ય–શિક્ષણ–અર્થ–ધર્મ–તત્ત્વજ્ઞાન એ વિષયોને આવરી લેવાયા છે. પ્રથમ વ્યાખ્યાનમાં પંડિત સુખલાલજીએ 'ગુજરાતી ભાષાની શક્તિ અને એ દ્વારા કરવાનાં કામો'ની ટૂંકી સમીક્ષા કરી છે. સાત પાનાંનું એ વ્યાખ્યાન મુખ્યત્વે ગુજરાતી ભાષાની ક્ષમતાનો નિર્દેશ કરે છે, અને પંડિતજીના વ્યાપકઉદાર દૃષ્ટિબિંદુનો ખ્યાલ આપે છે. પરંતુ એમણે વિચારદારિદ્રને બદલે ભાષા પર વધુ ભાર મૂક્યો છે એ ખટકે છે. વ્યાખ્યાનમાં કોઈ નવું દૃષ્ટિબિંદુ મળતું નથી. પછીનાં બે વ્યાખ્યાન કાકાસાહેબ કાલેલકરનાં 'ચિંતન અને પુરુષાર્થમાં સમન્વય' અને 'સાહિત્યમાં સાર્વભૌમ નવજીવન' એ વિશેનાં છે. પહેલા વ્યાખ્યાનમાં વંશ, ધર્મ, વર્ણ, વર્ગ વગેરે ભેદોને ગૌણ કરી માનવતાની સાર્વભૌમ ઉપાસનાનો આરંભ કરવા અને ચિંતન તથા પુરુષાર્થ પરસ્પર પોષક થવાં જોઈએ એમ સૂચવ્યું છે. દુનિયાના દરબારમાં આપણું સ્થાન લેવા કઈ કઈ દિશામાં આપણું ચિંતન ચાલવું જોઈએ એની આછી રૂપરેખા એમણે અહીં આપી છે. તો બીજા વ્યાખ્યાનમાં સાહિત્યની અભિવૃદ્ધિ કેમ સધાય અને સાહિત્યમાં સાર્વભૌમ નવજીવન સ્થાપવા 'આદાન-પ્રદાનમાંથી ઉત્પન્ન થતી સંસ્કૃતિની ઓતપ્રોતતામાં આજે મદદ કરી રહેલી 'બે સામાન્ય ભાષાઓ–અંગ્રેજી અને હિંદી'ને ગણાવી અંગ્રેજીનો જ્ઞાનરાશિ હિંદીમાં ઉતારવા સૂચન કર્યું છે, અને જ્ઞાનના ક્ષેત્રમાં દેશની વિવિધ ભાષાઓના અવિભક્ત કુટુંબના લાભ રજૂ કર્યાં છે. સાહિત્ય– તત્ત્વજ્ઞાન–જીવનને વણી લેતા એમના વિચારોમાં, ક્યાંક સંમત ન થઈએ તો પણ, તાઝગીનો અનુભવ થાય છે. શ્રી ગગનવિહારી મહેતાએ 'આર્થિક મૂલ્યો'ની ચર્ચા કરતાં આર્થિક મનુષ્ય, આર્થિક સ્વતંત્રતા, આયોજન, વર્ગવિગ્રહ જેવા મુદ્દાઓને આવરીને આપણી ભૂમિમાં આપણી આબોહવાને અનુરૂપ જનકલ્યાણ કેમ સાધવું એની ચિકિત્સા, થોડીક સાહિત્યિક છાંટ સાથે, કરી છે. છેલ્લા વ્યાખ્યાનમાં પ્રો. ફીરોઝ દાવરે 'જીવનમાં શ્રદ્ધાનું સ્થાન' એ વિશે–શ્રદ્ધા અને માન્યતા, શ્રદ્ધાનું ઉદ્ભવસ્થાન, તેનાં લક્ષણો–પ્રકારો, શ્રદ્ધા અને બુદ્ધિ અને તેમનો સમન્વય, વગેરે વિશે ઝીણવટભર્યું અવલોકન કરી જે. બી. પ્રેટના શ્રદ્ધાના ચાર પ્રકારોનું સરસ વિવરણ કર્યું છે. બધાં વ્યાખ્યાનો વિચારપ્રેરક છે.

## અદ્યતન સોવિયેત સાહિત્ય

રશિયન સાહિત્યનો 'પરિચય–આસ્વાદ' કરાવવાના પ્રયાસરૂપે સંપાદક શ્રી ભોગીલાલ ગાંધીએ આ પુસ્તકમાં એલેક્ઝાંદર સોલ્ઝેનિત્સિનની શ્રી રમણલાલ પાઠક અનુવાદિત 'માત્રિયોનાનું ઘર,' ટિબોર ડેરીની શ્રીમતી સરલા જગમોહન અનુવાદિત 'જન્મદિને', યુરી કાઝાકોવની શ્રી અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ અનુવાદિત 'આદમ અને ઈવ' તથા વ્લાદિમિર પોલ્યાકોવની શ્રીમતી સુભદ્રા ગાંધી અનુવાદિત 'એક વાર્તાની વાર્તા'–એમ ચાર વાર્તાઓ અહીં આપી છે; ઉપરાંત, વોઝને-સેન્સ્કી, યુજેની વિનોકુરોવ, એવતુશેન્કોનાં સર્વશ્રી રાધેશ્યામ શર્મા, રતિલાલ દવે, જયંત પાઠક અને ભોગીલાલ ગાંધી અનુવાદિત ૭ કાવ્યો છે. આ સાહિત્ય દ્વારા રશિયન પ્રજાનાં મંથનો અને સંવેદનોનો આછો પરિચય મળે છે. 'પાનખર' કાવ્યનો કવિ કહે છે :

> 'હું
> બરફ અને પવિત્ર પૂર્વજો વચ્ચે, રશિયામાં,
> રહું છું...'

બીજો એક કવિ કહે છે:

> 'હે મારાં રુસી લોક!
> હું તમને ઓળખું છું
> –તમે તો સ્વભાવે આંતરરાષ્ટ્રીય છો.
> ભૂંડા ભ્રષ્ટ હાથો તમારાં સ્વચ્છ નામને બટ્ટો લગાડે છે.'

પરંતુ આટલાં ઓછાં કાવ્યો અને વાર્તાઓથી સોવિયેત સાહિત્યનો અભ્યાસ કરનારની ઇચ્છા ભાગ્યે જ સંતૃપ્ત થાય. તેમ છતાં એક વાર્તાનું પાત્ર માત્રિયોના કહે છે તેમ, 'નહિ જાણનારા જૂઠી સાક્ષી આપે છે ને જાણનારા મોં સીવી લે છે'–એવી પરિસ્થિતિનો આ કૃતિઓ સાહિત્યકીય પરિચય તો અવશ્ય આપે છે.

'ક્રુશ્ચોવ–યુગની સાહિત્યિક સમસ્યા' સમજાવતા લેખમાં અને 'સોવિયેત સાહિત્યના પ્રવાહો'નો ઇતિહાસલક્ષી પરિચય કરાવતા સુદીર્ઘ લેખમાં રશિયન રાજકારણે સાહિત્યસિસૃક્ષા પર સર્વસત્તાવાદનો સપાટો લગાવી તેને કેવી રૂંધી દીધી તથા પ્રચારલક્ષી સાહિત્યના પ્રચાર માટે કેવા પ્રયત્નો કર્યા એનો સવિગત ખ્યાલ મળી રહે છે. પાર્ટીનીતિની 'ગાઈડ' અને 'હેન્ડબુક' જેવી બની ગયેલી નવલકથાઓ અને ઉજ્જડ બનેલી સાહિત્યસૃષ્ટિ વળી પાછી નવી આબોહવામાં કઈ રીતે બદલાઈ, ક્રુશ્ચોવે સાહિત્યની મશાલો કેમ અને કેવી રીતે બૂઝી, વગેરેનું

વિગતપૂર્ણ ચિત્ર આ લેખમાં મળે છે. પુસ્તકને અંતે 'સાહિત્ય અને સત્તા'માં આપેલાં લેનિન આદિનાં અવતરણો રશિયન સત્તાની સાહિત્ય પ્રત્યેની નીતિનો પરિચય આપી રહે છે, તો એ પછી 'ક્રુશ્ચોવયુગી સર્જકોના એકરારો (!)' પણ છે. પુસ્તકને અંતે પાસ્તરનાક આદિ સર્જકોનો ટૂંકો પરિચય પણ આપવામાં આવ્યો છે. આ પુસ્તકને અન્ય કોઈ એક વિભાગમાં મૂકી શકાય એવું નથી. એટલે રશિયન સાહિત્યનો અલ્પાસ્વાદ કરાવતા અને ત્યાંની સાહિત્યિક સમસ્યાઓ પર પ્રકાશ ફેંકતા લેખાદિથી એને અહીં સ્થાન આપ્યું છે. શ્રી ગાંધીના લેખો વાચકોને ગમશે.

### દશરૂપક

શ્રી ધનંજયવિરચિત 'દશરૂપક'ના પ્રથમ પ્રકાશ–ને અહીં સંપાદિત કરવામાં આવ્યો છે. એના સંપાદકો ડૉ. ભગવતીપ્રસાદ પંડ્યા અને પ્રા. સુરેશચંદ્ર દવેએ ગુજરાત યુનિવર્સિટીના દ્વિતીય વર્ષ બી. એ. સંસ્કૃતના વિદ્યાર્થીઓ માટે અહીં મૂળની ૬૮ કારિકાઓનો મૂળ સાથે અનુવાદ આપ્યો છે ('વૃત્તિ' વિના), અને એ વિભાગમાં આવતી નાટકના સ્વરૂપ અંગેની વિગતભરી ચર્ચા પ્રસ્તાવનામાં કરી છે. નૃત્ત, નૃત્ય, નાટ્ય, રૂપક, કથાવસ્તુ અને તેના પ્રકારો, અર્થપ્રકૃતિ, કાર્યાવસ્થા, સંધિ વગેરેનો અહીં સરળ પરિચય આપવામાં આવ્યો છે અને પાછળની ટિપ્પણીમાં કારિકાઓની વિસ્તારભરી સમજૂતી છે.' અધ્યાપક અને અધ્યાપનને લક્ષમાં રાખીને કરવામાં આવેલો આ પ્રયાસ' વિદ્યાર્થીઓને તો જરૂર ઉપયોગી થશે.

## પુનર્મુદ્રણ

### કાવ્યાલોચન

પ્રા. રતિલાલ જાનીએ ભારતીય કાવ્યશાસ્ત્રના સિદ્ધાંતોના અનુલક્ષમાં લખેલા લેખોનો સંગ્રહ બાર વર્ષ પછી બીજી આવૃત્તિ પામે છે. પહેલી આવૃત્તિમાંનો 'વેણીસંહાર નાટકમાં નાયક કોણ?' એ લેખ અહીં છોડી દીધો છે, તો 'સંસ્કૃત વિવેચનસાહિત્યનો મૂળભૂત સિદ્ધાંત–રસ' અને 'કાવ્યાદર્શ : પરિચ્છેદ ૧' એ બે લેખો ઉમેરવામાં આવ્યા છે. પ્રસ્તુત સંગ્રહમાં 'ધ્વનિસંપ્રદાય' જેવો અભ્યાસનિષ્ઠ તેમ જ અલંકારસ્વરૂપની ઝીણવટભરી ચર્ચા કરતો લેખ ધ્યાન ખેંચે છે. પાશ્ચાત્ય સાહિત્યસિદ્ધાંતોની જાણકારી સાથે એમાંથી સમર્થનો આપીને ભારતીય સિદ્ધાંતોને સમજાવવાનો અહીં સારો પ્રયત્ન થયો છે. લેખકનું નિરૂપણ પરંપરાગત છતાં રસ, ધ્વનિ, અલંકાર–ગુણ વગેરે વિશેના એમના

લેખો અભ્યાસીઓને ઉપયોગી થઈ પડે એવા છે. 'દેવયાનીનું ભાવસંક્રમણ' એ લેખ એમની વિવેચનદૃષ્ટિનો સુભગ પરિચય કરાવે છે. વિવિધ લેખોમાં પુનરુક્તિઓ થઈ છે તે આ સંગ્રહ એક સાથે વાંચતાં ખટકે છે. નવા ઉમેરેલા બંને લેખોમાં સંસ્કૃત–સાહિત્યવિવેચનના મૂળભૂત સિદ્ધાંતોનું અને 'કાવ્યાદર્શ'નું પરિશીલન લેખકની પર્યેષક દૃષ્ટિનાં સારાં દૃષ્ટાંતો છે. આવા વિદ્વાનો ભારતીય સાહિત્ય-વિવેચનનો સળંગસૂત્ર ગ્રંથ લખવાનું કેમ ટાળતા હશે?

## આલોચના અને વિવેચના

શ્રી રામનારાયણ પાઠકના વિવેચનસંગ્રહ 'આલોચના'ની લગભગ વીસ વર્ષે અને શ્રી વિષ્ણુપ્રસાદ ત્રિવેદીના વિવેચનસંગ્રહ 'વિવેચના'ની પચીસ વર્ષે નવી આવૃત્તિઓ થાય છે! 'આલોચના' મુખ્યત્વે પુનર્મુદ્રણ જ છે. એમાં કેટલાંક મહત્ત્વનાં પુસ્તકોનાં અભ્યાસપૂર્વક કરેલાં વિવેચનો છે તો કેટલાક લેખો કાવ્ય-શાસ્ત્રના પ્રશ્નોની ટૂંકી ચર્ચાના છે. શ્રી પાઠકસાહેબની દૃષ્ટિની વ્યાપકતા, વેધકતા અને તાત્ત્વિકતાનું દર્શન કરાવતા પ્રમાણભૂત લેખોવાળો આ સંગ્રહ ઉપલબ્ધ કરી આપવા માટે પ્રકાશકને ધન્યવાદ. 'વિવેચના' પણ પ્રથમ આવૃત્તિનું પુનર્મુદ્રણ જ છે. પરંતુ એમાં લેખકે ગુજરાત સાહિત્ય સભા તરફથી કરાવવામાં આવતા વાર્ષિક અવલોકનના લલિત વાઙ્મયની સમીક્ષાનો વિભાગ અહીં 'ઓગણ-ચાળીસનું લલિત વાઙ્મય' એ નામે સમાવી દીધો છે. સરસ્વતીચંદ્ર, રાઈનો પર્વત જેવી આપણી પ્રશિષ્ટ કૃતિઓનાં પરિશીલનો અને એવા જ બીજા અભ્યાસસઘન લેખો અને લગભગ સો પાનાંનો ઓગણચાળીસના લલિત વાઙ્મયનો અવલોકનલેખ પણ લેખકની સૂક્ષ્મ વિવેચકશક્તિનો પરિચયય કરાવે છે. વર્ષના સાહિત્ય–સરવૈયાની માર્મિક સમીક્ષા કરતો 'પ્રાસ્તવિક' લેખ, 'વસુધા'–'નિશીથ' જેવા કાવ્યસંગ્રહોની અને 'ત્રિભેટો', 'ખોલકી અને નાગરિકા' જેવા નવલિકા-સંગ્રહો અને અન્ય કૃતિઓની સમીક્ષા આપણા આ પ્રથમ પંક્તિના, સાહિત્યની ઊંડી સૂઝવાળા મર્મી વિવેચકની સિદ્ધાંતપૂત ઝીણી–તીક્ષ્ણ–સમતોલ નજરનું મનોરમ દર્શન કરાવે છે.

## પ્રેમાનંદ : એક અધ્યયન (પૂર્વાર્ધ)

ઈ. સ. ૧૯૫૮માં પ્રગટ થયેલા શ્રી કે. કા. શાસ્ત્રીના 'પ્રેમાનંદ : એક અધ્યયન' એ પુસ્તકનો પૂર્વાર્ધ અહીં પુનર્મુદ્રિત થયો છે. એમાં પ્રેમાનંદ પૂર્વે થયેલા રાસ અને આખ્યાનોનો વિકાસ સંક્ષેપમાં આલેખાયો છે અને એ પછી પ્રેમાનંદના સમયનો નિર્ણય અને એના ચરિત-લેખનના વિભિન્ન પ્રશ્નોનો

આલેખ છે. પ્રેમાનંદની કવિશક્તિ વિશે ઉત્તરાર્ધમાં લખાયેલું હોઈ અહીં તો એની જીવન-કવન-વિષયક ઇતિહાસકથામાં જે પ્રગતિ સધાતી ગઈ છે તેનાં ૨૫ સોપાનોનો ક્રમશઃ નિર્દેશ થયો છે, અને એ પછી લેખક તરફથી અતિ વિસ્તારથી અને ઝીણવટપૂર્વક એને વિશે વિચાર કરવામાં આવ્યો છે. શ્રી શાસ્ત્રીજીની મૂલગામી સંશોધક દૃષ્ટિનો આ 'પૂર્વાર્ધ'માં અચ્છો પરિચય થાય છે.

## શિક્ષણ

### નવી યુનિવર્સિટીઓ

ગુજરાત રાજ્યે નીમેલી 'દક્ષિણ ગુજરાત અને સૌરાષ્ટ્ર યુનિવર્સિટી સમિતિ'-એ તા. ૨૪-૧-'૬૪ના રોજ મળેલી પ્રથમ બેઠકમાં એક પ્રશ્નાવલિ તૈયાર કરી ગુજરાતમાં અનેક વ્યક્તિઓને મોકલી હતી. શ્રી મગનભાઈ દેસાઈએ તેના મુદ્દાઓને આવરી લેતી એક લેખમાળા તેમના પત્ર 'સત્યાગ્રહ'માં પ્રગટ કરી હતી, તે હવે અહીં ગ્રંથસ્થ થઈ છે.

આ પુસ્તકમાં યુનિવર્સિટીનાં ધ્યેયો, કાર્યો, બંધારણ, સત્તામંડળો વગેરે અનેક અંગોને આવરી લેતી વિચારણા થઈ છે. મુંબઈ યુનિ.માંથી વહીવટી સગવડને કારણે ગુજરાત આદિ ત્રણ યુનિ.ઓ પ્રદેશવાર કેવી રીતે જુદી પડી, ગુજરાતમાં વડોદરા, વલ્લભવિદ્યાનગર જેવી યુનિ.ઓ કેમ અને કયા પ્રયોજનથી અસ્તિત્વમાં આવી અને હવે ઉપપ્રાદેશિક કે જિલ્લા-જૂથવાર યુનિ.ઓ રચવાનો પ્રશ્ન કેવી રીતે આવ્યો તે આરંભે એમણે વિચાર્યું છે. અલબત્ત, આ નવી યુનિ.ઓ રચવાનાં પ્રેરક કારણ વગેરેની સ્પષ્ટતા એમણે સમિતિ પાસે માગી છે. નવી થનાર યુનિ.ઓનાં ધ્યેયો તરીકે લેખકે, પ્રશ્નાવલીને કેન્દ્રમાં રાખીને, અંગ્રેજીને સ્થાને સ્વભાષાનું માધ્યમ, હિંદીનો ફરજિયાત અભ્યાસ અને જાતમહેનતનું ગૌરવ-એ નવી તાલીમનાં ધ્યેયો હિંદની સર્વ યુનિ.ઓ માટે નિર્દેશ્યાં છે. યુનિવર્સિટીના વિવિધ પ્રકારોનો સદૃષ્ટાંત ખ્યાલ આપી એ નવી યુનિ.ઓના પ્રકાર અંગે એમણે ગુજરાત યુનિ.ના અનુભવનું વિગતવાર સમીક્ષણ કરવા પર ભાર મૂક્યો છે. અહીં લેખકે સ્પષ્ટ અભિપ્રાય આપવાનું ટાળ્યું છે. પરંતુ નવી યુનિ.ઓના ક્ષેત્ર અને મથકની ચર્ચા કરતાં દક્ષિણ ગુજ. યુનિ. માટે નીવડેલા ધામ સુરતની ભલામણ કરી છે, જ્યારે સૌરાષ્ટ્ર માટે ભાવનગર અને રાજકોટનાં પલ્લાંને યોગ્ય દલીલોથી તોળ્યાં છે અને સણોસરાની લોકભારતીનું કામકાજ એક અનોખા વિદ્યા-વિભાગ તરીકે ચાલુ રાખી ગ્રામવિદ્યાપીઠના વિચારને એ સ્થળે મૂર્તિમંત કરવા રચનાત્મક

સૂચન કર્યું છે. અલબત્ત, એમ કરવા જતાં લોકભારતીનું વ્યક્તિત્વ કેટલે અંશે ટકે એ પ્રશ્ન છે. દ. ગુ. યુનિ. માટે 'પી. ટી.'નું નામ આપવાની વાત અંગે –એમાં આછો કટાક્ષ હોવા છતાં–લેખકે શા માટે સ્પષ્ટ વાણીમાં પોતાનો અભિપ્રાય આપ્યો નથી એ સમજાતું નથી. એ જ રીતે યુનિ.ના બંધારણની ચર્ચામાં 'વાઈસ ચાન્સેલર'ની નિયુક્તિનો કે ચૂંટણીનો પ્રશ્ન પણ સ્પષ્ટતાથી કહેવાયો નથી. ચૂંટણીનાં તત્ત્વની એમણે તરફદારી નથી કરી, ઊલટું એ પદને એમાંથી ઉગારી લેવાની વાત કરી છે. પણ સ્પષ્ટ ઉપાયનું સૂચન નથી. કુલપતિ–ગવર્નર અંગે પણ એમણે કંઈક બીનું જ સંકેલ્યું છે. વાઈસ ચાન્સેલરનાં કાર્યો ને ડીનપદનો આદર્શ એમણે વિગતે તપાસ્યો છે પરંતુ અભ્યાસસમિતિ અને એમના અધ્યક્ષો તથા ઍકેડેમિક કાઉન્સિલમાં એમનું સ્થાન–એ વિશે નવો વિચાર જરૂરી બને છે એટલું જ કહી સંતોષ માન્યો છે! આ વિશે એમણે સ્પષ્ટ ને નીડર સૂચનો કર્યાં હોય તો સારું થાત.

માધ્યમના પ્રશ્ન અંગે વડોદરા–વિદ્યાનગરમાં પ્રવર્તતી અરાજકતાનો ખ્યાલ આપી ઘટતા કાયદા કરવાનું અને નવી યુનિ.ઓ માટે સ્વભાષાનું સ્વાભાવિક સૂચન કર્યું છે. ત્યારબાદ સેનેટ, સિન્ડિકેટ અને વિદ્યાસભા( એ. સી.)ની રચના અંગે, પોતાના વિચારો દર્શાવ્યા છે. સેનેટમાં આચાર્યોના વારાફરતી સ્થાન અંગે, પ્રત્યેક કૉલેજના એક અધ્યાપક–પ્રતિનિધિને એમાં સ્થાન આપવા, પ્રાથમિક–માધ્યમિક કક્ષાના તથા સુધરાઈના પ્રતિનિધિઓને સેનેટમાં ચાલુ ન રાખવા, પ્રજાના વિદ્યાપ્રતિષ્ઠિત નાગરિકોને એમાં સ્થાન આપવા વગેરે અંગેનાં સૂચનો એકંદરે સારાં છે. પરંતુ સિન્ડિકેટમાં આચાર્ય અને અધ્યાપકવર્ગના પ્રતિનિધિઓને આખી સેનેટ જ ચૂંટીને મોકલે એ એમનું સૂચન, નવું પણ નથી અને ગળે ઊતરે એવું પણ નથી. વિદ્યાસભામાં જવા માટેની રાજકારણી જૂથબંધી અંગે તેમણે ધ્યાન દોર્યું છે અને એની રચના માટે કેટલાંક મહત્ત્વનાં સૂચનો પણ કર્યાં છે. અનુસ્નાતક શિક્ષણ અને સંશોધનને શિક્ષણના તબક્કાઓમાં યોગ્ય નિરાળું સ્થાન આપી બધી યુનિ.ઓ એ ક્ષેત્રે એકસૂત્ર આયોજન કરે એ યોગ્ય રીતેથી સમજાવ્યું છે. આ ઉપરાંત, કેટલાક વ્યાવહારિક પ્રશ્નોને પણ એમણે અહીં છણ્યા છે. પુસ્તકને અંતે આપેલાં પાંચ પરિશિષ્ટોમાંનાં પહેલાં ચારમાં ગાંધીજીના કેળવણીવિષયક વિચારોના અગત્યના ખંડો ઉતારવામાં આવ્યા છે અને છેલ્લામાં વિજ્ઞાન અને વિનયન વિશેનું ચિંતન છે.

પુસ્તકમાં આપણે ત્યાંની યુનિવર્સિટીઓનાં માળખાંની એકંદરે સ્વચ્છ સમીક્ષા છે અને નવી યુનિવર્સિટીઓ અંગે થોડાંક રચનાત્મક સૂચનો પણ છે.

લેખકનાં અનુભવ અને વિચાર-મનનની પાયાની વિચારણા અહીં પ્રાપ્ત થાય છે. તેમ છતાં કેટલાંક મુદ્દાઓ પરત્વે એ થવા જોઈએ એવા નિર્ભીક થઈ શક્યા લાગતા નથી. યુનિવર્સિટીના માળખાને સમજવા ઇચ્છનાર માટે આ પુસ્તક ઉપયોગી થઈ પડશે.

## અંગ્રેજીનું શું કરીશું?

પ્રો. ઉદ્ધવ આસારાનીએ ૧૯૬૨માં 'ભારતની શાળાઓમાં નીચલાં ધોરણોમાં અંગ્રેજીનું શિક્ષણ' એ નામે એક પ્રસ્તિકા પ્રગટ કરેલી. આ પુસ્તિકા એ એની સુધારેલી-વધારેલી આવૃત્તિ છે અને મૂળ અંગ્રેજીમાંથી અનુવાદિત કરેલી છે. આ પુસ્તિકામાં વિદેશી સંસ્કૃતિના અંધ અનુકરણ અને શિક્ષણના વિદેશી માધ્યમનું વિભક્ત માનસમાં આવેલું પરિણામ નિર્દેશી, પશ્ચિમી સંસ્કૃતિ અને વિદેશી માધ્યમ વિશે અને ભાષા અંગે વિદ્વાનોના અભિપ્રાયની ચર્ચા કરી છે અને પશ્ચિમનું આંધળું અનુકરણ કરવામાં આપણે બૂરાઈઓને નોતરીએ છીએ એ દર્શાવ્યું છે. ઊંચા વહીવટી હોદ્દા માટેની હરીફાઈ અને તેનાં શૈક્ષણિક પરિણામો નિર્દેશી, આરંભનાં ધોરણોમાં અંગ્રેજી-શિક્ષણ કેવી રીતે કેળવણીના સિદ્ધાંતોની, વિદ્યાર્થીઓનાં હિતોની વિરુદ્ધ છે તથા ભારતીય સંસ્કૃતિ માટે ઘાતક છે એ બતાવ્યું છે. આપણી પરિસ્થિતિમાં અમેરિકાનો દાખલો (ત્યાંનાં રાજકીય કારણો નિર્દેશી) કેવો અસંગત છે એનો ખ્યાલ આપી એમણે કેટલીક તાજી ચર્ચાઓ, હેવાલો અને સંશોધનોને અહીં ઉપયોગમાં લીધાં છે અને ઉચ્ચ કક્ષાની સરકારી નોકરીઓ માટે પણ સલાહસૂચન કર્યાં છે. આ પ્રશ્નની લેખકે મુદ્દાસર સરળ રજૂઆત કરી છે. મૂળ મુદ્દા સાથે સહમત ન થઈએ તો પણ અહીં રજૂ થયેલી વિચારણા વ્યવસ્થિત છે તેમ જ પ્રશ્નની તપાસમાં ઉપયોગી સામગ્રી પૂરી પાડે છે.

## કવિતાશિક્ષણ

ડૉ. આર. એન. દેસાઈ લિખિત 'કવિતાશિક્ષણ' (એક અધ્યયન)માં કવિતા એટલે શું?-ની આછી સમીક્ષા પછી કાવ્યશિક્ષણ માટેનાં વિવિધ પગથિયાં સૂચવ્યાં છે, અને એ દ્વારા કાવ્યશિક્ષણને જીવંત બનાવી શકાય એવાં કેટલાંક ઉપયોગી સૂચનો કર્યાં છે. નમૂનાના કાવ્યપાઠ ઉપરાંત શૈક્ષણિક દૃષ્ટિએ ૪૦ ઉત્તમ કાવ્યોની નોંધ અને પ્રચલિત પાઠ્યપુસ્તકોમાંથી પણ પસંદ થયેલાં કાવ્યોની યાદી આપી છે. વિદ્યાર્થીઓની માનસિક કક્ષા અનુસાર કાવ્યપસંદગીનું સામાન્ય ધોરણ સૂચવતાં થોડાંક કાવ્યોનો નિર્દેશ કર્યો છે, કેટલાંક ગેયકાવ્યો પણ

છાપ્યાં છે. કેટલાક કવિઓનો ટૂંકો પરિચય આપ્યો છે. અંતે નવતર કવિતાના પ્રવાહોનું મિતાક્ષરી અવલોકન છે. કવિતાની ચર્ચામાં કે નવતર કવિતાપ્રવાહમાં ખાસ કોઈ મૌલિકતા દેખાતી નથી. કાવ્યશિક્ષણની ચર્ચા, ખાસ કરીને શિક્ષકોને ઉપયોગી થશે.

## આપણું શિક્ષણ આપણને ક્યાં ઘસડી જશે?

શ્રી પ્રકાશ જે. શાહે આ પુસ્તિકામાં શિક્ષણવિષયક પ્રવર્તમાન સ્થિતિનો ચિતાર આપીને એને વિનિપાતની દિશામાં જતું અટકાવવા વિચારણા કરી છે. ગ્રામ વિસ્તારોમાં અને શહેરોમાં અપાતા શિક્ષણને ધ્યાનમાં રાખીને એમણે શિક્ષકોની પરિસ્થિતિ, શિક્ષકોની એકધારી યાંત્રિક કામગીરી, શિક્ષણક્ષેત્રે કેટલાક અયોગ્ય અનધિકારી લોકોએ કલુષિત કરેલું વાતાવરણ, શાળાસંચાલન, શિક્ષકોની થતી હકાલપટ્ટી વગેરે કેટલાક મુદ્દાઓને આવરી લે એ રીતે, થોડાંક ઉદાહરણો આપીને, અહીં બળતા હૃદયે રજૂઆત કરી છે.

## શિક્ષણના સિદ્ધાન્તો

શ્રી જગમોહનદાસ જ. મોદીનું શિક્ષણશાસ્ત્ર-વિષયક આ પુસ્તક શિક્ષણ-ક્ષેત્રમાં કાર્ય કરતાં સર્વને અને શિક્ષિતજનોને પણ ખૂબ ઉપયોગી થઈ શકે એવું છે. મુખ્યત્વે લેખકે વડોદરા યુનિવર્સિટીના આદેશ પ્રમાણે આ પુસ્તકની રચના બી. એડ. અને ટી. ડી.ના વિદ્યાર્થીઓને નજર સમક્ષ રાખીને એક અભ્યાસગ્રંથ તરીકે કરી છે, અને એવા વિદ્યાર્થીઓની જરૂરિયાત સંતોષવા અભ્યાસક્રમમાં આવતા બધા મુદ્દાઓને આમાં સમાવી લીધા છે. આ ગ્રંથ, લેખકે નિવેદનમાં કહ્યું છે તેમ, મહાન કેળવણીકારો અને તત્ત્વચિંતકોના વિચારોનું દોહન કરીને રચ્યો છે, અને એમણે નમ્ર ભાવે આ ગ્રંથમાંની સામગ્રી પોતાની મૌલિક નથી એવો એકરાર પણ કર્યો છે. તેમ છતાં, વિષયની રજૂઆતમાં, નિરૂપણમાં, સંકલનમાં તેમની શિક્ષક-દૃષ્ટિનો અને એમના વ્યક્તિત્વનો પાસ પણ સારી રીતે આ પુસ્તક પર બેઠેલો પ્રતીત થાય છે.

આરંભમાં શિક્ષણ અને કેળવણી વચ્ચેનો ભેદ સ્પષ્ટ કરી એમણે શિક્ષણ-કાર્યનાં આવશ્યક અંગો અને પરિબળોનું નિરૂપણ કર્યું છે. દેશની શિક્ષણ-પ્રણાલીને ઘડનારાં બે મુખ્ય પરિબળો તરીકે એમણે તત્ત્વચિંતકોની વિચારધારાઓ અને પ્રજાની સંસ્કૃતિને ગણાવ્યાં છે અને અન્ય બળો તરીકે રાજ્યતંત્ર, આર્થિક સ્થિતિ, રાષ્ટ્રની જરૂરિયાત, સમાજનાં મૂલ્યાંકનો અને પ્રાદેશિક તત્ત્વોને સારીરીતે સમજાવ્યાં છે. શિક્ષણની વિવિધ પ્રણાલિકાઓ પર પડેલી જુદા જુદા તત્ત્વ-

ચિંતકોની વિચારધારાઓની અસરને એમણે વિગતે દર્શાવી છે. શિક્ષણની ત્રણે મુખ્ય સંસ્થાઓ તરીકે ઘર, શાળા અને સમાજનો પરિચય કરાવી, પછી રાજ્ય અને ધર્મની પણ આના અનુસંધાનમાં વિચારણા કરી છે.

શિક્ષણના સ્વરૂપને ઘડવામાં જે અન્ય શાસ્ત્રોનો ફાળો છે એની (મનોવિજ્ઞાન, નીતિશાસ્ત્ર, સમાજશાસ્ત્ર, શરીરવિજ્ઞાન, જીવશાસ્ત્ર, નૃવંશશાસ્ત્રની) પણ એમણે ચકાસણી કરી છે, અને ખાસ તો બાળકની અવસ્થાભેદોનું નિરૂપણ ગમી જાય એવું અને શિક્ષક તથા માતાપિતાને ઉપયોગી થઈ પડે એવું થયું છે. શિક્ષણનાં ધ્યેયો (આજીવિકા, ધંધાદારી કૌશલ્ય, જ્ઞાનપ્રાપ્તિ, ચારિત્ર્યઘડતર, શરીરસૌષ્ઠવ, સામાજિકતા, સાંસ્કૃતિક વારસો, નાગરિકતા, વિશ્વબંધુત્વ)નું નિરૂપણ એકંદરે સર્વ મુદ્દાઓની છણાવટ કરે છે. અભ્યાસક્રમના સિદ્ધાંતો અને રચનાની ચર્ચા પણ વિગતે થઈ છે અને એમાં ભાષાઓના સ્થાન વિશે પણ લેખકે સ્પષ્ટ અભિપ્રાય દર્શાવ્યો છે. શિક્ષણનાં સૂત્રો, પ્રયુક્તિઓ, સાધનો, પદ્ધતિઓ, પાઠોનું આયોજન વગેરેનું નિરૂપણ મુખ્યત્વે શિક્ષકોને ઉપયોગી થઈ પડે એવું છે. વિષયસૂચિ અને પારિભાષિક શબ્દોના પર્યાયોના પરિશિષ્ટથી પુસ્તકની મૂલ્યવત્તામાં વધારો થયો છે.

લેખક પાસે શિક્ષણના સિદ્ધાંતોની પરિપક્વ સમજ છે અને એને વ્યક્ત કરી શકે એવી સરળ અને પ્રવાહી ભાષાશૈલી છે. આ પ્રકારના વિષયને ભારેખમ બની જવાની પૂરી શક્યતા છે. પરંતુ લેખકે એને સરળ અને શાસ્ત્રીય રીતે રસિક બનાવ્યો છે એ એમની સિદ્ધિ છે. ક્યાંક અન્ય પદ્ધતિ વિશેનો પૂર્વગ્રહ, ક્યાંક સ્વ-પદ્ધતિ વિશેની અતિભક્તિ કે ક્યાંક અતિપ્રસ્તાર છતાં એકંદરે પુસ્તક ઘણી જહેમત લઈને ખંતપૂર્વક લખાયું છે અને આ વિષયમાં રસ ધરાવનારને તે અત્યંત ઉપયોગી સામગ્રી પૂરી પાડે છે.

## શિક્ષણસોપાન (પુસ્તક ત્રીજું, પૂર્વાર્ધ)

ડૉ. મધુરીબહેન શાહ અને શ્રી બકુલચંદ્ર શાહનું આ પુસ્તક બુનિયાદી અધ્યાપન મંદિરો માટે કેળવણી ખાતાએ મંજૂર કરેલા અભ્યાસક્રમને લક્ષમાં રાખીને લખાયેલું છે. એનાં બાર પ્રકરણોમાં પ્રવૃત્તિકેન્દ્રિત શિક્ષણ, શિક્ષણનું શાસ્ત્ર, શૈક્ષણિક સાધનો, શિક્ષણકલા, બુનિયાદી શાળાનો અભ્યાસક્રમ, ઉદ્યોગ-ભૂગોળ-વિજ્ઞાન-ઇતિહાસનાં શિક્ષણ વગેરે અંગોની સરળ રજૂઆત છે. ખાસ કરીને તાલીમાર્થી શિક્ષકો માટે આ પુસ્તક લખાયું છે. પરિશિષ્ટમાં આપેલા પાઠના નમૂનાઓ પણ એમને વિશેષ ઉપયોગી થશે.

## લોકશિક્ષણના પ્રયોગો

શ્રી પરીક્ષિતરાય ભો. ત્રિવેદી–'રાજારામ'ની આ પુસ્તિકામાં એક શિક્ષકની રચનાત્મક દૃષ્ટિનો પરિચય થાય છે. વાઘરી કોમ જેવી પછાત કોમના સંપર્કમાં આવીને તેમના પ્રશ્નોના અભ્યાસ અને ઉકેલ માટે એમણે ગામડાંમાં ફરી જે પ્રયત્નો કર્યા તેની અહીં સરળ રજૂઆત છે. ભજનાદિના કાર્યક્રમ દ્વારા સંસ્કારસિંચનના એમણે કરેલા રચનાત્મક કાર્યની આ પુસ્તિકામાં ઝાંખી થાય છે, અને સાથેસાથે લોકજીવનનું આછું ચિત્ર પણ એમાંથી ઊપસી આવે છે. નાનાં નાનાં પ્રસંગ-ચિત્રણો પ્રેમ અને સેવાના વિજયનું નિરૂપણ કરે છે. પણ એમાં લોકશિક્ષણના પ્રયોગોનું વૈવિધ્ય અને એનાં જુદાં જુદાં પાસાં જોવા મળતાં નથી.

## બહેરાં-મૂંગાંના શિક્ષણનો ઇતિહાસ

શ્રી બંસીધર હી. ગાંધીનું આ પુસ્તક એ શિક્ષણની તાલીમ લેનારને તેમજ સર્વકક્ષાના શિક્ષકોને પણ પ્રેરણાદાયી બને એવું છે. લેખકે અહીં બહેરાં-મૂંગાંનું શિક્ષણ અને એને અંગે થયેલા કાર્યનો ટૂંકો પણ મર્મલક્ષી પરિચય કરાવ્યો છે. એ વિશે થયેલા કાર્યની રૂપરેખા આપવા સાથે એ કાર્યની મૂલવણી પણ એમણે કરી છે એ આ પુસ્તિકાનું વિશિષ્ટાંગ છે. પ્રાચીન યુગ, મધ્યયુગ, અને અર્વાચીન યુગમાં ફ્રાન્સ, જર્મની, ઇંગ્લેંડ, અમેરિકા અને ઇટાલી જેવા દેશોમાં આ વિશે કોણે કેવું કાર્ય કર્યું છે એનો સુંદર ચિતાર લેખકે અહીં આપ્યો છે. એ કાર્ય અને લેખકના તદ્વિષયક ઉદ્ગારો વાંચતાં એ કાર્ય કરનારા આપણા પ્રેમાદરના અધિકારી બને છે. આ ઇતિહાસવાહી સેવાકાર્યે બહેરાં-મૂંગાંની જે સેવા બજાવી છે એનો પરિચય પ્રત્યેક માનવીએ મેળવવા જેવો છે. પુસ્તકના અંતભાગમાં લેખકે 'વીસમી સદી–નવા રાહ, નવા ચીલા' એ શીર્ષક નીચે વીસમી સદીમાં બહેરાં-મૂંગાંના શિક્ષણ અંગે થતા પ્રયત્નોની નોંધ આપી છે એ વર્તમાન પદ્ધતિથી આપણને પરિચિત કરે છે. પરિશિષ્ટમાં 'હાથ કક્કો' 'શ્રવણ-આલેખ'નાં ચિત્રો અને અંતે આપેલ સાલવારી અને સૂચિથી પુસ્તક વિશેષ ઉપયોગી બને છે. આ જ રીતે લેખક પૂર્વના દેશોનો આ વિશેનો ઇતિહાસ પણ આપે એવી આકાંક્ષા મનમાં પ્રગટે છે. લેખકના ખંત અને અભ્યાસ આદરપાત્ર છે.

## ગુરુદેવની શિક્ષણ-સાધનાની ઝાંખી

અહીં શ્રી મુકુલભાઈ કલાર્થીએ ગુરુદેવ ટાગોરના જીવનપ્રસંગોને વણી લઈને ગુરુદેવની શિક્ષણસાધનાની ઝાંખી કરાવવાનો પ્રશસ્ય પ્રયત્ન કર્યો છે. ગુરુ-

દેવનું મૌલિક કેળવણીકાર તરીકેનું–શાંતિનિકેતનમાં એમણે ગોઠવેલી મૌલિક શિક્ષણ-પ્રણાલીનું આમાંથી સુભગ ચિત્ર ઊપસે છે. જીવનનું ઘડતર કરનાર, સ્વાવલંબી બનાવનાર, જીવનના લય સાથે તાલ મેળવી તેને અનુરૂપ થઈ વિકાસ સાધનાર શિક્ષણ વિશે અહીં સારી માહિતી પ્રાપ્ત થાય છે. વચ્ચે વચ્ચે આવતા ગુરુદેવના રસાળ–વિનોદી માર્મિક ઉદ્‌ગારો પુસ્તિકાને ચેતનવંતી બનાવે છે પ્રાચીન ગુરુકુળની અને આજની પશ્ચિમની શિક્ષણપદ્ધતિના સદ્‌અંશો તારવીને એમણે સ્થાપેલી મૌલિક શિક્ષણપદ્ધતિનો નકશો અહીં મળે છે. મુખ્ય તો, એના ‘ઍટમૉસ્ફિયર’–વાતાવરણની નાનામોટા પ્રસંગો દ્વારા અહીં ઝાંખી થઈ શકે છે એ.આ પુસ્તિકાની સિદ્ધિ છે. વિદ્યાર્થીઓ અને શિક્ષકો સાથેના એમના સંબંધો, એમાંથી તરી આવતું બુદ્ધિસ્વાતંત્ર્યનું તત્ત્વ, કળા, શરીરશ્રમ અને માતૃભાષાના શિક્ષણ વિશેના ગુરુદેવના વિચારો અને શાંતિનિકેતન પરની એમની અણખૂટ પ્રીતિ એ સર્વ આ પુસ્તિકામાં કુશળતાથી નિરૂપાયું છે.

## આચાર્યના અનુભવો

આ પુસ્તિકામાં ગુજરાત વિદ્યાપીઠની કુમાર–વનય–મંદિર બુનિયાદી શાળાના આચાર્ય શ્રી ચંદ્રકાન્ત ઉપાધ્યાયે, બાળકોના ઘડતરનો જે પ્રયોગ બુનિયાદી શિક્ષણ મારફતે થઈ રહ્યો છે એમાં, વાલી, શિક્ષક અને વિદ્યાર્થીના પરસ્પર સંબંધો અંગે પોતાના અનુભવો રજૂ કર્યા છે. ખાસ તો વિદ્યાર્થીઓના વર્તનમાંથી જે પ્રશ્નો ઊભા થયા અને એમનો ઉકેલ લાવતાં એમને જે અનુભવો થયા તે અહીં સરળ રીતે આપવામાં આવ્યા છે. જુદા જુદા પ્રસંગોમાં વિદ્યાર્થીઓની ખેલદિલી, સારી–ખોટી પરિસ્થિતિની એમના પર થતી અસર, વિદ્યાર્થીઓ પ્રત્યે પ્રેમભર્યું વર્તન રાખવાનાં શુભ પરિણામ વગેરે વિશેના શિક્ષકદૃષ્ટિએ નોંધેલા આ અનુભવો છે. એમાં શિક્ષકના કર્તવ્ય, વાલીઓના સહકાર અને શિક્ષક–વિદ્યાર્થી–સંબંધની પ્રેમભરી નિકટતા પ્રત્યે સારો ઝોક આપવામાં આવ્યો છે. પ્રસંગોને અંતે આ વિશેનાં તારણ પણ આપવામાં આવેલાં છે. ક્વચિત્ ‘સોનાનું ઘડિયાળ’ને અંતે છે તેમ, બુનિયાદી શિક્ષણની પ્રચારલક્ષી માવજત પણ થઈ ગઈ છે. તેમ છતાં, ‘શિક્ષકનું કામ કેવી, કેટલી વ્યાપક દૃષ્ટિ માગી લે છે’ એનો અનુભવ કરાવતા આ ‘અનુભવો’ શિક્ષણજગતને માર્ગદર્શક બને એવા છે.

## અમેરિકામાં શિક્ષણ

‘એજ્યુકેશન ઇન યુ. એસ. એ.’ એ પુસ્તકનો શ્રી ઈશ્વરભાઈ પટેલે કરેલો આ અનુવાદ છે. એનાં પંદર પ્રકરણોમાં અમેરિકાની શિક્ષણપદ્ધતિ, ત્યાંની

કેળવણીનો હેતુ અને તેનું માળખું અને કેળવણીનાં પ્રાથમિક, માધ્યમિક અને ઉચ્ચ–એ ત્રણે પાસાંની વિગતપ્રચુર સમીક્ષા એમાં મળે છે. વ્યક્તિવિકાસ અને વ્યક્તિ તથા સમષ્ટિના સહકારયુક્ત પ્રયત્નથી સર્વોચ્ચ સમાજકલ્યાણની સાધનાના હેતુને કેન્દ્રમાં રાખીને પ્રયોજાયેલું ત્યાંનું કેળવણી-માળખું વિવિધ કોઠાઓની સહાયથી સુગમ રીતે રજૂ કરાયું છે. રાજ્ય અને કેળવણીનો સંબંધ નિર્દેશી શાળાસંચાલનનાં વિવિધ એકમો અને કેળવણીના આર્થિક પાસાનું ચિત્ર પણ વિગતે આલેખાયું છે. પ્રાથમિક અને માધ્યમિક કેળવણીનાં વિવિધ અંગોના પરિચય સાથે આ પુસ્તકમાં ઉચ્ચ શિક્ષણના વહીવટ, શૈક્ષણિક ધોરણોની સમકક્ષતા, વિનયન–વિજ્ઞાન અને ધંધાદારી અભ્યાસ-કાર્યક્રમો, આંતર-યુનિવર્સિટી સહકાર, ઉચ્ચ સંસ્થાઓના કાર્યક્રમો ઉપરાંતનાં સંશોધનાદિ કાર્યો, શિક્ષણપ્રક્રિયા એમ વિવિધ પાસાંની અહીં રજૂઆત થઈ છે. આ રીતે એક લોકશાહી રાષ્ટ્રની કેળવણી–વ્યવસ્થાનું માહિતીપૂર્ણ ચિત્ર આ પુસ્તકમાંથી ઊપસી આવે છે, અને શિક્ષણમાં રસ લેતા સૌને એ ઉપયોગી બને એમ છે. અનુવાદ એકંદરે સરળ છે, પણ અંગ્રેજી વાક્યરચના, આ ગુજરાતી અનુવાદમાં, ઘણી વાર કઠે છે. થોડાક વધુ શ્રમથી એમાં સ્વાભાવિકતા આવી શકી હોત.

### શિક્ષણ અને લોકશાહી

વિખ્યાત અમેરિકન લેખક જોન ડ્યૂઈના 'Democracy and Education' એ શિક્ષણ તત્ત્વજ્ઞાનનો પરિચય આપતા ગ્રંથનો આચાર્ય અમૃતલાલ યાજ્ઞિકે કરેલો આ અનુવાદ છે. આ ગ્રંથમાં લેખકે લોકશાહી સમાજ એ શબ્દ દ્વારા સૂચિત થતા વિચારો પ્રગટ કરવાનો અને શિક્ષણવિષયક કાર્યમાંથી ઉત્પન્ન થતા પ્રશ્નોનો ઉકેલ કરવાના કાર્યમાં તેનો કેવો વિનિયોગ થઈ શકે એ દર્શાવવાનો પ્રયત્ન કર્યો છે. આ ગ્રંથનાં ૨૬ પ્રકરણોમાં જીવન–જરૂરિયાત તરીકે શિક્ષણનું મહત્ત્વ દર્શાવી એનાં કાર્ય તથા વિવિધ સ્વરૂપોનું પરીક્ષણ કર્યું છે, શિક્ષણની લોકતંત્રાત્મક કલ્પનાનો વિગતપૂર્ણ ખ્યાલ આપી શિક્ષણના ઉદ્દેશની મૂલગામી તપાસ કરી છે. શિક્ષણમાં વિચારપ્રક્રિયા, અભ્યાસ વિષયનું સ્વરૂપ, અભ્યાસક્રમમાં રમતગમત, ઇતિહાસ–ભૂગોળ–વિજ્ઞાનનાં સ્થાન, શૈક્ષણિક મૂલ્યો, શિક્ષણનું તત્ત્વજ્ઞાન તથા જ્ઞાનના અને નીતિવિષયક સિદ્ધાંતો વગેરેની લેખકે સત્ત્વપૂર્ણ આલોચના કરી છે. શિક્ષણનાં મૂળગત તત્ત્વો અહીં સ્પર્શાયાં છે અને લેખકની નૂતન દૃષ્ટિથી તે નિરૂપાયાં છે. ધીરજ અને શાંતિ હોય તો આ પુસ્તક શિક્ષણની પાયાની વાતો સમજવામાં ઘણું ઉપકારક નીવડે એવું છે. અનુવાદ પણ સરળગંભીર અને અર્થક્ષમ છે. મૂળની ગંભીરતા અહીં પણ વાચકને અનુભવવા મળશે.

પુસ્તકને અંતે આપેલો નાનકડો પારિભાષિક શબ્દકોશ પુસ્તકની ઉપયોગિતામાં વધારો કરે છે.

## વ્યાકરણ-કોષ

### 'જૂની પશ્ચિમી રાજસ્થાની'ના વ્યાકરણનું ટિપ્પણ

ઇટાલિયન વિદ્વાન ડૉ. એલ. પી. તેસ્સિતોરીએ ઇટાલીમાં રહીને જ ત્યાં પોતાને પ્રાપ્ત થયેલી જૂની પશ્ચિમી રાજસ્થાની ભાષાની (ગુજરાતી અને મારવાડીનો સંબંધ દર્શાવતી મધ્યકાલીન ભાષાભૂમિકાની) હસ્તપ્રતો તથા થોડાક મુદ્રિત સાહિત્ય પરથી એને વિશેનો શાસ્ત્રીય અભ્યાસ અંગ્રેજીમાં લખીને 'ઇન્ડિયન એન્ટિકવરી'ના ગ્રંથ ૪૩-૪૫માં સને ૧૯૧૪-૧૬માં પ્રગટ કર્યો હતો. જૂની પશ્ચિમી રાજસ્થાની એ સંજ્ઞા પ્રથમ સર જ્યોર્જ ગ્રિયર્સને પ્રયોજી હતી, પરંતુ ડૉ. તેસ્સિતોરીએ પ્રયોજી છે એવા વ્યાપક અર્થમાં નહિ. ડૉ. તેસ્સિતોરીએ પૂર્વીય રાજસ્થાની તથા પશ્ચિમી રાજસ્થાનીની સંભાવના કરી પશ્ચિમી રાજસ્થાનીના જૂના સ્વરૂપમાં મારવાડી તથા ગુજરાતીનાં સમાન મૂળ ધ્યાન લઈને એ બંને ભાષાઓના એ જૂના સ્વરૂપને આ સંજ્ઞા આપી હતી. તેથી આ સંજ્ઞા તેસ્સિતોરીની નવી જ પ્રયોજેલી છે. અલબત્ત, પ્રાપ્ત કૃતિઓ પરથી જ તે સમયની ભાષાભૂમિકા અહીં સમીક્ષાઈ છે. પછીથી તો અનેક હસ્તપ્રતો ઉપલબ્ધ થઈ છે અને એ સ્વરૂપની ભાષા એવી હસ્તપ્રતોમાં ન મળે તો ડૉ. તેસ્સિતોરીએ પ્રયોજેલી સંજ્ઞા પૂરેપૂરી કામયાબ ન નીવડે.

ગુજરાતી ભાષાના અભ્યાસ માટે અત્યારે પણ સર ગ્રિયર્સન અને ડૉ. તેસ્સિતોરીના આ વિષયના અભ્યાસગ્રંથો અભ્યાસીઓને અત્યંત ઉપયોગી બની રહે છે. અને એ યુગમાં આવા ઝીણવટભર્યા વિષયનું વિદેશીઓ દ્વારા થયેલું વ્યવસ્થિત અને શાસ્ત્રીય નિરૂપણ આપણાં પ્રેમાદર જીતી લે છે.

દસ પ્રકરણોમાં વહેંચાયેલા આ પુસ્તકમાં અપભ્રંશ ગુજરાતી અને મારવાડીના ખાસ અનુસંધાન સાથે 'જૂની પશ્ચિમી રાજસ્થાની'ના વ્યાકરણનું અનેક ઉદાહરણો સહિત 'ટિપ્પણ' છે: પ્રાસ્તાવિકમાં ઉપયોગમાં લીધેલી હાથપ્રતોની માહિતી છે અને ઉપોદ્ઘાતમાં (પ્ર૦ ૧) પોતે પ્રયોજેલી સંજ્ઞાનું સ્પષ્ટીકરણ છે. ઉપરાંત, એક તરફ અપભ્રંશથી અને બીજી તરફ અર્વાચીન ગુજરાતી તથા મારવાડીથી 'જૂની પશ્ચિમી રાજસ્થાની' જેને લીધે જુદી તરી આવે છે તે લાક્ષણિકતાઓ તથા ઉત્તરકાલીન જૂ. પ. રા.'માં રહેલાં મારવાડી વલણની તેમજ જૂ. પ. રા થી તદ્દન સ્વતંત્ર રીતે ગુજરાતીને રજૂ કરતી પ્રધાન

લાક્ષણિકતાઓ રજૂ થઈ છે. એ પછી અનુક્રમે ધ્વનિતંત્ર, નામનાં રૂપાખ્યાન, વિશેષણ, સંખ્યાવાચક વિશેષણો, સર્વનામ, ક્રિયાવિશેષણ, ઉભયાન્વયી, ક્રિયાપદ તથા તદ્ધિત અંત્યગોનું અનેક ઉદાહરણો દ્વારા નિરૂપણ થયું છે. ૧૪૯ મુખ્ય મુદ્દાઓ અને એના અનેક પેટા મુદ્દાઓવાળું આ દૃષ્ટાંતસમર્થિત નિરૂપણ લેખકનાં ઊંડા અભ્યાસ અને શાસ્ત્રીય નિરૂપણરીતિનું દ્યોતક છે. પહેલા પરિશિષ્ટમાં જૂ. પ. રા. ના ગ્રંથોમાંથી પસંદ કરેલા નમૂનાઓ આપ્યા છે અને એ પછીનાં સાત પરિશિષ્ટોમાં જૂ. પ. રા. ના શબ્દો, નિર્દિષ્ટ અપભ્રંશ અને ગુજરાતી શબ્દો, મારવાડી વગેરે ભાષાઓના કે બોલીઓના શબ્દો–અનુગો, જૂ. પ. રા. ના પ્રત્યયો તથા અનુગો, પારિભાષિક શબ્દો અને સામાન્ય સૂચિ છે. અનુવાદનો ઉપયોગ વધુ સરળ બનાવવા માટે અનુવાદકે પરિશિષ્ટ ૨ થી ૮ તૈયાર કરીને મૂક્યાં છે. અનુવાદક શ્રી કે. કા. શાસ્ત્રી આ વિષયના ઊંડા અભ્યાસી છે એટલે આ પ્રમાણભૂત અનુવાદ અને આવાં વિષયને માટે જરૂરી પરિશિષ્ટો આપણે એમની પાસેથી પામી શક્યા છીએ. ઉપરાંત, 'અનુવાદકની નોંધ'માં એમણે કરેલી જૂ. પ. રા. ની સંજ્ઞા અંગે તથા કેટલાક શબ્દોની વ્યુત્પત્તિ અંગેની ઝીણવટભરી ચર્ચા પણ આ પુસ્તકને અદ્યતન બનાવવામાં પોતાનો વિશિષ્ટ ફાળો આપે છે. વિદ્વાન અનુવાદકે આ મૂલ્યવાન પુસ્તકને ગુજરાતીમાં સુલભ કરી આપીને અને ગુજરાત યુનિવર્સિટી જેવી વિદ્યાસંસ્થાએ એને પ્રકાશિત કરીને ગુજરાતી ભાષાની કિંમતી સેવા કરી છે એ કહેવાની ભાગ્યે જ જરૂર હોય.

**વેદાંતશબ્દકોષ**

સંગ્રાહક સ્વામી આત્માનંદગિરિએ આ પુસ્તિકામાં વેદાંતવિષયક ગ્રંથોમાં વિશિષ્ટ અર્થમાં વપરાતા પરંતુ અઘરા શબ્દોને સંગ્રહીને એમની ટૂંકી સમજૂતી આપી છે. *અજહત્લક્ષણા, અનુપલબ્ધિ, કૂટસ્થ, પ્રધ્વંસાભાવ, સ્થાલસારમેયન્યાય* જેવા શબ્દો વેદાંતગ્રંથોમાં ક્યા અર્થમાં પ્રયોજાયા છે એ સંગ્રાહકે સમજાવ્યું છે. કેટલાક સરળ શબ્દોના અર્થ ન આપ્યા હોત તો ચાલત અને કેટલાક શબ્દો વિગતે સમજાવવાની જરૂર હતી. ક્યાંક અસ્પષ્ટતા રહી જતી પણ લાગે છે. 'શુદ્ધાદ્વૈત'નો અર્થ આપ્યો છે તો 'કેવલાદ્વૈત', 'વિશિષ્ટાદ્વૈત' જેવા શબ્દોને પણ આ સંદર્ભમાં સમજાવ્યા હોત તો વાચકને વિશેષ ઉપયોગી થાત. તેમ છતાં, વેદાંતમાં પ્રવેશ કરવા ઇચ્છનારને અને સામાન્ય વાચકને આ નાનકડો કોષ ઘણો ઉપયોગી થઈ પડશે.

## ઇતિહાસ

**ગુજરાતનો સાંસ્કૃતિક ઇતિહાસ (ઇસ્લામ યુગ : ખંડ ૨)**

ગુજરાતના ઇતિહાસ-સંશોધનના વિષયમાં ગુજરાત વિદ્યાસભાએ કરેલા

વ્યવસ્થિત પ્રયાસોને કારણે સ્વ. દુર્ગાશંકર શાસ્ત્રી અને રત્નમણિરાવ જોટે તરફથી આપણને પ્રમાણભૂત ગ્રંથો પ્રાપ્ત થયા છે. શ્રી રત્નમણિરાવ જોટેએ ગુજરાતના સાંસ્કૃતિક ઇતિહાસના ઇસ્લામયુગ ખંડ ૧ થી ૪ પ્રગટ કરેલા છે. પ્રસ્તુત ગ્રંથ (ખંડ બીજો) અહમદશાહ સુલતાનથી આરંભી મહમૂદ બેગડાના સમય સુધીનાં વિવિધ સાંસ્કૃતિક બળોની આલોચના કરે છે. ૧૯ થી ૨૯ સુધીનાં દસ પ્રકરણોમાં ગુજરાતના પાટનગર અમદાવાદની સ્થાપના, અહમદશાહનો અમલ અને લડાઈઓ, તેનો સમય, ગુજરાતનું મુસલમાન સમયનું સ્થાપત્ય, અહમદશાહનાં બાંધકામ, એ વિશે કલાવિવેચકોના અભિપ્રાયો, ગિયાસુદ્દીન મુહમ્મદશાહ અને કુતુબુદ્દીન અહેમદશાહ (બીજો), નાસીરુદ્દીન મહમૂદશાહ (પહેલો) અને મહમૂદ બેગડો, ગુજરાતનાં ઐતિહાસિક પાટનગરો–જૂનાગઢ, પાવાગઢ–ચાંપાનેર (કામચલાઉ) તથા બેગડાના સમયનાં બાંધકામનું વિગતપૂર્ણ નિરૂપણ છે. અંતનાં બે પરિશિષ્ટોમાં ગુજરાતના ઇતિહાસનાં સાધનોમાં મુસલમાન તવારીખોનું સ્થાન અને એનું મૂલ્યાંકન તથા અમદાવાદની સ્થાપનાની કુંડળીની સમીક્ષા છે.

આ ઇતિહાસ જૂના ઇતિહાસની જેમ તવારીખો કે કારણોની યાદી આપતો નથી, પરંતુ ઇતિહાસ અને સંસ્કૃતિના પ્રવાહોને અવલોકી એને પ્રમાણભૂત પરિપ્રેક્ષ્યમાં રજૂ કરે છે. ઇતિહાસ–લેખનના આધાર માટે એમણે આપેલી નોંધો (જેમાં તુલના, ચર્ચા, રસમય લોકકથાઓ, કહેવતો વગેરે) પણ વૈજ્ઞાનિક દૃષ્ટિનો પરિચય કરાવે છે. આ ગ્રંથ ૧૯૫૪માં પ્રગટ થયેલા ગ્રંથનું પુનર્મુદ્રણ છે.

## ભારત ઇતિહાસ–નોંધ

'કાર્લ માર્ક્સ કેવળ સામ્યવાદી ક્રાંતિકારી ચિંતક જ ન હતો. ભારતીય ઇતિહાસનો એ ઊંડો અભ્યાસી પણ હતો.' – પ્રકાશકના આ નિવેદન સાથે કાર્લ માર્ક્સની ભારત અંગેની આ ઇતિહાસ–નોંધ અનુવાદિત કરીને શ્રી ભોગીલાલ ગાંધીએ પ્રગટ કરી છે. ઈ. સ. ૬૬૪ માં ભારતમાં આરબોના પ્રથમ પ્રવેશથી આરંભી ઈ. સ. ૧૮૫૯–હિન્દુસ્તાન 'મહાન' રાણી વિક્ટોરિયાના સામ્રાજ્યનો એક પ્રાંત બન્યો' ત્યાં સુધીની આ છૂટીછવાઈ નોંધમાત્ર છે. એ નોંધ નરી હકીકતોની જ છે, એટલે માત્ર વિગતો અને માહિતી એકત્રિત કરનારાઓને એ ઉપયોગી થાય એમ છે. પરંતુ એ દ્વારા કાર્લ માર્ક્સની શક્તિનાં દર્શન આ પુસ્તક આપણને કરાવી શકતું નથી.

## ઇસ્લામનો સોનેરી વારસો

આ પુસ્તિકાના સંપાદક શ્રી કાસિમ બેગ પી. મીર્ઝાએ ઇસ્લામ ધર્મ, મુસ્લિમ સંસ્કાર અને મુસ્લિમ ઇતિહાસ વિશે જિજ્ઞાસુઓને સાચી અને પ્રમાણ-

ભૂત માહિતી આપવાના ઉદ્દેશથી આ સંપાદન પ્રગટ કર્યું છે. એમાં પંડિત સુંદરલાલજી, ડૉ. તારાચંદ, સર જદુનાથ સરકાર અને ડૉ. ડ્રેપર તથા સર પી. સી. રોયનાં લખાણોના કેટલાક ભાગનો અનુવાદ કરી અહીં રજૂ કરવામાં આવેલ છે. એમાં હિન્દુ–મુસ્લિમ સંસ્કૃતિ યાને ઇસ્લામ પૂર્વેનું યુરોપ, મુસલમાનોનું હિન્દમાં આગમન, ઇસ્લામનો સોનેરી વારસો તથા ઇસ્લામ રાજ્ય અમલમાં હિન્દુ–મુસ્લિમ ઐક્ય–એટલાં મુખ્ય મથાળાં છે. રજૂ થયેલાં લખાણોમાં મુખ્યત્વે અવતરણો વિશેષ છે. મોગલો અને એમની સલ્તનત અંગે પ્રવર્તતી ગેર–સમજૂતીઓ દૂર કરવાના આશયથી, સંપાદકે, એ પ્રકારનાં લખાણો અહીં અનુવાદિત કરી પ્રગટ કર્યાં છે. પરંતુ આ પ્રકારનાં છૂટાં–છવાયાં અને પરસ્પર ઓછો સંબંધ ધરાવતાં લખાણો કરતાં આ અભ્યાસી સંપાદકે ઇસ્લામ સંસ્કૃતિ વિશે મૌલિક પુસ્તક લખી પોતાના અભ્યાસનો નીચોડ આપ્યો હોત તો તે વિશેષ ઉપયોગી થાત. તેમ છતાં આ સંપાદન ઇતિહાસના વિષયમાં રસ ધરાવનારાઓને તથા અન્ય વાચકોને એક સાથે ઇસ્લામના સોનેરી વારસાનો પરિચય મેળવવામાં ઉપયોગી થશે. પુસ્તકમાં ભાષા–જોડણી આદિની ભૂલો પણ સુધારી લેવા જેવી હતી.

## તારીખે ઇસ્લામ ભાગ ૧–૨

અલ્લામહ મુહીયુદ્દીન અલ–ખય્યાત લિખિત 'તારીખે ઇસ્લામ' એ 'ઇસ્લામનો સંક્ષિપ્ત સનંદી અને સરળ ઇતિહાસ' છે. એના પ્રથમ બે ભાગનો અનુવાદ સાલેહ અલ–અફીકીએ અહીં સુલભ કરી આપ્યો છે. 'તારીખે–ઇસ્લામ'નું ગુજરાતી ભાષામાં કોઈ પુસ્તક સુલભ ન હોવાથી અનુવાદકે મિસરના. ઉપરોક્ત ઇતિહાસકારના 'દુર્વસ્સુત તારીખ' (જે ખાસ કરીને મદ્રેસાનાં બાળકો માટે લખાયેલ છે)ના પાંચ ભાગમાંથી હઝરત રસૂલુલ્લાહ (સલ.)ની સીરતેપાકના ટૂંકા વર્ણનવાળો પ્રથમ ભાગ અને ખુલ્ફાએ રાશિદીન (ર. અ.)ની ખિલાફતે રાશિદહના સંક્ષિપ્ત ઇતિહાસવાળો બીજો ભાગ અહીં અનુવાદિત કરી ગ્રંથસ્થ કરેલ છે. મૂળ 'દીન' પત્રમાં આ અનુવાદ ક્રમશઃ પ્રગટ થયો હતો. પહેલા ભાગનાં દસ પ્રકરણોમાં 'તારીખ' વિશે સ્પષ્ટીકરણ છે. એ પછી ઇસ્લામ પૂર્વે અરબોની સ્થિતિ, મનુષ્યની જાતો; આં હઝરતનાં જન્મ–બાળપણ, જીવન; નબુવત, ઇશાઅતે ઇસ્લામ; મહાન ગિઝવાત; મક્કાની ફતેહ, વગેરે આં હઝરત સલ્અમની વફાતનું વર્ણન છે. તો બીજા ભાગનાં દસ પ્રકરણોમાં ખિલાફતે રાશિદાહનો સંક્ષિપ્ત ઇતિહાસ રજૂ કરતાં ઇસ્લામમાં પહેલી રાજકીય સભા, વિજય, પરમુદ્દનું યુદ્ધ–શામની, ઇરાક–ઇરાનની ફતેહ, હ. ઉસ્માન બિન

અફઘાન ( રદી. )ની તથા હઝરતઅલી ( રદી. )ની ખિલાફત વગેરેનું પેટા મુદ્દાઓ-વાળું સ્પષ્ટ સરળ નિરૂપણ છે. આ અનુવાદ એની ભાષા–શૈલી વગેરેને કારણે બિનમુસ્લિમ વાચકોને વાંચવા કેટલો આકર્ષશે એ પ્રશ્ન છે. આ પ્રકારનાં પુસ્તકો શુદ્ધ ગુજરાતીમાં–થોડોક વધુ શ્રમ લઈને પણ જો પ્રગટ થતાં હોય તો અન્ય ધર્મીઓને પણ એ સુલભ થઈ શકે અને એ દ્વારા એનો મૂળભૂત હેતુ સિદ્ધ થાય.

## ચિંતન–ધર્મ–નીતિ–સંસ્કૃતિ–તત્ત્વજ્ઞાન

### હિન્દુ:ધર્મમાં મધ્યમમાર્ગ

લોકભારતીને આશ્રયે નાનાભાઈ વ્યાખ્યાનમાળામાં આચાર્યશ્રી ડોલરરાય માંકડે આપેલાં ત્રણ વ્યાખ્યાનોને ઉપર્યુક્ત નામે ગ્રંથસ્થ કરવામાં આવ્યાં છે. પ્રારંભમાં ધર્મ અને અધર્મની ટૂંકી ચર્ચા કર્યા બાદ બૌદ્ધ ધર્મ અને જૈન ધર્મ હિન્દુ ધર્મનાં જ પુનઃ સંસ્કરણ પામેલાં સ્વરૂપો છે તેનું પ્રતિપાદન કરવામાં આવ્યું છે અને પછી બૌદ્ધ ધર્મમાં આચાર દૃષ્ટિએ દર્શાવવામાં આવેલો મધ્યમ-માર્ગ અષ્ટાંગિક માર્ગ તથા તાત્ત્વિક દૃષ્ટિએ પ્રબોધેલ મધ્યમમાર્ગ પ્રતીત્યસમુ-ત્પાદને બુદ્ધના પ્રથમ પ્રવચન અને બુદ્ધચરિતમાંથી સંદર્ભો આપી સમજાવવામાં આવ્યો છે. મધ્યમમાર્ગની પ્રેરણા આપનારાં સમકાલીન પરિબળો જેવાં કે ચાર્વાક-વાદીઓની ભૌતિક સુખની અતિશયતા તથા દેહદમનવાદીઓની અતિશયતાની ટૂંકી છતાં પ્રતીતિકર ચર્ચા આસ્વાદ્ય બની છે. બુદ્ધના પ્રતીત્યસમુત્પાદવાદને પણ લેખકે અત્યંત પ્રાસાદિક ભાષામાં સ્પષ્ટ કર્યો છે. આ પછી જૈન ધર્મના ઉદ્ગમની ચર્ચાના અનુસંધાનમાં જૈનોના પ્રથમ તીર્થંકર ઋષભદેવ અથવા આદિનાથનો ભાગવતમાં મળતો સંદર્ભ સવિસ્તર સમજાવી ઋષભદેવ તપના આત્યંતિક પુર-સ્કર્તા હતા તેથી જૈન ધર્મમાં મધ્યમમાર્ગનો પ્રારંભ પાર્શ્વનાથ કે મહાવીર સ્વામીથી થયો છે તે સમજાવ્યું છે. જૈન ધર્મનો ત્રિરત્નનો સિદ્ધાંત તથા મહાવ્રતો અને અણુવ્રતોની વ્યવસ્થા મધ્યમમાર્ગની દ્યોતક છે. આ ઉપરાંત જૈન ધર્મના સપ્તનય અને સ્યાદ્વાદની ચર્ચા પણ રોચક છે. અંતે તર્કની દૃષ્ટિએ જે ગ્રાહ્ય હોય તે સ્વીકારવું એમ કહેનાર જૈનની દૃષ્ટિમાં મધ્યમમાર્ગનો વિજય છે એમ લેખકે વિશદતાથી સમજાવ્યું છે.

બીજા વ્યાખ્યાનમાં બ્રાહ્મણ ધર્મના સંદર્ભમાં ગીતાના સમન્વયવાદમાં લેખકે મધ્યમમાર્ગનું દર્શન કરાવ્યું છે અને આચાર તથા તત્ત્વદૃષ્ટિએ ગીતા

મધ્યમમાર્ગ ક્યાં ક્યાં પ્રમાણિત કરે છે તે વિવિધ ઉદાહરણો દ્વારા સ્પષ્ટ કર્યું છે. આ પછી પુરાણકાળમાં અનેક દેવવાદમાંથી ત્રિમૂર્તિ દેવ અને દેવીઓની કલ્પનામાં પણ મધ્યમમાર્ગ જણાવ્યો છે. મહાન આચાર્ય શંકરાચાર્યે કલ્પેલો સમન્વયવાદ પણ લેખકે પ્રાસાદિક વાણીમાં સમજાવ્યો છે. ત્રીજા વ્યાખ્યાનમાં વેદકાળથી માંડીને બૌદ્ધ અને જૈન ધર્મ સુધી મધ્યમમાર્ગની ઉત્પત્તિ અને વિકાસ-રેખા તથા સ્થિત્યંતરો ઐતિહાસિક સંદર્ભો અને વિવિધ ઉદાહરણોથી સ્પષ્ટ કર્યાં છે. એમાં લેખકનાં વિશાળ જ્ઞાન અને દર્શનનો પરિચય થાય છે.

## ઋગ્વેદમાં વશિષ્ઠ ઋષિનું દર્શન

શ્રીમતી વિદ્યાબહેન સ્મારક વ્યાખ્યાનમાળાને ઉપક્રમે શ્રી રોલરરાય માંકડે આપેલાં બે વ્યાખ્યાનોને ઉપર્યુક્ત નામે ગ્રંથસ્થ કરવામાં આવ્યાં છે. ઋગ્વેદમાં સૌથી વધારે સૂક્તો વશિષ્ઠ ઋષિએ રચ્યાં છે તે હકીકતનું પ્રતિપાદન કરી વશિષ્ઠ ઋષિ-રચિત સૂક્તોમાં તેમની વિશિષ્ટ દૃષ્ટિનું નિરૂપણ કરવામાં આવ્યું છે. અનેક દેવવાદની ચર્ચા કરી જુદા જુદા દેવતાઓ તરફની વશિષ્ઠની દૃષ્ટિ, દેવો સાથેની ઋષિની સખ્યભાવના, કર્મકાંડાત્મક દૃષ્ટિકોણ અને કર્મકાંડની શુદ્ધિ ઉપર એમણે મૂકેલો ભાર વ્યવસ્થિત રીતે ચર્ચાયો છે. આ ઉપરાંત પ્રથમ વ્યાખ્યાનમાં વશિષ્ઠ ઋષિનાં સૂક્તોમાં ભક્તિતત્ત્વ પણ વિવિધ ઉદાહરણો સહિત સ્પષ્ટ કરવામાં આવ્યું છે. બીજા વ્યાખ્યાનમાં દેવોએ કરેલું સૃષ્ટિનું સર્જન, આત્મા, જીવ, બ્રહ્મ, ઈશ્વરનું અમરત્વ વગેરે વિગતોની ટૂંકી ચર્ચા કર્યા બાદ પાપનાં કારણો અને ઋત, સત્ય અને મોક્ષની ભાવના વિશે વિગતે નોંધ છે. જુદી જુદી વિગતોની ચર્ચાને આધારે લેખકે વશિષ્ઠના વ્યક્તિત્વ અને વશિષ્ઠની આધ્યાત્મિક ભાવનાને પ્રાસાદિક રીતે વ્યક્ત કરી આપી છે. વ્યાખ્યાનોમાં લેખકની અગાધ વિદ્વત્તા અને વિશદ વિશ્લેષણાત્મક દૃષ્ટિનાં દર્શન થાય છે.

## વૈદિક વિનય [ખંડ ૧, ૨, ૩]

સં. ૧૯૯૩માં પ્રગટ થયેલા આ ત્રણે ખંડો આ વર્ષે પુનર્મુદ્રણ પામ્યાં છે. વેદમંત્રોના અર્થને જાણી-સમજી તેના રહસ્યને સમજવાના હેતુથી આ પુસ્તક પં. શ્રી દેવશર્મા 'અભય' વિદ્યાલંકારના મૂળ હિંદી ગ્રંથ પરથી તૈયાર કરવામાં આવ્યું છે. એમાં વેદમાંના ઉત્તમ મંત્રોને ચૂંટીને આધુનિક દેશકાળને અનુરૂપ પ્રાર્થનારૂપે આપવાનો લેખકે પ્રયાસ કર્યો છે. એમાં 'પ્રારંભિક વિવેચન'માં મૂળ હિંદી લેખકે સ્વાધ્યાય રીત, મંત્રોના છંદ, ઋતુચર્યા, પ્રત્યેક મહિના માટેની પ્રાણદાયક કસરતો વગેરેનું વિસ્તૃત ઉપયોગી નિરૂપણ કર્યું છે, અને પછી પ્રથમ ખંડમાં વસંત અને ગ્રીષ્મની ઋતુચર્યા, મીન-મેષ-વૃષભ-મિથુન રાશિ માટે

પ્રાણદાયક વ્યાયામની પ્રારંભિક ચર્ચા કરી ચૂંટેલા વેદમંત્રો, તેમના શબ્દાર્થ અને એમની વિસ્તૃત સમજૂતી ('વિનય') આપેલાં છે. એ જ રીતે, બીજા ખંડમાં વર્ષાઋતુ અને શરદની ઋતુચર્યા અને કર્ક–સિંહ–કન્યા–તુલા રાશિ માટે વ્યાયામ અને પછી મંત્રો, શબ્દાર્થ–સમજૂતી, અને ત્રીજા ખંડમાં હેમંત અને શિશિરની ઋતુચર્યા, વૃશ્ચિક, ધન, મકર અને કુંભરાશિ માટે વ્યાયામ અને પછી મંત્રો તથા શબ્દાર્થ–સમજૂતી આપેલાં છે. અનુવાદક શ્રી સેવાનંદે સરળ ભાષામાં આ પુસ્તકને ઉપલબ્ધ કરી આપ્યું છે, પરંતુ મૂળ પુસ્તકની રચના, એની આયોજના, એના કેટલાક અર્થો વિશે આપણને આશંકા થાય છે.

## શ્વેતાશ્વતર ઉપનિષદ

ઉપનિષદોમાં ઈશાદિ દશ અને અગિયારમા આ ઉપનિષદનું મહત્ત્વનું સ્થાન છે. આ પૂર્વે 'સસ્તુ સાહિત્ય–' તરફથી ઈશાદિ દશ ઉપનિષદો શાંકરભાષ્યના અન્વય તથા ગુજરાતી અર્થ સાથે પ્રગટ થઈ ચૂક્યાં છે. આ પુસ્તકમાં અનુવાદક શ્રી વાસુદેવ મ. જોષીએ ઉપનિષદભાષ્યોનો આ ગુજરાતી અનુવાદ, ભાષ્યોનું સંસ્કૃત ન સમજી શકનાર વાચકો માટે સુલભ કરી આપ્યો છે. આ ઉપનિષદના ૭ અધ્યાયોમાં શ્વેતાશ્વતર ઋષિએ શુદ્ધ ચિત્તવાળા નિષ્કામ સાધકોને વિદ્યા–ઉદ્‌બોધ કર્યો છે. જગતના કારણની મીમાંસાથી એનો આરંભ થાય છે. એમાં કારણબ્રહ્મનું ચક્રરૂપ અને કાર્યબ્રહ્મનું નદીરૂપ વર્ણન આકર્ષક છે. એમાં પરમાત્મ સ્વરૂપનું વર્ણન, બ્રહ્મનું નિર્વિશેષ રૂપ, પ્રકૃતિ–જીવ સંબંધનો વિચાર, જીવ–ઈશ્વરની ભિન્નતા (દ્વા સુપર્ણા સયુજા સખાયા...), પરમાત્માના સાક્ષાત્કારનાં સાધન, એનું સ્વરૂપ વગેરે નિરૂપાયું છે. મૂળ મંત્ર, એનો અન્વય, ભાષાંતર અને ભાષ્ય સહિતનું આ ઉપનિષદ અભ્યાસીઓને ઉપકાર થઈ પડશે. ભાષ્યમાં શ્રી આદ્ય શંકરાચાર્યની માર્મિકતા ને સૂક્ષ્મતા અન્ય ઉપનિષદોના ભાષ્ય જેવી પ્રતીત થતી નથી એવા પ્રસ્તાવનાના નિર્દેશમાં તથ્ય છે. સંભવ છે કે એ કોઈ અન્ય વિદ્વાનનું પણ હોય! આત્મતત્ત્વ સંબંધી મહત્ત્વના સિદ્ધાંતોનું પ્રતિપાદન કરતા આ ગુજરાતીમાં સુલભ થયેલા ઉપનિષદને આપણે આવકારીએ.

## ગીતાની ભૂમિકા અને આપણો ધર્મ

શ્રી જયંતિલાલ આચાર્ય દ્વારા અનૂદિત મહર્ષિ અરવિંદની 'ગીતાની ભૂમિકા અને આપણો ધર્મ' ગીતાનાં કેટલાંક ચાવીરૂપ અને વિવાદાસ્પદ સ્થાનોની માનસશાસ્ત્રીય મીમાંસા કરે છે. મહાભારત કોઈ રૂપક નથી, દિવ્યદૃષ્ટિ કે વિશ્વરૂપદર્શન કેવળ કવિની કલ્પના નથી તે એમણે પ્રતીતિકર સંદર્ભમાં સમજાવ્યું છે.

અર્જુનનો વિષાદ, વૈષ્ણવી માયાનું આક્રમણ તથા વિદ્યા અને અવિદ્યા જેવા પ્રશ્નોની ચર્ચા માનસશાસ્ત્રીય ઢબે થઈ હોવાને પરિણામે સુગમ્ય તથા સુગ્રાહ્ય બનવા પામી છે. શ્રી કૃષ્ણનો રાજનૈતિક ઉદ્દેશ્ય અને શ્રી કૃષ્ણની રાજનીતિનું ફળ વગેરે ચર્ચા તત્કાલીન ઐતિહાસિક સંદર્ભનો ઓપ પામવાને કારણે આસ્વાદ્ય બની છે. આપણો ધર્મ વિભાગમાં ગીતાનો ધર્મ, સંન્યાસ અને ત્યાગ, માયા, અહંકાર અને પ્રાકામ્ય વગેરે પ્રકરણો પણ નોંધપાત્ર છે. મહર્ષિ અરવિંદના સામાન્ય રીતે કઠિન ગણાતા તત્ત્વજ્ઞાનને અનુવાદકે અત્યંત પ્રાસાદિક શૈલીમાં રજૂ કરી જિજ્ઞાસુઓને માટે આસ્વાદ્ય બનાવ્યું છે.

## ગીતામર્મ

ગીતાનું રહસ્ય પ્રગટ કરવા માટે આપણે ત્યાં ઘણાં પુસ્તકો પ્રગટ થયાં છે. ગીતા આપણો સનાતન ગ્રંથ છે અને મન, બુદ્ધિ કે ચિત્તમાં ઊઠતી મૂંઝવણોના ઉકેલો માનવજાતને એમાંથી મળતા રહ્યા છે એ એનું કાલાતીતપણું નિશ્ચિત કરે છે. શ્રી અંબાલાલ પુરાણી શ્રી અરવિંદની ગીતાસૂઝને લક્ષમાં રાખી આ પુસ્તિકામાં અઢારેય અધ્યાયનો સંક્ષેપમાં નિચોડ આપે છે. શ્રી અરવિંદની દૃષ્ટિએ ગીતાને સમજવામાં અને સાધના માટેનું માર્ગદર્શન આપવામાં આ પુસ્તિકા ઉપયોગી થાય તેવી છે.

શ્રી અંબુભાઈએ ગીતાના કેટલાક મહત્ત્વના વિચારોનો અને તેના કેટલાક પારિભાષિક શબ્દોની સમજૂતી આપવાનો સ્તુત્ય પ્રયાસ કર્યો છે. દા. ત., ગીતામાં 'કર્મ'નો અર્થ ઘણો વ્યાપક છે. તેમણે 'કર્મયોગ'નો અર્થ સમજાવતાં કહ્યું છે કે "સઘળાં બહારનાં અને અંતરનાં કાર્યો ભક્તિપૂર્વક, નિષ્કામભાવે, યજ્ઞરૂપે–ભગવાનને ચરણે સમર્પણ કરવાં તે. ભગવાનને સર્વ કર્મોના–અને સર્વ યજ્ઞોના સ્વામી તરીકે સ્વીકારવા એ કર્મયોગની શરૂઆત છે. 'આપણી સર્વે આંતર અને બાહ્ય શક્તિઓનો સાચો માલિક ભગવાન છે' એ ભાવના ઉપર કર્મયોગનો આરંભ થાય છે. સઘળું તપ ભગવાનને જ સમર્પણ કરવાનું હોય," વગેરે.

૧૩૦ પાનાંનું આ નાનકડું પુસ્તક ગીતાની આધ્યાત્મિક સૃષ્ટિમાં પ્રવેશ કરવા માટે નિસરણીની ગરજ સારે તેવું છે.

## ભારતીય તત્ત્વજ્ઞાનની રૂપરેખા (ખંડ ૩)

ભારતીય તત્ત્વજ્ઞાનના સુખ્યાત લેખક શ્રી એમ. હિરિયણ્ણાના 'આઉટ-લાઇન્સ ઑફ ઇંડિયન ફિલોસોફી'એ ગ્રંથનું ભાષાંતર કરાવવાનું કાર્ય ગુજરાત

વિદ્યાસભાએ શ્રી ચંદ્રશંકર શુક્લને સોંપેલું. પ્રસ્તુત ગ્રંથના બે ખંડનો એમણે કરેલો અનુવાદ આ અગાઉ (ઈ. સ. ૧૯૫૪માં) પ્રગટ થઈ ચૂક્યો છે. એ પછી એમનું અવસાન થતાં બાકી રહેલા અનુવાદનું કાર્ય પ્રા. ડૉ. કુ. ઇન્દુકલા ઝવેરીને સોંપાયેલું તે આ 'ભારતીય તત્ત્વજ્ઞાનની રૂપરેખા' (ખંડ ૩ : દર્શન-યુગ) નામે પ્રસિદ્ધ થયું છે.

મૂળ પુસ્તકમાં આરંભે-પ્રાસ્તાવિકમાં-ભારતીય તત્ત્વચિંતનનાં વિશિષ્ટ અંગો અને ત્યારબાદ તેની વિચારધારાનું વિવેચન વેદયુગ, વેદોત્તરયુગની પૂર્વાવસ્થા અને દર્શનયુગ-એમ ત્રણ ભાગોમાં કરેલું છે. આ અનુવાદ-ગ્રંથમાં 'દર્શન યુગ'ની મીમાંસા છે. આરંભે દર્શનયુગનું તત્ત્વજ્ઞાન નિર્ણયો આપવાને બદલે નિર્ણયો પર પહોંચવાની પ્રક્રિયા દર્શાવે છે અને એનું સ્વરૂપ સામાન્યપણે સમીક્ષા-પ્રધાન બન્યું છે એમ કહી આ દર્શનો પ્રમાણો તરફ ધ્યાન આપવા લાગે છે એની સમજ આપે છે. પ્રમાણો વડે મેળવેલાં પરિણામો-'દર્શન' એ શબ્દ દ્વારા ભારતના સામાન્ય તત્ત્વજ્ઞાનનું વિશિષ્ટ લક્ષણ કેવી રીતે વ્યક્ત થાય છે એ દર્શાવી એમની આલોચના અંગેનો પોતાનો અભિગમ સ્પષ્ટ કરે છે. એ પછી અનુક્રમે ચાર્વાકદર્શન, બૌદ્ધદર્શનની ઉત્તરયુગીન શાખાઓ, ન્યાય-વૈશેષિક, સાંખ્ય-યોગ, પૂર્વમીમાંસા, અને વેદાન્ત (શંકરાચાર્યના અદ્વૈતવાદ તથા રામાનુજાચાર્યના વિશિષ્ટાદ્વૈત)ની લેખકે પર્યેષણા કરી છે. પુસ્તકની વિશેષતા પ્રત્યેક દર્શનની વિચારધારાને ઐતિહાસિક, તુલનાત્મક તથા વિવેચનાત્મક દૃષ્ટિએ થયેલી વિચારણામાં છે એ સાથે તે દર્શનના સિદ્ધાંતોના અત્યંત વ્યવસ્થિત નિરૂપણમાં પણ છે. લેખકે દર્શનના મહત્ત્વના ભાગને ઝીણવટભરી રીતે વિલોક્યો છે. આ સર્વમાં એમની સૂક્ષ્મ સમજનું અને તટસ્થ વલણનું દર્શન થાય છે. પરિણામે ગ્રંથ ચિંતનાત્મક બન્યો હોઈ અભ્યાસીઓને એ મૂલ્યવાન લાગશે. અનુવાદની ભાષા પણ પ્રસન્નગંભીર અને અકૃત્રિમ છે. આવા ગ્રંથને ગુજરાતીમાં સુલભ કરી આપવા માટે વિદ્યાસભાના તથા અનુવાદકના આપણે આભારી છીએ.

## પરદેશોમાં ભારતીય સાંસ્કૃતિ

આ પુસ્તકના સંયોજક શ્રી નાનુભાઈ દવેએ અનેક વિદ્વાનોનાં પુસ્તકોને લક્ષમાં રાખીને ભારતીય સંસ્કૃતિનો પ્રવાહ પરદેશોમાં કઈ રીતે વહ્યો અને વિકસ્યો એનું રોચક નિરૂપણ આ પુસ્તકમાં કર્યું છે. કોઈ દેશમાં વેપારની સાથે તો કોઈમાં ધર્મની સાથે ગયેલા આ પ્રવાહની કથા લેખકે જુદા જુદા દેશોના ઇતિહાસની પાર્શ્વભૂમાં આપી છે. સંયોજકે કહ્યું છે તેમ 'ભારતીય સંસ્કૃતિના વિકાસની કથા રોમાંચક છે. એ કથામાં કળા ને કૌશલ્યનો વિજય

છે. જીવનની વાસ્તવિકતા અને એની પાર રહેલા અવ્યક્તની ખોજ વિશે પરાપૂર્વથી જે ચિંતન થયું છે તેનો વિજય છે. પરદેશના લોકોનાં હૃદયને વશ કરે એવો ધર્મવિજય એકલા ભારતે સિદ્ધ કર્યો છે.' સાંસ્કૃતિક પ્રવાહના વિગતપ્રચુર પરિચય સાથે એમણે ચીન, સિલોન, બર્મા, બાલી, તિબેટ આદિ અનેક દેશોમાં ભારતીય સંસ્કૃતિ કેવી રીતે અને કયા સંયોગોમાં વિસ્તરી એની ઇતિહાસ-પુરાણ-દંતકથાઓમાં વણાયેલી આ કથા વાંચવી ગમે એ રીતે સરળતાથી વર્ણવી છે. ભારતીય સંસ્કૃતિના દિગ્વિજયમાં રહેલા બૌદ્ધ ધર્મના હિસ્સાનું એમણે નિરૂપણ કર્યું છે અને એ સાથે આપણા કેટલાક મહાન ધર્મગુરુઓની કથા પણ એમાં વણી લીધી છે. આ વિગતો આપણો વિદ્યાર્થીવર્ગ-નવી પેઢી-વાંચે અને આપણા વારસાથી પરિચિત બને એ ઇષ્ટ છે. ૨૪ પ્રકરણોમાં એમણે અહીંનાં ધર્મ-સંસ્કૃતિના આદરની, એના વધેલા પ્રભાવની, એ પ્રવૃત્તિને પોષનારની, ધર્મપ્રવર્તનનું કાર્ય ઉપાડી લેનાર આજીવન ભેખધારીઓની અને વિદેશોની ઘટનાઓની સુંદર ઝાંખી કરાવી છે અને અંતે હિંદુધર્મ અંગે ઊઠતા નિરાશાના સૂરને અર્ધસત્ય કહી મધ્યયુગ અને વિશેષ તો અર્વાચીન યુગમાં હિન્દુધર્મને નવપલ્લવિત કરવાના થયેલા ઉત્તમ પ્રયત્નોનું પંખીદર્શન કરાવ્યું છે-એ ટૂંકું છતાં મધુર છે. લેખકનો આશાવાદ તેજસ્વી રહે એવું કોણ ન ઇચ્છે? આવા પુસ્તકમાં ભારતીય સંસ્કૃતિ ને ધર્મનાં લક્ષણો ય આપવાં જોઈએ. સંયોજકે એ લાભ શા માટે જતો કર્યો હશે?

## ભારતીય સંસ્કૃતિ

સદ્. રમણલાલ વ. દેસાઈ કૃત 'ભારતીય સંસ્કૃતિ'ના શ્રી કિશોરકાંત યાજ્ઞિકે ઈ. સ. ૧૯૬૨માં પ્રગટ કરેલા સંક્ષેપની આ બીજી આવૃત્તિ છે. ધુમ્મસ-યુગ અને સંસ્કૃતિ-વિકાસથી આરંભી ભારતીય સંસ્કૃતિના વિકાસનો પરિચય અને એની વિશિષ્ટતાઓનું એમાં નિરૂપણ છે. નરી હકીકતો આપવાને બદલે લેખકે મૂળ તત્ત્વોનું વિશ્લેષણ પણ અહીં કર્યું છે. અલબત્ત, લેખકનાં બધાં મંતવ્યો સ્વીકારી શકાય એવાં નથી. સામાન્ય જનસમાજને ભારતીય સંસ્કૃતિનો અને એનાં અંગોપાંગોનો પરિચય મેળવવા માટે મૂળ ગ્રંથ અને સારી રીતે થયેલો આ સંક્ષેપ ઉપયોગી નીવડે એમ છે. સંક્ષેપકારે આ સંક્ષેપ અત્યંત વિવેક દાખવીને કર્યો છે. આ બીજી આવૃત્તિમાં નવતર અભ્યાસનો લાભ લેવામાં આવ્યો હોત તો પુસ્તકની ઉપયોગિતામાં વધારો થાત.

## પૂર્ણયોગ માટે વ્યવહારુ માર્ગદર્શન [ભા. ૧-૨]

શ્રી અરવિંદના જીવનદર્શનનાં તત્ત્વોનું યથાર્થ રીતે સંપાદન કરવાના હેતુથી

શ્રી અરવિંદ ગ્રંથમાળાનું આયોજન થયું છે. વરસે દહાડે ૧૫૦ પૃષ્ઠોનાં ચાર પુસ્તકો પ્રસિદ્ધ કરવાની એમાં યોજના છે. એ પ્રમાણે શ્રી અરવિંદ તથા શ્રી માતાજીનાં લખાણોમાંથી વીણેલી કંડિકાઓ આ બંને ભાગોમાં શ્રી મણિભાઈ પટેલે સંપાદિત–અનુવાદિત કરી, રજૂ કરી છે. પ્રથમ ભાગ બે ખંડોમાં વહેંચાયેલો છે. પહેલા ખંડમાં દિવ્ય જીવન પ્રતિ આરોહણ એ માનવની યાત્રા છે એ દ્વારા પ્રાસ્તાવિકમાં જીવનના લક્ષ્યનો, માનવ જાતિની આધુનિક અવસ્થા ને આવશ્યકતાનો, નિર્ધારિત લક્ષ્ય માટે પ્રભુના સ્પર્શથી આત્માનું રૂપાંતર કરવાનો, યોગનાં લક્ષ્ય ને ઉદ્દેશ્યનો, પહેલાંના યોગમાર્ગો ને પૂર્ણયોગનો, ઉચ્ચતર ચેતનાનો પંથ માનવજાતિને ખોલી આપવા માટે થતા અવતારનો, શ્રી અરવિંદની પોતાની તથા એમણે કરેલી માતાજી વિષેની વાતો, સાધનાની પ્રક્રિયા અને સાધકનું વલણ તથા બીજા ખંડમાં સાધનામાં સહાયરૂપ થતાં સમતા, શ્રદ્ધા, પ્રશાંતિ વગેરેની વિશદ સમજ અહીં રજૂ કરેલી કંડિકાઓમાં વ્યવસ્થિતપણે પ્રાપ્ત થાય છે. એ જ રીતે (બીજા ભાગમાંના) ત્રીજા ખંડમાં સાધનામાં અંતરાયરૂપ થતાં આસક્તિ, અહં, ભય, માનવપ્રકૃતિ, મનસ, કામવૃત્તિ આદિ વિશેની એમની વિચારણા યોગ્ય રીતે રજૂઆત પામી છે. ચોથો ખંડ કળા, સૌન્દર્ય, ચેતના, મૃત્યુ અને પુનર્જન્મ, કેળવણી, ઉત્ક્રાન્તિ, અનુભૂતિઓ અને દર્શનો આદિ વિશેના શ્રી અરવિંદના તથા શ્રી માતાજીના વિચારોનો આપણને પરિચય કરાવે છે. વિવિધ આકૃતિઓ અને પદાર્થોના, પ્રકાશોના અને રંગોના તથા દેવતાઓના પ્રતીક તરીકેના અર્થો પણ અહીં આપવામાં આવ્યા છે. અંતભાગમાં તત્ત્વવિષયક ઉપદેશ અને સૂત્રરૂપ વચનો છે. આ બંને ભાગમાં શ્રી અરવિંદ તથા શ્રી માતાજીના, ચેતનાની એક વધારે ઊંચી ભૂમિકાએ આરોહણ કરી દિવ્યજીવન પ્રતિ ગતિ કરાવતા જીવનદર્શનની સામાન્ય વાચકને પણ ઝાંખી થાય, એમના તત્ત્વદર્શનને સહજતા અને સરળતાથી તે સમજી શકે, એ હેતુથી થયેલું આ સંકલન અત્યંત આવકારદાયક છે. એમનો તત્ત્વોપદેશ સહુ સત્યનિષ્ઠ અભીપ્સુઓને સહાયરૂપ થશે.

## ચિંતનનાં પુષ્પો (ગુચ્છ બીજો)

ગુજરાતી ચિંતનસાહિત્યમાં શ્રી અંબુભાઈ પુરાણીનું કાર્ય દીર્ઘકાળ માટે નોંધપાત્ર રહે તેટલું માતબર છે. શ્રી અરવિંદને ગુજરાત સુધી પહોંચાડવામાં તેમનો ફાળો નાનોસૂનો નથી.

ચિંતનનાં પુષ્પોનો ગુચ્છ બીજો પાંચ ભાગમાં વહેંચાયેલો છે. તેમાં શ્રી

છે. જીવનની વાસ્તવિકતા અને એની પાર રહેલા અવ્યક્તની ખોજ વિશે પરાપૂર્વથી જે ચિંતન થયું છે તેનો વિજય છે. પરદેશના લોકોનાં હૃદયને વશ કરે એવો ધર્મવિજય એકલા ભારતે સિદ્ધ કર્યો છે.' સાંસ્કૃતિક પ્રવાહના વિગતપ્રચુર પરિચય સાથે એમણે ચીન, સિલોન, બર્મા, બાલી, તિબેટ આદિ અનેક દેશોમાં ભારતીય સંસ્કૃતિ કેવી રીતે અને કયા સંયોગોમાં વિસ્તરી એની ઇતિહાસ-પુરાણ-દંતકથાઓમાં વણાયેલી આ કથા વાંચવી ગમે એ રીતે સરળતાથી વર્ણવી છે. ભારતીય સંસ્કૃતિના દિગ્વિજયમાં રહેલા બૌદ્ધ ધર્મના હિસ્સાનું એમણે નિરૂપણ કર્યું છે અને એ સાથે આપણા કેટલાક મહાન ધર્મગુરુઓની કથા પણ એમાં વણી લીધી છે. આ વિગતો આપણો વિદ્યાર્થીવર્ગ–નવી પેઢી–વાંચે અને આપણા વારસાથી પરિચિત બને એ ઇષ્ટ છે. ૨૪ પ્રકરણોમાં એમણે અહીંનાં ધર્મ-સંસ્કૃતિના આદરની, એના વધેલા પ્રભાવની, એ પ્રવૃત્તિને પોષનારની, ધર્મ-પ્રવર્તનનું કાર્ય ઉપાડી લેનાર આજીવન ભેખધારીઓની અને વિદેશોની ઘટનાઓની સુંદર ઝાંખી કરાવી છે અને અંતે હિંદુધર્મ અંગે ઊઠતા નિરાશાના સૂરને અર્ધસત્ય કહી મધ્યયુગ અને વિશેષ તો અર્વાચીન યુગમાં હિન્દુધર્મને નવપલ્લવિત કરવાના થયેલા ઉત્તમ પ્રયત્નોનું પંખીદર્શન કરાવ્યું છે—એ ટૂંકું છતાં મધુર છે. લેખકનો આશાવાદ તેજસ્વી રહે એવું કોણ ન ઇચ્છે? આવા પુસ્તકમાં ભારતીય સંસ્કૃતિ ને ધર્મનાં લક્ષણો ય આપવાં જોઈએ. સંયોજકે એ લાભ શા માટે જતો કર્યો હશે?

## ભારતીય સંસ્કૃતિ

સદ્. રમણલાલ વ. દેસાઈ કૃત 'ભારતીય સંસ્કૃતિ'નો શ્રી કિશોરકાંત યાજ્ઞિક ઈ. સ. ૧૯૬૧માં પ્રગટ કરેલા સંક્ષેપની આ બીજી આવૃત્તિ છે. ધુમ્મસ-યુગ અને 'સંસ્કૃતિ-વિકાસથી આરંભી ભારતીય સંસ્કૃતિના વિકાસનો પરિચય અને એની વિશિષ્ટતાઓનું' એમાં નિરૂપણ છે. નરી હકીકતો આપવાને બદલે લેખક મૂળ તત્ત્વોનું વિશ્લેષણ પણ અહીં કર્યું છે. અલબત્ત, લેખકનાં બધાં મંતવ્યો સ્વીકારી શકાય એવાં નથી. સામાન્ય જનસમાજને ભારતીય સંસ્કૃતિનો અને એનાં અંગોપાંગોનો પરિચય મેળવવા માટે મૂળ ગ્રંથ અને સારી રીતે થયેલો આ સંક્ષેપ ઉપયોગી નીવડે એમ છે. સંક્ષેપકારે આ સંક્ષેપ અત્યંત વિવેક દાખવીને કર્યો છે. આ બીજી આવૃત્તિમાં નવતર અભ્યાસનો લાભ લેવામાં આવ્યો હોત તો પુસ્તકની ઉપયોગિતામાં વધારો થાત.

## પૂર્ણયોગ માટે વ્યવહારુ માર્ગદર્શન [ભા. ૧–૨]

શ્રી અરવિંદના જીવનદર્શનમાં તત્ત્વોનું યથાર્થ રીતે સંપાદન કરવાના હેતુથી

શ્રી અરવિંદ ગ્રંથમાળાનું આયોજન થયું છે. વરસે દહાડે ૧૫૦ પૃષ્ઠોનાં ચાર પુસ્તકો પ્રસિદ્ધ કરવાની એમાં યોજના છે. એ પ્રમાણે શ્રી અરવિંદ તથા શ્રી માતાજીનાં લખાણોમાંથી વીણેલી કંડિકાઓ આ બંને ભાગોમાં શ્રી મણિભાઈ પટેલે સંપાદિત–અનુવાદિત કરી, રજૂ કરી છે. પ્રથમ ભાગ બે ખંડોમાં વહેંચાયેલો છે. પહેલા ખંડમાં દિવ્ય જીવન પ્રતિ આરોહણ એ માનવની યાત્રા છે એ દ્વારા પ્રાસ્તાવિકમાં જીવનના લક્ષ્યનો, માનવ જાતિની આધુનિક અવસ્થા ને આવશ્યકતાનો, નિર્ધારિત લક્ષ્ય માટે પ્રભુના સ્પર્શથી આત્માનું રૂપાંતર કરવાનો, યોગનાં લક્ષ્ય ને ઉદ્દેશ્યનો, પહેલાંના યોગમાર્ગો ને પૂર્ણયોગનો, ઉચ્ચતર ચેતનાનો પંથ માનવજાતિને ખોલી આપવા માટે થતા અવતારનો, શ્રી અરવિંદની પોતાની તથા એમણે કરેલી માતાજી વિષેની વાતો, સાધનાની પ્રક્રિયા અને સાધકનું વલણ તથા બીજા ખંડમાં સાધનામાં સહાયરૂપ થતાં સમતા, શ્રદ્ધા, પ્રશાંતિ વગેરેની વિશદ સમજ અહીં રજૂ કરેલી કંડિકાઓમાં વ્યવસ્થિતપણે પ્રાપ્ત થાય છે. એ જ રીતે (બીજા ભાગમાંના) ત્રીજા ખંડમાં સાધનામાં અંતરાયરૂપ થતાં આસક્તિ, અહં, ભય, માનવપ્રકૃતિ, મનસ, કામવૃત્તિ આદિ વિશેની એમની વિચારણા યોગ્ય રીતે રજૂઆત પામી છે. ચોથો ખંડ કળા, સૌન્દર્ય, ચેતના, મૃત્યુ અને પુનર્જન્મ, કેળવણી, ઉત્ક્રાન્તિ, અનુભૂતિઓ અને દર્શનો આદિ વિશેના શ્રી અરવિંદના તથા શ્રી માતાજીના વિચારોનો આપણને પરિચય કરાવે છે. વિવિધ આકૃતિઓ અને પદાર્થોના, પ્રકાશોના અને રંગોના તથા દેવતાઓના પ્રતીક તરીકેના અર્થો પણ અહીં આપવામાં આવ્યા છે. અંતભાગમાં તત્ત્વવિષયક ઉપદેશ અને સૂત્રરૂપ વચનો છે. આ બંને ભાગમાં શ્રી અરવિંદ તથા શ્રી માતાજીના, ચેતનાની એક વધારે ઊંચી ભૂમિકાએ આરોહણ કરી દિવ્યજીવન પ્રતિ ગતિ કરાવતા જીવનદર્શનની સામાન્ય વાચકને પણ ઝાંખી થાય, એમના તત્ત્વદર્શનને સહજતા અને સરળતાથી તે સમજી શકે, એ હેતુથી થયેલું આ સંકલન અત્યંત આવકારદાયક છે. એમનો તત્ત્વોપદેશ સહુ સત્યનિષ્ઠ અભીપ્સુઓને સહાયરૂપ થશે.

## ચિંતનનાં પુષ્પો (ગુચ્છ બીજો)

ગુજરાતી ચિંતનસાહિત્યમાં શ્રી અંબુભાઈ પુરાણીનું કાર્ય દીર્ઘકાળ માટે નોંધપાત્ર રહે તેટલું માતબર છે. શ્રી અરવિંદને ગુજરાત સુધી પહોંચાડવામાં તેમનો ફાળો નાનોસૂનો નથી.

ચિંતનનાં પુષ્પોનો ગુચ્છ બીજો પાંચ ભાગમાં વહેંચાયેલો છે. તેમાં શ્રી

અરવિંદ, ચિત્-તંત્ર, શ્રદ્ધાંજલિઓ, ગુજરાત અને ભૌતિક વિદ્યા એવા પાંચ ભાગ છે.

પ્રથમ ભાગમાં શ્રી અરવિંદનું જીવનદર્શન, એમની સૌંદર્યભાવના, એમનું સાહિત્ય, શ્રી અરવિંદ આંતરરાષ્ટ્રીય વિદ્યાપીઠ અને શ્રી અરવિંદ સાથે સંકળાયેલા વિષયોનો પરિચય આપ્યો છે. આમાંના મોટા ભાગના લેખો અંજલિરૂપે બોલાયેલા કે લખાયેલા હોઈ એમાંથી વિશેષ વિગતોની અપેક્ષા કે ઊંડાણ ન જોવા મળે એ સ્વાભાવિક છે.

બીજા ભાગમાં શ્રી અંબુભાઈએ ચિત્-તંત્રનું પૃથક્કરણ હાથ ધર્યું છે. તેમાં ઇચ્છાતત્ત્વ, ભાવ, બુદ્ધિ, માત્રાસ્પર્શો અને આધુનિક માનસશાસ્ત્ર વિષયો લઈ તેમની છણાવટ કરી છે. લેખકે ઇચ્છાને પ્રકૃતિના ઉચ્ચાલન (Lever) તરીકે ગણાવી છે. પોતાની પાસે નથી, પરંતુ જે પ્રાપ્ત કરવાનું મન છે તેના પ્રત્યે માનવના પ્રાણનું આંતર-ખેંચાણ થવું એ ઇચ્છાનું સ્વરૂપ છે. ઇચ્છાની મુખ્ય ગ્રંથિઓમાં ધન, કામવાસના અને ઐશ્વર્યનો તેમણે સમાવેશ કર્યો છે. ઇચ્છાઓ ઉપર ત્યાગ કે ભોગ દ્વારા જ વિજય મેળવી શકાય એવું શ્રી પુરાણી માનતા નથી. તેઓ કહે છે કે માનવે કરવાનું છે તે ત્યાગ નથી પણ રૂપાંતર છે.

'ભાવ' ઉપર ચર્ચા કરતાં ભાવનું ખાસ લક્ષણ વિશાળતા છે એમ કહી ભાવનું સ્થાન હૃદય છે તે તેઓ વિગતે સમજાવે છે. ભાવની વ્યાપકતા જીવનનાં સર્વ ક્ષેત્રોને સ્પર્શે છે. ભાવનું આટલું અગત્યનું સ્થાન હોય ત્યારે સઘળો વ્યવહાર ભાવથી જ દોરાય તો સારું એ અનુમાન કોઈ કરે એ લેખકને વાજબી લાગતું નથી. સર્વ વ્યવહારમાં ભાવનો નિયામક તત્ત્વ તરીકે સ્વીકાર કરવાથી જીવનની સ્થિરતા, વ્યવસ્થિતતા અને સુદૃઢતામાં ભાગલા પડવાનો સંભવ છે. ભાવનું મૌલિક તત્ત્વ સ્વાનુભવરસિકતા છે. પરિણામે કેવળ ભાવથી નિયમિત વ્યવહારમાં અતિશયતા, એકદેશીયતા અને આત્મવિરોધ આવવાનો ઘણો સંભવ રહે છે.

'બુદ્ધિ' વિશેના પ્રકરણમાં બુદ્ધિની વિશેષતા બતાવી લેખકે એના ત્રણ પ્રકાર ગણાવ્યા છે: (૧) સમજણશક્તિ યાને સ્થૂળ જીવન સાથે યાંત્રિક સંબંધમાં આવતી અને કાર્ય કરતી બુદ્ધિ, (૨) વ્યવહારલક્ષી બુદ્ધિ, (૩) વિશુદ્ધ બુદ્ધિ. શ્રી પુરાણી વિશુદ્ધ બુદ્ધિને પ્રકૃતિની ઉત્તમોત્તમ શક્તિ તરીકે ગણાવે છે. તત્ત્વચિંતનમાં મહત્ત્વનો કહી શકાય તેવો લેખ 'માત્રાસ્પર્શો' (Sensations)ને સમજાવતો છે. માનવના માનસમાં માત્રાસ્પર્શોનો શો ઉપયોગ છે, તેમનું શું સ્થાન છે, આ વિશ્વરચનામાં તેમની શી ઉપયોગિતા છે તે વિગતે સમજાવ્યું છે. 'આધુનિક

માનસશાસ્ત્ર' લેખમાં પૌરસ્ત્ય અને પાશ્ચાત્ય માનસશાસ્ત્રની ભૂમિકા સમજાવી આધુનિક માનસશાસ્ત્રનો પરિચય કરાવ્યો છે.

ત્રીજા ભાગમાં શ્રદ્ધાંજલિઓ છે, તો ચોથા ભાગમાં મુખ્યત્વે ગુજરાત વિશે ધ્યાન કેન્દ્રિત કર્યું છે. પાંચમા વિભાગમાં આઇન્સ્ટાઇનનો સાપેક્ષવાદ, ભૌતિકશાસ્ત્ર અને ભૌતિકવિદ્યાઓ વિશેના પોતાના ખ્યાલો રજૂ કર્યા છે. શ્રી પુરાણીનું ચિંતન વિષયના ઊંડાણ સુધી લઈ જાય છે અને ચિત્ત સભર થતું હોય એવી લાગણી પ્રસ્તુત લેખો વાંચ્યા પછી થાય છે.

## યોગની પગદંડી

'યોગની પગદંડી' એ શ્રી માતાજીના આશ્રમનાં બાળકો સાથેના વાર્તાલાપોનો સંગ્રહ છે. એમાં બાળકો સમક્ષ અતિમનસ ચેતનાનો આદર્શ રજૂ કરવા ઉપરાંત તેઓ અહંકારમાંથી મુક્ત થવાની તાલીમ લેવા બાળકોને સમજાવે છે. આશ્રમ-નિવાસના લાભ, અભ્યાસ અને બીજાં કાર્યો કેમ કરવાં, સમયનો કેમ ઉપયોગ કરવો, માંદગીનાં કારણો અને ઇલાજ, મૃત્યુનો ભય અને તેને જીતવાની ચાર પદ્ધતિઓ, પૂર્ણતા અને પ્રગતિ, મનુષ્યનું બાહ્ય અને આંતરસ્વરૂપ, સાક્ષાત્કારની ચાવી તેમ જ શરીર અને ખોરાકનો સંબંધ જેવા વિષયોની ચર્ચા આ પુસ્તકમાં છે.

સામાન્ય બાળકને સમજાય એવા આ વાર્તાલાપો નથી, એ તો એના વિષયો પરથી જ ખ્યાલ આવી જાય તેમ છે. છતાં આશ્રમમાં આવનારાં બાળકો કંઈક વિશિષ્ટ કક્ષાનાં અને વિશેષ જિજ્ઞાસુ હોય એટલે આમાંની કેટલીક બાબતો તેમને સમજાય એ શક્ય છે.

આધ્યાત્મિક વિષયને હળવો કરીને રજૂ કરવો એ કઠિન કાર્ય છે. શ્રી માતાજીએ બાળકો માટે નહીં તો યુવાનો માટે એ દુરારાધ્ય માર્ગને સરળ કરી આપ્યો છે.

## શ્રી માતાજી : દિવ્ય સ્વરૂપ

ઈ. ૧૯૫૩માં પ્રગટ થયેલા આ પુસ્તકની આ બીજી સંવર્ધિત આવૃત્તિ છે. એના ત્રણ પેટા-ભાગોના પહેલા ભાગમાં 'શ્રી અરવિંદ ઑન હિમ્સેલ્ફ ઍન્ડ ઑન ધ મધર'ના ભાગ ૩નાં પ્રકરણો તથા અન્ય પત્રોમાંથી શ્રી માતાજીનાં સ્વરૂપો અને શક્તિઓ, તેમની ચેતના, તેમની શક્તિઓના વિવિધ આવિર્ભાવ, પ્રભાવ અને સહાય, તેમના પ્રકાશો અને દર્શનો તથા તેમનું મિલન—એ વિશેની શ્રી અરવિંદની રજૂઆત છે. બીજા ભાગમાં 'પ્રેઅર્સ ઍન્ડ મેડિટેશન્સ ઑવ ધ મધર'માંથી માતાજીની સાધના અને સાક્ષાત્કારોનું પરમ શક્તિની પ્રાર્થનારૂપે

કાવ્યમય નિરૂપણ છે. છેલ્લા ભાગમાં શ્રી અરવિંદના દેહવિલય પછીના એમના –શાશ્વત સાંનિધ્યનું અને શ્રી અરવિંદે ઉપાડેલા પરિવર્તનના વિરાટ કાર્યની સફળતા-શાશ્વત વિજય અંગેની શ્રદ્ધાનું આલેખન છે. શ્રી સુન્દરમ્–અનુવાદિત આ પુસ્તક શ્રી માતાજીના દિવ્ય સ્વરૂપનો સાધકોને અને જિજ્ઞાસુઓને સરસ પરિચય કરાવે છે–એમાં આ પ્રવાહી અનુવાદનો પણ વિશિષ્ટ ફાળો છે.

## બ્રહ્મવિદ્યાનું રસદર્શન : રસજીવન

થિયોસોફી–બ્રહ્મવિદ્યાના અભ્યાસી શ્રી ભૂપતરાય મહેતાએ ૪૫ વર્ષોના લાંબા ગાળામાં વિવિધ પ્રસંગો પર લખેલા લેખોમાંથી કેટલાક અહીં સંગ્રહાયા છે. એમનું સંપાદન શ્રી જમુભાઈ દાણીએ કર્યું છે અને પ્રત્યેક લેખ વિશે મિતાક્ષરી પ્રવેશક–નોંધ પણ લખી છે. થિયોસોફી શુષ્ક જ્ઞાન, જડ વિજ્ઞાન કે નિર્જીવ ફિલસૂફી નથી, પરંતુ જ્ઞાનનો પ્રકાશ, વિજ્ઞાનની સૂક્ષ્મતા અને ફિલસૂફીની રમ્યતાથી ભરેલી જીવનની સર્વાંગી અને સર્વસુંદર કવિતા છે એવો સંપાદકે આરંભે આપેલો પરિચય આ પુસ્તકમાં વિચારે અને પછી આચારે–દૈનિક જીવનના આચારે–પ્રગટ થતો જોવા મળે છે. સાત વિભાગોમાં વહેંચાયેલું આ પુસ્તક થિયોસોફી–બ્રહ્મવિદ્યા–પ્રજ્ઞા–ની વિશ્વવ્યાપી સંસ્થાનો આરંભે પરિચય કરાવે છે. ત્યાં નિહાળેલાં કેટલાંક પ્રસન્નકર બનેલાં પ્રસંગચિત્રો આલેખે છે, શ્વેતસંઘને ઓળખાવે છે, થિયોસોફિસ્ટોના યાત્રાધામ અદ્યારનાં રસ–સૌન્દર્ય–વૈભવને, એનાં પ્રવૃત્તિ–સ્થળોને, મદ્રાસી જીવનને, ત્યાંના સંઘજીવનને વર્ણવે છે. પછી થિયોસોફિસ્ટ જિજ્ઞાસુ દંપતી('એ' અને 'ઈ')ના ભાવનાભર્યા રસરાશિને, સ્વાધ્યાયને, (વાસ્તવમાં થિયોસોફી જગતની બેલડી નિત્યાનંદ–મરીના રસજીવનને પણ) પ્રવૃત્તિઓને, ટૂંકમાં, એમના સહજીવનને, સહવિચારણાને ને રસિકતાને આલેખે છે. ત્યારબાદ ડૉ. કઝિન્સનાં કાવ્યોમાંથી તારવેલાં રમ્યમધુર પ્રકૃતિદર્શન સાથે વિવિધ પ્રકૃતિ–સત્ત્વોનાં રસમાધુર્ય (મેઘધરા, આકાશ-અવની જેવાં) અને જુહુ, આબુ, કાંકરિયા જેવાં પ્રકૃતિસ્થળોમાં વિલસતી કવિતા, ગામડાનું પ્રાકૃતિક માધુર્ય–એ સર્વને લેખકે અતિમધુર શૈલીથી વર્ણવ્યાં છે. છઠ્ઠા વિભાગમાં છૂટાછવાયા સંસ્કૃત શ્લોકોમાંથી પ્રેરણા લઈને...મૃગ-મૃગી જેવાં અતિ રસિક દંપતીઓનું, દેવોમાંથી શંકર–પાર્વતીનું અને ઘડો–ઇંઢોણી કે કાગળ–કલમ જેવાં અચેતન રસયુગલોની રસસૃષ્ટિ ખડી કરી છે. છેલ્લે પરિશિષ્ટમાં શ્રી રાજાજીના 'આપણે શીખવશું શું ?' એ પુસ્તકનું રસલક્ષી અવલોકન છે, થિયોસોફીના વિશાળ સાહિત્યમાંથી વીણેલાં પુસ્તકોની નામાવલી અને શ્રી રાજાજીના એક લેખનો અનુવાદ છે.

થિયૉસોફી-રત અભ્યાસીના આ પુસ્તકમાં એને વિશે જિજ્ઞાસા વધે-એનું આકર્ષણ વધે એ માટેનો લેખકનો આ પ્રયાસ છે, અંગુલિનિર્દેશ છે. એના મહાનિયમોનું અહીં વિશ્લેષણ નથી. લેખકનો એવો અભિગમ પણ નથી. પરંતુ જે કથનરીતિ એમણે સ્વીકારી છે એ સર્વત્ર સુભગ લાગતી નથી. પ્રકૃતિચિત્રોમાં, ખાસ કરીને 'ગામડાનું પ્રાકૃતિક માધુર્ય'માં એ જેવી ખીલે છે એવી ભાગ્યે જ અન્યત્ર તૃપ્તિકર લાગે છે. એમના ગદ્ય પર ન્હાનાલાલના ગદ્યની સ્પષ્ટ અસર વરતાય છે. એમની કાવ્યપંક્તિઓના કેટલાક ખંડો પણ એમાં ગૂંથાયા છે. એ ગદ્ય-આલંકારિક ગદ્ય-અહીં ઘણી વાર આડંબરી અને કૃત્રિમ લાગે છે. તેમ છતાં, લેખકે અહીં સ્વપ્નચિત્રો-ભાવનાચિત્રો આલેખ્યાં છે એટલે કવચિત્ એ નિર્વાહ્ય બની રહે છે.

જીવનનાં ચડાણ [પુ. ૩ અને ૪]

સ્વામી નૃસિંહગિરિ મણિગિરિ મહેતાનાં આ બંને પુસ્તકોમાં એમના વ્રત, મુક્તિનો માર્ગ, નિર્ણયશક્તિ, મન, માયા, શ્રેયસ અને પ્રેયસ્, ઋણાનુબંધ, સદ્વૃત્તિ, ધર્મ, ભવનું ભાતું જેવા અનેકવિધ વિષયો પરના એમના નિશ્ચિત સદ્ભાવભર્યા હેતુથી લખાયેલા લેખોના સંગ્રહો છે. માનવજીવનને ઉન્નત અને માર્ગદર્શક બનાવવામાં સહાયક થવા માટે લખાયેલા આ લેખોમાં લેખકે માનવજીવનને ઉપયોગી થાય એવી સામગ્રી અહીં પીરસી છે. પૌરાણિક કે અન્ય દષ્ટાંતોની સહાયથી, ભજનિક-કવિઓની કાવ્ય-પ્રસાદીથી, કહેવતો કે રૂઢિપ્રયોગોના અર્થવિસ્તારથી કે કવચિત્ સંવાદો દ્વારા એમણે જીવનને મૂલ્યબોધ થાય એ પ્રકારની નિબંધાકારી વિચારણા આ લેખોમાં રજૂ કરવાનો સારો પ્રયાસ કર્યો છે. લેખકે પોતાની વિશિષ્ટ તળપદી રીતે પોતાના વક્તવ્યને અહીં નિરૂપ્યું છે. સામાન્ય પ્રસંગો પરથી અને કવચિત્ ઐતિહાસિક સામગ્રીનો પણ આધાર લઈને એમણે કરેલી આ જીવનોપયોગી વિચારણામાં એના વાચકોને રસ પડશે અને ઉપયોગી થઈ પડશે.

જીવનકલા [૭ અને ૧૦]

A. Bruylantsના 'The song of life'નાં નીતિશાસ્ત્ર વિશે લખાયેલાં દસ પુસ્તકોની માળાના આ બે મણકા છે. ધોરણ ૭ અને ૧૦-૧૧ના વિદ્યાર્થીઓનું નૈતિક રીતે તંદુરસ્ત અને શિસ્તબદ્ધ ઘડતરનું ધ્યેય હાંસલ કરવા આ શ્રેણીની યોજના થઈ છે. એમાં નીતિશાસ્ત્રનો આછો પરિચય આપી રસિક રીતે વિદ્યાર્થીને વિવિધ વિષયોની જાણકારીના પરિચય દ્વારા ઈશ્વરની શક્તિના જ્ઞાન તરફ વાળવામાં આવ્યો છે. ઈશ્વરની ઓળખ, અંતરાત્મા, ઈશ્વરનો 'સંદેશો,

તેની આત્મા પર અસર, માનવીની ફરજો, પ્રાર્થનાની શક્તિ, માનવની અધોગતિ, પશ્ચાત્તાપ વગેરેનું આમાં સરળરસિક રીતે, સાર, ઉપસંહાર, સ્વાધ્યાય અને યોગ્ય કાવ્યખંડો રજૂ કરીને નિરૂપણ કરવામાં આવ્યું છે. ૧૦મા પુસ્તકમાં ધર્મ, એનો ઉદ્ભવ અને આવશ્યકતા, સર્વધર્મસહિષ્ણુતા વગેરે મુદ્દાઓનું વિવરણ પ્રથમ વિભાગમાં અને બીજા વિભાગમાં ગૃહસ્થજીવનની પૂર્વ તૈયારી માટે મૈત્રીસંવનન, લગ્નજીવનનું સાફલ્ય, માબાપ પ્રત્યેનું ઋણ, અને ત્રીજા વિભાગમાં વ્યક્તિવાદ, સમૂહવાદ, શ્રમમહિમા, ખાનગી મિલકત વગેરે સામાજિક સમસ્યાઓનું ઉપરના પુસ્તકની ઢબે સરળ નિરૂપણ કરવામાં આવ્યું છે. વિદ્યાર્થીઓને આ પુસ્તકો એમના ઘડતર માટે અત્યંત ઉપયોગી થાય એવાં છે અને વાંચવા–વિચારવા જેવાં છે. અનુવાદ પણ સરળ મજાનો અને આકર્ષક બન્યો છે. આકર્ષક નિરૂપણરીતિ, પેટા–શીર્ષકોની પદ્ધતિ અને સાત્ત્વિક સામગ્રીથી પુસ્તકો આવકારપાત્ર બન્યાં છે.

### મારો ઈશ્વર

યંગ-ઇંડિયા, નવજીવન–હરિજનબંધુ જેવા પત્રોમાં અને મંગળપ્રભાત તથા આત્મકથા જેવાં પુસ્તકોમાં ગાંધીજીએ કરેલી ઈશ્વરવિષયક વિચારણાનાં વાક્યો કે પરિચ્છેદોનું સંકલન કરી શ્રી આર. કે પ્રભુએ, આ પુસ્તિકામાં, ગાંધીજીનું આ વિષય પરનું દૃષ્ટિબિન્દુ જાણવાની તક આપણને આ એક જ પુસ્તિકામાં સુલભ કરી આપી છે. આ પ્રકારનાં એમનાં સંકલનો અત્યંત ઉપયોગી પુરવાર થયાં છે. ગાંધીજીની દૃષ્ટિએ ઈશ્વર એ સત્ય અને દયા છે, નીતિ છે, અભય છે. સત્યથી ભિન્ન કોઈ પરમેશ્વર હોય એવું એમણે નથી અનુભવ્યું. સત્યમય થવા સારુ અહિંસા એજ એક માર્ગ એમને લાગ્યો છે. ગાંધીજીની ઈશ્વરવિષયક મૂલગામી વિચારણા અને સમજ આ નાનકડી પુસ્તિકામાંથી સુંદર રીતે ઊપસી આવે છે, અને આપણને માર્ગદર્શક બને છે.

### વર્ણાશ્રમધર્મ

વર્ણાશ્રમધર્મ વિશેના ગાંધીજીના વિચારોનું આ પુસ્તિકામાં વ્યવસ્થિત સંકલન થયું છે. સંકલનકાર શ્રી આર. કે. પ્રભુએ ૪૪ પાનાંમાં ગાંધીજીએ આપેલાં ભાષણો તેમ જ નવજીવન ને હરિજનબંધુમાં એમનાં લખાણોમાંથી આ વિષયને લગતા એમના વિચારો અહીં રજૂ કર્યા છે. *ગાંધીજીના વર્ણ, આશ્રમ, વર્ણધર્મ, સ્ત્રીનો વર્ણ, વર્ણાન્તર રોટીબેટી–વ્યવહાર, જ્ઞાતિપ્રથા, ખરું બ્રાહ્મણત્વ, બ્રાહ્મણધર્મ*–જેવા આ વિષયને લગતા વિચારો સ્પષ્ટતાથી અહીં એકસાથે ઉપ-

લબ્ધ થાય છે એ આ પુસ્તિકાની વિશિષ્ટતા છે. મનુષ્ય પોતાની આજીવિકા મેળવવા માટે, બાપદાદાનો જ ધંધો કરે એનું નામ, ગાંધીજીની દૃષ્ટિએ, વર્ણધર્મ. એમની દૃષ્ટિએ કોઈ ઊંચ નથી, કોઈ નીચ નથી. વર્ણને લીધે કોઈને ઊંચો દરજ્જો કે વધારે અધિકાર ન મળે, પણ વધારે જવાબદારી અને કર્તવ્ય પ્રાપ્ત થાય. ભંગીનો ધંધો બ્રાહ્મણના ધંધા કરતાં જરાય નીચો નથી. જન્મે ભંગી પોતાની આજીવિકા ભંગીકામ કરીને મેળવે. પછી તે બીજું ચાહે તે કરે. કડિયારાને પણ રાષ્ટ્રનું ટોચનું પદ પ્રાપ્ત કરવાનો અધિકાર છે. જ્યારે બ્રાહ્મણ હિંદુધર્મનો જ નહિ પણ ધર્મમાત્રનો આધારસ્તંભ છે, પણ એના પ્રત્યેક કાર્યમાં એનું (બ્રહ્મ)જ્ઞાન પ્રગટ થતું હોય તો. પોતે શુદ્ધ રહીને શુદ્ધિની સુવાસ ફેલાવવાનો એનો ધર્મ છે.

## ગાંધીજીની જીવનદૃષ્ટિ

ગુજરાત વિદ્યાપીઠના ૧૭મા પદવીદાન સમારંભ પ્રસંગે એના કુલપતિશ્રી મોરારજીભાઈ દેસાઈએ 'ગાંધીજીની જીવનદૃષ્ટિ'એ વિષયને કેન્દ્રમાં રાખીને જુદે જુદે પ્રસંગે આપેલાં પ્રવચનો આ પુસ્તિકામાં ગ્રંથસ્થ થયાં છે. સંપાદકે યોગ્ય જ કહ્યું છે કે આ પ્રવચનો પૂર્વકલ્પિત અધ્યયનનિબંધો નથી: પરંતુ ગાંધીજીને સમજવા મથતા અને એમના આદર્શો પ્રમાણે રહેવા મથતા એક સાધકની વિદ્યાપીઠકુલના સભ્યો સમક્ષની વાતચીત છે. પરિણામે આ પ્રવચનોમાં ક્યાંક પુનરુક્તિ ને ક્યાંક વિચારોનું પાતળું પોત આવી જાય એ સમજી શકાય એવું છે. પ્રાર્થના, સાધનશુદ્ધિ, સત્ય, સત્યાગ્રહ, અહિંસા, ગીતા વિશે ગાંધીજી–વગેરે મુદ્દાઓના વિવરણ દ્વારા વક્તાએ સરળ શૈલીમાં ગાંધીજીની કલ્યાણકારી વ્યાપક જીવનદૃષ્ટિ જીવનનાં વિવિધ પાસાંને સ્પર્શે છે એ દર્શાવ્યું છે. પરિશિષ્ટમાં વિદ્યાપીઠ, ભાષાનો પ્રશ્ન, રાષ્ટ્રીય શિક્ષણ જેવા પ્રશ્નો સ્પર્શાયા છે અને અંતે કુલપતિના આદેશમાં શિક્ષણ, શિક્ષક અને શિક્ષણસંસ્થા વિશે માર્ગદર્શન છે.

## પ્લેટોનું આદર્શ નગર

ઈ. સ. ૧૯૩૭ અને ૧૯૩૮માં 'પ્લેટોનું આદર્શ નગર'નાં બે પુસ્તકો ગુજરાત વિદ્યાસભાએ પ્રગટ કર્યાં હતાં. આ વર્ષે એ બંને પુસ્તકો પુનર્મુદ્રિત કરી એક જ ગ્રંથમાં સુલભ કરી આપ્યાં છે. આ પુસ્તક 'પ્લેટોઝ રીપબ્લિક'નું ભાષાંતર છે, અને આપણા તત્ત્વજ્ઞ વિદ્વાન શ્રી પ્રાણજીવન વિ. પાઠકે એનો સુંદર અનુવાદ કર્યો છે. પુસ્તકને આરંભે જોડેલો નેવું પાનાંનો ઉપોદ્‌ઘાત અનુવાદકની અભ્યાસનિષ્ઠાનો અચ્છો પરિચય આપી રહે છે. પ્રાચીન ગ્રીક ફિલસૂફીનો ટૂંકો ઇતિહાસ અને પ્લેટોની ફિલસૂફી, પ્લેટોના સમાજશાસ્ત્ર, વર્ણવ્યવસ્થા, તત્ત્વદર્શન-

વિષયક વિચારો, એના આદર્શ નગરમાં સ્ત્રીઓનું સ્થાન તથા શિક્ષણપદ્ધતિ જેવા મુદ્દાઓને અનુવાદકે અત્યંત સરળ પણ વેધક રીતે વિલોક્યા છે. અનુવાદનું કાર્ય અત્યંત શ્રમ લઈને એમણે ચીવટપૂર્વક પાર પાડ્યું અને તે પણ આજથી લગભગ એક પચ્ચીસી પહેલાં—એ ઘટના આ પ્રકારનાં પુસ્તકો પ્રત્યે આપણી વિદ્યાસંસ્થા અને આપણા વિચારકોની જાગરૂકતાના નિદર્શનરૂપ છે. વર્તમાન યુગમાં, ઉચ્ચ શિક્ષણના માધ્યમ તરીકે માતૃભાષાનો સ્વીકાર થતાં, આ પુસ્તક પુનર્મુદ્રિત થાય છે અને એ દ્વારા ગુજરાતને સુલભ બને છે એ પ્રસંગ પણ આનંદપ્રદ છે.

## નીતિશાસ્ત્ર

ઉચ્ચ વિદ્યાવિતરણને પોષક ગુજરાતી પુસ્તકો તૈયાર કરવાની યોજનામાં વડોદરા યુનિવર્સિટીએ 'પુરાવસ્તુવિદ્યા', 'પ્રમાણશાસ્ત્ર' અને આ ત્રીજું 'નીતિશાસ્ત્ર' (ડૉ. ભાસ્કર ગો મહેતા) પુસ્તક તૈયાર કરાવી પ્રસિદ્ધ કરેલ છે, એ અભિનંદનીય છે. નીતિશાસ્ત્રને, એના વિવિધ પ્રશ્નોની છણાવટ અને ભારતીય તથા પાશ્ચાત્ય નીતિજ્ઞોના વિચારોની ચર્ચા કરી, અહીં સરળ રીતે રજૂ કરેલ છે. નીતિશાસ્ત્રના સ્વરૂપનો, અન્ય શાસ્ત્રો સાથે એની તુલના દ્વારા વિગતે પરિચય આપ્યા પછી, લેખકે, ૭ વિભાગોમાં આ વિષયની વિશાળતાને આવરી લીધી છે. પ્રત્યેક વિભાગમાં વિષયની વ્યવસ્થિત આલોચના થઈ છે અને સંકલ્પ અને ચારિત્ર્યથી આરંભી અતિમાનવના નીતિશાસ્ત્ર સુધી વિષયનો વ્યાપ વિસ્તર્યો છે. એમાં મનોવૈજ્ઞાનિક અંગ, સમાજશાસ્ત્રીય અંગ, નૈતિક આદર્શની પદ્ધતિઓ, વ્યાવહારિક નીતિશાસ્ત્ર, નીતિશાસ્ત્રના તાત્ત્વિક પાયા અને આધુનિક નીતિવિચારપ્રવાહની સરળગંભીર સમીક્ષા છે. એમાં ગ્રીક અને કેન્ટના નીતિશાસ્ત્રની પ્લેટો–એરિસ્ટોટલથી આરંભી બોઝેન્કવેટના પૂર્ણતાવાદની, નીતિશાસ્ત્રમાં ઈશ્વરના સ્થાનની, મૃત્યુની સમસ્યાની અને બૌદ્ધ તથા જૈન મતથી ગાંધીજીના અહિંસાના નીતિશાસ્ત્રની ટૂંકી પણ સુંદર સમીક્ષા છે. આ ઉપરાંત પણ નીતિશાસ્ત્રનાં વિવિધ અંગોની ચર્ચા એના અભ્યાસીઓને ઘણી ઉપયોગી થઈ પડશે. લેખકે આપેલી પર્યાયસૂચિ અને શબ્દસૂચિ પુસ્તકની મૂલ્યવત્તામાં ઉમેરો કરે છે.

## મનોમંથન

શ્રીમતી એનમરો લિંડબર્ગના 'ગીફ્ટ ફ્રોમ ધી સી' એ પુસ્તકનો શ્રીમતી સૌદામિની મહેતાએ કરેલો આ અનુવાદ છે. સમુદ્રકિનારે બેગીને સમુદ્રકિનારો નિહાળતાં જોયેલાં અનુપમ દશ્યો અને એમનું સૂક્ષ્મ નિરીક્ષણ કરતાં સ્ફુરેલા વિચારો અહીં રજૂ થયા છે. સમુદ્રકિનારે જડતા જુદા જુદા શંખલા (રંગીન

ભાતવાળો, ચંદ્ર જેવો, શક્તિપુટ...) સાથે તેઓ જીવનની તુલના કરે છે અને પોતાની વાતને સ-રસ રીતે અભિવ્યક્ત કરે છે. સમુદ્રકિનારે કરેલી વિચારોની રમત પ્રોત્સાહિત કરે એવી છે; સ્ત્રીજીવનના મર્મમાં કરેલું ડોકિયું ઊંડો વિચાર કરવા પ્રેરે એવું છે. ચંદ્રનો શંખલો અહીં એકાંતસેવનની, મનના ઊંડાણમાં ઊતરવાની સૂચના કરી, બળ પ્રાપ્ત કરવાનું અને જીવનમાં શાંતિ મેળવવા અગ્રેસર થવાનું સૂચવે છે. દ્વિગુણ સૂર્ય-છીપ પ્રેમીઓના યુગલની સાચી પ્રતિકૃતિ લાગે છે, અને શુક્તિપુટ જીવનસંગ્રામનું આબેહૂબ ચિત્ર ખડું કરે છે. જીવનમાં, સમુદ્રની જેમ, પ્રેમની ભરતી અને ઓટ, લેખિકાને ઉપયોગી લાગે છે. રસાળ શૈલીએ છતાં ગંભીરતાપૂર્વક કરેલું સ્ત્રી-પુરુષ સંબંધનું, સ્ત્રીના જીવનનું અને પ્રેમનું ચિંતન આપણને ગમી જાય અને વિચારપ્રદ બને એવું છે. અનુવાદ પણ સરળ અને પ્રવાહી બન્યો છે.

## સમાજ-રાજ્ય-સર્વોદય આદિ

### મંગલ કામના

જુદા જુદા પ્રસંગોએ લખાયેલા આ ૩૫ લેખોમાં સમાજહિતચિંતક શ્રી પેટલીકરનું દર્શન થાય છે. કોઈ તત્કાલીન ઘટના, માનવજીવનની કોઈ વિલક્ષણ પરિસ્થિતિ કે કુટુંબજીવન-સમાજજીવનના વિવિધ પ્રશ્નોને કેન્દ્રમાં મૂકીને લેખકે આ લેખોની વિચારમાંડણી કરી છે. લગ્ન, જાતીય જીવન, દાંપત્યજીવન જેવા પ્રશ્નોની ચર્ચા પુસ્તકના ઘણા લેખોમાં જોવા મળે છે, જ્યારે વ્યક્તિની ટેવો અને માન્યતાઓ, અભિલાષા અને આકાંક્ષા ઉપરાંત 'મંત્રશક્તિથી સર્પદંશનું નિવારણ' જેવા અન્ય વિષય પરના લેખને પણ અહીં સ્થાન મળ્યું છે. પણ આ સર્વના કેન્દ્રમાં સમાજહિતૈષી દૃષ્ટિનું જ દર્શન થાય છે.

આપણી સામાજિક સમસ્યાઓ પરત્વે શ્રી પેટલીકર વિશેષપણે જાગરૂક છે અને આમાંનાં ઘણાખરા લેખોમાં નિર્ભીકપણે પણ અત્યંત ખુલ્લા મનથી તેમણે એ સમસ્યાઓના બંને પક્ષો રજૂ કરી, તાર્કિક-બુદ્ધિગમ્ય ઉકેલો શોધવાના પ્રયત્ન કર્યો છે. 'કૃતજ્ઞતાનો સંસ્કાર' કે 'મને ના ઓળખ્યો', 'પોલપત્રિકાની બદનામી' કે 'ભલામણચિઠ્ઠી' જેવા લેખોમાં, ઝીંઝકાના ચમત્કાર કે પૂ. કેદારનાથજીની મંત્રશક્તિની ચર્ચાવાળા લેખોમાં, તેમ અન્ય પ્રેમ અને લગ્નવિષયક લેખોમાં એમની વિષયને વિવિધ દૃષ્ટિકોણથી તપાસતી અને બને ત્યાં સુધી ઉચિત ઉકેલ સૂચવતી સમાજલક્ષી દૃષ્ટિનો સુભગ પરિચય થાય છે. એમાં દેખાતી એમની વૈચારિક તાજપ અને નિરૂપણરીતિની વિવિધતા-આ લેખોને આસ્વાદ્ય બનાવે છે. લેખકની, પ્રેય-શ્રેયનો ભેદ પારખતી અને અન્ય માટે

મંગલ કામના સેવતી સંવાદી દૃષ્ટિ સમાજજીવનના સઘળા પ્રશ્નોને મંગલતાથી આવરી લે છે. એ ઉકેલ સર્વ સમસ્યાઓનો રામબાણ ઉપાય બની શકે તો કેટલું સારું ! 'ચમત્કારોમાં દૈવીપણું નથી' એ લેખમાં નરસિંહ મહેતાએ ક્યાંય પોતાને અંગે થયેલા ચમત્કારનો ઉલ્લેખ કર્યો નથી (પૃ. ૭૭) એમ લેખકે કહ્યું છે એ નરસિંહની કૃતિઓની લેખકની જાણકારીનો અભાવ જ સૂચવે છે. લેખોમાં ક્યાંક ક્યાંક વ્યાકરણના દોષો પણ નજરે પડે છે. ગ્રંથસ્થ કરતી વખતે વાક્યરચનાઓ સુધારી લેવાઈ હોત તો સારું થાત.

### પ્રસન્ન દામ્પત્ય

'સ્ત્રી' સાપ્તાહિકમાં ક્રમશઃ પ્રગટ થયેલા ૪૮ લેખોનો આ સંગ્રહ દાંપત્યજીવનને પ્રત્યક્ષ કે પરોક્ષ રીતે સુખી કરવાના નવા જમાનાના 'ગોરપદા'ના શુભ પ્રયાસરૂપે આવકાર્ય બને છે. આ લેખોમાં, શીર્ષક સૂચવે છે તેમ, પ્રસન્ન દામ્પત્યજીવન જીવવા ઇચ્છનારે કેવા યત્નશીલ રહેવું જોઈએ એ સંબંધે શ્રી ઈશ્વર પેટલીકરે વિવિધ પ્રસંગોની રજૂઆત દ્વારા સુંદર વિચારણા કરી છે. નવવધૂનાં સ્વપ્નાં અને સાસરિયાં, પતિ–પત્નીના સંતોષભર્યા સહચાર, જાતીય જીવન, કુટુંબનિયોજન, નિઃસંતાન દંપતી, વ્યવસાય કરતાં દંપતી, પર સ્ત્રીપુરુષની મૈત્રી, દામ્પત્યજીવનની પલટાતી ઋતુઓ વગેરે ઉપરાંત વૃદ્ધાવસ્થાના આ સંબંધી પ્રશ્નોને અનેકવિધ રીતે આવરી લેતું આ પુસ્તક આપણાં લગ્નજીવનમાં પ્રવેશ કરતાં યુગલોને અને એ સિવાયનાંઓને પણ પથ્ય અને ઉપયોગી માર્ગદર્શન પૂરું પાડે છે. લેખક પાસે સમાજઅનુભવનું અને સંસારના વિવિધ પ્રશ્નોનું સારું ભાથું છે. પોતાના અનુભવમાં આવેલા અનેક પ્રશ્નોને કારણે એમણે આ વિશે સતત ચિંતન કર્યું છે. પરિણામે, દામ્પત્યજીવનની આસપાસ વ્યવસ્થિત અને તાર્કિક વિચારણા કરતા આ પુસ્તકના લેખોમાં પ્રશ્નનું પૃથક્કરણ અને નિરાકરણ બંને મળી રહે છે. આપણા સમાજના જૂના અને નવા એમ બંને પ્રકારના પ્રશ્નોની અહીં ચર્ચા છે. અદ્યતનતા એ આ લેખોનું એક મોટું આકર્ષણ છે. યુગસંદર્ભને કેન્દ્રમાં રાખી સ્ત્રીપુરુષવર્તનની એમણે કરેલી હિમાયત વાચકોને ગમી જાય એવી છે. સ્ત્રી કે પુરુષ–એકેના પક્ષકાર એ બન્યા નથી અને સ્વતંત્ર રીતે પોતાનાં વ્યવહારલક્ષી મંતવ્યો વિચારની ગળણીમાંથી ગળાઈને અહીં રજૂ થયાં છે.

### આદર્શ ગૃહસ્થાશ્રમ

શ્રી સંતબાલજીલિખિત આ પુસ્તકનું આ છઠ્ઠું મુદ્રણ છે. નિર્દેશખંડ, કર્તવ્યખંડ અને વિકાસખંડના ત્રણ વ્યાપક વિભાગોમાં એમણે વર્ણવ્યવસ્થાથી

આરંભી ગૃહસ્થાશ્રમમાં પતિ-પત્ની-સંતતિ-પાડોશી વગેરેનાં કર્તવ્યો નિર્દેશ્યાં છે અને પછી સમાજ, રાષ્ટ્ર આદિના ધર્મોના નિરૂપણ ઉપરાંત સર્વધર્મસમન્વય અને આધ્યાત્મિક ધર્મ વિશે પોતાની વિચારણા રજૂ કરી છે. એના વાચકોને આ પુસ્તકમાંથી સત્ત્વશીલ જીવનપાથેય મળી શકે એમ છે.

## સહકારી સમાજ

શ્રી વૈકુંઠભાઈ લ. મહેતાના સહકારી પ્રવૃત્તિ પરના જુદા જુદા લેખોનો આ સંગ્રહ છે. મૂળ અંગ્રેજીમાં લખાયેલા આ લેખોનો ગુજરાતી અનુવાદ શ્રી સરલાબહેન વિ. શાહે કર્યો છે. નૂતન હિંદમાં સહકારી આંદોલનથી શરૂ કરી લેખક નવો ગ્રામસમાજ, ગ્રામધિરાણ–એકમ, ખેતીસંગઠનનું માળખું, સહકારી ખેતીની આવશ્યકતા, ઔદ્યોગિક લોકશાહીના પ્રશ્નો, આદિવાસીઓમાં સહકારી પ્રવૃત્તિ જેવા સોળ લેખોમાં સહકારી પ્રવૃત્તિને સ્પર્શતા અનેક પ્રશ્નો પર ઝીણવટભરી વિચારણા કરી છે. લેખક આ વિષયના ઊંડા અભ્યાસી છે અને સહકારી પ્રવૃત્તિ વિશે એમણે ઘણું ચિંતન-લેખન કરેલું છે. આ પુસ્તિકાના લેખો સહકારી પ્રવૃત્તિને સ્પર્શતાં અનેક પાસાં પર પ્રકાશ ફેંકે છે અને આ વિષયના અભ્યાસીને મૂલ્યવાન માર્ગદર્શન પૂરું પાડે છે.

## ભારતની પછાત જાતિઓ અને તેમનો ઉત્કર્ષ

ગુજરાત યુનિવર્સિટીની અભ્યાસેતર પ્રવૃત્તિઓની યોજના હેઠળ શ્રી લક્ષ્મીદાસ શ્રીકાન્તે આપેલાં આ વિષય પરનાં ત્રણ વ્યાખ્યાનો અહીં સંગ્રહાયાં છે. આપણા દેશની પછાત જાતિઓના ઉત્કર્ષ માટેના સેવાકાર્યમાં લેખકનો વર્ષોજૂનો જાતઅનુભવ છે. એટલે વ્યાખ્યાનોમાં વિચારો વેરવિખેર હોવા છતાં એ જાતિઓ માટેની વક્તાની સાચી લાગણી અને એના વૈજ્ઞાનિક અભ્યાસની ઝાંખી અવશ્ય થાય છે. જ્ઞાતિ, કોમ અને વર્ગની સમજૂતી આપીને એમણે જાતિવિહીન અને વર્ગવિહીન સમાજની હિમાયત કરી છે. 'પછાતપણું' એ શબ્દમાં રહેલી સાપેક્ષતાનો અને એ દ્વારા સ્થાપિત હિતો કેવો ભાગ ભજવી રહ્યાં છે એનો પણ એમણે ખ્યાલ આપ્યો છે. સામાજિક અને શૈક્ષણિક દષ્ટિએ પછાતની વિચારણા થવી જોઈએ, મનદાનની દૃષ્ટિએ જાતિનો વિચાર ન થવો જોઈએ, જાતિવિહીન અને વર્ગવિહીન સમાજનો આદર્શ જ સેવવો જોઈએ વગેરેની ચર્ચામાં એમણે 'Vested interest'એ પછાતપણામાં કેવો ભાગ ભજવ્યો છે અને એને પરિણામે પછાત વર્ગોની જાતિઓ કેવી રીતે કૂદકે ને ભૂસકે વધતી

જાય છે, આર્થિક રીતે સમૃદ્ધ વ્યક્તિઓ પણ પછાતપણાથી મળતા લાભો લેવા કેવા પ્રયત્નો કરે છે વગેરે દર્શાવીને એમણે હરિજન અને ગિરિજન—એ બેને જ આમાં સીમિત કરી, અન્યને અર્થશાસ્ત્રની દૃષ્ટિએ પછાત વર્ગો ગણવા જોઈએ તેવી હિમાયત કરી છે. લેખકે આ પુસ્તિકામાં ઠીક ઠીક વિચારસામગ્રી આપી છે, પરંતુ વ્યાખ્યાનોને કારણે ઘણી વાર તેઓ આડે પથે દોરવાઈ જાય છે, નર્મ–કટાક્ષમાં સરકી પડે છે અને પરિણામે વક્તવ્યના મુદ્દાઓનો એક વ્યવસ્થિત પિંડ બંધાતો અટકી ગયો છે. તેમ છતાં, આ વિષયની એમની વિચારણા આપણને ખૂબ ઉપયોગી થશે.

## સર્વોદય સમાજનાં લક્ષણો

આ પુસ્તિકામાં શ્રી ઝવેરભાઈ પટેલે સર્વોદય સમાજ વિશે સ્વતંત્ર અને મૌલિક વિચારણા કરી છે. દેશના જુદા જુદા પ્રદેશોમાં સ્થાનિક લોકો દ્વારા એમણે કરેલા પ્રયોગોની અહીં નોંધ છે, સમાજની વિપત્તિઓ દૂર થાય અને સમગ્ર સમાજ સહકારી જીવન દ્વારા એક વિશાળ કુટુંબ બને એવી વહેવારુ યોજના છે. વિજ્ઞાનવિમુખતા અને પશ્ચિમના આંધળા અનુકરણથી બચી, સર્વોદય સમાજની કેવી વહેવારુ કલ્પના કરી શકાય એ એમણે અહીં બતાવ્યું છે. આરંભે એમણે 'સર્વોદય આંદોલનના બે પ્રગતિકાળ'નું – સ્વાતંત્ર્ય પૂર્વેના અને પછીનાનું – ઝીણવટભર્યું નિરૂપણ કર્યું છે, અને સર્વોદય સમાજનું આયોજન કરતી વખતે ધ્યાનમાં રાખવા જેવાં એનાં પ્રધાન લક્ષણો દર્શાવ્યાં છે. પુસ્તિકા શ્રમ, સમાજ, સંગઠન અને આયોજન–એવા ત્રણ વિભાગોનાં ૧૬ પ્રકરણોમાં વહેંચાયેલી છે, અને અંતે પરિશિષ્ટમાં સર્વોદય સમાજ અને ઇઝરાયલના ગ્રામજીવનની ટૂંકી પણ માર્મિક આલોચના કરી છે. સર્વોદય સમાજનાં લક્ષણોનો ઇઝરાયલના ગ્રામજીવનમાં ક્યાં સુધી સમાવેશ કરી શકાય એની એમણે કરાવેલી ઝાંખી અત્યંત રસપ્રદ છે. આ પ્રકાશન, એના સુંદર પરિશિષ્ટથી, લેખકની આકર્ષક પેટાશીર્ષકવાળી યોજનાથી, સરળ શૈલીથી અને સ્વતંત્ર વિચારસરણીથી અત્યંત ઉપયોગી બન્યું છે.

## સર્વોદય દર્શન

ગાંધીજીના મત પ્રમાણે સર્વોદયમાં સર્વના કલ્યાણની ભાવના છે અને તેનો આધાર સર્વવ્યાપી પ્રેમ છે. એમાં કોઈનાય અપવાદ વિના સર્વને સ્થાન છે. સર્વોદયની સિદ્ધિ માટે સંયમ અને કષ્ટસહન એ બે મુખ્ય શરતો છે. સર્વોદયનો પાયો આધ્યાત્મિક હોઈ (સામ્યવાદની જેમ ભૌતિક નહિ) એને સિદ્ધ કરવાનાં સાધનો પણ એવાં જ હોવાં જરૂરી છે. ગાંધીજીએ કષ્ટસહન અને ઉચ્ચ ચારિત્ર્ય

દ્વારા જીવનજગતના અંતરાત્માને તથા બુદ્ધિને અપીલ કરીને લોક સ્વીકારે આગ્રહ માટે સત્યાગ્રહની પદ્ધતિ વિકસાવી. એમણે ભિન્નભિન્ન પ્રશ્નોને સર્વોદયની દૃષ્ટિએ ઉકેલવાનો પ્રયત્ન કર્યો છે. એ ઉકેલ માટે વિનોબાજીએ ભૂદાન, સંપત્તિદાન, શ્રમદાનનો આશ્રય લીધો છે. આ પુસ્તકમાં ગાંધીજીનાં ૩૦ વરસ કરતાં વધારે સમયના લેખો અને ભાષણોમાંથી સર્વોદય વિશેનાં વિવિધ પાસાં પર પ્રકાશ પાડતા પરિચ્છેદો–ખંડો સંપાદક શ્રી ભારતન કુમારપ્પાએ ચૂંટ્યા છે. આરંભમાં સર્વોદયનો અર્થ, એનો આધ્યાત્મિક આધાર અને આર્થિક વ્યવસ્થાની વિચારણા છે અને પછી સમાજવ્યવસ્થા તથા રાજકીય વ્યવસ્થાનું નિરૂપણ છે. પહેલા વિભાગના અંતભાગમાં સત્યાગ્રહની પદ્ધતિ અને કાર્યકર્તાઓ તથા કાર્યક્રમ વિશેનાં લખાણો છે. બીજા ભાગમાં ગાંધીજીના નિકટના સાથીઓ–વિનોબાજી, મશરૂવાળા, કુમારપ્પા જેવા–એ ગાંધીજીની સર્વોદયની વિચારધારાને જે રીતે વિકસાવી છે એનો એ સાથીઓનાં લખાણો પરથી ખ્યાલ મળી રહે છે.

સંપાદકે સાચું જ કહ્યું છે કે સર્વોદયને સામાજિક તત્ત્વજ્ઞાનમાં ભારતે આપેલી વિશિષ્ટ ભેટરૂપે આલેખી શકાય. સીધી રીતે એની પ્રેરણા 'અન ટુ ધિસ લાસ્ટ'માંથી મળી હોવા છતાં એનાં મૂળ આપણા પ્રાચીન વારસામાં પણ પડેલાં છે. વ્યક્તિ અને સમાજની કાયાપલટ કરવામાં ગાંધીજીના પ્રયત્નો સર્વવિદિત છે. ઉદ્યોગવાદ અને યુદ્ધ કરતાં ગાંધીજીએ ચીંધેલા પ્રેમ–શાંતિ ને સર્વોદય પ્રતિ લઈ જનારા માર્ગની પસંદગી જ ઉજ્જવળ ભાવિ સર્જી શકશે. ગાંધીજીની વિચારધારાને સમજવામાં આ પુસ્તકનું સંપાદન અત્યંત ઉપકારક થાય એમ છે.

## આદિવાસીઓના પ્રશ્નો

ભારત સરકારે આદિવાસી સંશોધન અને તાલીમ કેન્દ્ર શરૂ કરવાનો નિર્ણય લીધા પછી ગુજરાત રાજ્યમાં એ કેન્દ્રની જવાબદારી ગુજરાત વિદ્યાપીઠને સોંપાઈ છે. ૧૯૬૨થી શરૂ થયેલા એ કેન્દ્રમાં અધિકારીઓ તાલીમ લે છે. અંગ્રેજીમાં પ્રસિદ્ધ થયેલા આદિવાસીઓના પ્રશ્નો અંગેના અહેવાલોમાંથી સ્ટાર્ટ, સીમિંગ્ટન, રેણુકા રે, ઍલ્વિન સમિતિ, ઢેબર કમિશન અને અંદાજપત્ર સમિતિના ૪૮મા અહેવાલનો સાર જુદી જુદી વ્યક્તિઓ પાસે તૈયાર કરાવીને એક સળંગ પુસ્તકરૂપે પ્રગટ કરવામાં આવ્યો છે. આ પુસ્તક ગુજરાતની પ્રજામાં આદિવાસીઓ પ્રત્યે સાચો દૃષ્ટિકોણ કેળવવામાં અત્યંત સહાયરૂપ થાય એવું છે. પુસ્તકના સંપાદક શ્રી વિમલ શાહની 'આદિવાસી સમાજનું પુનરુત્થાન' નામક સંપાદકીય નોંધમાં ઉપર નોંધેલી સર્વ સમિતિઓના અહેવાલોની સારી સમીક્ષા છે. સંપાદકે

સ્ટાર્ટ અને રીમિંગ્ટન સમિતિનો, બિંદુબહેન શાહે અંદાજપત્ર સમિતિનો, હંસાબહેન શાહે રેણુકા રે સમિતિનો અને રમેશ શ્રોફે એલ્વિન સમિતિ અને ઢેબર કમિશનનો રજૂ કરેલો સારરૂપ અહેવાલ આ વિષયના અભ્યાસીઓને અવશ્ય ઉપયોગી થઈ પડશે.

## ગુજરાતના આદિવાસીઓ

શ્રી લક્ષ્મીદાસ શ્રીકાંતે આ પુસ્તિકામાં ગુજરાતના આદિવાસીઓની સામાજિક સમાનતા, એમના વહેમો, એમની વસ્તી અને વસાહત, ભીલ–દૂબળા–ચોધરા–નાયક–ગીરના રબારી–વાઘરી–પઢાર–સીદી વગેરે આદિવાસીઓ, તેમના વ્યવસાયો અને તેમની સમસ્યાઓ વગેરે વિશે ઝીણવટભરી માહિતી આપી છે, અને એ ક્ષેત્રે સેવા આપનાર ઠક્કરબાપાના કાર્યનો અને એ અંગેની બિનસરકારી સેવા-સંસ્થાઓનો પરિચય કરાવ્યો છે. બંધારણે એમને આપેલા અધિકારો અને એ માટે નિમાયેલા ખાસ અધિકારી વિશે પણ અહીં માહિતી આપી છે. વિકાસકક્ષાઓ વિશેની નાનકડી નોંધ સારી છે. આ માટે સાચા સંનિષ્ઠ સેવકોની ખોટ છે–એ અંગે એમણે ચીમકી પણ આપી છે.

## ગ્રામતપાસપદ્ધતિ

ખોરાક અને ખેતીવાડી મંડળના ગ્રામતપાસપદ્ધતિ ઉપરના અંગ્રેજી પુસ્તક 'ફેક્ટ ફાઇન્ડિંગ વીથ રુરલ પીપલ'નો શ્રી સરલાબહેન શાહે કરેલો આ ગુજરાતી અનુવાદ છે. એના મૂળ લેખક ડૉ. શીન પાઓ યાંગે આ પુસ્તકનાં પાંચ પ્રકરણોમાં સામાજિક મોજણી, તપાસના વિવિધ ક્રમ, સામાજિક તપાસમાં વાપરવામાં આવતી પદ્ધતિઓ, સત્ય હકીકતોની તપાસમાં નડતા કેટલાક પ્રશ્નો અને સંશોધન માટેની વિગતપસંદગી તેમ જ એ વિશેની સૂચિત રૂપરેખા વિગતપૂર્ણ રીતે અવલોકી છે. અહીં મોજણી માટે સમાજહિત સિદ્ધ કરવાનાં ઉદ્દેશને કેન્દ્રમાં મૂક્યો છે અને જનતાના સક્રિય સાથ પર પણ અહીં ભાર મૂકવામાં આવ્યો છે. આ પ્રકારનાં પુસ્તકો આપણી ગ્રામવિકાસયોજનાઓ માટે ઉપયોગી થઈ શકે એમ છે. અનુવાદકની ભાષા પણ સરળ છે.

## માનવતાની સાધના

આ પુસ્તકમાં અસ્પૃશ્યતાનિવારણ અને એના જેવા અન્ય પ્રશ્નો અંગે 'લોકજીવન'માં જુદા જુદા સમયે શ્રી પરીક્ષિતલાલ મજમુદારે લખેલી નોંધો સંગ્રહાઈ છે. ૧૬૦ પાનાંના અને મોટા ટાઈપમાં છપાયેલા આ પ્રસંગોમાં દારૂની બદી, આભડછેટના પ્રશ્નો, સ્વાશ્રય, નીતિ, શિક્ષણ, સેવા, ખાનદાની, દેશદ્રોહ, ગરીબાઈ, કુરૂઢિઓ, લોકશિક્ષણ વગેરેને સ્થાન મળ્યું છે. પરંતુ એમાં

મોટો ભાગ અસ્પૃશ્યતા અંગેના પ્રસંગો રોકે છે. સમાજજીવનને જાગૃત રાખવા નીતિ અને સદાચારને કેન્દ્રમાં મૂકી આલેખાયેલા આ પ્રસંગો એના વાચકોને સમાજજીવનની સાચી સમજ આપશે અને પ્રસંગોમાંથી સદ્‌બોધ તારવવા પ્રેરશે.

## ભારતને આર્થિક સહાય શા માટે?

ભારતના આર્થિક વિકાસમાં રસ ધરાવતાં શ્રી મોરિસ ઝિંકીન્સ અને શ્રીમતી બાર્બરા વોર્ડની 'વ્હાય હેલ્પ ઇંડિયા' એ અભ્યાસપુસ્તિકાનો પ્રો. આર. કે. અમીને કરેલો આ અનુવાદ છે. એમાં ભારતના વિકાસમાં પશ્ચિમનાં રાષ્ટ્રોની સહાય માટેની તર્કશુદ્ધ–વિગતપૂર્ણ કેફિયત છે. આંકડાઓ, હકીકત અને દૃષ્ટિબિંદુ–તર્કશુદ્ધ અને વિશદ છે અને સ્વતંત્ર ભારતની છેલ્લાં થોડાં વર્ષોની કામગીરીનાં જમે–ઉધાર પાસાંની એમાં સમીક્ષા છે. શ્રીમતી બાર્બરા વૉર્ડે પ્રસ્તાવનામાં કહ્યું છે કે 'જો ભારતને મદદ કરવામાં નહિ આવે તો, દુનિયાને ઉગારવા માટે કરવાનાં કાર્યમાંનું લગભગ અડધું કામ અધૂરું રહેશે.' ૧૯ પ્રકરણોમાં ભારતની યોજનાઓનાં ધ્યેય, ભારતની આર્થિક વિકાસ માટેની આવશ્યક બચત ન થવાનાં કારણો, ઊંચા કરવેરાનાં કારણો ને સમીક્ષા, યોજનામાં ખેતી પ્રત્યેનું વલણ, પરદેશી સહાયની જરૂરનાં કારણો વગેરે અનેક મુદ્દાઓની ઝીણવટભરી ચર્ચા સામાન્ય જનને પણ સમજાય એવી છે. અનુવાદ પણ સરળ અને સાહજિક છે.

## અમેરિકન લોકોનું અર્થતંત્ર

શ્રી ગેરહાર્ડ કોમ અને શ્રી થિયોડોર ગેઇગરના 'ધી ઇકોનોમી ઑફ ધી અમેરિકન પીપલ' એ પુસ્તકનો શ્રી રમેશ ઠક્કરે કરેલો આ અનુવાદ છે. બે ખંડમાં વહેંચાયેલા આ પુસ્તકમાં અમેરિકન અર્થતંત્ર તથા સામાજિક સ્થિતિ નીચે કયું પરિબળ જીવતરને જીવવા યોગ્ય બનાવે છે, એ દર્શાવવાનો લેખકોનો એક હેતુ છે. એ અર્થતંત્રની આશાસ્પદતાનું અહીં ગૌરવ છે અને એની ત્રુટિઓ તથા વણઉકેલાયેલા પ્રશ્નોનો સ્વીકાર પણ છે. અમેરિકાની નૈસર્ગિક સંપત્તિ, માનવશ્રમ, સંશોધનતંત્રવિદ્યા, મૂડી, સરકાર વગેરેની તેમ જ જીવન-ધોરણ અને આવકવિતરણ, ઉદ્યોગોમાં આર્થિક સત્તાનું કેન્દ્રીકરણ, અર્થતંત્રનું સ્વરૂપ અને ભાવિ વગેરેની અહીં વ્યવસ્થિત વિચારણા થઈ છે. અનેક કોઠાઓ દ્વારા અહીં વિગતો વૈજ્ઞાનિક રીતે રજૂ કરવામાં આવી છે. આ વિષયના અભ્યાસીઓને આ પુસ્તકનું વાચન ખૂબ ઉપયોગી થશે.

## લોકશાહી, સમાજવાદ, સ્વતંત્રતા

રાજાજીના 'સ્વરાજ્ય' આદિ સામયિકોમાં પ્રગટ થયેલા લેખોનો અનુવાદ

કરીને શ્રી ભોગીલાલ ગાંધીએ આ સંગ્રહનું સંપાદન કર્યું છે. એ લેખોમાં રાજાજીની લોકશાહી વિશેની ભાવના અને અત્યારની લોકશાહી, સમાજવાદ અને સ્વતંત્રતાવિષયક ચિંતનપૂર્ણ સામગ્રી છે. એમાં એમણે સત્તારૂઢ પક્ષની વિવિધ દૃષ્ટિબિંદુઓથી ટીકા કરી છે, અલ્પતમ સરકારના પોતાના સિદ્ધાંતની રજૂઆત કરી છે, વર્તમાન સમાજરચનામાંથી પ્રગટતા પ્રશ્નોના ઉત્તરો આપ્યા છે, અર્થવિષયક પ્રશ્નોની નિર્ભીક વિચારણા કરી છે અને સમગ્રપણે એમના વિવિધ પ્રશ્નોને સ્પર્શતા વિચારો અહીં એક સાથે સંપાદક–અનુવાદકે આપણને સુલભ કરી આપ્યા છે. ઉપરાંત, પુસ્તકને આરંભે એમણે સુદીર્ઘ સંપાદકીય 'પ્રવેશક'માં રાજાજીના વિચારોની મૂલવણી અને સમીક્ષા કરી છે. આ વિષયના અભ્યાસીઓને વ્યવસ્થિત રીતે અનુવાદિત–સંપાદિત થયેલા આ વિચારપૂર્ણ ધારદાર લેખો અને શ્રી ગાંધીનો અભ્યાસપૂર્ણ વિશદ 'પ્રવેશક' અત્યંત ઉપયોગી સામગ્રી પૂરી પાડશે.

## જવાહરલાલ નેહરુનો વિચાર–વારસો

જવાહરલાલજીના વિચારોનો થોડોક પરિચય નવી પેઢીને સુલભ બનાવવાના પ્રયત્નરૂપે સંપાદક શ્રી મહેન્દ્ર મેઘાણીએ આ સંકલન તૈયાર કર્યું છે. શ્રી નેહરુનાં 'ઇન્દુને પત્રો', 'જગતના ઇતિહાસનું રેખાદર્શન', 'મારી જીવનકથા', 'મારું હિંદનું દર્શન', કેટલાક જૂના પત્રો, 'પંડિતજી : પોતાને વિશે', અને 'આઝાદી કે સત્રહ કદમ'–માંથી સરળ અને પ્રેરણાદાયી અંશો વીણીને આ દોઢસો પાનાંમાં રજૂ કરવામાં આવ્યા છે. આ અંશો ગુજરાતી અનુવાદોમાંથી લેવામાં આવ્યા છે. આ દ્વારા શ્રી નેહરુના ઇતિહાસ, સંસ્કૃતિ, પ્રાચીન ધર્મગ્રંથો અને શાસ્ત્રો જેવા વિષયો પરના વિચારો, ગાંધીજીને લખાયેલા પત્રો દ્વારા એમની રાજકીય વિચારધારા, એમની મુલાકાતોમાં અંગત, સામાજિક, રાજકીય પ્રશ્નોના પુછાયેલા પ્રશ્નોના એમણે આપેલા ઉત્તરો દ્વારા એમની નિખાલસતા, અને સ્વાતંત્ર્યદિને એમણે આપેલાં ભાષણોના કેટલાક ભાગ દ્વારા એમની ઓજસ્વી મીઠી જબાનનો અહીં સુંદર પરિચય મળે છે. પ્રત્યેક વિભાગને આરંભે સંકલનકારે ટૂંકી નોંધ આપી છે, એ સહેજ વિસ્તારી હોત તો પુસ્તકને વિશેષ લાભ થાત. 'મારી જીવનકથા'ના આરંભે સદ્. મહાદેવભાઈની નોંધ મૂકી છે એ સારું થયું છે. અન્ય વિભાગોમાં પણ એનું અનુસરણ કરવા જેવું હતું. સંકલનકારે આ સંકલનને આરંભે એ વિચાર–વારસાનું દિગ્દર્શન કરાવતો નાનકડો પ્રવેશક લખ્યો હોત તો પુસ્તકની ઉપયોગિતામાં ઉમેરો થાત.

## આધુનિક બંધારણો

ગુજરાત યુનિ.ના દ્વિતીય વર્ષ બી. એ.ના રાજ્યશાસ્ત્રના વિદ્યાર્થીઓ

માટે તૈયાર કરેલું પ્રા. હસમુખ જ. પંડ્યાનું આ પુસ્તક ગ્રેટબ્રિટન, સંયુક્ત રાજ્ય અમેરિકા, સોવિયેટ રશિયા અને સ્વિટ્ઝર્લૅન્ડ એ ચાર અગત્યનાં રાજ્યોનાં બંધારણોનો વિગતપ્રચુર પરિચય કરાવે છે. પ્રત્યેક રાજ્યના બંધારણના આરંભમાં લેખકે ઐતિહાસિક પૂર્વભૂમિકા આપી છે, અને ચારેય બંધારણોની સંસ્થાઓનો અને અગત્યના હોદ્દાઓનો તુલનાત્મક પરિચય પણ આપ્યો છે. ઉપરાંત અદ્યતન માહિતીથી પુસ્તકને ખૂબ ઉપયોગી બનાવાયું છે. પ્રકરણને અંતે લેખકે વિદ્યાર્થીઓ માટે 'સ્વાધ્યાય' આપ્યા છે. સામાન્ય જિજ્ઞાસુઓને પણ પુસ્તક ગમી જાય એવું થયું છે. અહીં ઇંગ્લેન્ડ–અમેરિકાનાં બંધારણો, રશિયા–સ્વીટ્ઝર્લૅન્ડને મુકાબલે વિશેષ વિગતે ચર્ચ્યાં છે, એ સહેજ ખટકે છે. કેટલાક અંગ્રેજી શબ્દોને ગુજરાતીમાં કષ્ટસાધ્ય રીતે ઉતાર્યા હોય એવી છાપ પડે છે. '*સંયુક્ત રાજ્ય અમેરિકા*' કે '*ઇંગ્લૅન્ડનું દેવળ*' જેવા શબ્દો એના વિશિષ્ટ નમૂના છે.

### નિત્યનું જીવન–ઘડતર

શ્રી માધવ મો. ચૌધરીએ આ પુસ્તિકામાં જીવનનું મહત્ત્વ સમજાવી, ઉમદા ધ્યેય અને ઊર્ધ્વગામી દૃષ્ટિ રાખવા સૂચવ્યું છે. એનાં કુલ સાત પ્રકરણોમાં વિચારક અને પ્રાણવાન બનવા, પુરુષાર્થી બની આત્મવિકાસ સાધવા, તથા શ્રદ્ધા અને પ્રેમભાવ કેળવવા સરળ રીતે ઉદ્બોધન કર્યું છે. માનવતાને માર્ગે ચાલીને આગળ વધવામાં જ જીવનસાધના રહેલી છે, અને સાચી રીતે જીવન જીવવાની કળા એ જ જીવનઘડતર છે–આ વિચારણાના દોરે એમણે જીવનઘડતરના સાત પાઠ અહીં આપ્યા છે. વિદ્યાર્થીઓ અને સામાન્ય વાચકોને પણ આ પુસ્તિકા ઉપયોગી વાચન પૂરું પાડશે.

## વિજ્ઞાન–હુન્નર–આયુર્વેદ–જ્યોતિષ

### બ્રહ્માંડ–વિકસતું કે વિશ્રાંત

શ્રી સુથાર ગુજરાતના ખ્યાતનામ ખગોળશાસ્ત્રી છે અને 'આપણું વિશ્વ' જેવી એમની કૃતિઓ ગુજરાતના રંક ખગોળસાહિત્યના 'રતન' જેવી છે. આ પુસ્તકમાં આકાશી જ્ઞાનને શબ્દબદ્ધ કરવાનો અને બદલાતી જતી આજની દુનિયામાં અપરિવર્તનશીલ લાગતા આકાશી પદાર્થો ભૌતિક રીતે કેવો ભાગ ભજવી રહ્યા છે એની કથા અનેક દૃષ્ટિબિંદુથી કહેવાનો ,એમનો આશય આવકારપાત્ર છે. ૧૨ પ્રકરણો અને ૩ પરિશિષ્ટોવાળી આ કૃતિમાં ત્રણ ડઝન ઉપરાંત ચિત્રો અને આકૃતિઓથી ખગોળવિજ્ઞાનને સુગમ બનાવવાનો લેખકે પ્રશસ્ય પ્રયત્ન કર્યો છે.

આદિ માનવની સીમિત સૃષ્ટિ અને એના અજ્ઞાનમૂલક વિસ્મયથી આરંભી લેખકે ખગોળની શોધ દ્વારા પ્રગટ થયેલા નવા સીમાડાનો રસભર્યો ઉલ્લેખ કર્યો છે. પ્રત્યેક પ્રકરણની આકર્ષક ભૂમિકા બાંધતાં જઈને પૃથ્વી, સૂર્ય, ચંદ્ર, તારા-વિશ્વ વગેરેનો પરિચય એમણે કરાવ્યો છે અને વિવિધ મતોની રોચક થઈ પડે એવી માહિતી આપી છે. તારાઓના ચળકાટમાં ફરક પડવાનાં કારણો, અને કેવળ ચળકાટને આધારે એમની સાચી તેજસ્વિતા આંકવામાં થતી ભૂલ, એમનાં કદ શોધવાની રીત અને સ્થિર ગણાતો ધ્રુવતારો કે સ્થિર આકૃતિઓ રચતા તારાઓના સ્થાનપલટા, આકાશગંગાની શ્વેત-શ્યામ નિહારિકાઓ, મંગળ પરની જીવસૃષ્ટિ અને તારાઓના નાનકડા ગ્રહો—અવકાશસૃષ્ટિની આ સઘળી અદ્ભુત-કથાને લેખકે રસમય રીતે વર્ણવી છે. પૃથ્વી અને સૂર્યના નાશની બાબતોને પણ એવી જ મધુર રીતે આલેખી છે.

બ્રહ્માંડ નિરંતર વિકસતું જાય છે કે એ યુગોથી એમનું એમ જ—વિશ્રાંત—રહેલું છે એ વિશે બંને પક્ષોની સમીક્ષા કરીને એમણે આ પ્રશ્ન રેડિયો-દૂરબીન વડે ઉકેલવો હવે શક્ય બનશે એવું જણાવ્યું છે.

પુસ્તકનું ભારેખમ શીર્ષક બ્રહ્માંડના તાત્વિક સિદ્ધાંતોની અપેક્ષા જગાડે છે, પરંતુ લેખકનો ઉપક્રમ તો એવી ઝીણવટભરી ચર્ચા કરવાને બદલે માત્ર રસળતો પ્રાથમિક પરિચય આપવાનો હોય એવી છાપ પડે છે. ઉપરાંત પુસ્તકનાં કેટલાંક વિધાનોમાં સંપૂર્ણ વૈજ્ઞાનિક ચોક્સાઈ જળવાઈ હોય એમ પણ લાગતું નથી. છાપભૂલો કે જોડણીદોષો પ્રમાણમાં અલ્પ છે.

પ્રકરણનાં આકર્ષક શીર્ષકોથી સોહતું આ નાનકડું રસિક પુસ્તક વાચકોને અવકાશવિજ્ઞાન વિશે માહિતી મેળવવામાં ખૂબ ઉપયોગી થશે.

### તારાઓની સૃષ્ટિ

શ્રીમતી એન ટેરી વ્હાઈટે બાળકો માટે જુદા જુદા વિષય પર ઘણાં પુસ્તકો લખ્યાં છે, અને એ દ્વારા બાળકોને રસિક રીતે જ્ઞાનાભિમુખ કર્યાં છે. 'તારાઓની સૃષ્ટિ'માં પણ બાળકોને આ વિરાટ વિશ્વને જોવાની સૌંદર્યપૂર્ણ દૃષ્ટિ આપવાનો પ્રયત્ન છે. સૂર્યને પ્રદક્ષિણા કરતી આ પૃથ્વી પર બેસીને આકાશ—તારાઓને જોતાં હોઈએ એ રીતે લેખિકાએ તારાઓની સૃષ્ટિનો પરિચય કરાવ્યો છે. એમાં સૂર્ય, પાડોશી ચંદ્ર, બુધ, મંગળ, અને બીજા અનેક તારાઓ, ચંદ્ર-સૂર્યનાં ગ્રહણો, ગ્રહો પર માનવવસતીનું 'અસ્તિત્વ છે કે નહિ એ બધાં વિશે એમણે માહિતીસભર અને સુંદર ચિત્રો આપીને નિરૂપણ કર્યું છે. એનો ગુજરાતી

અનુવાદ શ્રી મૂળશંકર ભટ્ટે કર્યો છે. અનુવાદકની ભાષા એકંદરે પ્રવાહી અને સરળ છે, પણ ક્યાંક કૃત્રિમતા આવી ગઈ છે. વૈજ્ઞાનિક માહિતીમાં પણ કેટલાક દોષો પ્રવેશી ગયેલા જોવા મળે છે. કિશોરોને આ પુસ્તક ગમી જાય એવું રસિક છે.

## સમુદ્રની સૃષ્ટિ

શ્રી ફર્ડિનાન્ડ સી. લેનના આ પુસ્તકમાં પાણી અને સમુદ્ર કેવી રીતે ઉદ્ભવ્યાં ત્યાંથી આરંભી સમુદ્રના પેટાળમાં કેવી અદ્ભુત સૃષ્ટિ રહેલી છે એનું રસિક પણ માહિતીપૂર્ણ નિરૂપણ જોવા મળે છે. એમાં લેખકે સમુદ્રના તળિયા વિશે અને મોજાં વિશે, સૂર્ય–ચંદ્રના અદશ્ય આકર્ષણ વિશે, અને સમુદ્રના ખારાપણા વિશે માહિતી આપ્યા પછી, સમુદ્રની જીવસૃષ્ટિનો સરસ રીતે ખ્યાલ આપ્યો છે. એ સાથે દરિયાઈ વનશ્રી ને ભરતી–ઓટનો પરિચય કરાવ્યા પછી મહાસાગરના તળિયાની 'જાજમ'ની પણ ઓળખ કરાવી છે. સમુદ્રનાં અજાયબ માછલાં અને વ્હેલ આદિ વિવિધ પ્રાણીઓ, દરિયાઈ પક્ષીઓ અને અંતે 'સમુદ્ર અને માનવ'ના પ્રકરણમાં મનુષ્યે દરિયાઈ સૃષ્ટિ પાસેથી મેળવેલા લાભ અને ભેટો, તથા વહાણવટું વિશે નિરૂપણ કર્યું છે. શ્રી વિજયગુપ્તનો અનુવાદ મજાનો છે. લેખકનું નિરૂપણ મનોહર છે અને ચિત્રકાર ફ્રિટ્સ ક્રેડેલનાં ચિત્રો મનમાં વસી જાય એવાં છે. નવલકથાની જેમ આ પુસ્તક આપણને વાંચવું ગમે એવું બન્યું છે.

## ચાલો, અવકાશમાં

લગભગ સાડાત્રણસો પાનાંના આ પુસ્તકમાં અવકાશયાન અંગેની વિગતવાર માહિતી એના લેખક શ્રી ડેવિડ ઓ. વુડબરીએ આપી છે. મુખ્યત્વે એમાં રૉકેટો–અવકાશયાનની તેમજ વૈજ્ઞાનિકોના એ વિશેના પ્રયોગોની માહિતી છે. ચિત્રો દ્વારા વિષયને સુગમ્ય બનાવાયો છે. લેખકે કહ્યું છે તેમ પૃથ્વીના પડ ઉપરથી ઊંચકીને આપણને આકાશમાં મૂકી દેનાર રાક્ષસી અવયવ સમાં એંજિનો જેટલી અગત્ય બીજી કોઈ વસ્તુની નથી. એટલે એમણે રૉકેટ–શક્તિની કથા માંડીને કહી છે અને ભૌતિક ખગોળ–ક્ષેત્ર અંગેની બાબતો પણ વિગતે આપી છે. કિરણોત્સર્ગી પટ્ટા, ચંદ્ર–પ્રવાસ જેવી અનેક બાબતો લેખકે શાસ્ત્રીય રીતે રજૂ કરી છે. આ પુસ્તકનો અનુવાદ શ્રી મનુભાઈ મહેતાએ કર્યો છે. અનુવાદ એકંદરે સારો થયો છે. પુસ્તકનાં સુદીર્ઘ પ્રકરણો વાચકોને થોડાંક અવરોધરૂપ લાગવા સંભવ છે. વિદ્યાર્થીઓ અને આ વિષયના જિજ્ઞાસુઓને આ નવા જ વિષયનું પુસ્તક ખૂબ ખૂબ ગમશે, અને આ અવકાશયુગમાં એનું વાચક સર્વ વાચકોને મૂલ્યવાન થઈ પડશે.

## ગ્રહમાળાનો પ્રવાસ

રશિયન લેખક શ્રી એ. સ્તર્નફેલ્દના પ્રસિદ્ધ પુસ્તકનો આ ગુજરાતી અનુવાદ શ્રી બટુક વોરાએ કર્યો છે. આમાં પ્રાચીન દંતકથાઓ અને આજની અવકાશયાત્રાથી આરંભી અવકાશયાન-રોકેટનું પૃથ્વી પરથી ઉડ્ડયન, અવકાશમાં માનવશરીર અને મન કઈ રીતે ટકે છે તે, એ યાત્રાનાં ભયસ્થાનો, કૃત્રિમ ઉપગ્રહોનાં નિરીક્ષણ અને તેમનો ઉપયોગ, ચંદ્ર, મંગળ, શુક્ર વગેરેની ભાવિ સફરોનો ખ્યાલ—એમ અનેક રીતે આપણને ગ્રહમાળાના પ્રવાસથી સુપરિચિત કરવામાં આવ્યા છે. આ પુસ્તક અવકાશ-યુગની સમજને વધારવામાં ઉપયોગી થઈ પડે એવું છે.

## વિશ્વદર્શન

'વિશ્વદર્શન'ની ઈ. ૧૯૩૮માં પ્રથમ આવૃત્તિ બહાર પડી હતી, આ એની પાંચમી આવૃત્તિ છે. એના સંપાદક શ્રી છોટાલાલ મા. કામદારે અત્યંત શ્રમ લઈને ચીવટ અને ખંતપૂર્વક આપણા પ્રાંતની, દેશની અને દુનિયાની ટૂંકી માહિતી આ પુસ્તકનાં પોણા સાતસો પાનાંમાં આપી છે. એના પહેલા વિભાગમાં સૂર્યમાળા અને ખગોળની સૃષ્ટિ સાથે પર્વતો-સરોવરો-નદીઓ-દેશો-રેલવે-પુસ્તકાલયો તથા અન્ય દેશોની માહિતી છે. બીજા વિભાગમાં ભારતની જમીન, નદીઓ, જંગલો, પુલો, પર્વતો, નોબેલ પારિતોષિક વિજેતાઓ, ગુજરાતી સાહિત્ય પરિષદ, સુવર્ણચંદ્રક વિજેતાઓ, ભારતનાં રાજકારણ-શિલ્પ-સ્થાપત્ય-તાર-ટપાલ-પ્રધાનમંડળો વગેરે અનેકની ઝીણીમોટી માહિતી છે. ત્રીજા વિભાગમાં ભારતની મહત્ત્વની વ્યક્તિઓની ટૂંકી ચરિતાવલિ છે અને ચોથા વિભાગમાં અજાયબીઓ, આરોગ્ય, મહત્ત્વની તારીખો જેવી અનેક બાબતોની નોંધ છે. આવાં પુસ્તકોની આ યુગમાં વિશેષ જરૂર છે અને આમુખલેખક શ્રી સી. એન. વકીલે કહ્યું છે તેમ સુધારા-વધારા સાથે આ પુસ્તક પ્રસિદ્ધ કરવાનું સંપાદકે ચાલુ રાખ્યું છે એ સેવાકાર્ય જ છે. હજી વિષય-વ્યવસ્થામાં સુધારણાને અવકાશ છે.

## વ્યક્તિગત અનુકૂલનનું મનોવિજ્ઞાન

ડૉ. પી. બી. વ્યાસ અને પ્રા. રજનીકાંત પટેલનું આ પુસ્તક ગુજરાત યુનિ.ના દ્વિતીય વર્ષ બી. એ.ના મનોવિજ્ઞાનના વિદ્યાર્થીઓની જરૂરિયાત માટે લખાયું છે, તેમ છતાં જીવનની વિવિધ સમસ્યાઓના ઉકેલ માટે પણ આ પુસ્તક વાચકોને ઉપયોગી થઈ પડે એવું છે. એમાં મનુષ્યના અનુકૂલનની ખાસિયતો, એના વર્તન ઉપર અસર કરનાર માન્યતાઓ, વ્યક્તિની જરૂરિયાતો, 'ન્યૂરોસીસ,'

ગાંડપણ, શાળા, કૉલેજ, કુટુંબ, વ્યવસાય, લગ્ન, વ્યક્તિગત ભેદો વગેરે અનેક અંગોની અહીં સદૃષ્ટાંત ચર્ચા થઈ છે. પુસ્તકના ઉત્તરાર્ધનાં પ્રકરણો અત્યંત રસિક બન્યાં છે અને એની ગદ્યશૈલી પણ મોહક છે. જાતીય અનુકૂલનના મનોવિજ્ઞાનની ચર્ચા અત્યંત વિશદતાથી અને ગૌરવભરી રીતે લેખકો કરી શક્યા છે. એ બદલ ધન્યવાદને પાત્ર છે.

## સામાન્ય મનોવિજ્ઞાન

પ્રા. વિ. સ. વણીકરનું પુસ્તક પણ ગુજરાત યુનિ.ના દ્વિતીય વર્ષ બી. એ.ના મનોવિજ્ઞાનના વિદ્યાર્થીઓ માટે લખાયું છે. એમાં મનોવિજ્ઞાનનાં વ્યાખ્યા અને ઇતિહાસ, એના અભ્યાસની વિવિધ પદ્ધતિઓ, વ્યક્તિના ઘડતરમાં આનુવંશિકતા અને વાતાવરણનાં પરિબળોની અસર, ભાવના–સંવેગ, સંવેદન, ધ્યાન, પ્રત્યક્ષીકરણ, માનવીવર્તનનાં પ્રેરકબળો, સ્મરણ–વિસ્મરણ, પ્રતિમા–કલ્પના, વ્યક્તિત્વ, બુદ્ધિ અને મનોવિજ્ઞાનનો માનવવ્યવહારમાં ઉપયોગ–જેવા અનેક મુદ્દાઓની વ્યવસ્થિત સમજૂતી આપવામાં આવી છે. વિદ્યાર્થીઓને આ પુસ્તક ઉપયોગી થઈ પડશે.

## ફોટોગ્રાફીનો ભોમિયો

છબીકલાનો શોખ ધરાવનાર રસિક ભાઈબહેનો માટે શ્રી ધીરજલાલ ગજ્જરે આ પુસ્તકમાં કૅમેરા અને તેના વિવિધ ભાગ, છબી લેવાની રીત, વિવિધ રસાયણો, ફિલ્મ ધોવાની રીત, રંગીન છબીકલા, ચિત્રપટ અને સિને છબીકલા જેવી અનેક બાબતોનો, ચિત્રો સહિત, ખ્યાલ આપ્યો છે. આ પ્રકારનાં ટેક્નિકલ પુસ્તકો આપણે ત્યાં હવે પ્રગટ થવા લાગ્યાં છે એ આનંદની વાત છે. લેખકની ભાષા પણ સરળ છે. પ્રત્યેક પ્રકરણને અંતે 'સ્વાધ્યાય' આપવામાં આવેલ છે એટલે આ વિષયના વિદ્યાર્થીઓને પણ અનુકૂળતા રહે એવું છે.

## વાયરમેનનો ભોમિયો

વાયરમેનની વિવિધ પરીક્ષામાં ઉપયોગી થવાના ઉદ્દેશથી અને આપણે ત્યાં વીજળીનો ફેલાવો થતાં એ વ્યવસાયમાં જનારને ઉપકારક થવાય એ માટે શ્રી 'પદ્મ' આ પુસ્તકમાં વિદ્યુત અને એકમો, એમનો નિયમ–વિદ્યુતમાર્ગ, એ. સી., ડી. સી. પ્રવાહ, વાયરીંગનાં ઓજારો–સાધનો, કેબલ, વાયરિંગની વિવિધ રીતો, વગેરે અનેક બાબતો વિશે, દાખલાઓની ગણતરી અને આકૃતિઓ સહિત, સરળ રીતે પરિચય આપ્યો છે. પ્રત્યેક પ્રકરણને અંતે પ્રશ્નો આપ્યા છે.

## રેડિયો રીપેરિંગ

શ્રી 'પદ્મ'નું આ પુસ્તક, ઘેર બેઠાં રેડિયો રીપેરનું કામ શીખવા ઇચ્છનારને માટે ઉપયોગી થઈ પડે એવું છે. એમાં રેડિયો રિસીવરનાં તમામ અંગોનો અભ્યાસ આવરી લેવામાં આવ્યો છે અને સૈદ્ધાંતિક તથા પ્રાયોગિક જ્ઞાનની માહિતી બસો આકૃતિઓ દ્વારા બે ભાગનાં ૨૪ પ્રકરણોમાં આપવામાં આવી છે. અવાજ, વિદ્યુત, ચુંબકત્વ જનરેટર, કેપેસીટન્સ, થર્મીઓનિક વાલ્વ, એરિયલ, રેડિયો રિસીવર, એની ખામીઓ અને દૂર કરવાની રીતો, રેડિયો રીપેરિંગ માટે આવશ્યક ઓજારો વગેરેનો દાખલાઓ અને આકૃતિઓ સહિત આપેલો પરિચય એના અભ્યાસીઓને ગમી જાય એવો છે.

આપણે ત્યાં ટેકૂનિકલ વિષયોનો ખ્યાલ આપતાં પુસ્તકો અતિ અલ્પ પ્રમાણમાં છે એ વખતે ફોટોગ્રાફી, ઇલેક્ટ્રીસિટી અને રેડિયો–રીપેરિંગની માહિતી આપતાં આ ત્રણે પુસ્તકો આવકારપાત્ર બને છે. જેમ નવા શિખાઉને તેમ એ વિષયના જિજ્ઞાસુઓને અને સવિશેષ એ વિષયના વિદ્યાર્થીઓને આ પ્રકાશનો ખૂબ ઉપયોગી બનશે. આ પ્રકારનાં પુસ્તકોમાં જોડણીની શુદ્ધિ તરફ લેખક–પ્રકાશકોએ વિશેષ ધ્યાન આપવું જોઈએ અને આવાં પુસ્તકોનો વિશેષ ફેલાવો થાય એ માટે કેટલીક વિશેષ વિગતોનો પણ સમાવેશ કરવો જોઈએ. વિષયની સૂચિ તેમ જ પારિભાષિક શબ્દો પણ ઉવેખવા જેવાં અંગો નથી.

## ભૌતિકશાસ્ત્ર પરિચય

આ પુસ્તક પણ પ્રિ. યુનિ. વિજ્ઞાનના નવા અભ્યાસક્રમ મુજબ પ્રિ જે. બી. સેન્ડિલ અને બીજા ચાર પ્રાધ્યાપકોએ તૈયાર કર્યું છે. પુસ્તકને લેખકોએ સામાન્ય વિજ્ઞાન અને યંત્રશાસ્ત્ર, ઉષ્મા, પ્રકાશ, ચુંબકત્વ અને વિદ્યુત–એમ ચાર વિભાગોમાં વહેંચીને પ્રયોગો–ચિત્રો દ્વારા બને એટલું સરળ બનાવવા યત્ન કર્યો છે. વિદ્યાર્થીઓને પુસ્તક વિશેષ ઉપયોગી થઈ પડે એ હેતુથી પ્રકરણને અંતે નમૂનારૂપ ગણેલા દાખલા અને બીજા થોડા જવાબ સહિતના દાખલા પણ મૂક્યા છે, અને અભ્યાસ માટે પ્રશ્નો પણ આપ્યા છે.

## પ્રાયોગિક રસાયન

ડૉ. નરસિંહ મૂ. શાહનું આ પાઠ્યપુસ્તક પ્રિ. યુનિ. સાયન્સ અને ફર્સ્ટ ઇયર બી. એસસી.ના વિદ્યાર્થીઓ માટે લખાયું છે, અને લેખકના અનેક આવૃત્તિઓ પામેલા અંગ્રેજી 'પ્રેક્ટિકલ કેમેસ્ટ્રી'નું ગુજરાતી સંસ્કરણ છે, અને તેની પણ આ ત્રીજી આવૃત્તિ છે. ગુજરાત યુનિ.ની બોધભાષા તરીકે

ગુજરાતીનો સ્વીકાર થતાં મૂળ પુસ્તકને ગુજરાતીમાં ઉતારવામાં આવ્યું છે. તેમ છતાં, આ પુસ્તક માત્ર અંગ્રેજીનું ભાષાંતર બની રહ્યું નથી એ નોંધપાત્ર છે. લેખકની વિષયનિપુણતા અને નિરૂપણરીતિની કુશળતાનાં દર્શન આ પાઠ્યપુસ્તકમાં અવશ્ય થાય છે.

## જીવવિજ્ઞાનપ્રવેશ

ડૉ. એમ. એસ. દુબળે અને પ્રા. એ. બી. વ્યાસનું આ પુસ્તક ગુજરાત યુનિ.ના પ્રિ. યુનિ. સાયન્સના વિદ્યાર્થીઓ માટે લખાયું છે અને એમાં સામાન્ય જીવવિજ્ઞાન તથા પ્રાણીવિજ્ઞાનને પુષ્કળ સુરેખ આકૃતિઓ દ્વારા સમજાવવાનો સારો પ્રયત્ન કર્યો છે. જીવવિજ્ઞાનનું એક વિજ્ઞાન તરીકે મહત્ત્વ સમજાવી એમણે સજીવ સૃષ્ટિનો, પોષણતંત્રનો, શ્વસનક્રિયાનો, ઉત્સર્જનાંગો અને સંવેદનાંગોનો, પ્રજનન અને ગર્ભવિકાસનો એમ વિવિધ વિષયોનો સરળ રીતે પરિચય કરાવ્યો છે. પુસ્તકમાં રહી ગયેલા અલ્પ મુદ્રણદોષો બીજી આવૃત્તિમાં સુધારી શકાય એવા છે.

## માનવસર્જિત વસ્ત્રતંતુઓ

ચામડાંનાં વસ્ત્રોથી ટેરેલિનનાં કપડાં સુધીનો વસ્ત્રઇતિહાસ તો આપણે સાંભળ્યો—જોયો છે. વસ્ત્રકળાએ આદિકાળથી અર્વાચીન કાળ સુધી જે પ્રગતિ કરી છે એનો અભ્યાસ રસપ્રદ બને એવો છે. આ પુસ્તકના વિદ્વાન લેખકે પુસ્તકને ચાર વિભાગોમાં વહેંચી નાખીને, પ્રથમ વિભાગમાં માનવસર્જિત વસ્ત્રતંતુઓના વિકાસનો ઇતિહાસ આપી, તે સંબંધી આવશ્યક વૈજ્ઞાનિક ભૂમિકા રજૂ કરી છે; બીજામાં એ તંતુઓનું રાસાયણિક બંધારણ તથા ઔદ્યોગિક પાયા પર તેમનું સર્જન કેવી રીતે થાય છે તેનું આકૃતિઓ તથા ચિત્રો સહિત વર્ણન કર્યું છે; ત્રીજામાં એ તંતુઓના પ્રાકૃતિક તથા રાસાયણિક ગુણધર્મો વિશે સામાન્ય માહિતી આપી એના ગુણધર્મો કોષ્ટકોમાં આપ્યા છે અને છેલ્લા વિભાગમાં વસ્ત્રતંતુઓના આર્થિક, સામાજિક, વ્યાવહારિક પાસાંનું અવલોકન છે. વસ્ત્રોની કેમ સંભાળ લેવી, એમની પર પડેલા ડાઘા કેવી રીતે દૂર થઈ શકે જેવી માહિતી સામાન્ય વાચકોને પણ ખૂબ ઉપયોગી થઈ પડે એવી છે. પુસ્તકમાં આપવામાં આવેલાં પરિશિષ્ટો તથા પુસ્તકનો 'ઉપસંહાર' અને સંદર્ભસૂચિ ઉપરાંત વિષયસૂચિ પુસ્તકની મૂલ્યવત્તામાં વધારો કરે છે. લેખકે 'ઉપસંહાર'માં સાચું જ કહ્યું છે કે વસ્ત્રોએ આપણી રહેણીકરણી અને સામાજિક વ્યવસ્થામાં અગત્યનો ભાગ ભજવ્યો છે. માનવસર્જિત વસ્ત્રતંતુઓને લીધે વસ્ત્રોમાં વૈવિધ્ય આવ્યું છે; સામાજિક-લાગણી; ભાવના, જીવનધોરણ, અનુકરણ જેવાં બળો

એની પાછળ કાર્ય કરી રહ્યાં છે. લેખકે યોગ્ય રીતે જ માનવસર્જિત તંતુઓમાંથી બનાવેલા કાપડને ભોજનથાળમાં મીઠાઈનું સ્થાન આપ્યું છે. લેખકે આ માહિતી-સમૃદ્ધ પુસ્તકને સરળ ભાષામાં રજૂ કરીને કિંમતી સેવા બજાવી છે.

## આયુર્વેદનો ઇતિહાસ

સ્વ. દુર્ગાશંકર કે. શાસ્ત્રીના સં. ૧૯૯૮માં પ્રગટ થયેલા પુસ્તકનું આ બીજું સંસ્કરણ છે. એમાં વેદમાં આયુર્વેદનાં બીજો, આયુર્વેદની સંહિતાઓ, વાગ્ભટ, સુશ્રુત આદિના ટીકાકારો, વૈદ્યકના સંગ્રહગ્રંથો અને તેના લેખકો, રસવિદ્યા અને રસગ્રંથો, નિઘંટુઓ, દક્ષિણ ભારતનું વૈદ્યક અને નાડીવિદ્યા વગેરેનું નિરૂપણ છે. લેખકનું લક્ષ્ય આયુર્વેદની પ્રાચીનતા કે મહત્તા સ્થાપવાનું રહેવાને બદલે આયુર્વેદિક વિચારોના ક્રમનું ચિત્ર આલેખવાનું રહ્યું છે. એ દ્વારા આયુર્વેદશાસ્ત્રના વિકાસક્રમનો અચ્છો પરિચય મળી રહે છે. લેખકે આધુનિક સમયનું વિગતવાર આલેખન કર્યું નથી પરંતુ એની નોંધ દ્વારા એનો ખ્યાલ તો આપ્યો જ છે. શબ્દસૂચિ ગ્રંથની મૂલ્યવત્તામાં ઉમેરો કરે છે.

## આપણાં ખાદ્યો

મૈસૂરની 'સેંટ્રલ ફૂડ ટેકનોલોજિકલ રિસર્ચ ઇન્સ્ટિટ્યુટ', યંત્રોની મદદથી ખોરાકના ખાદ્યાંશોનું પરીક્ષણ કરી તેમને આપણા ખોરાકના પૂરતા અંશોમાં મેળવી, આપણા દેશની આહારસમસ્યામાં ફાળો આપતી મહત્ત્વની સંસ્થા છે. એના આસિ. ડિરેક્ટર શ્રી એમ. સ્વામિનાથ અને ખાદ્ય વિભાગના ડિરેક્ટર શ્રી ભગવને 'અવર ફૂડ' નામનું નાનું પણ મૂલ્યવાન પુસ્તક લખ્યું છે. એનો આપણા પ્રસિદ્ધ વૈદ્ય-લેખક શ્રી બાપાલાલભાઈએ કરેલો આ અનુવાદ છે. એનાં ૨૨ પ્રકરણોમાં આહારનાં કાર્યોથી આરંભી કેલેરી, પ્રોટીન, કર્બોદિતો, સ્નેહદ્રવ્યો, ખનિજ ક્ષારો, પ્રજીવકો વગેરેની ખાદ્ય-સંદર્ભમાં કોષ્ટકોની સહાયથી સરળ અને સ્પષ્ટ સમજ આપી છે. એ ઉપરાંત ઘઉં-ચોખા વગેરેનાં પોષક મૂલ્ય, ભિન્ન ભિન્ન અવસ્થામાં રોજ કેટલો અને કેવો ખોરાક લેવો જોઈએ તે અને કોષ્ટકોમાં યુક્ત-અયુક્ત આહાર અને ખાદ્ય પદાર્થનું શું મૂલ્ય છે-ખાદ્ય તરીકેની એની શી ઉપયોગિતા છે એ પણ વિગતવાર દર્શાવ્યું છે. આ નાનકડું પુસ્તક અત્યંત ઉપયોગી છે અને સૌએ વાંચવા જેવું છે.

## આયુર્વેદના મૂળ સિદ્ધાંતો

ગુજરાત યુનિવર્સિટીની અભ્યાસપૂરક વ્યાખ્યાનોની યોજના હેઠળ ડૉક્ટર પ્રાણજીવનદાસ મહેતાએ આપેલાં આ છ વ્યાખ્યાનો ગ્રંથસ્થ થયાં છે. આ વ્યાખ્યા-

નોમાં લેખકે થોડાક પ્રધાન વિષયોને પસંદ કરીને એમની શાસ્ત્રીય અને ઝીણવટભરી ચર્ચા કરી છે. પ્રથમ પ્રકરણમાં આયુર્વેદની પ્રગતિનો તબક્કાવાર ઇતિહાસ આપ્યો છે; બીજામાં 'આયુર્વેદમાં પ્રકૃતિવિજ્ઞાન'–એ વિષયની વ્યવસ્થિત માંડણી કરીને કફ, પિત્ત અને વાતપ્રકૃતિનાં લક્ષણો અને એ પ્રકૃતિને કુપિત કરનારાં કારણો તથા તેમનું શમન કરનારા ઉપાયો, દેહપ્રકૃતિના મહાપ્રકૃતિ સાથેના તેમ જ આહાર, લગ્ન, વ્યવસાય, આયુષ્ય વગેરે સાથેના એના સંબંધોની સમીક્ષા છે. ત્રીજા પ્રકરણમાં સ્વાસ્થ્ય અને દીર્ઘ જીવન માટેના આયુર્વેદના ક્રિયાત્મક માર્ગદર્શનનું નિરૂપણ છે, તો ચોથામાં આયુર્વેદીય ઔષધ–દ્રવ્યવિજ્ઞાનની વિગતવાર રજૂઆત છે અને ભાવિ સંશોધન માટે ક્યાં ક્યાં આવશ્યકતા રહે છે એની વિચારણા છે. પાંચમું પ્રકરણ વ્યાધિવિજ્ઞાનનું વિગતે નિરૂપણ કરે છે, અને છઠ્ઠું પ્રકરણ આયુર્વેદના મૂળ સિદ્ધાંતોમાંથી કેટલાકની આયુર્વેદના જિજ્ઞાસુઓ માટે ચિત્રાલેખન દ્વારા (અગિયાર ચિત્રો છે) અંગ્રેજીમાં સરળ સમજૂતી આપે છે. છેલ્લું પ્રકરણ આયુર્વેદના સુવર્ણયુગમાં વૈદકશિક્ષણપ્રબંધને અવલોકે છે. પ્રસ્તાવનામાં લેખકે આયુર્વેદ સંબંધી કેટલીક રૂઢ માન્યતાઓ વિશે સુંદર રીતે સ્ફટસ્ફોટ કર્યો છે અને આયુર્વેદનાં વ્યાધિ તથા ચિકિત્સાવિજ્ઞાનની વિવિધ બાબતોનું સૂક્ષ્મ નિરીક્ષણ કરવાથી જ્ઞાન–વિજ્ઞાનની ચિનગારીઓ મળશે એવું શ્રદ્ધાસભર તાર્કિક નિરૂપણ કર્યું છે. આ અધિકારી વિદ્વાન વ્યાખ્યાતાએ આ વ્યાખ્યાનોમાં આયુર્વેદના મૂળ સિદ્ધાંતોનું શાસ્ત્રીય અન્વેષણ કર્યું છે એ એના અભ્યાસીઓને અત્યંત ઉપકારક નીવડશે. નિરૂપણ સરળ અને સ્વાભાવિક બન્યું છે. અંતે સૂચિ આપી હોત તો અભ્યાસીઓને સગવડ રહેત.

### ખોરાક અને સ્વાસ્થ્ય

ખોરાક અને સ્વાસ્થ્યવિષયક શ્રી ઝવેરભાઈ પટેલનું આ પુસ્તક મૂલ્યવાન છે અને એમણે ઘણા શ્રમપૂર્વક એ તૈયાર કર્યું છે. આરંભનાં બે પ્રકરણોમાં માનવશરીર કયા પ્રમાણમાં ક્યાં તત્ત્વોનું બનેલું છે તે તથા આહારનાં દ્રવ્યોનું સંગઠન અને વિઘટન વિગતે દર્શાવીને લેખક પછીનાં ચાર પ્રકરણોમાં પ્રોટિન, ક્ષાર, વિટામિન, સાકર–દ્રવ્યો અને સ્નિગ્ધ–દ્રવ્યો વગેરેની વિગતપૂર્ણ–ઝીણવટભરી માહિતી આપીને એમનાં કાર્યો–આવશ્યકતા–ખાસિયતો નિર્દેશ્યાં છે. આહારનાં દ્રવ્યોનું મુદ્દાસર સંક્ષિપ્ત વિવરણ પણ પછીના પ્રકરણમાં આપેલું છે. ત્યારબાદ યુક્તાહારની વિગતો આપી, આપણા આહારને યુક્ત કઈ રીતે બનાવવો એ વ્યવસ્થિત રીતે દર્શાવ્યું છે. દસમા પ્રકરણમાં દૂધ અને દૂધની વિવિધ બનાવટોની આ દૃષ્ટિએ ચકાસણી કરી છે. ૧૧મા પ્રકરણમાં પચનક્રિયા ઉપર થતી અસરની

દૃષ્ટિએ તથા ખોરાકનાં દ્રવ્યોની થતી હાનિની દૃષ્ટિએ ભોજનની વાનીઓનો વિચાર કર્યો છે. સ્વસ્થ શરીર માટે આવશ્યક આહારનો પરિચય આપ્યા પછી લેખકે માંદગી ના આહારનો વિચાર કર્યો છે અને જ્વરાદિના રોગો વિશે સામાન્ય સૂચના પણ આપી છે. અંતે આપણી ખોરાકની સમસ્યાનો યોગ્ય નિર્દેશ કરીને પરિશિષ્ટમાં 'ખાદ્ય પદાર્થોમાં આહાર-દ્રવ્યોનું પ્રમાણ અત્યંત વિગતથી કોઠામાં આપ્યું છે. આ રીતે સ્વાસ્થ્ય માટે ઉપકારક રોજ-બ-રોજના ખોરાકનું અહીં દૃષ્ટિયુક્ત સમીક્ષણ છે, અને એનું વાચન સર્વને ઉપકારક બની રહે એવું છે. પ્રકાશકે નિવેદનમાં કંઈક તારસ્વરે વર્તમાન દશાનું વિલોકન કર્યું છે અને આ પુસ્તક વિશેના ગાંધીજીનો સુંદર અભિપ્રાય પણ એમાં વણી લીધો છે.

**ફળદીપિકા અને મારું ભવિષ્ય (એકમાં ત્રણ ભાગ)**

શ્રી રમાશંકર મુક્તાશંકર જોષીના જ્યોતિષવિષયક આ ગ્રંથો એ વિષયના જિજ્ઞાસુઓને ઘણી ઉપયોગી માહિતી પૂરી પાડે છે. દક્ષિણ ભારતના જ્યોતિષી મંત્રેશ્વરના ગ્રંથ પરથી શ્રી જોષીએ ફલાદેશના પ્રથમ ગ્રંથને ગુજરાતીમાં ઉતાર્યો છે, અને એના ૨૮ અધ્યાયોમાં એનાં વિવિધ અંગોની સરળ સમજૂતી આપી છે. બીજા ગ્રંથમાંના ત્રણ ભાગમાં જીવનનાં શુભ-અશુભ ફળો અને ગ્રહોનાં સ્થાનને આધારે માર્ગદર્શક અને એવું નિરૂપણ છે. એમાં નષ્ટજાતકપદ્ધતિ, જન્મકુંડળી, જન્મરાશિનું ફળ, વિવિધ રાશિઓનાં ભાવફળ, મૃત્યુયોગ, મહાદશાનાં ફળ વગેરે બાબતો અંગે લેખકે સરળ રજૂઆત કરી છે એટલે એ વિષયમાં રસ ધરાવનારાઓને આ ગ્રંથ માર્ગદર્શન બની રહે એવો બન્યો છે.

**અન્નપૂર્ણા**

'સુરતી રસથાળ' નામે બે આવૃત્તિ પામેલું સૌ. સગુણાબહેન મહેતાનું ખોરાકશાસ્ત્ર અને વિવિધ વાનગી બનાવવાની રીતો બતાવતું આ પુસ્તક ત્રીજી આવૃત્તિથી 'અન્નપૂર્ણા' નામે પ્રકાશિત થાય છે. એમાં ખોરાકનાં મૂળતત્ત્વો, અનાજ-કઠોળ-મસાલા ભરવાની વિવિધ પ્રકારની રસોઈ, રીત, વિવિધ પ્રકારના પાપડ, ચટણીઓ, શરબતો, અથાણાં, દાળ, લીલાં શાક, ફરસાણ, મિષ્ટાન્ન, ફલાહારની વાનગીઓ, પીણાંઓ અને પાક વગેરે અનેકવિધ વસ્તુઓ બનાવવાની સરળ રીત બતાવતું આ દળદાર અને આકર્ષક પુસ્તક ગૃહિણીઓનો તથા ભોજન-રસિકોને ખૂબ ઉપયોગી નીવડ્યું છે, તેમ ભવિષ્યમાં પણ ઉપયોગી નીવડશે જ

**પરિતાપ**

શ્રીમતી જ્યોત્સ્નાબહેન બૂચના આ પુસ્તકમાં મધ્યમવર્ગને પોસાય એવી બસો ઉપરાંત વિવિધ વાનગીઓની રીત આપવામાં આવી છે. આરંભમાં લેખિકાએ

રસોઈની વિજ્ઞાન અને કલાદૃષ્ટિએ સુંદર છણાવટ કરી છે અને રસોડાની રચના, સજાવટ વગેરે વિશે કિંમતી સૂચનો કર્યાં છે. નવાં તોલમાપ-પ્રમાણે એમણે જૂની તેમ જ નવી પેઢીની રસોઈનો, રસોઈમાં વધેલી ચીજોના સદુપયોગનો, ભારતના અન્ય પ્રાંતની પણ થોડીક વાનગીઓનો પરિચય આપીને પુસ્તકને ચીવટ અને ખંતપૂર્વક તૈયાર કર્યું છે. આપણી ગૃહિણીઓની આ પુસ્તક કિંમતી સેવા બજાવશે એ નિઃશંક છે.

## પ્રકીર્ણ

### પરિચય પુસ્તિકાઓ :

કેટલાંક વર્ષોથી ચાલતી પરિચય-પુસ્તિકાઓની પ્રવૃત્તિ ઘણી ઉપકારક નીવડી છે. એમાં વિવિધ વિષયો પર તદ્‌વિદો પાસે બત્રીસેક પાનાંની પુસ્તિકાઓ લખાવીને દર માસે બે પુસ્તિકાઓ પ્રગટ કરવામાં આવે છે. આ અગાઉ ૧૨૬ પુસ્તિકાઓ પ્રગટ થઈ ચૂકી છે, અને એ સર્વ એક યા બીજી રીતે આવકારપાત્ર બની છે. આ વર્ષની સમીક્ષા માટે પુસ્તિકા ૧૨૭–૧૩૦, ૧૪૧–૧૪૩ અને ૧૪૫–૧૪૮ (૧૯૬૫માં પ્રગટ થયેલી) મળી છે. આ ૧૧ પુસ્તિકાઓમાં ધર્મ, સમાજ, જ્યોતિષ, વૈદક, અર્થ જેવા વિવિધ વિષયોનો વિશ્વસનીય પરિચય આપણને પ્રાપ્ત થાય છે.

### મુસ્લિમોનો ધર્મ

આ પુસ્તિકામાં શ્રી ઇસ્માઇલભાઈ નાગોરીએ મુસ્લિમોના ધર્મનો પરિચય રસવાહી બને એ રીતે કરાવ્યો છે. એમાં ઇસ્લામની ઓળખ, મુસ્લિમધર્મ-વિચારનો ખ્યાલ અને વિવિધ પારિભાષિક શબ્દોની સરળ સમજ આપી સાચા મુસ્લિમજનનાં લક્ષણો વર્ણવ્યાં છે. ઉપરાંત એના ઉદય–અસ્તની રૂપરેખા આપી, ઇસ્લામનાં ગ્રહણપાત્ર તત્ત્વોનો નિર્દેશ કરી, પયગમ્બરોની અભ્યર્થનાઓ આપવામાં આવી છે. એમની વિષયની ઊંડી પકડ અને સમજ, એમનું સૌજન્યશીલ વ્યક્તિત્વ અને સરળ-મધુર શૈલી આ પુસ્તિકાનાં આકર્ષક લક્ષણો છે.

### યુનિટ ટ્રસ્ટ શું છે?

શ્રી રવિશંકર સં. ભટ્ટ આ પુસ્તિકામાં અત્યારે જાણીતી બનેલી અને લોકોને રોકાણ માટે આકર્ષતી યુનિટ ટ્રસ્ટની યોજનાની સરળ માહિતી આપી છે. પરદેશોની આવી સંસ્થાઓનો ખ્યાલ આપી એમણે યુનિટ ટ્રસ્ટનાં વિશિષ્ટ અંગો–મૂડીરચના, રોકાણ-નીતિ, સંચાલન, ખાસ લાભો અને છૂટછાટોની અહીં

છણાવટ કરી છે. યુનિટનાં વેચાણ-ખરીદી, કર-વળતર, યુનિટ ધરાવનાઓનાં હિતો વચ્ચે સમતુલા વગેરે વિશે પણ વિગતે પરિચય કરાવ્યો છે. આ વિષયની સામાન્ય માહિતી મેળવવા ઇચ્છનારને આ પુસ્તિકા એની સરળ રજૂઆતને કારણે ઉપયોગી થઈ પડશે.

## વિશ્વબૅંક શું છે?

અહીં શ્રી પી. બી. મેદોરાએ વિશ્વની એકતાના પ્રતીકરૂપ વિશ્વબૅંકની સ્થાપના, પુનર્રચના અને વિકાસનાં એનાં બે મુખ્ય કાર્યો, એણે વિવિધ દેશોને આપેલી વિવિધ વિકાસ-યોજનાઓ માટેની લોનો, 'ઇડા' (ઇન્ટરનેશનલ ડેવલપમેન્ટ એસોસિયેશન)ની કામગીરી, વિશ્વબૅંકના પ્રમુખો, સ્થાનિક વિકાસબૅન્કો, તાલીમ માટેની સંસ્થાની સગવડ – વગેરેની સરળ સમજૂતી આપી છે.

## ગીરના સિંહ

શ્રી બી. જે. કાપડીએ આ પુસ્તિકામાં ગીરના સિંહ વિશે વિવિધ પ્રકારની- સંવનનકાળ, પ્રસૂતિ, બાળઉછેર, આયુષ્ય, શિકાર, સંગીતપ્રેમ-રસપ્રદ માહિતી આપી છે, અને સિંહોની વસતીગણતરી વિશે તેમજ સિંહ જોવા જનારને ઉપયોગી થાય એવી કેટલીક માહિતી પણ અંતે રજૂ કરી છે. પુસ્તિકામાં સિંહનાં બે ચિત્રો પણ આપવામાં આવ્યાં છે.

## કૅલેન્ડરની કથા

શ્રી રજનીકાન્ત મોદીએ લખેલી આ પુસ્તિકામાં દિવસ, અઠવાડિયું, વારનાં નામ, એમના ક્રમની ગોઠવણી, ઇજિપ્ત, ગ્રીસ, રોમ, ભારત જેવા દેશોની આ વિશેની વ્યવસ્થા, દસ મહિનાનું રોમન વર્ષ, બાર મહિનાનું ચાંદ્ર વર્ષ, જુલિયસ સીઝર અને પછી ઑગસ્ટસે કરેલા ફેરફારો, ભારતીય પંચાંગો અને નવું ભારતીય કૅલેન્ડર વગેરેની સઘન માહિતી આપી છે. જગત-કૅલેન્ડરની નવરચના માટે રવિવારથી આરંભાતું સાત દિવસનું અઠવાડિયું, ૨૮ દિવસનો માસ, તેર મહિનાનું વર્ષ જેવાં કેટલાંક સુંદર વૈકલ્પિક સૂચનો પણ અહીં કરવામાં આવ્યાં છે. પુસ્તિકામાં ચોકસાઈ અને વિશદતા ધ્યાન ખેંચે છે.

## એનીમિયા

ડૉ. ડી. ડી. વોરાએ અહીં એનીમિયાની સરળ સમજૂતી આપતાં એનીમિયા થવાનાં કારણો, ખોરાકમાં જરૂરી તત્ત્વો, વિવિધ વ્યક્તિઓના એનીમિયા, એનાં ચિહ્નો, રોગ-નિદાન, એનો ઇલાજ, ખોરાક-દવા વગેરે વિશે સામાન્ય

વ્યક્તિને પણ સમજ પડે અને ઉપયોગી થઈ પડે એવી માહિતીપૂર્ણ રજૂઆત કરી છે.

### બહેરાં-મૂંગાંની સમસ્યા

આ પુસ્તિકામાં શ્રી બંસીધર ગાંધીએ બાળકોમાં આવતી બહેરાશનાં કારણો આપ્યાં છે અને બહેરાં-મૂંગાંને ભણાવવાની વિવિધ શિક્ષણ-પદ્ધતિઓનો સારો ખ્યાલ આપ્યો છે. એમને માટેની શિક્ષણસંસ્થાઓ, આયોજનને અભાવે આવતી મુશ્કેલીઓ, ગુજરાતની આવી સંસ્થાઓ, સરકારી આરોગ્યખાતાને સૂચનો, 'હિયરીંગ એઈડ'નો યોગ્ય ઉપયોગ અને અન્ય એ પ્રકારની બાબતોની અહીં સારી છણાવટ કરી છે અને એમના વ્યવસાયની શક્યતા વિશે પણ નોંધ મૂકી છે.

### ગ્રામોદ્યોગથી શો ફાયદો ?

અહીં શ્રી ઉછરંગરાય ઢેબરે દેશની બહુમુખી કટોકટી અને આયોજિત વિકાસના ઉદ્દેશનો નિર્દેશ કરી મૂંઝવતા કેટલાક પ્રશ્નો રજૂ કર્યા છે અને ઉત્પાદન-વહેંચણીનાં વિકાસલક્ષી અર્થતંત્રનાં ચક્રોથી પ્રશ્નની ભૂમિકા બાંધી છે. અર્થતંત્રમાં નાના ઉદ્યોગોનું સ્થાન, મોટા પાયા પરના ઉત્પાદનથી ગામડાં નિસ્તેજ બનવાનો ગાંધીજીનો ભય, સ્વમાન-સ્વાવલંબન, વિદેશી આયાત અને દેવું, બેકારોની વધતી સંખ્યા, ગ્રામ-ઉદ્યોગીકરણનું ચિત્ર, ખાદીકામ-હાથછડ-ખાંડસરી વગેરે ગ્રામોદ્યોગોનો વિકાસ વગેરે વિશે વિગતભરી માહિતી આપીને આ માટે જાગ્રત કાર્યકરોની જરૂર દર્શાવી છે. લેખકે ગાંધીજી-નહેરુ-ડૉ. ગાડગીલ અને સંશોધક અર્થશાસ્ત્રીઓના વિચારો અહીં વણી લીધા છે, અને વિષયાનુરૂપ આંકડા અને કોઠા આપીને વિષયની છણાવટ કરી છે.

### પરદેશી મદદ શા માટે ?

આ પુસ્તિકામાં શ્રી જે. ડી. સુંદરમે વિદેશી સહાય એ શું છે, કેવી રીતે અપાય અને લેવાય છે વગેરે સામાન્ય રૂપની માહિતી આરંભે આપી, વિદેશી સહાય અને ભારત, સહાયના પ્રકારો, વિવિધ દેશો તરફથી મળતી મદદની વિગતો (કોઠા સમેત), તેનો બોજો અને તેના ફાયદાઓ, એ સાથે સંકળાયેલા રાજકીય સ્વાતંત્ર્યના પ્રશ્ન વિશે જરૂરી માહિતી સરલ રીતે રજૂ કરી છે.

### પારસીઓનો ધર્મ

પ્રો. ફીરોઝ.સી. દાવરે અહીં પારસીઓના ધર્મનો વિગતપૂર્ણ અને સુંદર

પરિચય કરાવ્યો છે. એમાં પારસી ધર્મના સદ્‌ગુણ, એનો મૂળ હેતુ, જરથુષ્ટ્રની જીવન–દૃષ્ટિ અને કર્મભૂમિ, પારસી ધર્મશિક્ષણ અને અન્ય ધર્મોથી એની જુદી તરી આવતી વિશિષ્ટતાઓ, જરથોસ્તી નીતિશાસ્ત્ર અને પારસી ધર્મનું વાસ્તવદર્શી નીતિશાસ્ત્ર વગેરેનો લેખકે ઝીણવટભરી રીતે ખ્યાલ આપ્યો છે. વિષયને રજૂ કરવાની આકર્ષક હથોટી અને વિશદ અને સરલ શૈલી – આ પુસ્તિકાનાં આકર્ષણો છે. પુસ્તિકાનો અંતિમ પરિચ્છેદ લેખકની ભાવનાદૃષ્ટિ અને નિરૂપણરીતિનું ઉમદા ઉદાહરણ છે.

## જ્ઞાન–કૌશલ્ય પ્રકાશન શ્રેણી :

મુંબઈથી જેમ પરિચય-ટ્રસ્ટ તરફથી પરિચય-પુસ્તિકાઓ પ્રગટ થાય છે તેમ ઉત્તર ગુજરાતના ચાણસ્મા ગામમાંથી જ્ઞાનકૌશલ્ય પ્રચાર સમિતિ તરફથી પણ વિવિધ વિષયો પરની પરિચય-પુસ્તિકાઓ પ્રકાશિત થતી રહી છે. અવલોકનાર્થે ૧૯૬૪ની અને આગળનાં વર્ષોની ૧૦ પુસ્તિકાઓ મને મળી છે; ૧૯૬૧ની 'આકાશવાણી – એક પરિચય' (દેવેન્દ્ર દીક્ષિત) અને 'પરમાણુ અને તેની શક્તિ' (ડૉ. બી. જી. નાયક)– એ બે; ૧૯૬૨ની 'બ્રહ્માંડ અને જીવસૃષ્ટિ' (છોટુભાઈ સુથાર), 'ઘરનું અર્થતંત્ર' (શંકરલાલ વ્યાસ), 'જાપાન – એક દૃષ્ટિપાત' (દિનકર જે. વ્યાસ), 'પંચાયતરાજ' (હીરાલાલ શાહ), 'રમ્ય ભૂમિ ગુજરાત' (રતિલાલ સાં. નાયક) – એ પાંચ; અને ૧૯૬૩ની 'લડાઈ અને લડવૈયા' (હરિભાઈ શાહ), 'આપણા પારસીબંધુઓ' (પ્રો. ફીરોઝ દાવર) અને 'છબિકલા' (ડૉ. ગોવિંદભાઈ એસ. મેવાડા)–એ ત્રણ–એમ કુલ દસ પુસ્તિકાઓમાં વિવિધ વિષયોનો તદ્વિદો પાસે પરિચય કરાવવાનો સમિતિનો ઉદ્દેશ આવકાર-પાત્ર છે. આ વર્ષે પ્રગટ થયેલી બે પુસ્તિકાઓ જોઈએ.

## રેલવેની કામગીરી

શ્રી ચીમનલાલ આચાર્યે આ પુસ્તિકાનાં ૪૮ પાનાંમાં રેલવેનાં અગત્યનાં અંગો, આપણે ત્યાં રેલવેનો આરંભ, એના ભૌગોલિક વિભાગો અને પેટા-વિભાગો, એ ખાતા તરફથી મળતી ખાસ સગવડો, ટિકિટ–દર–રિફંડ–લગેજ-મિકેનિકલ – સિવિલ એન્જિનિયરિંગ, ઇલેક્ટ્રિક અને અન્ય વિવિધ વિભાગોનો અત્યંત વિગતે પરિચય કરાવ્યો છે. રેલવેના કામદારસંઘો અને રેલવે કર્મચારીઓને મળતી સગવડો વિશે પણ લખ્યું છે અને રેલવેને રાષ્ટ્રની મિલકત તરીકે ઓળખાવી રેલવેના રાષ્ટ્રવ્યાપી અસરકારક ફાળાથી ઉપસંહાર કર્યો છે. પુસ્તિકા રેલવે વિશેની લગભગ બધી જ માહિતી આપે છે. જોકે સામાન્ય વાચકો

માટે અસરકર્તા અંગોનો જ વ્યાપક ખ્યાલ અપાયો હોત તો પુસ્તિકા થોડીક નાની અને વિશેષ વ્યવસ્થિત બનત.

## નેહરુનું ઇતિહાસદર્શન

ઉપરની પુસ્તિકા જેટલા જ કદમાં શ્રી ચંદ્રભાઈ ભટ્ટે અહીં શ્રી નહેરુના ઇતિહાસદર્શનનો પરિચય કરાવ્યો છે. નેહરુ જેવા મહામાનવે પોતાની પુત્રી ઇંદિરાને સંબોધીને કરાવેલું જગતના ઇતિહાસનું દર્શન, એ પુસ્તકમાંથી અવતરણો ટાંકીને, લેખકે યોગ્ય રીતે આપણી સમક્ષ રજૂ કર્યું છે. ઇતિહાસ-દર્શનના તબક્કાઓ નિર્દેશી એમણે આ પુસ્તકને ઇતિહાસદર્શનના પ્રથમ પાઠ્ય-પુસ્તક તરીકે ઓળખાવ્યું છે. એ ઇતિહાસમાં આવતા તત્ત્વ-વિષયને નેહરુના જ શબ્દોમાં રજૂ કરી એનું ગૌરવગાન કર્યું છે, પ્રથમ સામાજિક વિશ્વક્રાંતિનું નેહરુનું દર્શન–ભૂતકાળના અને ભાવિના દર્શન સમેત બતાવ્યું છે. પુસ્તિકાનું ત્રીજું પ્રકરણ–હિંદ શોધન અને ઇતિહાસનું વિશ્વરૂપ–લેખકની વ્યાપક દૃષ્ટિનો સારો પરિચય કરાવે છે. આ ગુણદર્શી ઇતિહાસ–ચિત્ર જિજ્ઞાસુઓને ઉપયોગી માહિતી પૂરી પાડે છે. (આગળનાં વર્ષોની પુસ્તિકાઓની યાદી આરંભે જુઓ.)

## જ્ઞાનજ્યોત ૧૯૬૪, ૧૯૬૪–૬૫

શ્રી પ્રહ્લાદભાઈ પટેલ અને શ્રી સોમાભાઈ પટેલે આ પુસ્તકમાં સામાન્ય જ્ઞાન અને માહિતી–સંગ્રહ આપેલ છે. ૧૯૬૪નું પુસ્તક ૧૯૫૯માં પ્રગટ થયેલા આ પુસ્તકની આઠમી આવૃત્તિ છે, અને ૧૯૬૪–૬૫ એ સુધારા–વધારા સાથેની નવમી આવૃત્તિ છે. સામાન્ય જ્ઞાન અને માહિતીવાંછુ વાચકોને ભારત, વિશ્વ, ગુજરાત, વિજ્ઞાન, સાહિત્ય, એસકૂદ, વર્તમાન પ્રવાહો અને રેલવે–એસ. ટી.–તાર–ટપાલ વગેરે અનેક વિષયોની માહિતી પૂરી પાડે છે. લેખકોએ આ બધી માહિતી પરિશ્રમપૂર્વક એકત્રિત કરીને અહીં વિગતવાર આપી છે.

## બુદ્ધિ કસો

આ પુસ્તિકામાં શ્રી પ્રહ્લાદ પટેલે વ્યક્તિનો બૌદ્ધિક અને તાર્કિક વિકાસ સાધવામાં સહાયરૂપ થાય એ માટે આ પુસ્તિકા રચી છે. એમનો આશય વ્યક્તિને બુદ્ધિગમ્ય કોયડાઓના ઉકેલ શોધવામાં રસ કેળવવાનો છે, જેથી તે વાસ્તવિક જીવનમાં આવતી પરિસ્થિતિને સમજવા ને ઉકેલવામાં સહાયભૂત થઈ શકે. અહીં બુદ્ધિ–પ્રશ્નો, ચિત્રો, આંકડાની રમત, ગણિતના પ્રશ્નો, શબ્દ–જોડકાં, સગપણ એમ વિવિધ કસોટીઓ આપી છે, અને અંતે એના ઉત્તરો પણ આપ્યા છે. ખાસ કરીને બાળકો અને કિશોરોને આ પુસ્તિકા વિશેષ ઉપયોગી નીવડશે.

## (૧) બુદ્ધિ (૨) આવેગ (૩) મનોવિજ્ઞાન
## (૪) વારસો અને વાતાવરણ (૫) વ્યક્તિત્વ

ગુજરાત યુનિવર્સિટીએ માતૃભાષાને માધ્યમ તરીકે સ્વીકાર્યા પછી વિવિધ વિષયોનાં ગુજરાતી પુસ્તકો ઉપલબ્ધ થવા થવા માંડ્યાં છે. આ પાંચ પુસ્તિકાઓ પ્રથમ વર્ષ બી. એ.ના નવા અભ્યાસક્રમ પ્રમાણે પ્રા. ઉજમશી કાપડીઆ (પહેલી બે) અને પ્રા. મહેન્દ્રકુમાર રાવે તૈયાર કરી છે. એમાં બુદ્ધિ, આવેગ, મનોવિજ્ઞાન, વારસો અને વાતાવરણ તથા વ્યક્તિત્વ વિશે મુદ્દાસર રજૂઆત કરવામાં આવી છે. એમાં તે તે વિષયની વિવિધ વિદ્વાનોની વ્યાખ્યાઓ આપી, વિષયને વિદ્યાર્થીભોગ્ય બને એ રીતે રજૂ કરવામાં આવ્યો છે. વિદ્યાર્થીઓ તથા સામાન્ય વાચકોને મનોવિજ્ઞાનનો-વિષય સમજવામાં આ પુસ્તિકાઓ ઉપયોગી થશે.

### સ્મરણશક્તિ

શ્રી સંતબાલજીની પુસ્તિકાની આ સુધારેલી ચોથી આવૃત્તિ છે. અમદાવાદ મ્યુનિસિપાલિટીનાં શિક્ષકો-શિક્ષિકાઓ સમક્ષ એમણે આપેલાં પ્રવચનો અહીં મુદ્રિત થયાં છે. એમાં મનની શક્તિઓ, સ્મરણશક્તિની વૃદ્ધિ કેવી રીતે થઈ શકે, ધારણાશક્તિની સાથે પ્રત્યક્ષશક્તિનો સંબંધ, વિસ્મૃતિ થવાનાં કારણો, તંદુરસ્ત યાદશક્તિ કેળવવા માટે કેટલાંક મહત્ત્વનાં સૂચનો, એકાગ્રતા-સંકલ્પબળ વગેરે અને કલ્પનાશક્તિ જેવા કેટલાક પેટાવિભાગો દ્વારા સ્મરણશક્તિનો વિકાસ કેવી રીતે થઈ શકે એ અત્યંત સરળ પણ સચોટ રીતે લેખકે નિરૂપ્યું છે.

### જનરલ એજ્યુકેશન

ગુજરાત યુનિ.એ ઉચ્ચ શિક્ષણમાં 'જનરલ એજ્યુકેશન'નો વિષય દાખલ કરતાં એ વિશેનાં અનેક પુસ્તકો પ્રગટ થયાં છે. આ પુસ્તક દ્વિતીય વર્ષ બી. એ., બી. એસસી., અને બી. કૉમ.ના વિદ્યાર્થીઓ માટે લખાયું છે. એમાં માનવવિદ્યાઓ, સમાજવિદ્યાઓ અને વિજ્ઞાનવિદ્યાઓ, આપણો સાંસ્કૃતિક વારસો અને પ્રાકૃતિક વિજ્ઞાનો-સમાવવામાં આવ્યાં છે. એમાં કવિવર ટાગોરના 'ચિત્રાંગદા' નાટકનો ગુજરાતી અનુવાદ છે અને એનો રસલક્ષી માર્મિક પરિચય શ્રી નગીનદાસ પારેખે કરાવ્યો છે. ભારતીય નૃત્યકલા અને હિન્દુસ્તાની તથા કર્ણાટકી સંગીતનો ટૂંકો પણ મનોહર ખ્યાલ શ્રીમતી મૃણાલિની સારાભાઈએ આપ્યો છે અને ભારતીય ચિત્રકલા અને શિલ્પનો સચિત્ર પરિચય તથા ભારતની અર્વાચીન ચિત્રકલા અને ભારતીય શિલ્પ-સ્થાપત્યનો વિગતપ્રચુર પરિચય શ્રી રવિશંકર રાવળે કરાવ્યો છે. 'ઈશાવાસ્ય ઉપનિષદ'નાં અનુવાદ અને વિવેચન શ્રી સી. એલ. શાસ્ત્રીએ, અને

'ગિરિપ્રવચન'ની સમીક્ષા ફા. ડિસોઝા અને ફા. પેરેઝે કરી છે. મૂડીવાદ–માર્ક્સવાદ અને ગાંધીવાદ વિશે પ્રા. હસમુખ પંડ્યાએ મુદ્દાસર લખ્યું છે, તો હરપ્પીય સંસ્કૃતિ અને વેદકાલીન આર્યસંસ્કૃતિથી આરંભી અત્યાર સુધીના આપણા સાંસ્કૃતિક વારસાનો વિવેકપૂર્ણ પરિચય શ્રી હરિપ્રસાદ શાસ્ત્રીએ કરાવ્યો છે. શ્રી એન. જે. પટેલ અને ડૉ. વાસુદેવ વ્યાસે શક્તિ, ખનિજો, ખોરાક–વિજ્ઞાન, વૈજ્ઞાનિક પદ્ધતિઓ અને માનવસમાજ પર વિજ્ઞાનના પ્રત્યાઘાતની વ્યવસ્થિત સમજૂતી આપી છે. વિદ્યાર્થીઓને તો ખરું જ, પણ સામાન્ય વાચકોને પણ તે તે વિષયના તદ્વિદો દ્વારા તૈયાર થયેલું આ પુસ્તક વાંચવું ગમશે અને એકાંગીપણાને દૂર કરી વ્યાપક પરિપ્રેક્ષ્યમાં એમને જોતા કરશે.

### ભારત તીર્થદર્શન

શ્રી વિષ્ણુદેવ પંડિતે આ પુસ્તકમાં શ્રુતિસ્મૃતિ પુરાણપ્રસિદ્ધ તીર્થયાત્રાનાં સ્થાનોના નકશાઓ અને ચિત્રો સાથે તેમનો વર્ણનાત્મક પરિચય કરાવ્યો છે. આ એની બીજી આવૃત્તિ છે. આ પ્રવાસવર્ણન મધુર વાર્તાકથન, ધાર્મિક ચિંતન અને સંવાદાત્મક શૈલીથી આકર્ષક બન્યું છે. આ માહિતીસમૃદ્ધ ગ્રંથ એમાં આપેલા યાત્રાસ્થાનોનાં નકશાઓ અને ચિત્રોથી જેમ વાચકો–યાત્રીઓને ઉપયોગી થશે, તેમ યાત્રાસ્થાનો અંગેની શાસ્ત્ર–પુરાણાદિની કથાઓ, ભૌગોલિક વર્ણનો, સુભાષિતો અને સ્પષ્ટ સરલ ટિપ્પણોથી પણ. અઢાર પ્રકરણોમાં વહેંચાયેલો આ ગ્રંથ તીર્થયાત્રાની ભાવના અને માહાત્મ્ય દર્શાવી ભારતનાં વિવિધ તીર્થસ્થાનોનો પરિચય આપે છે અને તીર્થ વિશેની માહિતીપ્રચુર સામગ્રી પણ રજૂ કરે છે. અંતે વિવિધ તીર્થસ્થાનોની ધર્મશાળાઓની પણ યાદી આપી છે. એ પણ યાત્રીઓને ઉપયોગી નીવડશે. લેખકની આ વિશેની બહુશ્રુતતાનો આ પુસ્તક સારો પરિચય કરાવે છે. વેપારી ઢબની પોતાની વ્યક્તિગત જાહેરાતોવાળા ફોટાઓ પ્રકાશકે ન છાપ્યા હોત તો સારું થાત.

### 'સસ્તું સાહિત્ય'નું પંચાંગ

૯૨ પાનાંમાંથી અન્ય માહિતીઓ બાદ કરતાં ૬૭ પાનાંનું આ પંચાંગ જ્યોતિષની તેમજ રાશિવાર ભવિષ્યની માહિતી સંક્ષેપમાં આપીને મુહૂર્તો, વિવાહ–લગ્ન, ગુણાંકમેલન અને તેનાં કોષ્ટકો, અવકહડાચક્ર, પનોતી–સમજ, મુહૂર્તો, બારે માસના તિથિવાર કોઠા વગેરે નિરૂપે છે. આમજનતામાં આ પંચાંગ ઠીક ઠીક લોકપ્રિય રહ્યું છે. એ ધોરણ કર્તા અને પ્રકાશકે ટકાવી રાખ્યું છે.

### 'સ્ટડી ઑફ ઇંગ્લિશ' ૧–૨

અંગ્રેજી ભાષાનું શિક્ષણ સંગીન બનાવવાના હેતુથી શ્રી રતિલાલ અધ્વર્યુએ

ગ્રેડ–ફર્સ્ટ અને ગ્રેડ–સેકન્ડ એ બે પુસ્તકો આ વર્ષે પ્રગટ કર્યાં છે. એમાં ચિત્રો આપીને, સરળ રીતે અંગ્રેજી–શિક્ષણના પાઠ આપવામાં આવ્યા છે. લેખક પોતે શિક્ષક હોઈ વિદ્યાર્થીઓને ક્યાં ક્યાં મુશ્કેલી પડે છે એ જાણે છે, એટલે એમણે સરળ પદ્ધતિનો આશ્રય લીધો છે. અંગ્રેજી વાક્યો મહદંશે ગુજરાતી લિપિમાં છાપીને અંગ્રેજી–શિક્ષણમાં ગુજરાતી–વાતાવરણ ખડું કર્યું છે. અક્ષર અને શબ્દપરિચયથી ક્રમે ક્રમે વાક્યરચના, કાળયોજના, વાતચીત વગેરેનું પદ્ધતિસરનું નિરૂપણ ધ્યાન ખેંચે છે.

## 'માય ઇંગ્લિશ રીડર્સ', બુક ૩

આ શ્રી એ. કે. ત્રિવેદીએ છઠ્ઠી ગ્રેડના વિદ્યાર્થીઓ માટે તૈયાર કરેલી અંગ્રેજીમાં છપાયેલી વાચનમાળા છે.

## આચાર્ય શ્રી કાલિદાસ દવે અભિનન્દન ગ્રંથ

ઉચ્ચ ભાવના અને ઊંડી નિષ્ઠાપૂર્વક કેળવણીના ક્ષેત્રને પોતાનું ગણનાર આચાર્ય શ્રી કાલિદાસ દવેનું જીવન સાચા શિક્ષકને શોભે એવું નિર્મળ રહ્યું છે. આવા સંનિષ્ઠ કેળવણીકાર નિવૃત્ત થતાં એમના પ્રશંસકો, વિદ્યાર્થીઓ અને આગેવાન નાગરિકોએ આ અભિનંદન ગ્રંથ પ્રગટ કર્યો છે. આ ગ્રંથના પ્રથમ વિભાગમાં આચાર્ય શ્રી દવેના જીવનની રૂપરેખા અને સ્નેહીસંબંધીઓ, સાથી કાર્યકરો તથા વિદ્યાર્થીઓએ લખેલાં અંગત સંસ્મરણો છે. એમાંથી એક સાચા શિક્ષકની મધુર મૂર્તિ ઊપસી આવે છે. બીજા વિભાગમાં કેળવણીવિષયક ૬૪ લેખો છે. એમાં કેટલાક વિદ્વાનો–કેળવણીકારોના કેળવણીવિષયક વિચારો, ક્વચિત્ અન્યત્ર પ્રગટ થયા હોય તો ત્યાંથી અહીં પુનર્મુદ્રિત કરીને પણ, એકીસાથે છાપ્યા છે. એટલે કેળવણીનાં ધ્યેય, અશિસ્ત, આજની કેળવણી, વિવિધ વિષયોનાં શિક્ષણો, કન્યાકેળવણી, ધર્મ અને નીતિનું શિક્ષણ જેવા વિવિધ વિષયોની ચર્ચાઓ અહીં એક સાથે ઉપલબ્ધ થાય છે. ભાષા અને સંશોધનના લેખો ઉપરાંત વહીવટનું વિકેન્દ્રીકરણ અને પંચાયતીરાજ, બૌદ્ધ તત્ત્વજ્ઞાન અને શાંકર વેદાન્તના મુખ્ય સિદ્ધાંતો જેવા લેખો પણ ધ્યાન ખેંચી રહે છે. હિન્દી અને અંગ્રેજી ભાષામાં લખાયેલા લેખોમાં પણ શિક્ષણ કેન્દ્રમાં રહ્યું છે. છેલ્લા ત્રીજા વિભાગમાં આચાર્યશ્રી દવેના માધ્યમિક અને પ્રાથમિક શિક્ષણ વિશેના વિચારો ઉપરાંત મહાકવિ કાલિદાસની પ્રસાદી અને દ્રૌપદીનો પાત્રપરિચય આકર્ષક છે. સમગ્ર લેખનમાં શિક્ષકની શુચિતા, વ્યવસ્થિત રજૂઆત અને અસરકારક અભિવ્યક્તિ આપણા હૃદયને જીતી લે છે. આડેધડે પ્રગટ કરાતા અભિનંદનગ્રંથો કરતાં આ ગ્રંથ સુઆયોજિત અને સુરુચિપૂર્ણ છે. ગ્રંથના મોટા ભાગનું વાચન

આપણા ચિત્તને શિક્ષણ–કેળવણીના વિચારોથી સભર બનાવે છે એટલે એક સંનિષ્ઠ શિક્ષકની સેવાને અપાયેલી આ સંનિષ્ઠ શિક્ષણાંજલિ આવકારપાત્ર અને પ્રેરક બની રહે છે. ગ્રંથ સાથે મોકલાયેલ 'મારી જીવનયાત્રાનું પાથેય' એ આચાર્યશ્રી દવેનો આ ગ્રંથાર્પણના સમારોહ પ્રસંગનો ઉત્તર પણ મનનીય છે.

## શ્રી ફૂલશંકર મહારાજ અભિનંદન ગ્રંથ

શ્રી ફૂલશંકર મહારાજે ગુજરાતને ગામડે ગામડે ફરી આચાર અને વિચાર દ્વારા જનકલ્યાણ કર્યું છે અને ભજન–પ્રવચન તથા કથાવાર્તા વડે નિજી સેવા પણ અર્પી છે: તેમને અપાયેલી અહોભાવભરી અંજલિ તે 'શ્રી ફૂલશંકર મહારાજ સ્મૃતિગ્રંથ'

ગ્રંથના સંપાદકે પુસ્તકને ત્રણ વિભાગમાં વહેંચી નાખ્યું છે: 'જીવન–સદ્‌ભાવના'માં એમણે મહારાજશ્રીના સંપર્કમાં આવેલી વિવિધ વ્યક્તિઓની કલમે આલેખાયેલાં વ્યક્તિચિત્રો મૂક્યાં છે. એમાં 'અસિધારાવ્રત', 'પ્રતિભાશાળી પ્રેમચરિત' 'તરણતારણ સંત' જેવા લેખો નોંધપાત્ર છે. એમના સાદા અને સરળ જીવનને ઉપસાવવામાં અને સવિશેષ તો એમણે સંસ્કૃતિસુધારમાં આપેલ પ્રદાનને મૂલવવામાં માત્ર બેત્રણ લેખો જ સફળ થયા છે અને બાકીના ચમત્કારનાં વર્ણનો, અતિશ્રદ્ધાની અતિશયોક્તિઓ તથા અત્યધિક સંતપ્રશસ્તિમાં સરી ગયા છે. મહારાજશ્રીનાં વ્યાખ્યાન અને પ્રવચનોને બીજા વિભાગમાં સંકલિત કરવામાં આવ્યાં છે. સુવિચાર, સન્માર્ગ, સોનેરી સૂત્રો તથા જાણવા જેવું–એ શીર્ષક હેઠળના ગદ્યખંડોમાં મહારાજજીની સાદી અને તળપદી છતાં હૈયાસોંસરવી નીકળતી વાણીનો રણકો સાંભળવા મળે છે. લોકોપયોગી દૃષ્ટાંતો લઈ જીવન-દર્શનનો એકાદો સિદ્ધાન્ત લોકભાષામાં સમજાવવાની એમની વ્યાખ્યાનશૈલી 'સંપ ત્યાં શાંતિ', 'વાણી અને વર્તન' તથા 'પંચ ત્યાં પરમેશ્વર' ઇત્યાદિ પ્રવચનોમાંથી આગળ તરી આવે છે. ક્યાંક સંવાદ તો ક્યાંક પ્રસંગ, ક્યાંક કટાક્ષ તો ક્યાંક ભાવુકતા–એ લાક્ષણિકતાઓ ઉલ્લેખનીય છે. ત્રીજો વિભાગ ચરિત્રનાયકનાં બોધ-કાવ્ય અને કવિતભજનો પીરસી જાય છે. ભક્તિભાવભર્યાં અને પ્રસાદમયી રજૂઆત કરતાં પદો અહીં છે. ક્યાંક ગરબીના ઢાળામાં તો ક્યાંક સાખીના બંધમાં એમણે કાવ્યને ઉપદેશનું વાહન બનાવ્યું છે અને રાજબરોજની વાણીમાં જીવનનાં મૂલ્યો ચર્ચ્યાં છે. એમણે લખેલા પત્રોમાં વાચકના હૃદય સાથે સીધી જ વાત કરતાં લખાણો જીવનનો રાહ ચીંધે છે. એમનું જીવન, કવન અને પ્રવચન–એ ત્રણેનો પરિચય કરાવવામાં સંપાદક અવશ્ય સફળ થયા છે, પરંતુ ઢગલાબંધ પ્રશસ્તિલેખોની આડે મહારાજશ્રીનું સ્વચ્છ સુરેખ શબ્દચિત્ર ઊપસી

આવતું નથી. એ માટે સંપાદકે ઉપોદ્ઘાતમાં અભ્યાસપૂર્ણ અભિગમ દાખવ્યો છે, તોય આવા સ્મૃતિ-ગ્રંથોમાં પ્રશંસાનો એમનો અતિરેક મોં ભાંગી નાખે એવો તો છે જ.

## સંવિદ્

શ્રી જયન્તકૃષ્ણ દવે અને આચાર્ય વેંકટેશ્વર દીક્ષિત-સંપાદિત 'સંવિદ્ ત્રૈમાસિકના અંકો સમીક્ષાર્થે મળ્યા છે. સંસ્કૃતનાં પ્રાચીન ઉદાત્ત તત્ત્વોના પરિરક્ષણ અને નવીન શિષ્ટ તત્ત્વોના સ્વીકરણ દ્વારા ભાષા, રાષ્ટ્ર, સમાજ અને જીવનને સંપુષ્ટ કરવાના પ્રધાન ઉદ્દેશથી આરંભાયેલું ભારતીય વિદ્યાભવનનું આ પત્ર પોતાનો ઉદ્દેશ પરિપૂર્ણ કરવામાં સફળ નીવડે એવી આશા રાખીએ. એમાં રજૂ થયેલી પ્રાચીન અને અર્વાચીન કાવ્ય-નાટક અને લેખાદિ સામગ્રી આ હેતુને ઠીક રીતે બર લાવે એમ છે. સંસ્કૃત ભાષાસાહિત્યને વ્યાપક બનાવવામાં આ પત્ર ઉપકારક નીવડશે. સંપાદકોની દૃષ્ટિ ઉદાર અને વિવિધ વિષયોને આવરી લેનારી દેખાય છે.

## સંદર્ભ-૨

આ દશકામાં કવિતાનાં સામયિકો ઠીકઠીક પ્રમાણમાં પ્રગટ થવા માંડ્યાં છે એ સુચિહ્ન છે. 'સંદર્ભ' સામયિકનો આ બીજો અંક છે. એના સંપાદકો શ્રી સિતાંશુ મહેતા અને શ્રી પ્રબોધ પરીખે અહીં સર્વ શ્રી ઉશનસ્, રઘુવીર ચૌધરી, રાવજી પટેલ, હરીન્દ્ર દવે, નલિન રાવળ વગેરે કવિઓની ૧૫ કૃતિઓ આપી છે, અને એ પ્રત્યેકનો મિતાક્ષરી પણ રસલક્ષી પરિચય શ્રી રઘુવીર ચૌધરીએ કરાવ્યો છે. આ પ્રકારનાં-નવીન રીતિનાં કાવ્યોનો આસ્વાદ આપવાની રીતિ અત્યંત આવકાર્ય છે, અને સામાન્ય વાચકો માટે તે આશીર્વાદરૂપ બની રહે એમ છે. શ્રી રઘુવીરે કૃતિના ગુણ અને દોષ એમની લાક્ષણિક ઢબે દર્શાવ્યાં છે, અને એમના અહીં છપાયેલા પત્રમાં આજની રચનાઓ વિશે નિર્ભીકતાથી પોતાનાં મંતવ્યો રજૂ કર્યાં છે. સાંપ્રત કવિના સંવેદનવ્યાપ વિશે કે શબ્દકોશ વિશે તેમ જ પ્રદર્શનપ્રધાન અને બટકબોલી બનેલી આજની કવિતા વિશેના એમના ઉદ્ગારો એકંદરે સાચા છે. અહીં આપવામાં આવેલી કૃતિઓમાં છંદોબદ્ધ, ગીતરચના, ગઝલ, વગેરેનું વૈવિધ્ય જોઈ શકાય છે. પણ એ સર્વ ઊંચી કક્ષાની નથી. નિયતકાલીક સામયિકમાં કદાચ એકસરખું ધોરણ જાળવવું મુશ્કેલ હશે પણ અશક્ય તો ન જ ગણાય. અન્ય વાચકોના અભિપ્રાય અને પ્રત્યાઘાતો છાપવાની તંદુરસ્ત પ્રણાલી જાળવી રાખવા જેવી છે.

## ધરતી

'ધરતી' માસિકનો ઑક્ટોબર–નવેમ્બર, ૧૯૬૪નો અંક દીપોત્સવી અંક તરીકે પ્રગટ થયો છે. એમાં કાવ્યો, વાર્તાઓ અને લેખો છે. 'આપણા કાળને' એ કાવ્ય, 'સ્ત્રીશિક્ષણની અગત્ય', 'શ્રી અરવિંદ અને આપણે' જેવા લેખો ધ્યાન ખેંચે એવા છે. 'આપણો પલટાતો સમાજ'માં કૌટુંબિક જીવનનાં વિવિધ ચિત્રો દ્વારા પલટાતા સમાજની તાસીર દર્શાવવાનો પ્રયત્ન છે. આ માસિક સમાજના નવઘડતર માટેનું છે એવું દર્શાવવામાં આવ્યું છે–પાટીદાર કોમ કેન્દ્રમાં હોવા છતાં વધુ સારી યોજનાથી એ કાર્ય આવાં સામયિકો હાથ ધરી શકે ખરાં.

**પાકિસ્તાન ગુજરાતી લેખક મંડળ** તરફથી ચોથા અને પાંચમા વરસની કામગીરીનો અહેવાલ મળ્યો છે. ૧૯૫૯માં આ મંડળની સ્થાપના થઈ અને એનો ઉદ્દેશ પાકિસ્તાનમાં વસતા ગુજરાતી સાહિત્યકારોને સંગઠિત કરી તેમની સાહિત્યિક પ્રવૃત્તિઓને વ્યવસ્થિત કરી વેગવાન બનાવવાનો રહ્યો છે. આ અહેવાલમાં એમના પ્રશ્નો–સમસ્યાઓ અને પ્રવૃત્તિઓની માહિતી છે. ખાસ કરીને ભાષાના પ્રશ્નની એમાંની ચર્ચા વિચારવા જેવી છે. આ પ્રવૃત્તિ માટે મંડળને અભિનંદન.

## ઉપસંહાર

૧૯૬૪ના વર્ષમાં પ્રગટ થયેલાં પુસ્તકો પૈકી સમીક્ષાર્થે મળેલાં ચારસો ઉપરાંત પુસ્તકોમાં કાવ્યનાં ૩૨, નાટકનાં ૧૪, નવલકથાનાં ૮૫, ટૂંકી વાર્તાનાં ૩૭, આત્મકથા–જીવનચરિત્ર–ડાયરી આદિનાં ૪૬, પત્ર–પ્રવાસનાં ૭, હાસ્યનાં ૫, વિવેચનનાં ૧૫, બાલ–કિશોર–પ્રૌઢ સાહિત્યનાં ૪૩, શિક્ષણનાં ૧૨, વ્યાકરણ–કોષનાં ૨, ઇતિહાસનાં ૪, ધર્મ–નીતિ–તત્ત્વજ્ઞાનાદિનાં ૨૫, સમાજ–રાજ્ય વિષયક ૧૭, વિજ્ઞાન–હુન્નરાદિનાં ૨૩, અને પ્રકીર્ણ વિષયનાં ૩૯ પુસ્તકો છે. આ સર્વ પુસ્તકોની સંખ્યા તરફ દષ્ટિક્ષેપ કરતાં કયો વિભાગ ક્ષીણકાય છે અને કયો સંખ્યાદષ્ટિએ માતબર છે એ સ્પષ્ટ કરવાની ભાગ્યે જ જરૂર રહે. વાર્તાવિભાગની પુષ્ટતાનાં ઘણાં કારણો હોઈ શકે. સામાન્ય પ્રજાવર્ગ કયા પ્રકાર તરફ વિશેષ અભિમુખ છે અને પ્રકાશકો પ્રજાની એ નાડને કેવી પારખી શકે છે એનો ખ્યાલ તો એ ઉપરથી આવી જ જવો જોઈએ.

કવિતાવિભાગનાં બત્રીસ પુસ્તકો પૈકી ત્રણ અનુવાદો છે, દસ સંપાદનો છે અને અઢાર સ્વતંત્ર કાવ્યસંગ્રહો છે. એમાંયે પાંચ કાવ્યસંગ્રહો તો

એક જ પ્રકાશકે પ્રગટ કરેલા છે એ નોંધપાત્ર છે. ગુજરાતના પ્રકાશકો, ઘણીવાર, આ પ્રકારનાં સ્વચ્છ વલણો દર્શાવે છે એ અભિનંદનીય છે. અઢાર સંગ્રહો પૈકી 'તૃણનો ગ્રહ' જેવા સંગ્રહો આંગળીને વેઢે ગણાય એટલા જ છે. આ વર્ષની કવિતામાં ગાંધીયુગ અને નવીનયુગ એમ બંને પેઢીઓ સાથેનું અનુસંધાન જળવાયું છે. પ્રણય-પ્રકૃતિ અને પ્રભુના સનાતન વિષયોનું ગાન, ગીત-ગઝલ અને સૉનેટનાં કાવ્યરૂપો, જૂનાં-નવાં પ્રતીકો, જીવનના ઉલ્લાસનું અને મૃત્યુની વેદનાનું પરંપરાભર્યું અને કવચિત્ નવતર અસરોવાળું નિરૂપણ-આ વર્ષની કવિતામાં દેખાય છે. 'સોનેરી મૌન' અન્ય સંગ્રહોનાં કેટલાંક કાવ્યો સાથે, સંગ્રહ તરીકે, સામ્પ્રત કવિતાનો પ્રતિનિધિ-સંગ્રહ છે. એમ તો છેક દલપત-નર્મદ અને પંડિતયુગની કવિતા સાથે પણ આ વર્ષનાં કેટલાંક કાવ્યોનું અને કેટલાક કવિઓનું અનુસંધાન છે. પરંપરાના વિષયોનું પણ મનોરમ-વેધક આલેખન કરનાર કવિઓએ અધ્યાત્મ અને આધુનિકતાના રંગોને ઝીલ્યા છે. અરવિંદ ઉપરાંત ગાંધીજી અને વિનોબાની પ્રેરણા પણ અહીં દેખાય છે. દેશનો વિકાસ અને નવોત્થાન, દેશભક્તિ અને ગુર્જરભક્તિ, ભૂદાન અને ચીન-ભારતનો યુદ્ધપ્રસંગ, પંચાયતરાજ, દારૂનિષેધ અને કુટુંબનિયોજન જેવા વિષયો સાથે સ્વરાજ પછીની વ્યથાના ભાવો પણ અહીં નિરૂપાયા છે. સંવેદનશીલ કવિ-હૃદયે ઉરતંત્ર પર ઝીલેલા ભાવો અહીં વિવિધ રીતે અભિવ્યક્તિ પામ્યા છે. ગીતોમાં, પ્રમાણમાં, કવિઓને ઓછી સફળતા મળી લાગે છે. સૉનેટ હજી કવિઓનો માનીતો પ્રકાર રહ્યો છે અને એ માધ્યમે કવિઓને સારી યારી પણ આપી છે. એ જ રીતે, સંસ્કૃત છંદોનું કવિઓનું આકર્ષણ પણ નોંધપાત્ર છે. લોકબોલીના વિવિધ લહેકાઓ સાથે નવતર કવિતાનાં કલ્પનો-પ્રતીકો અને નિરૂપણરીતિની વિવિધ છટાઓવાળી આ વર્ષની કવિતા વેદના અને આનંદને નિરૂપતી પોતાનું રૂપ જોવા અભીપ્સા પ્રગટ કરતી જણાય છે. ટાગોર અને અને ઇકબાલના અનુવાદો, પ્રિયકાન્તના 'પ્રતીક'નું પુનર્મુદ્રણ અને લોકસાહિત્ય તથા મધ્યકાળની શિષ્ટ કૃતિઓનાં સંપાદનોનું પણ સ્મરણ કરવું જોઈએ.

નાટકમાં આપણે આમેય દરિદ્રી છીએ. ૧૪માંથી દસ પુસ્તકો અનુવાદ અને પુનર્મુદ્રણનાં છે. બાકીનાં ચાર પણ બહુ વારી જઈએ એવાં નથી. એક 'ધંધાદારી રંગભૂમિનું', બીજું અરવિંદવિષયક, ત્રીજું પ્રેરિત અને ચોથું એક-માત્ર એકાંકીઓના સંગ્રહનું. બટુભાઈ, મુનશી અને રસિકલાલ પરીખનાં નાટકોનાં પુનર્મુદ્રણો તથા ઇબ્સન, જેમ્સ બેરી, માઈકલ મધુસૂદન અને શેક્સપિયર જેવાનાં નાટકોના અનુવાદો એનું કંઈક સાટું વાળે છે.

નવલકથા વિભાગનાં ૮૩ પૈકી ૫૩ મૌલિક, ૫ પુનર્મુદ્રણો, ૯ સંક્ષેપો, અને

૧૯ અનુવાદો છે. ધૂમકેતુ અને ગુણવંતરાયની નવલકથાઓ સાથે પન્નાલાલ, શિવકુમાર, ચંદરવાકર, સારંગ બારોટ આદિની અને એમની સાથે મોહમ્મદ માંકડ, વનુ પાંધી, બબીબહેન, ધીરુબહેન અને અન્ય લેખકોની કૃતિઓ આ વર્ષે મળી છે. ઘણીખરી સામાજિક નવલકથાઓ સાથે પાંચ–સાત ઐતિહાસિક કૃતિઓ અને ત્રણેક દરિયાઈ નવલકથાઓ–સબળ સાગરકથાઓ પણ પ્રગટ થઈ છે. ગુણવંતરાય પછી વનુ પાંધીએ આ દિશામાં બળવાન કદમ ઉઠાવ્યું છે. કુંવારી માતાની સમસ્યાનો પ્રશ્ન ઉકેલતા પન્નાલાલ કે રાજકારણના પ્રવાહોથી નવલકથાને રુચિર બનાવવાનો પ્રયત્ન કરતા શિવકુમાર સાથે નગરશેઠ સંસ્થાની ત્રણ પેઢીઓનું જીવન આલેખતાં બબીબહેન, કે ગ્રામજીવનની કથા કહેતા ચંદરવાકરની નવલકથાઓ એકંદરે ધ્યાન ખેંચે એવી છે. મુખ્યત્વે સ્વતંત્રતા પછીની સામાજિક–રાજકીય જીવનસ્થિતિનાં ચિત્રણો નવલકથાઓમાં થયાં છે. ક્યાંક તળપદી સંસ્કારિતાનાં ગૌરવગાન છે, તો ક્યાંક સમાજશરીરના સડાનાં અંકનો છે. 'બજાર' તરફ મીટ રાખીને પ્રગટ થયેલી નવલકથાઓનો આંકડો પણ નાનો નથી. એમાં મુખ્યત્વે દૈહિક સંબંધો, કામસૃષ્ટિનાં આકર્ષણો, ચીલાચાલુ પ્રેમ-રગડા વિશેષ છે. અલબત્ત, ક્યાંક શુભ્ર શુચિતા પ્રગટાવવાના પ્રયત્ન પણ છે. સિનેમાનાં કથાનકોની ઘેરી અસર આ પ્રકારની કૃતિઓ પર વરતાય છે. તેમ છતાં રઘુવીર જેવા નવાંગંતુકો ગુજરાતી ગદ્યની પ્રભાને, મિજાજને પ્રગટ કરે છે એટલે સહજ રીતે પ્રસન્ન થઈ જવાય છે. અન્યત્ર જોડણી–અનુસ્વારની અતંત્રતા જોઈ ગ્લાનિ પણ થાય છે. મોહમ્મદ, લલિતકુમાર, જિતુભાઈ, ચંદ્રવદન જેવા અનેક લેખકો સારી આશા આપે છે. બે સ્ત્રી–લેખિકાઓ વિશે પણ એવી જ અપેક્ષા રહે છે. હજી નવલકથામાં પ્રયોગોનું વૈશિષ્ટ્ય ધ્યાન ખેંચે એવું પ્રવેશ્યું નથી. પ્રકાશકો પણ કામલીલાના કથાનકને પુરસ્કારતા લાગે છે, અને નવલકથાઓની કિંમત પણ, પ્રમાણમાં ઘણી વધારે છે. પન્નાલાલે પોતાની સાત નવલકથાઓના સંક્ષેપો આ વર્ષે પ્રગટ કર્યા છે, તો નટ હેમ્સન, ચાર્લ્સ ડિકન્સ, પાર્કમેન, ડૂમા તથા બંગાળી, ઉડિયા અને મરાઠી આદિમાંથી અનેક અનુવાદકોએ આપણને કેટલીક સારી નવલકથાઓ સુલભ કરી આપી છે. એમાં, ખાસ કરીને જયંતિ દલાલનું પ્રદાન વિશેષ ધ્યાન ખેંચે છે. 'અને આશા બહુ લાંબી', 'ભૂંડી ભૂખ', કે ઉત્તરા તથા નારાયણ દેસાઈ–અનુવાદિત 'માટીર મણિષ', બીજી કેટલીક સાથે, આપણને પ્રિય થઈ પડશે. આવાં થોડાક સત્ત્વશાળી અનુવાદો અને પન્નાલાલ–શિવકુમાર–વનુ પાંધી જેવાની થોડીક નવલકથાઓથી આ વિભાગ કંઈક સમૃદ્ધ લાગે છે.

વાર્તાવિભાગના ૩૭ સંગ્રહોમાંના ૨૬ મૌલિક સંગ્રહોમાં જૂની અને નવી બંને પરંપરાનાં દર્શન થાય છે. વિષય અને નિરૂપણરીતિની દષ્ટિએ વિશિષ્ટ

